# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

શિશિર

૨૦૪૭

જાન્યુઆરી - ફેબ્રુઆરી ૧૯૯૨ સળંગ અંક ૧૯૯ દ્વિજ અંક ૧૨૭

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર : ૨૦૪૭ : સળંગ અંક ૧૯૯ : દ્વિજ અંક ૧૨૭

37950

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૧

તંત્રી
ધીરુ પરીખ

સલાહકાર :
રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

કાવ્યો



ગદ્ય



અનુવાદ



આસ્વાદ



અવલોકન

# નવું લવાજમ રૂપિયા ૫૦

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં નાછૂટકે થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૯૧ના વર્ષથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૫૦-૦૦ * આજીવન લવાજમ રૂ. ૪૦૦-૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બૅન્કો પરના ચેકથી સ્વીકારાતાં નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

## સર્જક મિત્રોને

સર્જક મિત્રોને વિનંતી છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

(૧) શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો

નિયોજક શ્રી ચન્દ્રવદન મહેતા

કાચું પૂઠું ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪

[ બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો. ]

*

નવ્ય કવિ શ્રેણી – ૬

(૨) અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ

કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

• પ્રાપ્તિસ્થાન •

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં છ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે :

1. શ્રુતિ—રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ
2. આર્દ્રા—ઉશનસ્‌નો કાવ્યસંગ્રહ
3. રાનેરી—મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ
4. જળની આંખે—યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ
5. સાત મહાકાવ્યો—સંપા. ધીરુ પરીખ
6. પંચમહાકાવ્ય—સંપા. ધીરુ પરીખ

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે. આ તેર પુસ્તકોનો સેટ ૩૧મી માર્ચ ૧૯૯૧ સુધીમાં ખરીદનારને **રૂ. ૨૩૪-૦૦ને** બદલે માત્ર **રૂ. ૧૮૫-૦૦માં** પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે. વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ **૪૦ ટકાનો લાભ** આપ લઈ શકો છો :

| | | |
|---|---|---|
| ૧. | ટી. એસ. એલિયટ - સંપા. ધીરુ પરીખ | ૭૦-૦૦ |
| ૨. | ગદ્યકાવ્ય - સંપા. ધીરુ પરીખ | ૨૪-૦૦ |
| ૩. | આપણાં ઋતુકાવ્યો - સંપા. ધીરુ પરીખ | ૨૦-૦૦ |
| ૪. | ઊભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ પંડ્યાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૫. | પાર્થિવ - જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૬. | પરંતુ - વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૭. | અરીસાઘર - બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૮. | અર્થાત્ - અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | ૧૦-૦૦ |
| ૯. | પ્રસંગસપ્તક - રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫-૦૦ |
| ૧૦. | નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૨૦-૦૦ |
| ૧૧. | 'સાવિત્રી' - ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | ૨૪-૦૦ |
| ૧૨. | આગિયા - ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | ૧૫-૦૦ |
| ૧૩. | અંગપચીસી - ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮-૦૦ |
| | કુલ. રૂ. | ૨૩૪-૦૦ |

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઑ. થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મંગાવનારે રૂ. ૧૦-૦૦ વધુ મોકલવા.

**• પ્રાપ્તિસ્થાન •**

**ગ્રંથાગાર :** જવાહરલાલ નહેરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

શિશિર વિ. સં. ૨૦૪૭ **કવિલોક** જાન્યુઆરી-ફેબ્રુઆરી,૧૯૯૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ઊર્મિકાવ્ય

ઊર્મિકાવ્યની રચના કરીને પણ મોટા ગજાના કવિ ન થવાય એવું નથી ? આપણા કબીર ને સૂરદાસ, નરસિંહ ને મીરાં મોટા ગજાના કવિઓ નહીં ? એમની પદકવિતા – ઊર્મિકવિતા મોટા ગજાની નહીં ? આ સંતકવિઓમાંથી કોઈએ મહાકાવ્ય આપ્યું નથી. નરસિંહ, મીરાં જેવા કવિઓ પાસેથી તો દીર્ઘકાવ્ય પણ મળતાં નથી. મળે છે પદમાળાઓ — પદગુચ્છો. મોટા ગજાના કવિ થવા મહાકાવ્યનું સર્જન અનિવાર્ય નથી. મોટા ગજાની કવિતા માત્ર મહાકાવ્ય જ હોય એવો નિયમ નથી. રચના મહાકાવ્યના ગોત્રની હોય ને છતાં તેમાં મોટા ગજાની કવિતા ખાસ ન મળતી હોય એવાં ઉદાહરણો ગુજરાતી કવિતામાંથી મળી રહે તો એવાંયે અનેક ઉદાહરણો મળે છે કે રચના મહાકાવ્યના ગોત્રની ન હોય, ઊર્મિકાવ્યના ગોત્રની–ઊર્મિકવિતા હોય ને છતાં એમાં કવિનું–કવિતાનું મોટું ગજું પ્રતીત થઈને રહે. કવિ રવીન્દ્રનાથનું 'ગીતાંજલિ' એનું ઉજ્જવલ ઉદાહરણ છે. નરસિંહ–મીરાંની કેટલીક કવિતા ત્રીજા નેત્રની પ્રસાદીરૂપ આપણે ત્યાં વર્ણવાઈ છે.

ઊર્મિકાવ્ય જો શાંત સરોવર કે ઊછળતા ઝરણા જેવું છે તો દીર્ઘકાવ્ય કે મહાકાવ્ય સાગર-મહાસાગર જેવું છે. સૌંદર્ય તો બેયનાં આસ્વાદ્ય છે. એક બાજુ વાલ્મીકિ–વ્યાસની સર્જકતા છે તો બીજી બાજુ રવીન્દ્રનાથ આદિની. એક બાજુ સૂર્ય ને બીજી બાજુ ચંદ્ર. કાવ્યજ્ઞ ભાવક તો બેયનો સૌન્દર્યાનુભવ લેવાનો. એ બરોબર જાણે છે કે જે શક્તિ, જે સત્ત્વ, જે પ્રભાવ સૂર્યમાં છે તે ચંદ્રમાં નથી; તો સાથે સાથે તે એ પણ જાણે છે કે જે ચંદ્રમાં છે તે બધું સૂર્યમાંયે નથી. હકીકતે તો આવી તુલનાયે હંમેશાં જરૂરી કે ઇષ્ટ નથી. ઊર્મિકાવ્ય ઉત્તમ ઊર્મિકાવ્ય થાય અને દીર્ઘકાવ્ય કે મહાકાવ્ય ઉત્તમ દીર્ઘકાવ્ય કે મહાકાવ્ય થાય તેમાં જ એના કવિના સત્કવિત્વની સાર્થકતા છે. બાળક બાળકની રીતે સુંદર છે. એને એ રીતે જ ઓળખો–પામો. બાળક કેમ પ્રૌઢ કે વૃદ્ધ નથી એવો પ્રશ્ન કે એવી અપેક્ષા જ્યાં સુધી કેવળ બાળકના જ સાચા પરિચયનો સંબંધ છે ત્યાં સુધી જરૂરી નથી. ઊર્મિકાવ્યનો કે બીજા કોઈ પણ પ્રકારના કાવ્યનો સ્વાદ લેતાં વિગલિતવેદ્યાન્તર થવું અનિવાર્ય છે. જે તે કાવ્યસ્વરૂપમાં કવિની સર્જકતા એટલી હદે સિદ્ધ થયેલી હોય કે તે ભાવકને વિગલિતવેદ્યાન્તરની અવસ્થામાં લાવીને જ રહે.

ચંદ્રકાન્ત શેઠ ('ઉદ્દેશ' - ૭માંથી)

# કવિતાનો પુરવઠામદેશ – આખલ જીવન

## ઉશનસ્

પ્રો. ઠાકોરે 'જીવન માટે જે કંઈ નિષિદ્ધ નથી, તે બધું જ કવન માટે પણ નિષિદ્ધ નથી.' એ મુજબની વાત કરી છે; અર્થાત્ આખું જીવન જ કવિતાનો પ્રદેશ છે. હોમર માટે કહેવાયું છે કે તેણે જીવનને સ્થિરતાથી અખિલાઈથી જોયું છે; એટલે એવો અર્થ પણ કરવો ઠીક છે કે જીવનને સાંગોપાંગ પરિપૂર્ણતાથી ને અખિલાઈપૂર્વક જોવું જોઈએ, જોતાં આવડવું જોઈએ જો 'કવિ' થવું હોય તો; ઈશોપનિષદમાં પણ કવિને મૂળ એકતા ઉપરાંત વર્તુલનો આખો પરીધ પણ નજરમાં હોવો જોઈએ; કવિ થવા માટે આ બેવડી શરત છે – તેને જીવનની એકતાની ખબર હોવી જોઈએ એટલું જ નહીં પણ એને તેના વૈવિધ્યપૂર્ણ આવિષ્કારની પણ સમજ હોવી જોઈએ. કેવલ એકત્વ જે જોઈ શકે તે તત્ત્વજ્ઞાની થઈ શકે છે; કેવળ બાહ્યપ્રગટીકરણ જ જોઈ શકે તેને તમે વિજ્ઞાનશાસ્ત્રી કહી શકો; પણ જો કવિ થવું હોય તો એકી સાથે જે મૂળએકતાનું કેન્દ્ર ને વિસ્તરેલો પરીધ બન્ને એકીસાથે દૃષ્ટિમાં રહેવાં જોઈએ. આથી જ કવિ સ્વયંભૂ ઉપરાંત પરિભૂ પણ હોવો જોઈએ એ શરત છે; મમ્મટે પણ કવિ થવા માટે માત્ર સર્જક શક્તિ 'પ્રતિભા'ની જ જરૂર નથી, પણ તે લોકશાસ્ત્રાદિના અવેક્ષણથી સજ્જ હોવો જોઈએ એમ કહ્યું છે તે પણ અહીં યાદ કરવા જેવું છે.

શ્રી આનંદશંકર ધ્રુવે પણ એમના એક લેખમાં એક કાવ્યકૃતિ કેવી રીતે જન્મે છે ને કવિની તે પ્રગટાવવાની સજ્જતા કેવી હોય તે વિશે ક્યાંક લખ્યાનું યાદ આવે છે; એનો સારાંશ કંઈક આ પ્રમાણે છે: અંતરમાં એક કણસલું પ્રગટાવવા માટે ચોમાસામાં આખી પૃથ્વીને મલપવું પડે છે; તે પૂર્વે ઉનાળામાં તપવું પડે છે; તપ્યા પછીનો આ વરસાદ ચોમેર પડે છે. ને આખી પૃથ્વીની માટીમાં ઊંડો ઊતરે છે. આ ખેતરમાં ખેડૂતે અનાજનું બીજ વાવ્યું છે; બીજ માટીમાં ભીંજાઈને સડે છે ને પછી ફણગો ફૂટે છે; તેને ધરતી, તાપ, વરસાદ, ઉપર સૂર્ય ને હવાઉજાસ બધું જ જોઈએ છે; ત્યારે જ પેલું 'બી' પાંગરે છે. એક બીજને ફણગાવવા આમ પાંચભૂતોનું સહકારિત્વ અને સક્રિયતા જરૂરી બને છે; એકલું 'બીજ' પોતે તો અકિંચિતકર છે, જો આવું સંકુલ બહુકેન્દ્રી સહકારી કર્મ ન હોય તો.

એ જ પ્રમાણે કવિનું પ્રતિભાબીજ એકલું કશું જ કરી શકતું નથી જો એની આવી બહુકેન્દ્રી સંકુલ સર્વતોભદ્ર માવજત ન થાય તો. એક છોડ ઉપર એક ફૂલ પ્રગટાવવા આટલી બધી સંકુલ ને સહકારી પ્રક્રિયામાંથી બીજને પસાર થવું પડે છે; અને આ સંકુલ બહુકેન્દ્રી સહકારી પ્રક્રિયાની પીઠિકા છે જીવન પોતે જ. મુક્તક કે મહાકાવ્ય રચવા માટે આખા જીવનમાં

જ ઊંડાં, ઊંચા ને પહોળાં એમ ત્રણે પરિમાણો-માં જવું કવિ માટે આવશ્યક શરત છે. આખા જીવનની સમજ વગર કાવ્ય જન્મી શકે જ નહીં; એટલું જ નહીં, આખા જીવનનો રસકસ ખેંચ્યા વગર એક પંક્તિ પણ પ્રગટી શકતી નથી; જેમ એક ફૂલમાં કે કણસલાના ભીંમાં પાંચે ભૂતોનો અર્ક ખેંચાઈ આવતો હોય છે તેમ જ કવિતામાં પણ સમજવું.

મહાકાવ્યોના કવિને જ આખા જીવન સાથે કામ પાડવું પડે છે ને મુક્તક, હાઈકુ કે ગીતના કવિને એવી શરતની જરૂર નથી. એ ગેરસમજ છે. ઊર્મિપ્રધાન એક ગીતના ઉપાડમાં જ આખા જીવનપ્રદેશનો તેમાં પાંચે ભૂતોનો રસકસ વહી આવે છે તે વિના એનું આવી નિખરેલું રૂપ ન હોઈ શકે. જીવનની પૂરી સમજ વિના એક સાચા મુક્તક કે હાઈકુની રચના શક્ય નથી. જંગલના ભૂભાગમાં ઘાસનું એક તણખલું કે ઊંચો તાડ પેદા કરવા એના માપેમાપ જમીનમાં જ વરસાદની જરૂર છે એ પર્યાપ્ત ખ્યાલ નથી; આખા ખેતરમાં કે મેદાનમાં વરસાદ પડે છે ત્યારે તાડ કે વાંસ ઊગી નીકળે છે; એક ટીપું વરસાદ જ એક નાનું તણખલું પેદા કરવા પૂરતો છે એમ નહીં કહી શકાય. સમગ્ર જીવનની ભોંય ભીંજાતી રહેવી જોઈએ. કવિને પ્રથમ એકાદ પંક્તિ સ્ફુરે છે તેની પાછળ – પ્રતિભાબીજને પોષતી આવી સજ્જતાની એક વિશાળ સંકુલ ભૂમિકા – આવો એક કમાણ્ડ એરિયા-પુરવઠા-પ્રદેશ નિહિત હોય છે.




○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડોલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
• આ અંકની છૂટક કિંમત રૂ. ૭
○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૪૭૬૬૦)
મુદ્રણસ્થાન – પ્રકાશ ટ્રેડર્સ, અમદાવાદ-૩૮૦૦૦૭

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

લવાજમ મોકલવાના અન્ય સ્થળ : (૧) વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ-૧ મા સ્ટેશન રોડ, આણંદ; (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફરોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧; (૩) ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯; (૪) સાહિત્યમિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

# મ્હારાં ભાવકાવ્યોમાં સર્જનપ્રક્રિયા

## રાજેન્દ્ર શાહ

મૂળ વિષયને સ્પર્શતાં પહેલાં 'લિરિક' શબ્દના ગુજરાતી પર્યાય અંગે સંક્ષેપમાં બે શબ્દ. અંગ્રેજી સાહિત્યના સંપર્કથી ગુજરાતી ગિરામાં કેટલાંક નવાં સાહિત્યસ્વરૂપો આવ્યાં તે ભાષાના નામ સાથે : સૉનેટ, લિરિક ઇત્યાદિ. સૉનેટનો ગુજરાતી ભાષામાં સ્વનીત કે ધ્વનિત એવો પર્યાય રચાયો પરંતુ પ્રચલિત તો રહ્યું સૉનેટ નામ જ. આ પ્રકારની રૂપરચના આપણા સાહિત્યમાં નહીં એટલે એ સ્વરૂપને એના મૂળ નામમાં સ્વીકારવા માટે દ્વિધા રાખવા જેવું હોતું નથી. લિરિકની બાબતમાં એ ચીલે ચાલવા જેવું જરૂરી નથી. લિરિક શબ્દ ગ્રીક પ્રજામાં લાયર-તંતુવાદ્ય-પર ગવાતાં ગીતો માટે યોજાયો હતો. કાળાન્તરે ગીતની સાથે છાંદસ કાવ્યોનો વિકાસ થતાં ભાવ-પ્રવણ છાંદસ કાવ્યો માટે પણ એ રૂઢ થયો. આપણી ભાષામાં લિરિકના ગીતતત્ત્વને ધ્યાનમાં રાખી નરસિંહરાવે 'સંગીતકાવ્ય' અને રમણભાઈએ 'રાગ-ધ્વનિકાવ્ય' એમ શબ્દો યોજ્યા, તો અગેય ભાવપ્રધાન કાવ્યોનું શું ? આ પ્રશ્નને લક્ષમાં રાખી બ. ક. ઠાકોરે એને 'ઊર્મિકાવ્ય' કહ્યાં. લિરિકના સંદર્ભમાં આ પર્યાય એનો ઘણો નિકટનો અર્થ સૂચવતો હોવા છતાં; સંપૂર્ણતઃ તો નહિ જ. આપણી સાંસ્કૃતિક પરંપરામાં લિરિકનો પર્યાય ઉપલબ્ધ છે જ ત્યારે એ તરફ કેમ ધ્યાન ખેંચાયું નહીં હોય ! જે હો તે; પણ આપણો એ શબ્દ છે ભાવ. પ્રત્યેક રસોત્પત્તિ માટે સમુચિત રીતે એ વપરાયો છે. એની વ્યાપ્તિમાં શાન્તભાવ પણ આવી જાય – ભક્તિના પાંચ અને રસના નવ પ્રકારોને ભાવ જ કહ્યા છે. એના સ્થાયી, વિભાવ, અનુભાવ, સંચારી, સાથે— આથી લિરિકને માટે ભાવપ્રધાન કાવ્ય, ભાવકાવ્ય-ભાવગીતિ એ પ્રમાણે શબ્દયોજના કરી શકીએ. આટલો નિર્દેશ અહીં બસ છે.

કોઈપણ કલામાં કૌશલ પ્રાપ્ત કરતાં પહેલાં ઘડતરની-અભ્યાસની, શિક્ષણની ભૂમિકામાંથી પસાર થવું પડતું હોય છે. આ સમયગાળામાં કંઈ કેટલું વિવિધ સંચિત થતું હોય છે જે એકરૂપ બની કૃતિમાં આવિષ્કાર પામે છે. કવિતામાં અક્ષર માંડતો થયો તે પહેલાં મ્હારા ઘડતરમાં પાંચ રીતે પ્રકાશ પાથર્યો છે. ૧. બાલ્યકાળથીજ પ્રતિવર્ષ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના ઉત્સવોમાં માતાની સાથે જવાનું મને મળ્યું. એનાં કીર્તનો, ભજનો, નાટકો સાંભળવા-જોવા મળ્યાં – મઝા આવતી ત્યાંથી પાછા ફર્યા પછી એ ગીતોનું અનુરણન મનમાં થયા કરતું – આથી લયની સાથે મારી ભાષામાં પ્રભુ એનું પ્રદાન ઓછું નથી. સાથે સાથે આ પૌગંડ અવસ્થામાં જ ઘરમાં રોજ સૂતા પહેલાં મારી મા મને મહાભારત, રામાયણ સંભળાવતાં તો કયારેક 'દુર્ગાદાસ' જેવી વીર ગાથાઓ પણ વાંચતાં – પ્રથમ તે આ શ્રવણ. ૨. મારી દશ

વર્ષની ઉંમર હતી કપડવણજમાં વ્યાયામશાળાની સ્થાપના થઈ ત્યારે. પ્રથમ દિવસે અંબુભાઈ પુરાણી સાથે જે યુવક વર્ગ જોડાયો તેમાં હું સૌથી નાનો – પણ એથી મારી દોસ્તી મારાથી છ-આઠ વર્ષ મોટા યુવકો સાથે થઈ. એમની સાથે વ્યાયામ, રમતગમત–એમની ગોષ્ઠિમાં સાક્ષી ભાવે રહેવાનું. પણ પછી તો વ્યાયામશાળા દ્વારા યોજાતાં પર્યટનોમાં પણ હું સાથે જ. કપડવણજથી ઉત્કંઠ, કેદાર, લસુંદ્રા, પાવાગઢ, ગિરનાર – આમ ઘણાં સ્થળોએ પગપાળા મુસાફરી કરવાની મળી. જાનપદી નિસર્ગનું મને દર્શન થયું. કંઈક કુદરતી આકર્ષણ હશે. જેથી વારંવાર આમ ગામથી દૂર વનભૂમિમાં ફરવા નીકળી જવાનું એકલાને પણ મન થતું. નદીકિનારે કલાકો સુધી એકલો બેસી રહું તો પણ લેશ એકલતા લાગે નહિ. જલનું વહન, હવાથી આંદોલિત દ્રુમપર્ણ કે પંખીના ટહુકારથી પર એવી પરમ શાન્તિની સાથે અગોચર સન્નિધિનો જાણે આભાસ અનુભવતો. ૩. ચિત્રકાર સોમાલાલ શાહ સાથેનો વ્યાયામશાળાજન્ય સંબંધ. આમ તો મારા અને એમના ઘરની વચ્ચે ઝાઝું અંતર નહીં. ઉંમરે મારાથી એ આઠેક વર્ષ મોટા, એટલે એ અંતર રહેલ. પણ એ અંતર ટળ્યું. અખાડાથી ક્યારેક ક્યારક એ ગામબહાર નિસર્ગ-શિક્ષણ સાટે જતા ત્યારે સાથે હું રહું. એ પત્ર પર રેખા આંકે અને હું જોયા કરું. સામેના દશ્યમાં વિકૃતિ બિલકુલ આવે નહીં. કોઈ પણ એ સ્થળને ઓળખી શકે એવી રીતે એ આલેખે, ને છતાં અંદરથી કંઈક એમણે છોડી દીધું હોય, કોક ખાલી જગાએ કંઈક ઉમેર્યું હોય, અને એથી ચિત્ર વધુ રળિયામણું બન્યું હોય! કલાકૃતિમાં કંઈક છોડવું અને કંઈક ઉમેરવું, ને તે પણ મૂળ વસ્તુને બાધક ન બને એ રીતે એનું શિક્ષણ મને આમ આડકતરી રીતે એમની પાસેથી મળ્યું. ૪. એ જ કિશોરઅવસ્થામાં ભારતમાં ઉત્થાન માટે કેટકેટલી પ્રવૃત્તિઓ શરૂ થઈ! વીર સાવરકર–અને હિંદુમહાસભા–આર્ય-સમાજ–દેશની સ્વતંત્રતા માટે ઝૂઝતા ક્રાંતિકારી યુવાનો–ને તે પછી મહાત્મા ગાંધીજીની અસહકારની લડત... આમાં બધામાં મને રસ. દોડી દોડી સહુમાં ભાગ લેતો. એમાંથી મને મળ્યો નિર્ભીકતાનો પાઠ, મળી શાન્ત પ્રતિકારની શક્તિ, સર્વ પરિસ્થિતિનો અણનમ સ્વીકાર કરવાની દઢતા, એક શબ્દમાં કહું તો અશરણ અને ૫. આ ઉંમરે સાથે સાથે કેળવાતો જતો વાચનનો શોખ– 'યોગિનીકુમારી' અને 'ત્રિભુવનવિજયી ખડ્ગ' જેવાં પુસ્તકોમાં રસ પડતો–એ દ્વારા દાર્શનિક સાહિત્ય તરફની મારી અભિરુચિ ઘડાઈ. કૉલેજમાં ફિલસૂફીનો વિષય પસંદ કર્યો તેની પાછળનું એ જ પ્રેરકબળ.

જે પંચદીપ પ્રકાશની મ્હેં વાત કરી એમાં પ્રથમમાં આવે મારાં ભાવગીતો–બીજામાં ને ત્રીજામાં આવે 'શ્રાવણી મધ્યાહ્ને,' 'ઉત્કંઠ,' 'એકાકી હું અહીં નહીં' સમાં કાવ્યો; ચોથામાં અશરણ ભાવમાં આવે 'ભાઈ રે આપણા દુઃખનું કેટલું જોર.' વગેરે તો પાંચમામાં 'નિરુદ્દેશે'થી માંડી 'નીલાંજના' સમાં વ્યષ્ટિ-સમષ્ટિને એક સૂત્રે ધરતાં કાવ્યો.

ઘડતર અને અભ્યાસની આટલી વાત પછી હવે વાત સર્જનપ્રક્રિયાની.

પ્રક્રિયાનો વિચાર કરતાં જ પ્રથમ યાદ આવે છે વર્ડ્ઝવર્થનું કથન : Emotion recollected in tranquility. Tranquility પ્રશાન્તિ, બહુ સૂચક શબ્દ છે–બાહ્ય શાન્તિની વાત નથી. વાત છે મનની શાન્ત અવસ્થાની. નગરની ભીડના ઘોંઘાટની વચ્ચે મન શાન્ત હોઈ શકે, ને નિર્જન પ્રદેશના એકાન્તમાં મન શાન્ત ન પણ હોય; એટલે અહીં સૂચન છે તે મનની શાન્ત અવસ્થાનું–તો જ કોઈ પણ વિચાર પર એકાગ્ર થઈ શકાય. એથી આગળ શબ્દ મૂક્યો છે–recollected. વાત છે સ્મૃતિની–અનુભવેલા ભાવની સ્મૃતિની–પણ કેવળ સ્મૃતિરૂપે એને સ્વીકારવામાં તો એ શબ્દ ઘણો ઉણો ઊતરે. પરંતુ કવિએ પ્રસંગ કે ઘટનાની સ્મૃતિ નહિ, ભાવ-સ્મૃતિની વાત કરીને એને ઘટનામુક્ત ઘટનાતીત કરી છે અને એથી એમાં અનુભૂતિનો વ્યાપ આવિષ્કાર પામી શકે છે:— ચિત્તના અતલ ઊંડાણમાં સંચિત થયેલા દ્રવથી એ પરિપુષ્ટ થાય છે. રિલ્કે The Notebooks of Malte Lourids Briggeમાં આવી જ વાત કરે છે. જીવનના સર્વ અનુભવો – પોતાની સાથેના, જનલોક સાથેના, જનેતર સૃષ્ટિની સાથેના, નિસર્ગ સાથેના, રાત્રિદિનના, એકાન્ત અને સમૂહનાં–પ્રેમના–આનંદના–વેદનાના બધા જ અનુભવો મેળવ્યા પછી, તે ભુલાઈ જાય, વિસ્મૃતિ દ્વારા જીવન સાથે વણાઈ જાય— લોહીમાં લોહીની જેમ–તે પછી પણ આપોઆપ એ સ્ફુરી આવે અભિનવ સ્વરૂપે ત્યાં સુધી રાહ જોવી જોઈએ. આવી વિલક્ષણ ક્ષણ માટે–વર્ડ્ઝવર્થ જ્યારે 'recollected'ની વાત કરે છે ત્યારે સ્મૃતિ તાજી કરવી, અને સ્મૃતિ થઈ આવવી— એક છે સ્વેચ્છયા volitional અને બીજી છે સહજતયા involuntary–આ બન્ને રીત એમના મનમાં હશે એવું જણાય છે. એવું ન હોય તો વ્યાખ્યા અધૂરી લાગે, વર્ડ્ઝવર્થ જેવા ચિંતક શબ્દને યોજે ત્યારે એની પૂર્ણ શક્તિને ખ્યાલમાં રાખીને જ યોજે, અને એ રીતે જ આપણે પણ એને નિહાળવો જોઈએ.

બારેક વર્ષના સ-આયાસ અભ્યાસ પછી કાવ્ય આપોઆપ સ્ફુરે છે એનો પ્રથમ અનુભવ મને 'આયુષ્યના અવશેષે' રચનામાં થયો. મુંબઈના ઘોંઘાટભરપૂર ભુલેશ્વરમાં મારું રહેવાનું. સાંજે ઑફિસેથી ઘરે આવી રૂમમાં આરામ-ખુરશીમાં બેસી પશ્ચિમના આકાશમાં આંખ પરોવી રહેતો–શરીર અને મનની ક્લાન્તિહર આ રીતિ. ચારે બાજુ ઘોંઘાટ હોવા છતાં ઘોંઘાટ લાગે નહીં, બારીમાંથી જોતાં, અન્ય મકાનો હોવા છતાં એ દેખાય નહીં! આકાશમાં ઊંડે ઊંડે જતી દૃષ્ટિ–મનની સ્થિતિ પણ જાણે અમંન સમી-સરસ્વતી ઉપનિષદમાં આવે છે એમ, पश्यन् न ददर्श वाच श्रृण्वन् न श्रृणोत्येनामને ત્યારે જ तन्वाम् विसस्रे जायेव पत्य उशती सुवासाः — સુંદર વસ્ત્રઅલંકારથી સજ્જ પત્ની જે પતિ આગળ મૃદુ વાણી વદતી પોતાને સમર્પિત કરે, ને તેમજ કાવ્યનું પણ. આવી સ્થિતિમાં આપોઆપ ધ્વનિ સાંભળું છું.

'ખખડ થતી ને ખોડંગાતી જતી ડમણી જૂની— '

શબ્દોની સાથે જ જોઉં છું ચલચિત્ર–આશ્ચર્યના અનુભવ સાથે હું જોયા કરું છું આ ડમણીની

ગતિ—ને આગળ પંક્તિઓ સ્ફુરતી જાય છે—

'વિજન વનના ચીલે ચીલે તમિસ્રમહીં ધન...'

સારી ક્રિયા હોય તો તે માત્ર જોનારસાંભળનારની, observerની, અન્યથા નિષ્ક્રિયતાની—ને આમ જ આ પ્રથમ સૉનેટ પૂરું થયું.

'જનમસ્થળની ઝાંખી આયુષ્યંની અવધે કરું.
ભર્યું જવ હતું તેની યાદે સૂને ઘર સંચરું.'

હા...શ! સૉનેટ પૂરું તો થયું. ને આ રીતે કાવ્યનું આપોઆપ સર્જન જોઈ હજી તો હું વિસ્મયમાંથી બહાર આવ્યો નથી—વ્યવહારનાં કામોમાં ઘડીભર એ ભુલાય, પણ જ્યાં એકલો પડું ને મન બીજી વાતોમાંથી મુક્ત થાય ત્યાં આ છેલ્લી પંક્તિ મનમાં પ્રગટ થઈ આવે. વળી પાછો હું જોનાર–સાંભળનાર ને આવી રીતે ઠીક ઠીક એવા લાંબા ગાળા સુધી આ સ્ફુરત્તાએ મારા મનમાં એવું શાસન ચાલુ રાખ્યું—પાંચ સૉનેટ પૂરાં થયાં ત્યાં સુધી.

ને તે પછી સહદંશે આ સ્થિતિની—મનની પ્રશાન્ત અવસ્થાની—અંદરથી ઉદ્ભૂત થતા ભાવની મેં પ્રતીક્ષા કરી છે. 'શેષ અભિસાર' કાવ્યની કથા જુદી છે. રજાના દિવસે ફરવા માટે નીકળ્યો—સાથે એક મિત્ર. ગરમી ઘણી હતી. ચાલો એરકન્ડિશન્ડ થીએટરમાં જઈ બેસીએ. કઈ ફિલ્મ એની કોઈ દરકાર નહીં. રિગલમાં અમે ગયા. કથાની વચ્ચે મૃત્યુનું નૃત્ય આવ્યું. મૃત્યુ ગગનમાંથી ઊતરી આવે છે, જેનો કર પોતાના કરમાં લેવાનો છે તેની પાસે. દૃશ્ય શ્વેત અને શ્યામમાં. નૃત્ય અપૂર્વ સુંદર, કમનીય. પટકથાની કોઈ સ્મૃતિ રહી નહીં. રહ્યું આંતરદૃષ્ટિમાં પેલું નૃત્ય અને એની સાથે વિચારનાર વ્યક્તિનું—આ બધાની પણ વિસ્મૃતિ—અને કેવળ શૂન્યમાંથી વળી એક શબ્દ—'ચૂપ'—

'ચૂપ હો, એ પધારે છે.'

ફિલ્મના દૃશ્યમાં મહિષ તો હતો નહીં—અને હવે જોઉં છું મહિષ પર આરૂઢ મૃત્યુ... કયા સંચિતમાંથી આ સ્ફુરણ?—મરનારની પડખે હું બેઠો છું. છેલ્લા એના થતા શ્વાસની ઝોળો વળતા અંગની સ્થિતિ મેં જોઈ છે—પણ એ જોતી વખતે તો કોઈ આવો પ્રતિભાવ હતો નહીં. અને હવે! પુનઃ આશ્ચર્ય. અંદરનો જોનાર-સાંભળનાર observer એને કઈ રીતે ફરી સ્ફુટ કરી રહ્યો છે! વેદનાની ભીતર રહેલી ઉત્સુકતા અને શાંતિને!

'અંગની આગ, સંતાપો ચિત્તના સર્વ શામતા
.....હવે ના દૂર, ઝુરું હું ત્હારાં
આલિંગનો મહીં ખેલવા, શમવા..'

આથી અલગ રીતે પણ રચનાઓ થઈ છે. ગૃહસ્થાશ્રમની અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિમાં અમારું દામ્પત્ય અકુંઠિત પ્રસન્નતા જાળવી રહ્યું તેની પરિપુષ્ટિની છે એ રચનાઓ—

'આ શાશ્વતી તદપિ નિત્ય વિવર્તશીલ
સંસૃષ્ટિમાંહિ, ઋતુએ ઋતુએ વિભિન્ન;
ધારી સ્વરૂપ; પ્રિય; સૌ સ્થિતિમાં પ્રસન્ન
ખીલી રહ્યું કુસુમ આપણ બે પ્રફુલ્લ—'

આની સાથે 'રાગિણી' કાવ્યો પણ લઈ શકાય. પૂર્વે જણાવ્યાં તે કાવ્યોમાં કેવળ દ્રષ્ટા

હતો–એમાં સ્વેચ્છાનો અંશ ન હતો. પણ આ કાવ્યોમાં પ્રથમ સ્વેચ્છાએ મનમાં બીજ મૂક્યું. પણ એ પરિપુષ્ટ તો થયું પેલા દ્રવ દ્વારા જ.

કંઈક જોવા-સાંભળવાની સાથે જ પ્રતિભાવ રૂપે પણ કાવ્યરચનાઓ થઈ છે–વ્યવસાયના કારણે મારે રોજ થાણા-મુંબઈ વચ્ચે આવવાજવાનું રહે. એ સમયે ટ્રેનમાં અત્યારના જેવી ગિરદી નહીં; ને પ્રથમ વર્ગમાં તો બિલકુલ નહીં. સાંજે ટ્રેનમાંથી જોઉં છું સુદ બીજનો ચંદ્ર, શ્વેત પાતળી રેખાની ઉપર વર્તુળને પૂર્ણ કરતી એક અત્યંત ઝાંખી બીજરેખા–જાણે આ શ્વેત લકીર સિવાયનું મુખ પૂર્ણ આચ્છાદિત–ને પંક્તિ સ્ફુરે છે.

'તને જોઈ જોઈ તો ય તું અજાણી...'

પ્રક્રિયા શરૂ થઈ–કાવ્ય પૂરું થયું. 'શીમળાને', 'પ્રભાતમાં નાસિક' વગેરે કાવ્યો આ રીતે રચાયાં છે.

આ રીતે જ વનવાસીનાં ગીતો અને ખારવાઓનાં ગીતો માટે પણ કહી શકાય. એમની વચ્ચે કેટલાય દિવસો મેં ગાળ્યા છે, એમના જીવનને નજરે નિહાળ્યું છે.

પણ આ બધીયે જાગ્રત સમયની વાત થઈ. નિદ્રા–સ્વપ્નમાંથી પણ કંઈક પ્રાપ્તિ ખરી અને તે 'સ્વપ્ન' કાવ્યની. આખું યે સ્વપ્ન જેવું આલેખાયું છે તેવું જ મેં નિહાળ્યું અને સવારે તો એ એ જ રીતે સળંગ શબ્દસ્થ થયું. જળનો રેલો વહે તેવી જ સહજ ગતિથી–લેશ પણ અટક્યા વિના, ક્યાંય કોઈપણ શબ્દના માટે ઘડીક પણ થોભ્યા વિના. અને એથી પણ વધુ વિસ્મયપ્રેરક અનુભવ 'તવ ભાલ ઉપરની ચૂમી'નો. જાગ્રત છું, અજાગ્રત જેવો–ને આખું કાવ્ય સ્ફુરે છે એક ઝબકારની માફક...નેત્રની એક પલક જેટલો જ જાણે સમય! કાવ્યને લખતી વખતે એના કરતાં કેટલો બધો વધુ સમય લાગ્યો હશે? બાર પંક્તિ આલેખતાં એકેક મિનિટ-પચીસત્રીસ શ્વાસોચ્છ્વાસ તો થાય ને? – ને કાવ્ય જોયું એક ઝબકારામાં–વિરલ હોય છે આવો અનુભવ—

આથી ભિન્ન વળી કાવ્યમાં જ — ભાવાત્મક ચિંતન યતું રહ્યું હોય એવું પણ બન્યું છે–

'બોલીએ ના કંઈ/આપણું હૃદય ખોલીએ
ના કંઈ,

વેણુને રે'વું ચૂપ',

કે

'કાયાને કોટડે બંધાણો
અલખ મારો લાખેણા રંગમાં રંગાણો'

એવી જ રીતે અકળ રહસ્યને સ્ફુટ કરતી વાણી પણ નીખરી આવી છે...

'કોણ અણદીઠ ગોપન રહી માહરી સંગ
ખેલી રહ્યું આજ હોરી?'

સમાં કાવ્યોમાં –

આમ પ્રક્રિયાના વૈવિધ્યનો પાર નથી. પણ કૃતિમાં ત્રણ ભ–ભાવ; ભાષા અને ભંગિ (શૈલી)ની સમંજસ યુતિ વગર કૃતિ કલાકૃતિ બને નહીં. ભાવ તો શાશ્વત છે. પણ ભાષાનો

વિનિયોગ વિષયાનુકૂળ થવો જોઈએ–અને કૃતિનું રૂપ, એની સંરચના પણ ભાવસ્થિતિને અનુકૂળ હોવી જોઈએ – ને તે પણ અનાયાસ સાધ્ય છે એવી પ્રતીતિજનક જોઈએ – કલાધરની સંસિદ્ધિ એમાં કેટલી એ તો સહૃદય ભાવક કહી શકે. 'નિરુદ્દેશે' છું હું તો અલગારી યાત્રી, પૃથ્વીમાં ટહુકો કરતો ચાલ્યો જાઉં છું, એકાકી નહીં, સાથે છે રૂપમયી રૂપાતીત નીલાંજના – બહુવિધ ભાવને આંદોલિત કરતી—અને એટલે જ છે સાંગીતિ આનંદ.

એનો ટહુકો એ જ મારી કવિતા —

સાહિત્ય અકાદમીએ ને એના પ્રતિનિધિ શ્રી ઈન્દ્રનાથ ચૌધુરીએ મને આવી અંગત વાત કરવા પ્રેરી મારા મૌનને મુખરિત કર્યું" એમની તરફ આંખનું પ્રસન્ન મટકું જ આદર અને આભાર વ્યક્ત કરે છે – ને આ વાણીને ઝીલનાર પ્રતિ પણ એ જ —.



# માનવ-અધિકારના ગાયક કવિ રઘુવીર સહાય

## રજનીકાન્ત જોશી

કવિ ક્યાંક ક્રાંતિનો પૂજારી અને મસીહા બંને એક બનીને પોતાની ફરજથી પલાયન થવાનો માર્ગ ન શોધે અથવા ક્યાંક આત્મદયાના આત્મપીડક ભાવમાં લિપ્ત બની લોકો પાસેથી એવી સહાનુભૂતિ માંગવા ન મથે કે જે કેવળ લોકોની રસાત્મક શક્તિનું શોષણ કરે બલકે એને ખુદની જ વેદનાને ઓળખવામાં ભટકાવે. જે એક ભયના કારણે આ બંને છે તે અહંવાદનો જ ભય છે. પૂર્વેના સમીક્ષકો અહંવાદને કદાચ સંપૂર્ણ રીતે ઓળખી શકયા નહોતા. જે કવિને એમણે પોતાના વિશે કંઈક પણ આવું કહેતા જોયા કે જે ઉપલા સ્તરે અન્ય પરત્વે ન હોય, એને અહંવાદી કહી તિરસ્કૃત કર્યા. વસ્તુતઃ અહં પરત્વે ધરાર ખુલ્લી રીતે આમજનતા માટે લખવાનો અહંકાર કરનાર કવિઓમાં પણ હોઈ શકે છે, આ આજે જ સમજાઈ રહેલું સત્ય રહ્યું છે. જેમ રાજનીતિમાં તેમ કવિતામાં પણ લોકો સાથે કાયદાકીય સંબંધો છે જ. માત્ર એક માણસાઈનો સંબંધ હવે રહ્યો નથી. આથી કવિ પણ રાજનીતિની જેમ આત્મરહિત બનતો પ્રવૃત્ત જણાય છે.'

સર્જક અને સમાજ પરિપ્રેક્ષ્યે સદ્‌ગત રઘુવીર સહાયના ઉપર્યુક્ત વિચારો સાંપ્રતના નહીં પણ એકાદ દસકા પૂર્વેના છે તેમજ એ પણ વાસ્તવિકતા છે કે ૧૯૫૧માં અજ્ઞેય-સંપાદિત 'દૂસરા સપ્તક'નું પ્રકાશન થયું ત્યારે પણ તેમણે સ્પષ્ટ નિર્દેશ કર્યો જ હતો કે "સામાજિક યથાર્થ પરત્વે વધારે ને વધારે જાગૃતિ રાખવામાં આવે અને વૈજ્ઞાનિક પ્રકારે સમાજને સમજવામાં આવે. વાસ્તવિકતા તરફ આવો જ દૃષ્ટિકોણ રહેવો જોઈએ અને આ જ જીવનને સ્વસ્થ બનાવી જાળવી રાખશે. વળી તેઓ અન્યત્ર કહે છે કે, 'વિચારવસ્તુને, કવિતામાં રક્તની જેમ દોડતા રહેવું-કવિતાને જીવન અને શક્તિ પ્રદાન કરે છે; અને આ ત્યારે જ શક્ય છે કે જ્યારે આપણી કવિતાનાં મૂળિયાં યથાર્થમાં હોય!'

રઘુવીર સહાયની 'દૂસરા સપ્તક'ની આ પંક્તિઓ સ્વાતંત્ર્યોત્તર યથાર્થને કેવી પકડમાં લે છે તે જોઈએ :

'જિતની બૂંદેં
ઉતને જૌ કે દાને હોં!
ઇસ આશામેં ચૂપચાપ ગાંવ
યહ ભીંગ રહા હૈ
ખડે - ખડે,
ચૌપાલોં અંગનોં મેં બૈઠે
જન દેખ રહે જલ કા ગિરના
ચિડિયા ચુનગુન સે ટુકુર-ટુકુર'

લખનૌમાં સાહિત્યના વિદ્વાન અધ્યાપક શ્રી હરદેવ સહાય સદ્‌ગત રઘુવીર સહાયના પિતા થાય અને સીતાપુરના તગીનપુર મહેલના ધનાઢ્ય જમીનદાર ઠાકુર રામેશ્વર બખ્શસિંહની જ્યેષ્ઠ

પુત્રી તારાદેવી રઘુવીર સહાયનાં માતુશ્રી. ૯ ડિસેમ્બર ૧૯૨૯માં તેમનો જન્મ થયો અને ૧૯૩૧માં તો રઘુવીર માતાવિહોણા બન્યા. ૧૯૩૬માં લખનૌની પ્રાથમિક શાળાના પહેલા ધોરણમાં દાખલ થયા. દસકા પછી એટલે કે જ્યારે તેઓ ૧૭ વર્ષના હતા ત્યારે 'કામના' શીર્ષક અંતર્ગત તેમણે તેમનું પ્રથમ કાવ્ય રચ્યું. પરંતુ સને ૧૯૪૭માં 'આદિમ સંગીત'ને નામે હિન્દી સામયિક 'આજકલ'ના ઑગસ્ટના અંકમાં પ્રથમ કાવ્ય પ્રકટ થયું. તે પછી એ ગાળામાં અલ્લાહાબાદનાં સામયિકો 'વિશ્વવાણી' અને 'સંગમ'માં પણ તેમની અન્ય રચનાઓ પ્રકાશિત થયેલી. ત્યાર પછી સને ૧૯૪૮માં રઘુવીર સહાયની પ્રથમ મુક્તકરચના 'નયા વર્ષ'. ને નામે 'કાન્યકુબ્જ કૉલેજ'ના સામયિકમાં પ્રકાશિત થઈ. તે પછી અજ્ઞેય દ્વારા સંપાદિત દ્વૈમાસિક 'પ્રતીક'માં તેમની 'સાયંકાલ' નામની પ્રથમ દીર્ઘરચનાનું પ્રકાશન થયું. 'પ્રતીક'ના બે અંકોમાં તેમની અન્ય રચનાઓ પણ પ્રકાશિત થયેલી અને એ જ વર્ષે અર્થાત્ ૧૯૪૮માં તેમણે બી.એ.ની પદવી પણ મેળવી. સને ૧૯૫૧માં અંગ્રેજી વિષય સાથે એમ.એ. થયા અને તરત જ તે જ વર્ષે 'પ્રતીક'માં સહાયક સંપાદક તરીકે જોડાયા તથા એ જ વર્ષે 'દૂસરા સપ્તક'માં તેમની ચૌદ રચનાઓનું પ્રકાશન થયું. આ રચનાઓ ૧૯૪૭થી '૪૯ના આ ગાળાની કાવ્યરચનાઓ હતી. આ અંગે શ્રી રઘુવીર સહાય નિર્દેશે છે કે,

"મેં એકવાર ૧૯૪૭માં 'બચ્ચન'ની કવિતાઓ વાંચી અને એની વેદનાઓથી હું અભિવ્યક્તિ પામ્યો કવિતા દ્વારા. બસ, ત્યારથી જ લખવાનો આરંભ કર્યો."

તે પછી તેઓ આગળ અન્યત્ર લખે છે કે,

"પન્ત અને 'નિરાલા'ની અસર તો થઈ, પણ જરા વક્રતાથી; શમશેરબહાદુર અજ્ઞેય-સંપાદિત 'દૂસરા સપ્તક'ના જ હિન્દી કવિ છે અને અત્યારે તેઓ ગુજરાતના સુરેન્દ્રનગરમાં જ નિવાસ કરે છે. અન્યઆધુનિક કવિઓમાં 'અજ્ઞેય' અને શમશેરબહાદુરની જે બૌદ્ધિક આત્માનુભૂતિ અને બોધિગમ્ય દુરુહતા એક સીમા સુધી એક સમાન પ્રભાવ વેરતી રહી – જેણે મને મારી આવનારી રચનાઓ માટે ઠીક ઠીક તૈયાર કર્યો છે."

સદ્‌ગત રઘુવીર સહાયે હંમેશાં શમશેરબહાદુરને તો સતત સ્મર્યા જ છે. છેક સુધી તેમનું સ્મરણ કરીને તેઓ કહે છે કે, "ઑક્સિજન, માર્ક્સવાદ અને પોતાનો એ ચહેરો જે આપણે પ્રજામાં જોઈએ છીએ". અને તેથી જ એ નિર્વિવાદ છે કે રઘુવીર સહાયનો કવિતા પાછળ પણ એ જ આશય રહેતો કે સામાજિક યથાર્થ પ્રત્યે વધારે ને વધારે વફાદાર રહેવાય અને વૈજ્ઞાનિક રચનાત્મક પ્રકારે સમાજને ઓળખવા પ્રયાસ કરવો. તેમના મતાનુસાર વાસ્તવિકતાનો દૃષ્ટિકોણ પણ એવો જ રહેવો જોઈએ કે જીવનને સ્વસ્થ બનાવી શકે. માટે જ તેમણે પ્રકટપણે કહ્યું જ છે કે

"વિચાર-વસ્તુને, કવિતામાં રક્તની જેમ

# માનવ-અધિકારના ગાયક કવિ રઘુવીર સહાય

## રજનીકાન્ત જોશી

કવિ ક્યાંક ક્રાંતિનો પૂજારી અને મસીહા બંને એક બનીને પોતાની ફરજથી પલાયન થવાનો માર્ગ ન શોધે અથવા ક્યાંક આત્મદયાના આત્મપીડક ભાવમાં લિપ્ત બની લોકો પાસેથી એવી સહાનુભૂતિ માંગવા ન મથે કે જે કેવળ લોકોની રસાત્મક શક્તિનું શોષણ કરે બલકે એને ખુદની જ વેદનાને ઓળખવામાં ભટકાવે. જે એક ભયના કારણે આ બંને છે તે અહંવાદનો જ ભય છે. પૂર્વેના સમીક્ષકો અહંવાદને કદાચ સંપૂર્ણ રીતે ઓળખી શક્યા નહોતા. જે કવિને એમણે પોતાના વિશે કંઈક પણ આવું કહેતા જોયા કે જે ઉપલા સ્તરે અન્ય પરત્વે ન હોય, એને અહંવાદી કહી તિરસ્કૃત કર્યા. વસ્તુતઃ અહં પરત્વે ધરાર ખુલ્લી રીતે આમજનતા માટે લખવાનો અહંકાર કરનાર કવિઓમાં પણ હોઈ શકે છે, આ આજે જ સમજાઈ રહેલું સત્ય રહ્યું છે. જેમ રાજનીતિમાં તેમ કવિતામાં પણ લોકો સાથે કાયદાકીય સંબંધો છે જ. માત્ર એક માણસાઈનો સંબંધ હવે રહ્યો નથી. આથી કવિ પણ રાજનીતિની જેમ આત્મરહિત બનતો પ્રવૃત્ત જણાય છે.'

સર્જક અને સમાજ પરિપ્રેક્ષ્યે સદ્ગત રઘુવીર સહાયના ઉપર્યુક્ત વિચારો સાંપ્રતના નહીં પણ એકાદ દસકા પૂર્વેના છે તેમજ એ પણ વાસ્તવિકતા છે કે ૧૯૫૧માં અજ્ઞેય-સંપાદિત 'દૂસરા સપ્તક'નું પ્રકાશન થયું ત્યારે પણ તેમણે સ્પષ્ટ નિર્દેશ કર્યો જ હતો કે "સામાજિક યથાર્થ પરત્વે વધારે ને વધારે જાગૃતિ રાખવામાં આવે અને વૈજ્ઞાનિક પ્રકારે સમાજને સમજવામાં આવે. વાસ્તવિકતા તરફ આવો જ દૃષ્ટિકોણ રહેવો જોઈએ અને આ જ જીવનને સ્વસ્થ બનાવી જાળવી રાખશે. વળી તેઓ અન્યત્ર કહે છે કે, 'વિચારવસ્તુને, કવિતામાં રક્તની જેમ દોડતા રહેવું-કવિતાને જીવન અને શક્તિ પ્રદાન કરે છે; અને આ ત્યારે જ શક્ય છે કે જ્યારે આપણી કવિતાનાં મૂળિયાં યથાર્થમાં હોય !'

રઘુવીર સહાયની 'દૂસરા સપ્તક'ની આ પંક્તિઓ સ્વાતંત્ર્યોત્તર યથાર્થને કેવી પકડમાં લે છે તે જોઈએ :

'જિતની બૂંદેં
ઉતને જૌ કે દાને હોં !
ઇસ આશામેં ચૂપચાપ ગાંવ
યહ ભીંગ રહા હૈ
ખડે – ખડે,
ચૌપાલો બંગલોં મેં બૈઠે
જન દેખ રહે જલ કા ગિરના
ચિડિયા ચુનગુન સે ટુકુર-ટુકુર'

લખનૌમાં સાહિત્યના વિદ્વાન અધ્યાપક શ્રી હરદેવ સહાય સદ્ગત રઘુવીર સહાયના પિતા થાય અને સીતાપુરના તરીનપુર મહેલના ધનાઢ્ય જમીનદાર ઠાકુર રામેશ્વર બખ્શસિંહની જ્યેષ્ઠ

પુત્રી તારાદેવી રઘુવીર સહાયનાં માતુશ્રી. ૯ ડિસેમ્બર ૧૯૨૯માં તેમનો જન્મ થયો અને ૧૯૩૧માં તો રઘુવીર માતાવિહોણા બન્યા. ૧૯૩૬માં લખનૌની પ્રાથમિક શાળાના પહેલા ધોરણમાં દાખલ થયા. દસકા પછી એટલે કે જ્યારે તેઓ ૧૭ વર્ષના હતા ત્યારે 'કામના' શીર્ષક અંતર્ગત તેમણે તેમનું પ્રથમ કાવ્ય રચ્યું. પરંતુ સને ૧૯૪૭માં 'આદિમ સંગીત'ને નામે હિન્દી સામયિક 'આજકલ'ના ઑગસ્ટના અંકમાં પ્રથમ કાવ્ય પ્રકટ થયું. તે પછી એ ગાળામાં અલ્હાબાદનાં સામયિકો 'વિશ્વવાણી' અને 'સંગમ'માં પણ તેમની અન્ય રચનાઓ પ્રકાશિત થયેલી. ત્યાર પછી સને ૧૯૪૮માં રઘુવીર સહાયની પ્રથમ મુક્તકરચના 'નયા વર્ષ'-ને નામે 'કાન્યકુબ્જ કૉલેજ'ના સામયિકમાં પ્રકાશિત થઈ. તે પછી અજ્ઞેય દ્વારા સંપાદિત દ્વૈમાસિક 'પ્રતીક'માં તેમની 'સાયંકાલ' નામની પ્રથમ દીર્ઘરચનાનું પ્રકાશન થયું. 'પ્રતીક'ના બે અંકોમાં તેમની અન્ય રચનાઓ પણ પ્રકાશિત થયેલી અને એ જ વર્ષે અર્થાત્ ૧૯૪૮માં તેમણે બી.એ.ની પદવી પણ મેળવી. સને ૧૯૫૧માં અંગ્રેજી વિષય સાથે એમ.એ. થયા અને તરત જ તે જ વર્ષે 'પ્રતીક'માં સહાયક સંપાદક તરીકે જોડાયા તથા એ જ વર્ષે 'દૂસરા સપ્તક'માં તેમની ચૌદ રચનાઓનું પ્રકાશન થયું. આ રચનાઓ ૧૯૪૭થી '૪૯ના આ ગાળાની કાવ્યરચનાઓ હતી. આ અંગે શ્રી રઘુવીર સહાય નિર્દેશે છે કે,

"મેં એકવાર ૧૯૪૭માં 'બચ્ચન'ની કવિતાઓ વાંચી અને એની વેદનાઓથી હું અભિવ્યક્તિ પામ્યો કવિતા દ્વારા. બસ, ત્યારથી જ લખવાનો આરંભ કર્યો."

તે પછી તેઓ આગળ અન્યત્ર લખે છે કે,

"પન્ત અને 'નિરાલા'ની અસર તો થઈ, પણ જરા વક્રતાથી; શમશેરબહાદુર અજ્ઞેય-સંપાદિત 'દૂસરા સપ્તક'ના જ હિન્દી કવિ છે અને અત્યારે તેઓ ગુજરાતના સુરેન્દ્રનગરમાં જ નિવાસ કરે છે. અન્યઆધુનિક કવિઓમાં 'અજ્ઞેય' અને શમશેરબહાદુરની જે બૌદ્ધિક આત્માનુભૂતિ અને બોધિગમ્ય દુરુહતા એક સીમા સુધી એક સમાન પ્રભાવ વેરતી રહી – જેણે મને મારી આવનારી રચનાઓ માટે ઠીક ઠીક તૈયાર કર્યો છે."

સદ્ગત રઘુવીર સહાયે હંમેશાં શમશેરબહાદુરને તો સતત સ્મર્યા જ છે. છેક સુધી તેમનું સ્મરણ કરીને તેઓ કહે છે કે, "ઑક્સિજન, માર્ક્સવાદ અને પોતાનો એ ચહેરો જે આપણે પ્રજામાં જોઈએ છીએ". અને તેથી જ એ નિર્વિવાદ છે કે રઘુવીર સહાયનો કવિતા પાછળ પણ એ જ આશય રહેતો કે સામાજિક યથાર્થ પ્રત્યે વધારે ને વધારે વફાદાર રહેવાય અને વૈજ્ઞાનિક રચનાત્મક પ્રકારે સમાજને ઓળખવા પ્રયાસ કરવો. તેમના મતાનુસાર વાસ્તવિકતાનો દૃષ્ટિકોણ પણ એવો જ રહેવો જોઈએ કે જીવનને સ્વસ્થ બનાવી શકે. માટે જ તેમણે પ્રકટપણે કહ્યું જ છે કે

"વિચાર–વસ્તુને, કવિતામાં રક્તની જેમ

હોટલા રહેવું, કવિતાને જીવન અને શક્તિ પ્રદાન કરે છે; અને ત્યારે જ શક્ય છે કે જ્યારે આપણી કવિતાનાં મૂળિયાં યથાર્થમાં હોય !"

'દૂસરા સપ્તક'ની તેમની કાવ્યરચનાઓ 'વસન્ત' 'પહલા પાની' 'પ્રભાતી' 'યાચના' 'સંશય' 'સાયંકાલ' જેવી યથાર્થવાદી અભિવ્યક્તિ કવિના સામાજિક યથાર્થને પુષ્ટિ કરનારી જ જણાઈ છે, જેમ કે

"જાગેં જન-જન
જ્યોતિર્મય હો દિન કા ક્ષણ-ક્ષણ
ઓ સ્વપ્નપ્રિયે, ઉન્મીલિત કર દે આલિંગન
ઈસ ગરમ સુબહ, તપતી દુપહર
મેં નિકલ પડે
શ્રમજીવી, ધરતી કે પ્યારે"

('પ્રભાતી'માંથી)

'યાચના' રચનાનો આ ગર્ભિત કંપન-સંવેદન માનવની સતત સ્થિતિનો કેવોક નિર્દેશ આ પંક્તિઓ કરે છે તે જોઈએ,

"મુક્ત હો ઉચ્છ્વાસ અંબર માપતા હૈ,
તારકોં કે પાસ જા કુછ કાંપતા હૈ,
શ્વાસ કે હર કંપને કુછ યાચના હૈ."

'બાલા' કાવ્યની આ પંક્તિઓ જાણે પંતજીની ભાષા-શૈલીમાં કવિ ખોવાઈ ગયા ન હોય !

"અત્યાશા કી આશામેં કોઈ તથ્ય નહીં
ઉત્તર પા કર હો પાઉંગા કૃતકૃત્ય નહીં
લેકિન જો આશા કી,
જો પૂછે પ્રશ્ન કભી
અસફલ હો કિયા ઉન્હેં જો મૈંને પૂછ લિયા."

જીવનની વાસ્તવિકતા છતાં તે પણ સાવ ચોખ્ખી પ્રામાણિકતા સાથે કવિની 'ક્ષિતિજ' કાવ્યની આ અભિવ્યક્તિ કેવળ કાવ્ય જ નહીં પણ આંતરિક વેદના પણ ખરી જ ને ! રઘુવીર સહાયની 'ક્ષિતિજ'ની અભિવ્યક્તિ તેમના આરંભકાળની અર્થાત્ સને '૪૭ થી '૪૯ના ગાળાની જ છે, તેમાં તેમણે જીવનનો આરોહ-અવરોહ કેવોક સચ્ચાઈભર્યો તોળ્યો છે ! તે છે —

"કોઈ તો મેરે ઉપર મુસકાતા હૈ
કોઈ મુઝકો ગુસ્સે સે ઘૂર દેખતા હૈ
કુછ મિત્ર પુરાને ઐસે કતરા જાતે હૈ
જૈસે મૈં ઉનસે પૂછૂંગા, બોલો ભાઈ,
યહ ભી માના, તુમ કેવલ એક
નિમિષ ભર થે
લેકિન ફિર ભી કુછ તો આખિર
કર સકતે થે.
ક્યા ? પશ્ચાત્તાપ ? નહીં,
યહ મેરા ધ્યેય નહીં
મેરે જીવન કી કોઈ ઘટના હેય નહીં
કુછ કર ન સકા ઈસકા ભી
મુઝકો ખેદ નહીં
લેકિન અબ જો કરના હૈ ઉસકી ચિંતા હૈ."

o o o

"મૈં જુટા રહા હૂં અપની સબ પિછલી બાતેં
અપને, વાદે, નિશ્ચય, ભૂલેં, દિન ઔર રાતેં,
અબ શેષ નહીં રહ ગયા નયા કુછ હોને કો
બસ ઈધર પુરાને જૈસે પડછે જાતે હૈ
કોરે કાગજ પર તુરત લિખે ગીલે અક્ષર,
જો સૂખ રહે હૈ મેરી આંખોં કે આગે."

અને આ જ રચનાની હવે પછી આરંભની આ પંક્તિઓ જોઈએ :

"મૈંને, સચ કહતા હૂં,
ઈસમેં કુછ નહીં કિયા,
યહ કહાં આ ગયા બસ યોં હી ચલતેચલતે
હૈં કિતની દૂર નિકલ આયા અપને ઘરસે
ધૂંધલા દિખલાઈ પડતા હૈ, બાહર-ભીતર
કુહરા છાયા હૈ, જાડોં કી ભારી
સંન્ધ્યારત યહ વિસ્મૃતિ!"

અર્થાત્ પ્રકટ છે કે આજથી ચારેક દસકા પૂર્વે કવિનો જીવન-યથાર્થ તરોતાજા યુવાનની કલમે સંઘર્ષનો પ્રસ્વેદસહ જ પ્રસ્તુતિ પામ્યો છે, એટલું જ નહીં પણ સર્જક માર્ક્સવાદી વિચારભૂમિકા સાથે ગળાડૂબ પરોવાયેલો છે જ, છતાં અભિગમ તો રસાળ રચનાત્મક જ. કવિની વાતો ત્યારે ને આજે પણ સાવ સ્વસ્થ, સુરેખ અને સૌંદર્યમયી બનીને ચોખ્ખીચટ જ રહેવા પામી છે, જે તેમણે ચારેક દસકા પૂર્વે પોતા થકી આગાહી કરી હતી; તેમજ, કે; —

"મેરે જીવન કી કોઈ ઘટના હેય નહીં"

રઘુવીર સહાયની આ આરંભિક કવિતામાં નવી કાવ્ય-ભાષાના પ્રયોગો તથા પ્રાકૃતિક બિંબ-વિધાન એક નવી જ સૌંદર્યદષ્ટિ જોવા મળે છે: જેમ કે,

"બિજલી ચમકી
સુરપતિ કે ઈસ લઘુ ઈંગિત પર
લો યહાં જામુની બાદલ નભમેં હહર ગયે
આશીષ દે રહે હાથોંસે."

o o o

"દો ગોરે-ગોરે અલગર પૈરોં કી ગોઈ
હો ગઈ ઠુમકઠર ખડી પકરિયા નીચે
ઉડ ગઈ ચહકઠર નીબી કી સબસે ઊંચી
ફુનગી પર બૈઠી ગોરૈયા
ફૈલી ચુનરિયા અટરિયા ચઢ લાઈ ઉતાર
જલ્દી જલ્દી ઘાંઘર સમેટ ઘર કી યુવતી."

o o o

સાયંકાલની નીચેની પંક્તિઓ વિષય-વસ્તુ અને શિલ્પનું સુંદર સંયોજન કરી સૂર્યની તુલના એક શેતાન છોકરા સાથે કવિએ કરી છે,

"દૂર ક્ષિતિજ પર મહુઓં કી દીવાર ખડી હૈ,
જિસ પર ચઢકર સૂરજ કા શૈતાન છોકરા
ઝાંક રહા હૈ."

રઘુવીર સહાયનો પહેલો સંહાર 'સીઢિયોં પર ધૂપમેં'ને નામે ૧૯૬૦માં પ્રકાશિત થયો છે, જેમાં કવિતા, વાર્તા, નિબંધાદિનો સમાવેશ કર્યો હતો. આમાં જીવનની સ્વાભાવિકતાનાં સૌંદર્યને પામવાનો પ્રયાસ જોવા મળે છે. 'યહી મૈં હૂં' દ્વારા આમાં આત્મસાક્ષાત્કાર પણ છે. તેમજ આ સંગ્રહની મોટાભાગની કવિતાની સંવેદનાઓમાં મૂડીવાદી વ્યવસ્થાનાં ખરાબ પરિણામોનો ખુલ્લો નિર્દેશ કવિએ પ્રસ્તુત કર્યો છે. માણસ માણસ વચ્ચે સેતુ રચવાને સ્થાન ખાઈ વધારે ને વધારે ઊંડી થવા લાગી છે, પરિણામે સંબંધોનું તિરોધાન વધતું જાય છે. પરિણામે માણસ સાથેનો જે રચનાત્મક સંબંધ કે નાતો રહેવા પામ્યો નથી. ને, કવિતાથી પણ આનું રક્ષણ ક્યાં સુધી કરી શકાશે? છતાં સ્વીકારે તો છે જ કે કવિતા દ્વારા સમાજનું રક્ષણ શક્ય છે જ અને તેથી કંઈક તો બચાવી શકાશે જ.

સપ્ટેમ્બર ૧૯૬૭માં 'આત્મહત્યા કે વિરુદ્ધ'-ને નામે અત્યંત રોચક ને ધ્યાનાર્હ શીર્ષક સાથે કાવ્યસંગ્રહ પ્રકાશિત થયો કે જેણે શ્રી રઘુવીર સહાયને યથાર્થ ચેતનાની દૃષ્ટિએ ઓળખવા સવિશેષ સહુનું ધ્યાન ખેંચવાને વિવશ કર્યા. વસ્તુતઃ 'દૂસરા સપ્તક'ની તેમની રચના પછી ક્રમશઃ તેમની રચના-કર્મનો ક્રમિક વિકાસ 'સીઢિયોં પર ધૂપસે', 'આત્મહત્યા કે વિરુદ્ધ' અને તે પછી 'હંસો હંસો જલ્દી હંસો' કાવ્ય-સંગ્રહમાં જોવા મળે છે. પ્રત્યેક નવીન કાવ્ય-સંગ્રહમાં નવીન ચેતના અને બોધનું પરિવર્તિત સ્તર જોવા મળ્યું છે. એ જ પ્રમાણે અહીં 'આત્મહત્યા કે વિરુદ્ધ'માં કવિ ૮૬ પૃષ્ઠોમાં ૩૯ રચનાઓ દ્વારા ધૂમિલની ભાષામાં વાત કરવા જાણે આપણી સમક્ષ ખડો ન થયો હોય! ધૂમિ-લની જેમ રઘુવીર શબ્દોને સાવ નિર્વસ્ત્ર કરી પ્રયોજતા તો નથી પણ સમાજની, દેશની; સરવાળે રાષ્ટ્રની અરાષ્ટ્રિય વ્યવસ્થા જોઈને કવિ કંપી તો જાય છે અને પોતાને વ્યક્ત કર્યા વગર રહી શકતો પણ નથી! કેટલીક પંક્તિઓ જોઈએ :

'નેતા ક્ષમા કરે'માં

"મૈં તુમ્હેં રોટી નહીં દે સકતા
ન ઉસકે સાથ ખાને કે લિયે ગમ
ન મૈં મિટ સકતા હૂં, ઈશ્વરકે,
વિષયમેં તુમ્હારા સમ્ભ્રમ

o o o

'નથી હંસી'માં કવિની વ્યંજના સ્પષ્ટ જ છે કે

"બીસ બડે અખબારોં કે પ્રતિનિધિ પૂછે
સ બાર
કયા હુઆ સમાજવાદ
કહે મહાસંઘપતિ પચીસબાર હમ કરેંગે
વિચાર
આંખ મારકર પચીસબાર વહ હંસે વહ,
પચીસ બાર
હંસે બીસ અખબાર."

આ કવિએ શોષણ અને સાંપ્રતની આર્થિક વ્યવસ્થા અન્વયે 'આત્મહત્યા કે વિરુદ્ધ'માં કહ્યું છે,

"એક ગરીબી, ઊબી, પીલી, રોશની લીલી
રોશની, ધુન્ધ, નીલા, યમન હરમુનિયમ
અદૃશ્ય ડબ્બાબન્દ શોર,
ગાતી ચલી ભીંચ આકાશવાણી
અન્તમેં હડંગ
"હર દિન મનુષ્યસે એક દર્જા નીચે દર્દ
ગરજા મુસ્ટંડા વિચારક–સમય આ
ગયા હૈ કિ,
રામલાલ કુચલા હુઆ પાંવ જો ઘસીટકર
ચલતા હૈ અર્થહીન હો જાયે."

o o o

"એક શબ્દ કહીં નહીં એક વહ શબ્દ
જો વહ ખોજ
રહા થા જબ વહ મારા ગયા."

જીવનને એક ધ્યેયની જેમ સચ્ચાઈ પ્રતિ-ધ્વનિત કલા આકાંક્ષિત આ કવિ જીવનને યથાર્થ સાથે જોડી પોતે આ પ્રમાણે અભિવ્યક્ત થાય છે આપણા ઉમાશંકર જોશીએ પણ કહ્યું છે કે પ્રત્યેક કવિતા કોઈને કોઈ સ્વરૂપે આહ્વાનનો પ્રત્યુત્તમાં જ છે. અહીં રઘુવીર સહાય કહે છે–

"યહી મેરે લોગ હૈ
યહી મેરા દેશ હૈ
ઈસીમેં રહતા હૂં.
ઈન્હીંસે કહતા હૂં.
અપને આપ ઔર એકાર
લોગ લોગ લોગ ચારોં તરફ હૈં
મીર તમામ લોગ
ખુશ ઔર અસહાય
ઉનકે બીચ સહતા હૂં ઉનકા દુઃખ
અપને આપ ઔર એકાર!"

આમ, કવિ પોતાને જે તમામ લોકોથી ઘેરાયેલા જુએ છે, જેના દુઃખથી પોતે પણ દુઃખી છે તેઓ 'ખુશ અને અસહાય છે' આ કેવી અસહાય સ્થિતિ! જીવનની વિડંબના તો ખરી જ. કે ખુશી અને વિવશતા બંનેને સાથે તો કેવી રીતે સાચવી શકાય? અને આ જ સંગ્રહની નીચેની કાવ્યપંક્તિઓમાં કવિ સંસદ, લોકતંત્ર દ્વારા ચાલતા ભ્રષ્ટાચારનો ચાબખો આ પ્રમાણે ફટકારે છે– ('મેરા પ્રતિનિધિ'માં)

"સિંહાસન ઊંચા હૈ સભાધ્યક્ષ છોટા હૈ
અગણિત પિતાઓં કે
એક પરિવાર કે
મુંહ બાયે બૈઠે હૈ લડકે સરકારકે
લૂલે કાને બહરે વિવિધ પ્રકારકે
હલ્કી સી દુર્ગન્ધસે ભર ગયા હૈ સભાકક્ષ.
સુનો વહાં કહતા હૈ
મેરા પ્રતિનિધિ
મેરી હત્યા કી કરુણ કથા
હંસતી હૈ સભા
તોંદ મટકા
ઠઠાકર
અકેલે અપરાજિત સદસ્ય કી વ્યથા પર
ફિર મેરી મૃત્યુસે ડરકર ચિંચિયાકર
કહતી હૈ
અશિવ હૈ અશોભન હૈ મિથ્યા હૈ."

અને આ જ રચનામાં કવિની વેદના આઝાદી પછીના દેશ પરિપ્રેક્ષ્યે વ્યક્ત થાય છે,

"બીસ વર્ષ
ખો ગયે ભરમે ઉપદેશમેં
એક પૂરી પીઢી જનમી પલી પુસી કલેશમેં
બેગાની હો ગયી અપને હી દેશમેં"

વળી, આ જ કાવ્યની છેલ્લી પંક્તિમાં કવિનો આર્ત્તનાદ કરે છે–

"દેખો દેખો મેરી માતૃભૂમિકા ઉજાડ"

આ જ કાવ્યસંગ્રહની અન્ય એક કવિતા 'ફિલ્મ કે બાદ ચીખ'માં કાવ્યાંતે કવિ કહે છે.

"એક બાર જાનબૂઝકર શીખના હોગા
જિન્દા રહને કે લિયે
દર્શક દીર્ઘા મેં સે
રંગીન ફિલ્મ કી ઘટિયા કહાની કી
સસ્તી શાયરી કે શેર
સંસદસદસ્યોં સે સુન
ચુકને કે બાદ."

'હિન્દી' કે જે આ દેશની કહેવાતી રાષ્ટ્રભાષા તરીકે વાટેઘાટે કહેવામાં આવે છે, પણ યથાર્થ તો એ છે કે, રઘુવીર સહાયની કાવ્યાભિવ્યક્તિ 'હમારી હિન્દી'માં, ગર્ભિત નિર્દેશ જ કરે છે,

સપ્ટેમ્બર ૧૯૬૭માં 'આત્મહત્યા કે વિરુદ્ધ'-ને નામે અત્યંત રોચક ને ધ્યાનાર્હ શીર્ષક સાથે કાવ્યસંગ્રહ પ્રકાશિત થયો કે જેણે શ્રી રઘુવીર સહાયને યથાર્થ ચેતનાની દૃષ્ટિએ ઓળખવા સવિશેષ સહુનું ધ્યાન ખેંચવાને વિવશ કર્યાં. વસ્તુતઃ 'દૂસરા સપ્તક'ની તેમની રચના પછી ક્રમશઃ તેમની રચના-કર્મનો ક્રમિક વિકાસ 'સીઢિયોં પર ધૂપમેં', 'આત્મહત્યા કે વિરુદ્ધ' અને તે પછી 'હંસો હંસો જલ્દી હંસો' કાવ્ય-સંગ્રહમાં જોવા મળે છે. પ્રત્યેક નવીન કાવ્ય-સંગ્રહમાં નવીન ચેતના અને બોધનું પરિવર્તિત સ્તર જોવા મળ્યું છે. એ જ પ્રમાણે અહીં 'આત્મહત્યા કે વિરુદ્ધ'માં કવિ ૮૬ પૃષ્ઠોમાં ૩૯ રચનાઓ દ્વારા ધૂમિલની ભાષામાં વાત કરવા જાણે આપણી સમક્ષ ખડો ન થયો હોય! ધૂમિલની જેમ રઘુવીર શબ્દોને સાવ નિર્વસ્ત્ર કરી પ્રયોજતા તો નથી પણ સમાજની, દેશની; સરવાળે રાષ્ટ્રની અરાષ્ટ્રિય વ્યવસ્થા જોઈને કવિ કંપી તો જાય છે અને પોતાને વ્યક્ત કર્યા વગર રહી શકતો પણ નથી! કેટલીક પંક્તિઓ જોઈએ :

'નેતા ક્ષમા કરે'માં

"મૈં તુમ્હેં રોટી નહીં દે સકતા
ન ઉસકે સાથ ખાને કે લિયે ગમ
ન મૈં મિટ સકતા હૂં, ઈશ્વરકે,
વિષયમેં તુમ્હારા સમ્ભ્રમ

o o o

'નયી હંસી'માં કવિની વ્યંજના સ્પષ્ટ જ છે કે

"બીસ બડે અખબારોં કે પ્રતિનિધિ પૂછેં
પચ્ચીસ બાર
ક્યા હુઆ સમાજવાદ
કહે મહાસંઘપતિ પચીસબાર હમ કરેંગે
વિચાર
આંખ મારકર પચીસબાર વહ હંસે વહ,
પચીસ બાર
હંસે બીસ અખબાર."

આ કવિએ શોષણ અને સાંપ્રતની આર્થિક વ્યવસ્થા અન્વયે 'આત્મહત્યા કે વિરુદ્ધ'માં કહ્યું છે,

"એક ગરીબી, ઊબી, પીલી, રોશની લીલી
રોશની, ધુન્ધ, નીલા, યમન હરમુનિયમ
અદૃશ્ય ડબ્બાબન્દ શોર,
ગાતી ચલી ભીંચ આકાશવાણી
અન્તમેં હડંગ
"હર દિન મનુષ્યસે એક દર્જા નીચે દર્દ
ગરજા મુસટંડા વિચારક–સમય આ
ગયા હૈ કિ,
રામલાલ કુચલા હૂઆ પાંવ જો ઘસીટકર
ચલતા હૈ અર્થહીન હો જાયે."

o o o

"એક શબ્દ કહીં નહીં એક વહ શબ્દ
જો વહ ખોજ
રહા થા જબ વહ મારા ગયા."

જીવનને એક ધ્યેયની જેમ સચ્ચાઈ પ્રતિ-ધ્વનિત કરવા આકાંક્ષિત આ કવિ જીવનને યથાર્થ સાથે જોડી પોતે આ પ્રમાણે અભિવ્યક્ત થાય છે. આપણા ઉમાશંકર જોશીએ પણ કહ્યું છે કે પ્રત્યેક કવિતા કોઈને કોઈ સ્વરૂપે આહ્વાનનો પ્રત્યુત્તરમાં જ છે. અહીં રઘુવીર સહાય કહે છે–

"યહી મેરે લોગ હૈ
યહી મેરા દેશ હૈ
ઈસીમેં રહતા હૂં.
ઈન્હીંસે કહતા હૂં.
અપને આપ ઔર બેકાર
લોગ લોગ લોગ ચારોં તરફ હૈં
મીર તમામ લોગ
ખુશ ઔર અસહાય
ઉનકે બીચ સહતા હૂં ઉનકા દુઃખ
અપને આપ ઔર બેકાર"

આમ, કવિ પોતાને જે તમામ લોકોથી ઘેરાયેલા જુએ છે, જેના દુઃખથી પોતે પણ દુઃખી છે તેઓ 'ખુશ અને અસહાય છે' આ કેવી અસહાય સ્થિતિ! જીવનની વિડંબના તો ખરી જ કે ખુશી અને વિવશતા બંનેને સાથે તો કેવી રીતે સાચવી શકાય? અને આ જ સંગ્રહની નીચેની કાવ્યપંક્તિઓમાં કવિ સંસદ, લોકતંત્ર દ્વારા ચાલતા ભ્રષ્ટાચારનો ચાબખો આ પ્રમાણે ફટકારે છે– ('મેરા પ્રતિનિધિ'માં)

"સિંહાસન ઊંચા હૈ સભાધ્યક્ષ છોટા હૈ
અગણિત પિતાઓં કે
એક પરિવાર કે
મુંહ બાયે બૈઠે હૈ લડકે સરકારકે
લૂલે કાને બહરે વિવિધ પ્રકારકે
હલકી સી દુર્ગન્ધસે ભર ગયા હૈ સભાકક્ષ.
સુનો વહાં કહતા હૈ
મેરા પ્રતિનિધિ
મેરી હત્યા કી કરુણ કથા
હંસતી હૈ સભા
તોંદ મટકા
ઠઠાકર
અકેલે અપરાજિત સદસ્ય કી વ્યથા પર
ફિર મેરી મૃત્યુસે ડરકર ચિંચિયાકર
કહતી હૈ
અશિવ હૈ અશોભન હૈ મિથ્યા હૈ."

અને આ જ રચનામાં કવિની વેદના આઝાદી પછીના દેશ પરિપ્રેક્ષ્યે વ્યક્ત થાય છે,

"બીસ વર્ષ
ખો ગયે ભરમે ઉપદેશમેં
એક પૂરી પીઢી જનમી પલી પુસી ક્લેશમેં
બેગાની હો ગયી અપને હી દેશમેં"

વળી, આ જ કાવ્યની છેલ્લી પંક્તિમાં કવિનો આર્ત્તનાદ કરે છે–

"દેખો દેખો મેરી માતૃભૂમિકા ઉજાડ"

આ જ કાવ્યસંગ્રહની અન્ય એક કવિતા 'ફિલ્મ કે બાદ ચીખ'માં કાવ્યાંતે કવિ કહે છે.

"એક બાર જાનબૂઝકર શીખના હોગા
જિન્દા રહને કે લિયે
દશંક દીર્ઘો મેં સે
રંગીન ફિલ્મ કી ઘટિયા કહાની કી
સસ્તી શાયરી કે શેર
સંસદસદસ્યોં સે સુન
ચુકને કે બાદ."

'હિન્દી' કે જે આ દેશની કહેવાતી રાષ્ટ્રભાષા તરીકે વાટેઘાટે કહેવામાં આવે છે, પણ યથાર્થ તો એ છે કે, રઘુવીર સહાયની કાવ્યાભિવ્યક્તિ 'હમારી હિન્દી'માં, ગર્ભિત નિર્દેશ જ કરે છે,

"ઘર મેં સબકુછ હૈ જો ઔરતોં કો ચાહિયે
સીલન ભી ઔર અન્દર કી કોઠરીમેં પાંચ-
સેટ સોના ભી
ઔર સન્તાન ભી જિસકા જિગર બઢ ગયા હૈ
જિસે વહ માસિક પત્રિકાએ પર હટાયા
કરતી હૈ
ઔર જમીન ભી જિસ પર
હિન્દી ભવન બનેગા"

ટૂંકમાં એ સ્પષ્ટ છે કે રઘુવીર સહાયે 'આત્મહત્યા કે વિરુદ્ધ' કાવ્યસંગ્રહમાં આમપ્રજાની યાતનાઓને વાચા આપવાનો કર્મ-ધર્મ અદા કર્યો છે. કવિએ આરંભમાં જ નિર્દેશ કર્યો છે એ પ્રમાણે જે વસ્તુતઃ સાંપ્રતના વાસ્તવવાદ સાથે જોડાયેલી છે. એટલે આને વૈયક્તિક રચના, રાજકીય રચના કે પછી સાંપ્રતના સત્યને અભિવ્યક્ત કરતી રચના કહેવી, ગમે તે, સાર્થક જ છે.

અને 'આત્મહત્યા કે વિરુદ્ધ' જેવા જ સંકેતો કે નિર્દેશો આપણને તેમના ૧૯૮૨માં પ્રકાશિત થયેલા નવીન કાવ્યસંગ્રહ 'લોગ ભૂલ ગયે હૈં'માં પણ પીડા અને અનેકાનેક ષડયંત્રની કહાણી સાથે જોવા મળે છે. રઘુવીર સહાયની કવિતામાં તપાસીએ તો એક એવો આધુનિક માણસ જોવા મળે છે જે પોતાને માટે સુરક્ષાનું કવચ પહેરતો નથી પણ આમજનતા પરિપ્રેક્ષ્યે તો 'લગાવ'-નાતો જાળવે જ છે. ખાસ કરીને હિન્દીની કવિતા-સીમામાં નિર્દેશ કરીએ તો આજના પ્રયત્નશીલ સમાજમાં જ નવીન અયોગ્ય આચારો રચાતા જાય છે તેની સામે વિદ્રોહ, બળવો કે ખુલ્લો અવાજ પોકારનારાઓમાં ખાસ ખાસ નામો લઈએ તો તેમાં ધૂમિલ, લીલાધર જગુડી, ગજાનન માધવ મુક્તિબોધ તથા રઘુવીર સહાયનો નામ-નિર્દેશ અનિવાર્યપણે કરવો જ પડે. એટલે અહીં 'લોગ ભૂલ ગયે હૈં'ની કવિતામાં પણ કવિ સત્ય વ્યક્ત કરવાનો ચહેરો બદલી શક્યા નથી જ. એટલે જ તેઓ સાંપ્રતના સત્યને આ પ્રકારે વ્યક્ત કરે છે,

"સાવધાન,
અપની હત્યાકા ઉસે
એકમાત્ર સાક્ષી
મત બનને દો
એક માત્ર સાક્ષી જો હોગા
વહ જલ્દી હી માર
દિયા જાયેગા."

ખાસ કરીને સાઠોત્તરી કવિઓમાં રઘુવીર સહાયની ગણના હિન્દીના આધુનિક શીર્ષસ્થ કવિઓમાં થતી આવી છે. સાંપ્રત પ્રવાહ, વાતાવરણનો સંસ્પર્શ તથા ભાષાશૈલીની દૃષ્ટિએ તેમની ગણના ઉપર્યુક્ત નામો ગણાવ્યા ઉપરાંત, ગજાનન માધવ મુક્તિબોધ, શમશેર તથા ત્રિલોચનની પરંપરામાં પણ થતી. હા, ધૂમિલની જેમ એણે ખુલ્લા ભાષા-પ્રયોગો કે સ્વચ્છંદ શૈલી નહોતી અજમાવી, પરંતુ વસ્તુની દૃષ્ટિએ 'અલગાવ' તો નહીં જ. હા, એક સમર્થ અને શ્રેષ્ઠ સાહિત્યકાર તરીકે તેમણે સર્જનક્ષેત્રે પોતાનું આગવું પ્રભુત્વ સિદ્ધ કરી બતાવ્યું હતું. 'લોગ ભૂલ ગયે હૈ'ને તો સને ૧૯૮૪માં સાહિત્ય અકાદમી, દિલ્હીએ કવિને પુરસ્કૃત કરીને સન્માનેલા. 'કુછ પત્તે કુછ ચિઠ્ઠિયાં'માં પણ આ

કવિની મનોવેદનાઓ છલકાતી જોવા મળી છે. એ જ પ્રમાણે 'હંસો હંસો જલ્દી હંસો'માં પણ આખરે વિષયવસ્તુ તો સાંપ્રત અન્વયે જ, જેમ કે

"મૈંને દેખા મેરે એક બડા લડકા થા
પરદેશમેં થા વહ
જિસ દિન ઉસે આના થા નહીં આયા
ફિર સહસા જાના કિ વહ કભી થા હી નહીં."

આમ આ છે વર્તમાનનો જટિલ યથાર્થ અને વિદેશી સભ્યતા પ્રત્યેનું વરવું આકર્ષણ છે। તેમજ આજ સંગ્રહમાં સ્ત્રીઓ અને બાળકોના શોષણપરક જીવન સંબંધિત જીવનની અનેક વિડંબનાઓ લઈને લખાયેલી કવિતાઓ છે. જેમાં કવિએ માનવીય કરુણાનો સંચાર પ્રસ્તુત કર્યો છે.

રઘુવીર સહાય જ્યારે પોતાની કવિતામાં જીવનનો યાતનામય ચિતાર પ્રસ્તુત કરતા હોય છે ત્યારે કાવ્યનિહિત પ્રસંગો કદાચ ઉપલા સ્તરે જણાય નહીં, પરંતુ સંવેદનાના સ્તરે તો તે તર્કબદ્ધ પૂરી કવિતામાં હોય જ છે. આ સંગ્રહની 'કાબુલ સ્વપ્ન' કે 'ગુલામ સ્વપ્ન' આ જ પ્રકારની રચનાઓ છે. જે સવિશેષ ધ્યાન ખેંચે છે. તેમજ આ પ્રકારે તેમની 'કલા ક્યા હૈ', 'ઈશ્વર', 'ઔરતકા સીના', 'લોગ ભૂલ ગયે હૈ' 'ચેહરા' 'બલાત્કાર' 'આઝાદી' જેવી રચનાઓ અવશ્ય આકર્ષક બની છે. આઝાદી'ને જ ઉદાહરણ તરીકે જોઈએ,

"ચારોં દિશાઓંસે ચારોં દિશાઓમેં
ઉજડે ઘર છોડકર
દૂસરે ઉજાડોંમેં લોગ જા રહે હૈ.
ભૂખ ઔર અપમાન કી ઠોકરેં ખાકર
ઇતિહાસ, પીડાકા ઇતિહાસ ઉનકો બતાતા હૈ
યહ જમીન યહાં સે વહાં તક જુડી હૈ
વહ ઉનકા ઘર નહીં.
ઉનકે બચ્ચે હી ઉનકા 'ઘર હૈ"

અને કાવ્યને અંતે કવિ કહે છે,

"ચેહરે કે બિના લોગ
કલ કિસી ઔર બડે દેશ કે
ગુલામ હો જાયેંગે
હમ અપને દેશકે ઉજાડોં મેં
ખોજતે રહેંગે અપની યે હરી
—આઝાદી"

આમાં, આ છે રઘુવીર સહાયનો સમકાલીન કવિતાબોધ તથા તેનો ઇતિહાસ, જે દૃશ્ય, ઘટના, કથા કે સ્વપ્ન યા જે જે ચિત્રણ તેઓ પ્રસ્તુત કરે છે એ પ્રત્યેકમાં દેશચિંતન કે માનવચિંતન જ પ્રકટ થાય છે. ક્રમશઃ કથામાત્રા કે ઘટનાનું સાતત્ય તપાસીએ તો એ પણ આઝાદીની કથા કહેતું હોય એ પ્રકારે જ તેમની કવિતા જોવા મળે છે. એટલે જ તો રઘુવીર સહાય નૈતિકતા, દેશ, આઝાદી અને બીજી બાજુ સતત અનૈતિકતા, દેશને ગુલામી તરફ ખેંચી જનારા ટોપીધારી પરિબળો, યાતના, યંત્રણા, હત્યા, મોંઘવારી, ભ્રષ્ટાચાર વ. વ. ની કથની કે કથા વારંવાર કહેતો કેમ નજરે ચઢે છે? કારણ કે તેમના હૈયે સતત માનવ અને એના અધિકારની ચિંતા સતાવતી રહી છે. અને એ પરિપ્રેક્ષ્યે આખરે તો દેશદાઝ પરત્વેની હૈયાવરાળ જ।

'દૂસરા સપ્તક' (૧૯૫૧)ની તેમની કવિતા, તથા "સીઢિયોં પર ધૂપમેં' (૧૯૬૦) માં આશા, અપેક્ષા તથા રચનાત્મકતાની ખોજ કરતા કવિ જણાય છે. ૧૯૬૦ પછી તો દેશની પરિપાટી સતત બદલાતી જ જોવા મળી એટલે કવિએ પણ 'આત્મહત્યા કે વિરુદ્ધ' (૧૯૭૫), 'લોગ ભૂલ ગયે હૈ' (૧૯૮૨) 'અને કુછ પત્તે કુછ ચિઠ્ઠિયાં' (૧૯૮૯)ની કવિતામાં એ બદલાતી દેશની કથા સતત ચિત્રિત થતી શબ્દાંકિત કરી છે. આથી આ કવિને પ્રાસંગિતાકનો કવિ કહીએ તો પણ ખોટું નહીં ગણાય અને એટલે જ રઘુવીર સહાયના બે વાર્તાસંગ્રહો 'રાસ્તા ઈધરસે હૈ' (૧૯૭૨) અને 'જો આદમી હમ બના રહે હૈ' (૧૯૮૨)નાં શીર્ષકો પણ પ્રાસંગિક સંકેત જ કરે છે ને!

તેમનું સમગ્ર જીવન ૧૯૫૧ થી 'પ્રતીક' 'કલ્પના' 'ધર્મયુગ,' 'નવભારત ટાઈમ્સ' અને 'દિનમાન' પાક્ષિક–સામયિકો સાથે તથા 'આકાશવાણી' સાથે પણ, એક સમર્થ પત્રકાર તરીકે સંકળાયેલું. સને ૧૯૮૩ પછી તેઓ દિલ્હીના' જનસત્તા 'માં પણ જોડાયેલા. વળી જવાહરલાલથી માંડી ફણીશ્વરનાથ રેણુ સાથેના અને છેલ્લે જે. પી. સાથેના તેમના સંપર્કો પણ તેમની પત્રકારત્વની પ્રવૃત્તિઓનો ખુલ્લો નિર્દેશ કરી જાય છે. અને છેલ્લે ૩૦–૧૨–૧૯૯૦ નાં દિને પત્ની વિમલેશ્વરી સહાયને કહેલું આ છેલ્લું વાકય છે,

'બટૂ, ત્યાં ચેક પડયા છે, એને કાલે
જમા કરાવી દેજે અને પોતાનો...'

બસ 'પોતાનો ખ્યાલ રાખજે' કહેવા તો ગયા પણ અધૂરા વાકય સાથે હિન્દીના આ માનવ-ચિંતના ઉદ્‌ગાયક કવિએ આખરે ૬૧ વર્ષની વયે વિદાય લઈ જ લીધી. રઘુવીર સહાયના નામે એક શરીર શ્વાસ ભરીને આવેલું, શ્વાસ ત્યાગીને ભસ્મ થયું. ત્રણ જ ઓછો છતાં સશક્ત કાવ્યસંગ્રહો હિન્દી સાહિત્ય-કાશને તેમણે આપ્યા. આ કવિની વિદાય ક્ષણે પત્નીએ તત્ક્ષણે મૃત્યુંજયના જાપ શરૂ કરી પૂર્વેની પળોમાં પતિને 'ઓમ' કહેવા કહ્યું. રઘુવીર સહાયે આખરી હોઠ પણ ફફડાવ્યા અને તે સમય હતો સાયં ૭ વાગીને ૩૬ મિનિટનો. જીવનના અંતિમ દિને પણ સતત વ્યસ્ત રહી તાજેતરમાં થયેલાં આંદોલનોનો રિપોર્ટ તૈયાર કરવામાં જ ગાળ્યો. અને અતિ પરિશ્રમને કારણે સતત ગતિશીલ રહી પ્રવૃત્તિ કરનારો આ કવિ અચાનક જ ગતિહીન બની નિવૃત્તિની રાહ પણ જોયા વગર અચાનક જ ચાલ્યો ગયો. હા, માનવઅધિકારના સમર્પિત કવિ તેઓ હતા પળેપળના પત્રકાર પણ. અને પોતાની અંતિમ ક્ષણો સુધી વર્તમાનથી ચિંતિત અને વ્યથિત બીજા વિદાય લીધી. 'સીઢિયોં પર ધૂપ મેં' કાવ્યસંગ્રહમાં કવિ જાણે પોતાને માટે જ ન કહેતા હોય! તેઓ નિર્દેશે છે,

'આજ ફિર શુરૂ હુઆ જીવન,
આજ મૈંને સૂરજ કો ડૂબતે દેર તક દેખા.
જી ભર આજ મૈંને શીતલ જલસે
સ્નાન કિયા

આજ એક છોટીસી બચ્ચી આયી કિલક
મેરે કંધે પર ચઢી,

... ... ..

આજ મૈંને આદિસે અંત તક
એક પૂરા ગાન કિયા
આજ ફિર શુરૂ હુઆ જીવન"

અને કવિની આ પંક્તિઓ પણ તેમની જ છે, જેમાં તેઓ એક માણસ તરીકે આનંદનો અનુભવ કરે છે,

"મૈં મનુષ્ય હૂં
મુઝે હર્ષ હૈ"

મૃત્યુ કરાટું કે વેદના આપનારું ભાસે છે પણ સત્ય તો છે કે મૃત્યુ હર્ષ જ છે, શરીર ભૌતિક છે, આત્મા તો અમરત્વને જ પામે છે. આ કવિ-પત્રકાર કર્મવાદી માટે શુભ શુભ જ પ્રાર્થીએ,.......... ☐

---

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | |
|---|---|---|
| (૧) | ડૉ. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ ટ્રસ્ટ, મુંબઈ<br>હ. હર્ષદભાઈ ઠાકોર | રૂ. ૫૦૦૦–૦૦ |
| (૨) | શ્રી કે. આર. દેસાઈ, વલસાડ | રૂ. ૧૦૦૧–૦૦ |
| (૩) | શ્રી વાસુદેવ સ્માર્ત, સૂરત | રૂ. ૫૦૧–૦૦ |
| (૪) | પ્રો. નટવરસિંહ પરમાર, સૂરત | રૂ. ૨૫૧–૦૦ |
| (૫) | શ્રી કુન્દનિકા કાપડિયા, નંદીગ્રામ | રૂ. ૨૫૦–૦૦ |
| (૬) | પ્રો. મૂકેશ કૉન્ટ્રાક્ટર, સૂરત | રૂ. ૧૦૧–૦૦ |

---

## – નવું લવાજમ –

આપનું લવાજમ ડિસેમ્બર ૧૯૯૦ના અંક સાથે પૂરું થઈ ગયું હોય તો ૧૯૯૧ માટેનું નવું લવાજમ રૂ. ૫૦–૦૦ મોકલી આપશો ?

'દૂસરા સપ્તક' (૧૯૫૧)ની તેમની કવિતા, તથા 'સીઢિયોં પર ધૂપમેં' (૧૯૬૦) માં આશા, અપેક્ષા તથા રચનાત્મકતાની ખોજ કરતા કવિ જણાય છે. ૧૯૬૦ પછી તો દેશની પરિપાટી સતત બદલાતી જ જોવા મળી એટલે કવિએ પણ 'આત્મહત્યા કે વિરુદ્ધ' (૧૯૭૫), 'લોગ ભૂલ ગયે હૈ' (૧૯૮૨) 'અને કુછ પત્તે કુછ ચિટ્ઠિયાં' (૧૯૮૯)ની કવિતામાં એ બદલાતી દેશની કથા સતત ચિત્રિત થતી શબ્દાંકિત કરી છે. આથી આ કવિને પ્રાસંગિતાકનો કવિ કહીએ તો પણ ખોટું નહીં ગણાય અને એટલે જ રઘુવીર સહાયના બે વાર્તાસંગ્રહો 'રાસ્તા ઈધરસે હૈ' (૧૯૭૨) અને 'જો આદમી હમ બના રહે હૈ' (૧૯૮૨)નાં શીર્ષકો પણ પ્રાસંગિક સંકેત જ કરે છે ને!

તેમનું સમગ્ર જીવન ૧૯૫૧ થી 'પ્રતીક' 'કલ્પના' 'ધર્મયુગ,' 'નવભારત ટાઈમ્સ' અને 'દિનમાન' પાક્ષિક-સામયિકો સાથે તથા 'આકાશવાણી' સાથે પણ, એક સમર્થ પત્રકાર તરીકે સંકળાયેલું. અને ૧૯૮૩ પછી તેઓ દિલ્હીના ' જનસત્તા 'માં પણ જોડાયેલા. વળી જવાહરલાલથી માંડી ફણીશ્વરનાથ રેણુ સાથેના અને છેલ્લે જે. પી. સાથેના તેમના સંપર્કો પણ તેમની પત્રકારત્વની પ્રવૃત્તિઓનો ખુલ્લો નિર્દેશ કરી જાય છે. અને છેલ્લે ૩૦-૧૨-૧૯૯૦ નાં દિને પત્ની વિમલેશ્વરી સહાયને કહેલું આ છેલ્લું વાક્ય છે,

'બઢૂ, ત્યાં ચેક પડ્યા છે, એને કાલે જમા કરાવી દેજે અને પોતાનો...'

બસ 'પોતાનો ખ્યાલ રાખજે' કહેવા તો ગયા પણ અધૂરા વાક્ય સાથે હિન્દીના આ માનવ-ચિંતના ઉદ્ગાયક કવિએ આખરે ૬૧ વર્ષની વયે વિદાય લઈ જ લીધી. રઘુવીર સહાયના નામે એક શરીર શ્વાસ ભરીને આવેલું, શ્વાસ ત્યાગીને ભસ્મ થયું. ઘણો જ ઓછો છતાં સશક્ત કાવ્યસંગ્રહો હિન્દી સાહિત્યકાશને તેમણે આપ્યા. આ કવિની વિદાય ક્ષણે પત્નીએ તત્ક્ષણે મૃત્યુંજયના જાપ શરૂ કરી પૂર્વેની પળોમાં પતિને 'ઓમ' કહેવા કહ્યું. રઘુવીર સહાયે આખરી હોઠ પણ ફફડાવ્યા અને તે સમય હતો સાયં ૭ વાગીને ૩૬ મિનિટનો. જીવનના અંતિમ દિને પણ સતત વ્યસ્ત રહી તાજેતરમાં થયેલાં આંદોલનોનો રિપોર્ટ તૈયાર કરવામાં જ ગાળ્યો. અને અતિ પરિશ્રમને કારણે સતત ગતિશીલ રહી પ્રવૃત્તિ કરનારો આ કવિ અચાનક જ ગતિહીન બની નિવૃત્તિની રાહ પણ જોયા વગર અચાનક જ ચાલ્યો ગયો. હા, માનવઅધિકારના સમર્પિત કવિ તેઓ હતા પળેપળના પત્રકાર પણ. અને પોતાની અંતિમ ક્ષણો સુધી વર્તમાનથી ચિંતિત અને વ્યથિત બીજા વિદાય લીધી. 'સીઢિયોં પર ધૂપ મેં' કાવ્યસંગ્રહમાં કવિ જાણે પોતાને માટે જ ન કહેતા હોય! તેઓ નિર્દેશે છે,

'આજ ફિર શુરૂ હુઆ જીવન,
આજ મૈંને સૂરજ કો ડૂબતે દેર તક દેખા.
જી ભર આજ મૈંને શીતલ જલસે
સ્નાન કિયા

આજ એક છોટીસી બચ્ચી આયી કિલક
મેરે કંધે પર ચઢી,
... ... ..
આજ મૈંને આદિસે અંત તક
એક પૂરા ગાન કિયા
આજ ફિર શુરૂ હુઆ જીવન"

અને કવિની આ પંક્તિઓ પણ તેમની જ છે, જેમાં તેઓ એક માણસ તરીકે આનંદનો અનુભવ કરે છે,

"મૈં મનુષ્ય હૂં
મુઝે હર્ષ હૈ"

મૃત્યુ ડરાકું કે વેદના આપનારું ભાસે છે પણ સત્ય તો છે કે મૃત્યુ હર્ષ જ છે, શરીર ભૌતિક છે, આત્મા તો અમરત્વને જ પામે છે. આ કવિ-પત્રકાર કર્મવાદી માટે શુભ શુભ જ પ્રાર્થીએ,.......... □

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | |
|---|---|---|
| (૧) | ડૉ. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ ટ્રસ્ટ, મુંબઈ<br>હ. હર્ષદભાઈ ઠાકોર | રૂ. ૫૦૦૦–૦૦ |
| (૨) | શ્રી કે. આર. દેસાઈ, વલસાડ | રૂ. ૧૦૦૧–૦૦ |
| (૩) | શ્રી વાસુદેવ સ્માર્ત, સૂરત | રૂ. ૫૦૧–૦૦ |
| (૪) | પ્રો. નટવરસિંહ પરમાર, સૂરત | રૂ. ૨૫૧–૦૦ |
| (૫) | શ્રી કુન્દનિકા કાપડિયા, નંદીગ્રામ | રૂ. ૨૫૦–૦૦ |
| (૬) | પ્રો. મૂકેશ કૉન્ટ્રાક્ટર, સૂરત | રૂ. ૧૦૧–૦૦ |

## – નવું લવાજમ –

આપનું લવાજમ ડિસેમ્બર ૧૯૯૦ના અંક સાથે પૂરું થઈ ગયું હોય તો ૧૯૯૧ માટેનું નવું લવાજમ રૂ. ૫૦–૦૦ મોકલી આપશો ?

# અવાજ / વસંત જોષી

## (૧)

કદાચ ઊતરે પીંડીમાં
કળકળતો અવાજ.
ગંઠાઈ ગયેલી જીજિવિષા
ચાંપ્યા કરે
યુગોથી ફેંકાતી
સુક્યાણી વાણીનાં ચોસલાં
કંઠમાંથી બહાર આવતા પહેલાં જ
તૂટી જાય છે.
અવાજના ગઢ.
પાંપણે પથ્થર બાંધીને
ઢાળી દીધા પછીની
ગાઢ ઊંઘમાં.

ઉડાડચો'તો હોઠના ચડકારમાં
'પાપા' 'પાપા' બોલતાં
ઉડાડચો'તો પાપાના પેટ પર
કમરના મણકા કળતાં બંધ
પીંડીમાં
ઊતરે છે આખેઆખો
'ને કળ્યા કરે
સવાર–સાંજ
રણકાર વિનાનો
બોદો
અવાજ

## (૨)

અવાજના શહેરમાં
ખાલીપો ક્યાં ?
વહી જાય છે શેરીઓ મારામાં
ભળી જાય છે અવાજ લોહીમાં
સાવ ઠરી જાય છે
તાપણું.
છતાં ય શેકયા કરું છું
કદાચ ઓગળી જાય
ખાલીપો મારામાં
ને
માથું પછાડે
મારી છાતીમાં
ઘૂંટાવેલી વેદનામાં
ખૂંચી જાય તીર

ખળખળ વહે
રક્તનાં વહેણ
શેરીઓની ઊભરાય ગટર
અવાજના પોલાણમાં
ભરડો લઉં
આખાયે શહેરનો
ક્યાંક
કદાચ
કણસે તો
પણ
ક્યાં
છે ?
અવાજના શહેરમાં ?
ખાલીપો।।।

## બે ગઝલ

સુરેન્દ્ર ભી. કડિયા

(૧)

...દ્રાળ નાંખી હેબતાઈ જાઉં છું,
...દ વાંચી હેબતાઈ જાઉં છું.
...વાપણું ફૂટી રહ્યું છે દેહમાં,
...પણ દેખી હેબતાઈ જાઉં છું.
...વર્ષ કેરી યાદ જેવો આયનો,
...માં પરોવી હેબતાઈ જાઉં છું.
...જેમ ઝંખું છું પરિચય સર્વનો,
...। નિહાળી હેબતાઈ જાઉં છું.

(૨)

અનેરી આગમાં સળગ્યા નથી એવું નથી,
કદી યે બાગમાં ફરક્યા નથી એવું નથી.
અજાણ્યા સ્પર્શનો ઇતિહાસ લખવાની ક્ષણે
અમારાં ટેરવાં થરક્યાં નથી એવું નથી.
અમારી ભીતરે હલચલ મચી ગઈ છે ઘણી,
અમે કૈં શબ્દને સર્જ્યા નથી એવું નથી.
અવિરત એ જ સ્વપ્નોની સફર ચાલુ રહી,
અમે પણ રાતભર જાગ્યા નથી એવું નથી.

## ઝઘડો

સુશીલા ઝવેરી

મુઈ વરહ ઓણનું કાહું નીવડ્યું'તું કરતી લાભોજી લાભ;
મર્ય ગંગેળાયું કરાવી જંપ હે દઉં થીંગડાં કાં ફાટે આભ?
"ચામાં માંખ પડે એ પાછો નીચોવી પી જાતો જાત એવી;
તારી સાથે જલમારો મારે પાપે પડ્યો પનારો કોને કેવી?
"હઉં લખ્ખણવંતી મૂંગી મર મીં છાણાં વીણતી આણી'તી;
આજ લગણ તો મૂંગો રિયો ન વહાણું ચાંખી આણી'તી.
"રાખ ચોળી ચીકણું કર ના મકના મોર મું તું કંઈ હાંભળ હે;
ચીબાવલી ચંપાને જોઈ લાય ઊઠે લટુડો થૈ લડથડ દે.
"ભૂંડી! ચંપાનું જો નામ લીધું તો ખાહડે ખાહડે મારું મોઢું કારું;
હાહા કીકી હર્ય માટીડા હંગાથ્ય કૈં કેટલાં નામ દઈ હંભારું?
"ઈમ દમ ભરાવતો નીતું મકના ઉંહોની જો ગાંઠું;
તારા જેવા જોયા જાજા જોયું મોટું બે વેંતનું બાહું.
"લાજશરમ નેવે મૂક વંઠેલી વચકડા ભરતા બૌ આવડતું.
આફતની પડીકી હાથ ચડી ગૈ ફોડી માથું કાડ તું રાતું.

# બે ગઝલ

ચંદ્રકાન્ત શેઠ

## (૧)

કૈંક ઊંડે દુઃખ નક્કી એમ મોજાં ખળભળે !
ફાટફાટું જળ છતાંયે રોજ દરિયો ટળવળે.

હુંય છું ખામોશ ને તું મૌન છે પથ્થર સમી;
આપણી વચ્ચે રહેલો શબ્દ કેવો સળવળે !

આંખ, સપનાં, સાંજ, ક્ષિતિજ, નાવ, સાગર ને નદી...
સંસ્મરણનાં તેજ તારાં સામટાં આ ઝળહળે.

રોજ તારા દેશનો સૂરજ મળે છે આંગણે;
આંખમાં ઊગે અને એ આંખમાં પાછો ઢળે.

ઉર મહીં આશા બનીને ઊર્મિઓ છલકે અને
ઝંખનાના પાળિયાઓ શ્વાસ વચ્ચે પ્રજ્વળે.

## (૨)

બંધ બારણાં બારી ભીંતે થીજી ગયો છે મોર વચાળે,
આડેધડ ને અડાબીડ આ ઊગી નીકળ્યો થોર વચાળે.

સંબંધોના બંધ બાંધવા નીકળ્યા'તા દુનિયા આખીમાં
જનમ-જનમના ભેરુ સાથે તૂટી ગયો ત્યાં દોર વચાળે.

શ્રદ્ધાનાં ફૂલડાં સઘળાં અકબંધ રહ્યાં ઝાકળની શાખે.
અને ઊગતા સૂરજની ક્યાં સળગી ગઈ આ કોર વચાળે !

ભવભવની એકલતા ફાલી સાવ અચાનક અને હવે તો
લચી પડી પાંપણની ડાળો આંસુઓનાં બોર વચાળે.

આ આંખે ઊગેલો સૂરજ ભર મધ્યાહ્ને ડૂબી ગયો છે
હું ક્યાં શોધું રસ્તો મારો, છે અંધારું ઘોર વચાળે.

## થવું પડે છે..થાય તો ?

સુશીલા ઝવેરી

વિશ્વકર્માની કસોટીમાંથી બહાર નીકળ્યા પછી પણ
માણસે પસાર થવું પડે છે
પથ્થર રેતી બની જાય એવા એક
અનુભવની પ્રક્રિયામાંથી.........
..પથ્થર રેતી બની જાય એ પહેલાં
પથ્થરને શિલ્પમાં પરિવર્તિત કરવાનું સામર્થ્ય
વરદાનરૂપ મળે તો ?...
...માણસે પસાર થવું પડે છે
વૃક્ષ લાકડું બની જાય એવા એક અનુભવની
પ્રક્રિયામાંથી......
...વૃક્ષ લાકડું બની જાય એ પહેલાં
એનાં બીજમાંથી યા કલમની પ્રક્રિયા દ્વારા
આખું વન વિકસાવવાનું સામર્થ્ય
વરદાન રૂપ મળે તો ?......
...માણસે પસાર થવું પડે છે
લીલાંછમ વનમાં ઊઠેલા દાવાનળના અનુભવની
પ્રક્રિયામાંથી...
...લીલાંછમ વનમાં દાવાનળ ઊઠે એ પહેલાં
રણોને હરિયાળાં બનાવવાનું સામર્થ્ય
વરદાન રૂપ મળે તો ?...

## ભીનાં સ્મિત

મંગળ રાવળ 'સ્નેહાતુર'

દરિયે ડૂબકી દાવ રમે છે ભીનાં ભરચક સ્મિત !
શ્વાસશ્વાસમાં શ્વાસ સભર ને હોઠે ફરકે ગીત.
ગીત વેણીમાં મલકે મખમલ ફોરમતું સંગીત,
સંગીતની આ લયલીલામાં ઊછળતું નવનીત.
આંગણની આંખોમાં લીલી લાગણીઓ અંકિત..
દરિયે ડૂબકી દાવ રમે છે ભીનાં ભરચક સ્મિત !

ઢોલ વાગતા ગાન ઘૂંટે છે મખમલ મૃદુ પ્રીત,
વાયુમાં પણ નામ લખી દો પ્રીતની એવી રીત.
પગ મૂકું ને પગને પૂજે કુમકુમ વરણી ભીંત,
ભીંત ફૂલોમાં અટકી–બટકી ચોરાયું છે ચિત્ત.
ભર બપોરે ભરતી ટાણે કોઈ થતું ભયભીત..
દરિયે ડૂબકી દાવ રમે છે ભીનાં ભરચક સ્મિત !

## પાદાઘાતાદ્

તનસુખ ઓઝા

(હરિણી)

(૧)

સકલ જીવની પારંગીતા પરાત્પર બ્રહ્મના,
હનુમત સમા વ્યોમે કૂદી પ્લવંગમ થૈ ગતિ
રવિફળ ગણી લેવા જેણે ભરી ફાળ શું જિંદગી
કરમ લખિયાં સાફલ્યે જે ત્યજી થઈ મુક્ત જે.

ચિતિગગન લાભાભિલબ્ધા સમૂર્ધ્વિત ચૈત્યથી,
મનસ અધિસે ઊર્ધ્વાંકિતા ભૃતા ભ્રૂવિલાસિતા,
દ્રુયનયનની મધ્યાકર્ષી સ્થિતા મહદંકશા,
દલ અમૃતની આભા પીધી સહસ્રદલેપ્સિતા;

પરમચિતિના ચિદ્દોલ્લાસે પરાત્પર ચેતન,
સતજીવનને સૌંદર્યોની શિવંકર ભદ્રતા;
અભિભૂત થઈ આંતર્બાહ્યે સમૂર્ધ્વિત માનસ,
ચિરપરિચિતા લબ્ધાજ્યોતિજંગદૂર્ધ્વચિતિપ્રભા.

અયુત યુગને અંતંત્યોમાં ઉરોર્મિતિરોહિતા
બુદ બુદ સમુચ્છિકાશી સુપુદ્ગલભાસ્વતી !

(૨)

હનુ જગતનાં વૃન્દો ચર્ચે; હશે કુણ તત્પરે ?
સમદર ઉછાળે જે એકકે તરી દૂર કૂદકે;
રઘુવર તાગી સેવા સ્કંધે ધરી દ્રય બંધુને
પ્રવર પ્રમુખાત્મા સ્વામી વસંત-નિવેષિતે ?

નિરવચન વિનમ્રા જે દૈ શું જાહ્નવામૃત આત્મનું
વિમલ જગ સ્વામીત્વાજ્ઞત્વે ક્ષણેક પ્રતીક્ષશે.
ધરું ન પરવા કોની છોને દુરાત્પ્લવઅંગથી,
અવર નહિ હો ઉચ્છૃદ્દ્શ્વાસે ઉલંગિત પાર દે

હનુમત તણા પાદાઘાતે મહેંદ્ર ચલંત, ને
ધણણ ધણ, ધંધંધંકારે, મૂજંત છલંત જે,
પ્રતિહત થતે, ભૂકંપ જાણે ધરાધરી ચેતને;
મૃતશબ થતે સંજીવીતે સહસ્રજ ઘોઘવે ?
(ઠન ઠન ઠનત્કારે ઝંઝંકારે શું પાવંતી પાયલે ?)

જળ ઝૂમર શું સ્વર્ગોદ્ધારી ઈષત્ચમત્કારથી !
વિવિધ વરણે તેજોસ્ફિતે છલંગિત સૂર્યથી ?

(૩)

સરપ સરક્યા, ફૂલોફૂટયાં, અનર્ગળ વૃક્ષશે;
મયૂર ટહુક્યા, ગાણાં ગાતાં, ઝર્યાં ઝરણાં શતે;
ચગદાઈ મર્યાં, લાખો જીવો, ઊડયા કંઈ દશદો;
જળ યમુન–, ગંગાનાં સાથે સ્રવે ન સરસ્વતી ?

નવરચન પ્રાગટયે, અંબા, પ્રયાગ રચ્યું નવું,
લખલખત *ચંદ્રોડવારુઢા, મઢી સૂરજે પ્રભા;
પ્રતિ છવિત થૈ માયાવિની +નવોન્મિષ વૈશ્વિકા ?
પુનર જીવિતા સંજીવિન્યા અશી છ સમુઝાવી !

નવરચન સંસ્કારી સ્કંધે થયું પુનરુજ્જિવિતે,
મરતલ સુષુપ્તિ પ્રાપ્તાજે સજીવિત ચેતને;
કરમઠ થયું પારુષ્યોશ્વૈર્યે ઝગ્યું થઈ ભાસ્વર,
હનુ પરિધ વૃંદોમાં જાણે, પ્રતિચ્છલ સૂર્યનું ?

રઘુવર તણા સાહસ્રી રશ્મિ પ્રભાશુચિ ચંદ્રની,
અવતરણ ચૈત્યે જ્યોત્સ્નાનું સજી શુભજાગૃતિ !

---

* ચંદ્ર + ઉડુ + આરુઢ–ચંદ્રોડવારુઢા
+ નવી ઉન્મેષિત વિશ્વશકિત—ના અર્થમાં

(૪)

( સ્વયં પરિણતિ )

જગત દધિ ઉલ્લંઘી જાવા થયો મદમસ્ત, જે
હનુમંત સમો, ઔત્સુક્યે સ્નિગ્ધા કરી ખૂબ આસનો,
કસરત કરી દંડાસીના અનેક વિધેશ્વરી;
ઈષત ઉદ કર્ષી ઘ્રાણેંદ્રે રચી પૂરક રેચકે ?
બહુવિધ કરી પ્રાણાયામે સુષુમ્ન પિંગળા;
હળુ હળુ દબી ઉદ્ઘાટિતા ઈડા; રચી કુંભકે;
પ્રતિપૂરક થૈ ધ્યાનાલબ્ધા સમાધિ સમુઝંતા,
તમસલયલીં માયાતેજોદ્ભવે કરું મ્હાત હું !
રજકણ રજોપ્લબ્ધી તત્ત્વે તજું મુજ ગર્વને;
હૃદય ઈષ સત્ત્વી સેવાર્થે સજું હજુ પર્વને !
ઝળહળ ઝળેળે હૈયામાં સમુદ્ભૂત ચેતના
સત ચક્કર કાપી સ્થાપી દે સહસ્રજ પદ્મને !
તનમનઃધનાભિલિપ્સા જે તજી સહુ કામના
મનરટણથી સ્થાપત્યોમિં ત્વે જપોશુચિ રામના !

## આપવીતી સર્વેની

હર્ષદ ચંદારાણા

યાદ તારી તપ્ત રણની જેમ જો ફેલાય છે,
તો મને આ ઝાંઝવાનો અર્થ પણ સમજાય છે.
સ્વપ્ન તારું એટલે મોરે કહ્યું " મેં' આવ, મેં' ",
મેઘ ખાંગા થાય છે ને નીંદ ઊડી જાય છે.
આગવો મિજાજ તારો વીજળીનો સ્પર્શ છે,
આ હૃદય તો વૃક્ષ માફક આખું યે સોરાય છે.
રોફ પણ તારો સૂરજના તેજથી ઓછો નથી;
વેણનાં કે તારલા મનમાં જ ડૂબી જાય છે.
શ્વાસ તારો એક ગાલીચો મળ્યો છે રેશમી;
તો મને આળોટવાનું મન ઘણું યે થાય છે.

# અમથાજીનો ઝઘડો

રમણીક સોમેશ્વર

અમથો અમથો અમથાજીએ કર્યો સમયથી ઝઘડો,
આજ અરીસો જોતાં અમથાજીનો મિજાજ બગડ્યો.

અમથાજીએ છાતી ઉપર જોયો સફેદ વાળ,
અમથાજીને લાગ્યું આ તો સૌથી મોટું આળ.

ઇચ્છાના પાંખાળા અશ્વો અમથો રોજ પલાણે,
અસવારીના મનસૂબા ખોટા એ પાછો જાણે.

વિગત દિવસનાં પરાક્રમો એ પડછાયાને કહે,
અને આજની પછડાટો એ સૌ મનમાં મનમાં સહે.

અમથો કહે ન જોઈએ હાળી, સમય નાગાની વસ્તુ,
આખેઆખી કથા જિંદગીની થઈ જાતી અસ્તુ!

# અમથાજી અંડર ગ્રાઉન્ડ

રમણીક સોમેશ્વર

વિચાર-વાયુ ચડ્યો અને અમથાજી અંડર ગ્રાઉન્ડ,
અંદરના આટાપાટામાં અમથો મારે રાઉન્ડ.

અંદર તો ભૈ ખૂણે-ખાંચરે ઇચ્છાઓનું જાળું,
અમથો કરે વિચાર હવે કઈ સાવરણીથી વાળું.

અમથાજીની નબળી નસને ઇચ્છાઓ બહુ જાણે,
અમથાજીના મનને કૂણી ઇચ્છાઓ પંપાળે.

અમથાજી તો પોતે વરસે ને પોતે ભીંજાય,
બહુબહુ તો પાછા પોતાની જાત ઉપર ખિજાય.

એમ અમસ્તા અમથાજી તો માર્યા કરતા રાઉન્ડ,
વિચાર-વાયુ ચડ્યો અને અમથાજી અંડર ગ્રાઉન્ડ.

# મા

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

ટ્યુબલાઈટના ઝળાંહળાં પ્રકાશમાં
ત્યાં પડેલાં જૂનાં ફાનસને જોઉં છું
અને મને મા સાંભરી આવે છે.
મા વિશે કવિતા લખવાની
તીવ્ર ઇચ્છા થઈ આવે છે.
કલમ અને સ્વચ્છ સફેદ કાગળ લઈને
બેસું તો છું, પણ —
આ સ્વચ્છ સફેદ કાગળ પર
મા વિશે કવિતા લખવી કેમ?
મા તો મેલીઘેલી રહેતી
મા આ કાગળ જેવી સ્વચ્છ સફેદ નહોતી.
મા બસ, મા હતી, કોઈ વિશેષતા વિનાની!
મા સુંદર પણ ક્યાં હતી!
પગે વા, આંખે મોતિયો, માથે ધોળા!
મંદકાતી, ઉઘાડપગી મા
છાણ-વાસીદાં કરતી, ઓસરી લીંપતી
ત્યારે એના હાથ-પગ ગાર-માટીથી
ખરડાયેલા રહેતા.
કેમ લખવી કવિતા એવી મા વિશે
આ સ્વચ્છ સફેદ કાગળ પર?
મા ખાંસતી ત્યારે મોં પર
વધુ કરચલીઓ ટોળે વળતી!
ચૂલો ફૂંકીને ખીચડી રાંધતી માનું મોઢું
વાની-વાની થઈ જતું ત્યારે
એનું કપાળ હોલાની પીઠ જેવું લાગતું!
કહો, એવી મા વિશે
આ સ્વચ્છ સફેદ કાગળ પર કવિતા કેમ લખું?
જૂનાં લૂગડાંને થીગડ-થાગડ કરતાં-કરતાં
કોઈ બપોરે મા
અચાનક ભેદકખંડમાં ચાલી જતી...
સ્વર્ગસ્થ પતિની તસવીરને
ટગરમગર જોયા કરતી, જોયા જ કરતી.
અને પછી
મેલી સફેદ સાડીના ઓછા મેલા છેડાથી
એ તસવીર પરની રજ લૂછતી ત્યારે
માની આંખો ભીંજાતી અને
નીતરવા લાગતી... ટપ...ટપ...ટપ...
ઓહ! અત્યારેય જાણે
આંસુ ટપકાવતો માનો ચહેરો
અહીં જ છે, સાવ સામે!
હા, માનો એ આંસુ ટપકતો ચહેરો
હવે તો નજીક..નજીક આવતો જાય છે!
ખરેખર નજીક! સાવ ગોડ!
ઓહ! મા! મા! બાજુએ તો થા,
આ સ્વચ્છ સફેદ કાગળ ભીંજાઈ જશે!
મા.!
ઓહ ભગવાન! મા બાજુએ ખસી જ નહીં-
અને આ સ્વચ્છ સફેદ કાગળ
માનાં આંસુથી ભીંજાઈ ગયો!
કહો, મા વિશે
કેમ લખવી કવિતા —
આ ભીના તરબોળ કાગળ પર?

## ઘનિષ્ઠય

શિલ્પીન થાનકી

પ્રિયે,
તું જ્યારે મારી પાસે હોય છે
ત્યારે
તું મારાથી જરા ય દૂર નથી હોતી.

સાંકડા અખાતમાં ધસી જતા
ભરતીએ ચડેલા દરિયાના જબ્બર ઘોડાપૂરની જેમ
પ્રસરી જાઉં છું હું
તારી હસ્તીના અણુએ અણુમાં,
સૂરજના તેજને આવકારતા

આકાશના ઉઘાડની વિશાળતાથી
મને આવરી લે છે
તારો સનાતન સમભાવ,
રચાઈ જાય છે એક વિરાટ ક્ષણ
આપણા સીમાતીત ઘનિષ્ઠયની.

હું જ્યારે તારી પાસે હોઉં છું
ત્યારે
હું તારાથી જરા ય દૂર નથી હોતો,
હું મારાથી પણ જરા ય દૂર નથી હોતો.



## ક્ષિતિજ પર ધોબો

જ્યોતીન્દ્ર નિર્મળ

દોસ્ત મારા !
તારા ગામના સ્મશાનઘાટનો
રસ્તો ન જાણવાથી કંઈ
તું છટકી નહિ શકે.
ચળકતા દરિયાના પેટ પરની
સુંવાળી ક્ષિતિજની કોર કંઈ
હંમેશાં અકબંધ નહિ રહે.

એક સાંજે
પરપોટો ફૂટશે અને
સુંવાળી ક્ષિતિજ પર ક્ષણભરનો ધોબો પડશે.
ત્યારે લોકો તને પરાણે
ઠાઠડીમાં સુશ્કેટાટ બાંધી,

ટીંગાટોળી કરીને
સ્મશાનઘાટ લઈ જશે;
તારું દેહ ભડથું થઈ જાય ત્યાં સુધી
તારા માથે બેસશે
અને છેલ્લે વધેલી રાખનો
નિકાલ લાવીને જ જંપશે.

માટે દોસ્ત મારા !
તું તારા ગામના સ્મશાનઘાટનો
રસ્તો બરાબર જાણી લે અને
છેલ્લી સફર બની શકે તો
એકલા પંડે ખડે પગે જ કાપજે.

# ના તું કશું – ના હું કશું

સંજુ વાળા

છેક સાતમા પાતાળનો
પિંડ છેદીને નીકળી પડેલો
તું
આદિમ ઓળો માત્ર,

થાય છે
હમણાં જ તારી મુઠ્ઠી ભરી
ગોઠવી દઉં સામે પડેલા ટેબલ ઉપર.
પછી એકેક પડળ
તંતુએ તંતુ ખોલીને
નિરાંતે કરું તારું પૃથક્કરણ.

પણ
તું તો હરણિયો પારો
છટકી જાય
દદડી પડે અસંખ્યોમાં વિભાજિત થઈને
ક્યાંક ધૂળમાં
તો ક્યાંક અશું-કશું કે અટકળમાં
પળમાં
અકળમાં
વળ
ફળ
અનગળ
માં...માં...માં...

ક્યારેક પદાર્થ
ક્યારેક પરિમાણ...પરિસ્થિતિ
સાવ અપરિમેય
ક્યારેક
ભીતરથી ઊઠીને
અસ્પષ્ટ એવો
ફરી વિલિન...

ક્યાં છો ?
ક્યાં છો ?
હે મારા અગાધ
અક્ષુણ્ણ
ક્યાં છો ?

ક્યારેક તો
એમ પણ થાય છે,
ઘૂંટડો ભરીને પી જાઉં
ને થઈ જાઉં
તારી પ્રગલ્ભ શક્તિને આધીન
પછી
આપણે સમાન
ના તું કશું
ના હું કશું.

## સંક્રમણ

સંજુ વાળા

બારણા બહાર પગ મૂક્યો
ત્યાં
આખીય ઘરવખરી પગમાં આળોટી પડી.
ઘુમ્મરિયે ચડેલો પવન
અથડાયો સીધો જ છાતીમાં—
—અને એકાદ ડગલું પાછળ હટી જવાયું.
પરંતુ
બીજ જ ક્ષણે,
ધસમસતી ટ્રેન જેમ પસાર થઈ ગઈ આખી રાત.
ખળભળી ઊઠ્યા
સ્મૃતિપટલ ઉપર બાઝી રહેલ પોપડાઓ.
ઊખડતા ગયા
બરડ-ખડકાળ થરના થર....
—ને છેક તળિયેથી ઊપસી આવ્યો
સ્પષ્ટ, રણકતો અવાજ
'જલ્દી
ઝડપ કર'
ક્યાંય પણ નજર ન પડે તેની
સાવચેતી રાખી
તોય લીંબુડીનાં પાંદડાંનો કલબલાટ
ખોતરવા લાગ્યો કાનના પડદા
હાથ રાખી દીધા બન્ને કાન આડે,
ગળા સુધી થઈ આવેલી ઇચ્છા
ઉધરસ થઈને બહાર નીકળી ગઈ
પણ પાછું વળીને જોયું જ નહીં,
પગનાં તળિયાંની
સુંવાળી ચામડી નીચેથી સરકી જઈને
ભીની રેત અડગમો પ્રકટ કરવા લાગી......

# ના તું કશું – ના હું કશું

સંજુ વાળા

છેક સાતમા પાતાળનો
પિંડ છેદીને નીકળી પડેલો
તું
આદિમ ઓળો માત્ર,
થાય છે
હમણાં જ તારી મુઠ્ઠી ભરી
ગોઠવી દઉં સામે પડેલા ટેબલ ઉપર.
પછી એકેક પડળ
તંતુએ તંતુ ખોલીને
નિરાંતે કરું તારું પૃથક્કરણ.

પણ
તું તો હરણિયો પારો
છટકી જાય
દદડી પડે અસંખ્યોમાં વિભાજિત થઈને
ક્યાંક ધૂળમાં
તો ક્યાંક અશું-કશું કે અટકળમાં
પળમાં
અકળમાં
વળ
ફળ
અનગળ
માં...માં...માં...

ક્યારેક પદાર્થ
ક્યારેક પરિમાણ...પરિસ્થિતિ
સાવ અપરિમેય
ક્યારેક
ભીતરથી ઊઠીને
અસ્પષ્ટ એવો
ફરી વિલિન...

ક્યાં છો ?
ક્યાં છો ?
હે મારા અગાધ
અક્ષુણ્ણ
ક્યાં છો ?

ક્યારેક તો
એમ પણ થાય છે,
ઘૂંટડો ભરીને પી જાઉં
ને થઈ જાઉં
તારી પ્રગલ્ભ શક્તિને આધીન
પછી
આપણે સમાન
ના તું કશું
ના હું કશું.

## સંક્રમણ

સંજુ વાળા

બારણા બહાર પગ મૂક્યો
ત્યાં
આખીય ઘરવખરી પગમાં આળોટી પડી.
ઘુમ્મરિયે ચડેલો પવન
અથડાયો સીધો જ છાતીમાં—
—અને એકાદ ડગલું પાછળ હટી જવાયું.
પરંતુ
બીજ જ ક્ષણે,
ધસમસતી ટ્રેન જેમ પસાર થઈ ગઈ આખી રાત.
ખળભળી ઊઠ્યા
સ્મૃતિપટલ ઉપર બાઝી રહેલ પોપડાઓ.
ઊખડતા ગયા
બરડ-ખડકાળ થરના થર....
—ને છેક તળિયેથી ઊપસી આવ્યો
સ્પષ્ટ, રણકતો અવાજ
'જલ્દી
ઝડપ કર'
ક્યાંય પણ નજર ન પડે તેની
સાવચેતી રાખી
તોય લીંબુડીનાં પાંદડાંનો કલબલાટ
ખોતરવા લાગ્યો કાનના પડદા
હાથ રાખી દીધા બન્ને કાન આડે,
ગળા સુધી થઈ આવેલી ઇચ્છા
ઉધરસ થઈને બહાર નીકળી ગઈ
પણ પાછું વળીને જોયું જ નહીં,
પગનાં તળિયાંની
સુંવાળી ચામડી નીચેથી સરકી જઈને
ભીની રેત અડગમો પ્રકટ કરવા લાગી......

કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી

અચાનક
ચકલીઓ ઊડી
કોણી સાથે
માથા સાથે
અથડાતી
ઊંચે ઊંચે ઊડી જતી જોઈ
સંભળાતો અવાજ
વધુ તીવ્ર થતો ગયો
—ને ખડકીની સાંકળ ખૂલી ગઈ.....

... ... ... ... ... ...
.... ... ... ... ... ..
... ... ... ... ... ...

હવે દૂર દૂર સુધી કંઈ જ દેખાતું નથી,
છેક ક્ષિતિજ સુધી લંબાતો પડછાયો જોઈ
થાય છે :
ક્યાંકથી એકાદ ગ્લાસ પાણી.....

## નીકળ્યા

મનીષ પરમાર

પત્ર ખોલું રંગ ઇચ્છાના ઉઘાડા નીકળ્યા,
વાંચવાના સ્વપ્ન એના તો ધુમાડા નીકળ્યા.
હું કિરણની પાતળી લ્હેરે તરંગાતો રહ્યો,
પૂર જેવી રાત ધસમસતી, ફુંફાડા નીકળ્યા.
એક ક્ષણમાં સાથ પણ છૂટી ગયો/ તૂટી ગયો,
એવું છેટું કેવું ભવ ભવ થૈ દહાડા નીકળ્યા.
હું મિલન માટે ઘણી સાંજે બનીને આથમ્યો,
એ પછી અંધારાના ઝળહળ સીમાડા નીકળ્યા.
પાતળી હરફર પવનમાં થાય ખુશ્બૂની મનીષ,
ફૂલ તૂટીને પડ્યું; લીલા પછાડા નીકળ્યા.

# ચેસ્લો મિલોઝનાં કાવ્યો

અનુ. દુષ્યંત પંડ્યા

## વિદાય

વર્ષોના મૌનને અંતે, બેટા મારા, હું બોલું છું
તારી સંગાથ. વેરોના હવે અસ્તિત્વમાં નથી.
મેં ચોળી ચપટી માંહે એની ઇંટ તણી રજ.
પોતાની નગરી કેરા મહા પ્રેમતણો જ આ
અવશેષ રહી જતો.

સુણું છું બાગની માંહે
તવ હાસ્ય. અને ભીનાં પર્ણો પરથી આવતી
પાગલ ગંધ વાસંતી. મારી કોર, ન માનતો
કશીયે પ્રાણશક્તિમાં, હું જીવ્યો તેથી અન્યથી
આટલું અદકેરું ને,
જાતથીયે વળી વધુ.

કો મધ્યરાત્રિએ જાગી અચાનક જતું અને
હૃદય ધડકો સુણી, પૂછતું : ઓ અતૃપ્ત તું
વધારે ઝંખતો શું છે—એ પાડો તું શું જાણતો ?
ઋતુરાજનું સામ્રાજ્ય, ચંડોલ ગીત ગાય છે.

બાગમાં બાળકો કેરું હાસ્ય. ને તહીં તારક
પ્હેલો સુરેખ દેખાયે ટૂંકોની કલિકા પરે,
ને એક હળવું ગીત આવે હોઠ ફરી મુજ,
ને હું પુનઃ થઈ જાતો જુવાનિયો અગાઉ-શો
વેરોનામાં હતો તેવો.

અસ્વીકાર. બધાં તણો
અસ્વીકાર. નથી એ આ. ઉખેળું ના અતીતને
વા ફરી નહીં જાઉં ત્યાં. ઊંઘો જુલ્યેટ, રોમિયો
પ્રસ્તર પિચ્છ ઓશીકે તમારે. રાખમાંથી ના
તમ સંપૃક્ત હસ્તો હું ઊંચા કરીશ. દેવળો
કેરાં ખંડેર માંહે છો બિલાડી ભમતી રહે
ને વેદી પર છો એની કીકી ચમકતી રહે.
મૃત કમાન સાંધાયે નીડ ઉલુક છો કરે.

વીજળી કો બપોરે છો ઈંટાળે જઈ ફૂંફ લે
ખરેલાં પાનપે સાપ ને શાંતિ થાય ત્યાહરે
નક્કામા સ્વર્ણ ચોપાસે ગૂંચળે ચળકે ભલે.
નહીં આવીશ હું પાછો. યુવા, વસંતને તજી,
ને હૂંફાળ નિશાઓએ લાલ હોઠેથી હૂંફ જે
ઝરે તેને તજ્યા બાદ રહે શું શેષ—જાણવું.

મધુરાં ગીત વીતે ને વીતે સુગંધ મદ્યની,
કસમો, ફંદનો હીરામઢી નિશા અને જળ–
–કુકડીઓ તણી ચીસો, ધખતો રવિ પાછળ.

જિંદગી મહીંથી કાપ્યા ધારદાર છૂરી થકી
સૂકના ફૂલમાંહેથી રહેશે ગર શેષ શો ?

મારું તું માનજે બેટા, રહેતું શેષ ના કંઈ.
કેવળ માનવી કેરો શ્રમ, ને ચાસ હાથમાં
પાડેલો જે વિધાતાએ. કેવળ શ્રમ, અન્ય ના.

ક્રેકોવ, ૧૯૪૫

## કેફે

જેની બારીઓના કાચ ઉપર હેમન્તની બપોરે હિમના બાગ ચળકતા'તા
તે કેફેના ટેબલ પર બેસનારાઓમાંથી
હું જ કેવળ બચ્યો છું.

મને થાય તો ત્યાં જઈ
શીત શન્યાગારમાં મારી આંગળીઓ ટપટપાવી
પડછાયાઓનો જમેલો ઊભો કરી શકું છું.

વણવિશ્વાસે હું ઠંડા આરસને અડકું છું,
વણવિશ્વાસે હું મારા પોતાના હાથને અડકું છું.
એ—છે, ને હું—પણ છું, નિત્ય નવીન બનતો જાઉં છું,
ત્યારે તેઓ પોતાના અંતિમ બોલમાં, અંતિમ દૃષ્ટિમાં
નિત્યને માટે પુરાઈ ગયા છે ને,
વેલેન્ટિનિયન શહેનશાહ જેટલા કે,
જેમને વિશે હું કશું જાણતો નથી તેવા
મેસેગેટ્સના મુખીઓ જેટલા દૂર છે,
જો કે હજી વર્ષ તો ભાગ્યે જ એક થયું છે, કે પછી, બે કે ત્રણ.

આથેનાં ઓતરાદાં વનમાં હું ભલે હજી લાકડાં કાપું,
કોઈ વ્યાસપીઠ પરથી ભલે બોલું કે, એમને કાને ન પડી હોય
એવી ટેકનિકથી ફિલ્મ ભલે ઉતારું;
મહાસાગરોના દ્વીપો પરનાં ફળોનો નવો સ્વાદ હું ભલે માણું
ને સદીના ઉત્તરાર્ધની ઢબના પોશાકમાં ફોટો પણ પડાવું,
પરંતુ તેઓ તો મસમોટા જ્ઞાનકોશમાંના
લાંબા કોટ કે ઝાલરવાળાં કેડિયાંનાં અડધિયાં ચિત્રોમાં જ હશે.

કોઈક વાર ખીલતી સંધ્યા રાંક શેરીનાં છાપરાંને રંગે મઢે છે
ને હું આકાશમાં નિહાળું છું ત્યારે, સફેદ આકાશમાં મને
એક ટેબલ અડવડતું દેખાય છે. પોતાની ટ્રે સાથે
પોરિયો કુદરડી ફરે છે અને,
અચાનક હસી પડતાં સૌ મારી ભણી જોઈ રહે છે;
કારણ, માણસને હાથે મોત તે શું તે હું હજી જાણતો નથી,
તેઓ જાણે છે—બરાબર જાણે છે.

વોર્સો, ૧૯૪૪

## પતન

સમર્થ હોય સૈન્યો ને સેનાધ્યક્ષો અને વળી,
ત્યાં પયગમ્બરો હોયે, હોય સમૃદ્ધ બંદરો,
ને સમંદર સાતોપે તરતા હોય બેડલા
એવા મહાન રાષ્ટ્રનું
થાયે પતન ને હાવાં કોઈ ઘેરાયલું પુર
કરાવી ના શકે મુક્તિ; સંધિયે ના કરી શકે;
કેમકે નગરો ખાલી એનાં વસ્તી વિખેર છે,
ધાન્યના ઢગલા દેતી એની વેરાન થૈ ધરા;
એનો ઉદ્દેશ ભુલાયો, એની ભાષા મરી જઈ
કો ઊંચા દુર્ગમે પ્હાડે માત્ર બોલી બની રહી :
માનવી મૃત્યુ છે તેવું પતિત રાષ્ટ્રના સમું.

બર્કલે, ૧૯૭૫

## વનમાં ભ્રમણ

વૃક્ષો તોતિંગ કેવાં તે ! ટોચ એની ભળાય ના.
સૂર્ય અસ્તાચલે જતો પ્રત્યેક વૃક્ષની પરે
ઝાંય રતૂમડી નાખે, જાણે કે મીણબત્તી છે,
ને વામણાં જનો ચાલે નીચે કો વીથિકા પરે.

ઊંચાં સૌ મસ્તકો રાખો, હાથમાં હાથને ધરો,
શ્વાસના આ અડાબીડે જેથી પંથ ભુલાય ના.
આરંભ્યું રાત્રિએ મુદ્રા – અંકન કુસુમો પરે,
રંગપે રંગના ઓછેર્યા આકાશેથી વહી રહ્યા.

ને મહેફિલ મંડાઈ વ્યોમમાં, સ્વર્ણપાત્રમાં
અરુણાસવ રેડાયે ચિનારી તામ્રજામમાં.
વાયુઝીલ્યા રથે જાતા, જુઓ, છે ઉપહાર કે
અદૃષ્ટ રાજવી માટે, વા રીંછો કાજ એ હશે.

# એક હેસિડિક વાર્તા

વિભિન્ન કંઈ દેશથી, પરગણેથી, ગામેથી ને,
પુરેથી અમને નૃપે નિજ મહેલમાં નોતર્યાં.
જલે સભર હોજથી, ઉપવનોથી મોહ્યાં અમે
વિહંગ કિલકિલાટથી, દ્રુમતણી બધી જાતથી.
તહીં ભ્રમણ ખંડખંડ કરતાં નિહાળ્યાં અમે
અનેકવિધ કૌતુકો, રજત, સ્વર્ણ ને મૌક્તિકો,
અને વિવિધ મૂલ્યવાન ઉપલોય ભાળ્યા ત્યહાં.
દિસે દિન અનેક ત્યાં લઘુ દિસેય સપ્તાહ ત્યાં.

બધા અતિથિ અન્ય ત્યાં આટવી ખંડ વેરાઈ ગયા,
મથામણ કરી રહ્યો નૃપતણા પ્રખંડે જવા
અને લઈ ગયા મને. તુરત સર્વ જે ત્યાં હતું
અદૃશ્ય બધું તે થયું. સરજતો જ માયાતણી
કીધી માયાપતિ, દશ દિશે દીપ્તિમંતે, પ્રભુએ.

બર્કલે, ૧૯૯૫



# ગુજરાતી ભાષાની એક યાદગાર ગઝલ

## સુરેશચંદ્ર પંડિત

ક્ષણોને તોડવા બેસું તો વરસોના વરસ લાગે,
ભુકાની છોડવા બેસું તો વરસોના વરસ લાગે.
કહો તો આ બધાં પ્રતિબિંબ હું હમણાં જ ભૂંસી દઉં,
અરીસો તોડવા બેસું તો વરસોના વરસ લાગે.
કમળતંતુ સમા આ મૌનને તું તોડ મા નાહક,
ફરીથી જોડવા બેસું તો વરસોના વરસ લાગે.
આ સપનું તો બરફનો સ્તંભ છે હમણાં જ ઓગળશે.
હું એને ખોડવા બેસું તો વરસોના વરસ લાગે.
મને સદ્ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા,
ચરણ લઈ દોડવા બેસું તો વરસોના વરસ લાગે.

— મનોજ ખંડેરિયા

ગઝલની પરંપરામાં રહીને પણ સરસ ગઝલ લખી શકાય છે. ત્યારે ગઝલનું વાસ્તવ એ છે કે નવીનતાની જે શક્યતાઓ છે, તે તો અંદાઝે-બયાંની જ એક નિપજ છે. ભાષાથી અને પ્રતીકથી ગઝલ જેટલી નવી બનતી નથી તેટલી નવીનતા તે અંદાઝે-બયાંથી ધારણ કરી લે છે. ગઝલ એ દૃષ્ટિએ મુખ્યત્વે અંદાઝે બયાંની જ કવિતા કહી શકાય. અને એ અંદાઝે-બયાંને જ્યારે હઝઝ જેવો સંગીતમયતા ધરાવતો છંદ મળે ત્યારે કશુંક નવતર કવિકર્મ ગઝલમાં થાય છે અને સાથે સાથે આવી ગઝલના સર્જનથી તેની પરંપરા એક કદમ આગળ ધપે છે. મૌસિકી નસલનો છંદ છે હઝઝ. સ્વ. નસીમ રાનેરીએ આ છંદને સૌથી વધુ સંગીતતત્ત્વ ધરાવતો છંદ કહ્યો છે. ગઝલની તુદરતને તે ખૂબ માફક છે. શરૂશરૂથી તે આજ સુધી આ છંદમાં ગઝલો લખાતી આવી છે. ગુજરાતી ભાષાની લઢણમાં આ છંદ મોકળાશથી ખીલ્યો છે.

ગઝલના બધા જ શેર માઆઝમા અંદાઝથી બલાગત બાનીમાં લખાયેલા છે. અહીં અર્થની

સંકુલતા છે. સાથે સાથે એ સંકુલતાને ગઝલનો રદીફ 'વરસોના વરસ લાગે' વધુ ને વધુ શામિલ કરતો જાય છે. સમાવી લે છે, પોતામાં આ રદીફ ગઝલસ્તબકના સમગ્ર મિશ્રાને રદીફની પસંદગી જ સુંદર છે. વળી, રદીફ એ ગઝલનું મહત્ત્વનું અંગ છે. રદીફ જ અહીં તો અડધું મેદાન મારી જાય છે. રદીફને જોઈતાં ભાવસ્પંદનો તેથી જ અહીં અનાયાસે ગોઠવાઈ જાય છે ગઝલની બહરમાં— તો વરસોના વરસ લાગે–એ રદીફ જ અહીં ગઝલમાં લતાફતે માઅનીના રંગના મિશ્રાઓ બનાવે છે જે ગઝલની સરળતા તો જાળવી રાખે છે પરંતુ ગઝલની અર્થપ્રૌઢતાને અનેક ક્ષિતિજોમાં વિસ્તારી આપે છે. ભાષાનો ઉલ્લોલ મિજાજ નવી નવી લઢણો લઈ અહીં ગઝલની પરંપરાને સુપેરે વહેવા દે છે. ઇશ્કે હકીકીના સૂફી મતને અહીં ગઝલના મિશ્રાઓમાં વ્યાપક અવકાશ મળ્યો છે.

લતાફતે મઆનીના રંગનો આ પ્રથમ શેર જોઈએ—

ક્ષણોને તોડવા બેસું તો વરસોના વરસ લાગે.
ખુકાની છોડવા બેસું તો વરસોના વરસ લાગે.

ક્ષણ, સમય એ તો ભાવવિશ્વની અનુભૂતિની બાબત કહી શકાય. તેને અહીં કવિએ એક નવ્ય ભૌતિક પરિમાણ ( Cube touch ) આપ્યું છે. જાણે તેને તોડી શકાય છે તેનું ઉત્ખનન શક્ય હોય તો પણ આવી પ્રવૃત્તિ કદાચ વ્યર્થ હોય એમ કવિની પસંદગીનો રદીફ તે ક્રિયાને અવરોધે છે. સમયનું વિશ્લેષણ કદાચ શક્ય હશે પણ તેની પ્રક્રિયા, બુદ્ધ જેને ( Right lifefulness ) સમ્યક્ જીવંતતા કહે છે તેનાથી જ મનુષ્યને વિખૂટો પાડી દે છે. તેથી જ કવિ સ્વની ઓળખની ખુકાની છોડવા માગતા નથી. ખુકાની છૂટી જાય પછી તો જીવનનો કોઈ અર્થ જ રહેતો નથી. ભ્રમણાઓ જ જિવાડે છે, એ બધી ભ્રમણાઓની ખુકાની છોડવા બેસીએ ત્યાં તો વરસોનાં વરસ પસાર થઈ જાય. જીવનને તેના અર્થ કરતાં જીવવામાં જ સારતત્ત્વ રહેલું છે તેમ ભારતીય સંસ્કૃતિના ચાર્વાકવાદીઓ માનતા હતા. એ નાસ્તિકોનો વર્ગ હતો, જેમને આ જીવનમાત્રમાં જ રસ હતો. અહીં પણ જીવનલક્ષિતાનો મહિમા ગવાયો છે.

સમયતત્ત્વનું વિશ્લેષણ ( Time analysis ) શક્ય હોય તો પણ તે સહી જીવન સાથે કોઈ અનુસંધાન ધરાવતી પ્રક્રિયા ન હોવાથી માર્મિક પ્રકારની મિથ્યા ચેષ્ટા બની જવાની શક્યતા છે. કવિના મતે આવું તોડવા કે છોડવા બેસવા જેવું નથી.

ભાષાનો ઉલ્લોલ મિજાજ બીજા શેરમાં વધારે નિખરે છે. પ્રતિબિંબો ભૂંસવાની રમત ગમે તેવી છે. એ ચેષ્ટા કરવા જેવી તો તૈયારી છે. જે સમયના આયનામાં પ્રતિબિંબાય છે એ એક સમયનો જ ભાગ છે; પણ, અરીસાનું અસ્તિત્વ તો શાશ્વત છે. એને તોડવા બેસીએ તો વરસોનાં વરસ લાગે. પરંતુ તેમ છતાં તે ક્રિયા અશક્ય છે. પ્રવૃત્તિના જે બે વિભાગ છે તેની તરકીબ ( technique ) વડે આ શેર રચાયો છે. એક પ્રવૃત્તિ શક્ય છે પરંતુ બીજી પ્રવૃત્તિ શક્ય હોવા છતાં અનંત ( endless ) હોવાથી

અશક્ય છે. આયનો તો અબદીયતનો જ એક હિસ્સો છે. તેને કઈ રીતે તોડી શકાય ?

અહીં ત્રીજા શેરમાં કવિ મૌનને કમળ-તંતુનું એક દૃશ્યચિત્ર (visual picture) આપે છે. મૌન કમળતંતુ જેવું છે કમળ પ્રતીક તરીકે ભારતીય સંસ્કૃતિમાં યોગમાર્ગનું પ્રતીક છે. યોગમાં ઊર્ધ્વગામી માર્ગે જઈએ એટલે મૌન હાંસલ થાય છે. ચેતનાનો ડોળ જરા આછરે છે. જલન ધીમી પડે છે. આવેશો ઢીલા પડી જાય છે. એક માદક ઠંડક ફેલાઈ જાય છે મૌનની. પરંતુ અહીં કવિને કયું મૌન હાંસલ હશે ? શું ખબર ? પરંતુ કમળતંતુની અહીં ઉપસ્થિતિ કશાક અધ્યાત્મનો સંદેશ તો આપે જ છે. આવી પરાકાષ્ઠાએ પહોંચેલી અવસ્થા પણ એકાએક વિચ્છિન્ન થવાનો સંભવ છે. ધર્મવાદીઓ તેને યોગભ્રષ્ટ એવી સંજ્ઞા આપે છે. એક પત્તાના મહેલ જેવી અવસ્થા છે, એ તો જરા હવાનું ઝોકું લાગે એટલે બધું ગાયબ. મૌનનો મહેલ પણ તૂટી જાય અને એ અવસ્થા પ્રાપ્ત કરવાની પુનઃપ્રવૃત્તિ જીવનને હાંસલ હોય અને ન પણ હોય. કારણ કે જીવનને પણ પ્રતિબદ્ધતા તો છે જ. તેથી શાયર કે કવિની મહેનજરમાં જીવનની અજમત બરોબર ગોઠવાઈ જાય છે. તેથી જ આવા મહાન શેરોનું સર્જન થાય છે. સરસ શેર છે.

ગઝલમાં ગઝલની રજૂઆતનું નાવીન્ય 'નવાદિર' એ ગઝલકલાની ખૂબી છે. અહીં મૌનની સાથે કમળતંતુનું અનુસ્યૂતપણું નવી જ અર્થછાયા ઊભી કરે છે. આવા અનુસ્યૂતો આ ગઝલમાં વારેવારે આવે છે. ચોથા શેરમાં સપનું-બરફનો સ્તંભ-આ અનુસ્યૂત કાવ્ય ઉપસ્કરના નવ્ય સંદર્ભો તરફ આપણને લઈ જાય છે.

સપનું એ માયિક અવસ્થા છે. તેનું અસ્તિત્વ એક ચોક્કસ સમયખંડ કે ઐયામ પૂરતું મર્યાદિત છે. તેથી જ કવિ અનુસ્યૂત રીતે સંવેદનને આ રીતે ગોઠવે છે :

સપનું–બરફનો સ્તંભ.

સરખી અવસ્થામાં અથવા તો ગુણધર્મ ઐક્યમાં હોય તેવી રીતે અહીં ગઝલપંક્તિનું સર્જન થયું છે :

'આ સપનું તો બરફનો સ્તંભ છે
હમણાં જ ઓગળશે.'

ઉપરોક્ત બંને શ્લિષ્ટ સંજ્ઞાઓને ગતિનો ગુણધર્મ છે. પસાર થવાની ક્રિયા સાથે જ તેની વિચારણા થઈ શકે. સપનું પણ પસાર થઈ જાય છે. બરફનો સ્તંભ પણ પીગળી જાય છે. કોઈપણ જાતનું સ્થાયી અસ્તિત્વ ન ધરાવતી આવી સંજ્ઞાઓ દ્વારા કવિ શું કહેવા માગે છે ? કવિને શું અભિપ્રેત છે ? સ્વપ્નની વાત સીધી રીતે પણ રજૂ કરી શકાય; પરંતુ ગઝલને તેના હુસ્ને-ખયાલમાં બાંધવાની કળાથી પરિચિત એવા કવિ સપનાની સાથે બરફના સ્તંભનું અનુસ્યૂત રચે છે. એને કઈ રીતે ખોડી શકાય ? તે પણ એક પ્રશ્ન છે.

શનૈ શનૈ રદીફ તેની પકડ જમાવતો જાય છે. છેલ્લા શેરમાં રદીફ ગઝલને એક ઉત્તમ કાવ્યકૃતિનો મિજાજ આપે છે. આ ગઝલનો છેલ્લો શેર ગુજરાતી ભાષાના યાદગાર શેરોમાંનો એક છે :

**મને સદ્‌ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા,**
**ચરણ લઈ દોડવા બેસું તો વરસોના વરસ લાગે.**

શબ્દ જ બ્રહ્મ છે ત્યાં સુધી ભારતીય ઋષિપરંપરા માને છે. અને અહીં તો વળી કવિનો શબ્દ. એ શબ્દ ઘણી ક્ષિતિજો ખોલી આપે છે. શબ્દ પહોંચી જાય છે ક્ષિતિજોની પેલે પાર, પરમતત્ત્વના નગર સુધી. ત્યાં કોઈ ભૌતિક સ્થિતિ લઈ જઈ શકે તેમ નથી. ચરણ લઈ દોડવા બેસવાની વ્યર્થ ચેષ્ટા કરતાં કવિ તેથી જ પસંદગીની દૃષ્ટિએ શબ્દને જ વધુ ગુણ આપે છે. શબ્દ મળ્યો એ પણ કવિને મન તો સદ્‌ભાગ્યની વાત છે. ફિરાકનો શેર યાદ આવે છે :

हर बैत फिराक इस गजलकी
अबरूकी कमान हो गई है ।

ગઝલ કહેવાની આ કળા નવ્ય હોવા છતાં પરંપરાની સાથે તેનું અનુસંધાન છે. અને તેથી આ ગઝલસ્તબકના મિશ્રાઓ એક યાદગાર ગઝલ ઊભી કરે છે.



# અવલોકન

## શ્વાસ પર્યિંત મહેંકતી કવિતા

### હરીશ વટાવવાળા

[ કાવ્યસંગ્રહ : 'કંઈક/કશુંક અથવા તો...' : સંજુ વાળા,
પ્રકાશક : પોતે, પ્રાપ્તિસ્થાન : જયશક્તિ સોસાયટી, નાના મવા રોડ, રાજકોટ, ૩૬૦ ૦૦૪ ]

'છેલ્લા દાયકામાં તો કવિતા જ આવી નથી' તેવી લાગણી પ્રવર્તવા માંડી છે. વળી, 'શુદ્ધ કવિતા'–Pure Poetry–વિશે પણ વિવેચકોમાં વિવાદ છે. તે વિશે પણ ચર્ચાઓ થવા લાગી છે, ત્યારે કવિતામાં નવોન્મેષી શબ્દતાજગી લઈ આવવાની જવાબદારી સાંપ્રત કવિના શિરે છે. કેટલાક કવિઓ જવાબદારીપૂર્વક, સભાનતા-પૂર્વક કવિતાની સાધના / આરાધના / અભ્યાસ / સ્વાધ્યાય / ચિંતન / મનન / ચિંતા/ઉજાગરા કરે છે. આ અધ્યાસથી કવિને નવો શબ્દ મળે છે. કવિમન આનંદાય છે અને આનંદની એક મોટામાં મોટી ઘટના કવિમનમાં ઘટે છે. પછી જ કવિ શબ્દના ગર્ભમાં રહેલું સૌંદર્ય પ્રકટાવે છે. એમાં જ તેનું સામર્થ્ય છે અને સાર્થકતા પણ. જે દેખાય છે તે તો છે જ, પણ જે દેખાય છે તેમાં જે નથી દેખાતું તેને ચાક્ષુસ્ કરવું તે કવિકર્મ/કવિધર્મ છે.

આંતરદૃષ્ટિથી જે પ્રકટ થાય છે / આપ્ત થાય છે અને કાગળ ઉપર જે શબ્દ અવતાર ધારણ કરે છે તેમાં જ ભાષાનો પુદ્ગલ રચાય છે. એ પુદ્ગલમાં શબ્દસૌંદર્યનું synthesis થાય છે અને કવિતા crystalise બને છે. આવી કવિતામાંથી નવોન્મેષી શબ્દસૌન્દર્યના વિવિધ રંગોનો ઉઘાડ થાય છે, અને મેઘધનુષી આનંદ માણવા મળે છે / માણી શકાય છે.

આ દૃષ્ટિએ સંજુ વાળા પ્રથમ કાવ્યસંગ્રહ 'કંઈક/કશુંક અથવા તો...' દ્વારા કવિતામાં ખાસ કરીને ગીતોમાં નવાં પરિમાણો સિદ્ધ કરે છે. અને કવિનો પણ અનેકસ્તરીય ઉઘાડ થતો જોવામાં આવે છે. તેનાં ગીતોમાં નિર્ભેળ 'બ્રહ્માનંદ સહોદર કાવ્યાનંદ' માણવા મળે છે. ગીતના લયકસબથી કવિનું આગવું વ્યક્તિત્વ નિખરી આવ્યું છે. એક તરફ ગીતોનો પ્રગલ્લભ વિવાદ તો બીજી તરફ ગઝલ પરત્વે વિશેષ ઉઘાડ જોવામાં આવે છે, એટલે જ ગીત અને ગઝલ પરત્વે તેની નિષ્ઠાનાં દર્શન થાય છે. કવિના અનુભવની શબ્દયાત્રા અહીં સતત વિકાસ-શીલ બનતી અનુભવાય છે. કવિને નવા નવા શબ્દો યોજવાની ફાવટ છે. એટલે ઘણી પંક્તિ-ઓમાં શબ્દગુચ્છનાં શિલ્પો જોવા મળે છે. ભાષા-કર્મની દૃષ્ટિએ તેની કવિતાઓ તપાસતાં તેમાં

સ્વરૂપગત અને અભિવ્યક્તિગત તાજગી જોઈ શકાય છે.

–ઓલવા જઈએ તો ઓલ સો મણની શિલા
સંવિત્ સંકોચશીલ
અણઘડ ઉતાવળાં કે સ્પર્શો ત્યાં સંકોરે લીલા
... ... ...
આઘેથી ભાળેલી લાલપીળી ભ્રમણાઓ
પાસે જઈએ તો પારદર્શક..
(ઓલ સો મણની શિલા...પૃષ્ઠ : આઠ)

ઉપરના ગીતમાં ઇન્દ્રિયવ્યત્યય યોજી ગીતમાં તાજગી લઈ આવ્યા છે. 'નાભિમાં ધખધખતાં લયનાં ધમસાણ' દ્વારા રતિશિલ્પ કંડારી શક્યા છે. પૃષ્ઠ ૯ પરના ગીતમાં આધ્યાત્મિક રંગ જોવા મળે છે, 'જાંબલી અભિજ્ઞાન' દ્વારા.

'થાંભલી' (પૃ. ૧૦) ગીતમાં પ્રણયોર્મિની ઋજુમધુર ક્ષણો અને મર્યાદિત પ્રમાણમાં કલ્પનો અને પ્રતીકોનો વિનિયોગ કરીને ગીતને ચિત્તસ્પર્શી બનાવ્યું છે :

– થાંભલી તો એકલી અટુલી...
બારી પરસાળ ભીંત ઓરડોને મોભ
એક એકબીજામાં જાત/રાત ગોપવીને
જાય બધું ભૂલી...

આ ગીતમાં કવિ જાનપદી પદાવલીનો પુદ્ગલ રચી શક્યા છે. થાંભલી, બારી, પરસાળ, ભીંત, ઓરડો, મોભ, બારસાખ, ઓસરીની કોર, કેસરની દાબડી વગેરે. તો શોકબંધ ઝૂરવાનું રાજપાટ, તડકાળા ભાર, વાત બધી કેસરની દાબડીમાં હેમખેમ રહેતી – જેવાં પ્રતીક અને કલ્પનો દ્વારા કવિ નવોન્મેષી તાજગી પ્રકટાવી શક્યો છે.

ઊઈ...મા, ડંખ્યો પરોઢિયાનો વીંછી...
મનમાનીતા અંધારાનો ભરડો છૂટચો
હોઠ ઉપર એક
ચીસ ડૂબી ગઈ તીખી...
(પરોઢિયાનો વીંછી, પૃષ્ઠ : ૧૫)

આ ગીતમાં શૃંગારપરક કામક્રિયેચ્છા, કામશૃંગારની દશ્યાવલી દ્વારા રતિશિલ્પ ઘડીને નવા જ ભાવવિશ્વમાં લઈ જાય છે. ઊઈ..મા, ડંખ્યો પરોઢિયાનો વીંછી મનમાનીતા અંધારાનો ભરડો છૂટચો, પાંપણ ઉપર કાજળ શાસિત રાજ, શ્વેતપણાનું ધીંગું લશ્કર ધજાપતાકા ધીંગી, અંધારાનો અલપઝલપ આભાસ ફેલાવે હાથ,અમિયલ આંખે સાતરંગતું ઝળહળ આંજ્યું, ઝબકોળી રે પીંછી, વગેરે કલ્પનો દ્વારા રતિરાગની વિભિન્ન અવસ્થાઓની અભિવ્યક્તિ સાધતા ગીતમાં કવિની અખિલાઈ પ્રકટે છે.

'કંઈક/કશુંક અથવા તો...'માં રતિરાગનાં કાવ્યો સંખ્યા અને સત્ત્વની દૃષ્ટિએ માતબર કહી શકાય તેવાં છે. 'પરભવમાં પેઠું રે..', 'ઓલ સો મણની શિલા', 'એક ઝાલું ત્યાં', 'થાંભલી', 'રાત રસાળે', 'કેસરભીની હથેળી', 'પરોઢિયાનો વીંછી', 'ચામડીનું તળ ફોડી' વગેરે કાવ્યો જોતાં સંજુએ કંડારેલાં રતિશિલ્પોનાં વિવિધ પરિમાણો મનભર લાગે છે.

તે ઇન્દ્રિયવ્યત્યય અને કલ્પનો જેટલી સરળતાથી કવિતામાં રોપી શકે છે એટલી જ સરળતાથી રતિશિલ્પો પણ ઘડી શકે છે.

# શ્વાસ પરિયંત મહેંકતી કવિતા

## હરીશ વટાવવાળા

[ કાવ્યસંગ્રહ : 'કંઈક/કશુંક અથવા તો...' : સંજુ વાળા,
પ્રકાશક : પોતે, પ્રાપ્તિસ્થાન : જયશક્તિ સોસાયટી, નાના મવા રોડ, રાજકોટ, ૩૬૦ ૦૦૪ ]

'છેલ્લા દાયકામાં તો કવિતા જ આવી નથી' તેવી લાગણી પ્રવર્તવા માંડી છે. વળી, 'શુદ્ધ કવિતા'–Pure Poetry–વિશે પણ વિવેચકોમાં વિવાદ છે. તે વિશે પણ ચર્ચાઓ થવા લાગી છે, ત્યારે કવિતામાં નવોન્મેષી શબ્દતાજગી લઈ આવવાની જવાબદારી સાંપ્રત કવિના શિરે છે. કેટલાક કવિઓ જવાબદારીપૂર્વક, સભાનતાપૂર્વક કવિતાની સાધના / આરાધના / અભ્યાસ / સ્વાધ્યાય / ચિંતન / મનન / ચિંતા/ઉજાગરા કરે છે. આ અભ્યાસથી કવિને નવો શબ્દ મળે છે. કવિમન આનંદાય છે અને આનંદની એક મોટામાં મોટી ઘટના કવિમનમાં ઘટે છે. પછી જ કવિ શબ્દના ગર્ભમાં રહેલું સૌંદર્ય પ્રકટાવે છે. એમાં જ તેનું સામર્થ્ય છે અને સાર્થકતા પણ. જે દેખાય છે તે તો છે જ, પણ જે દેખાય છે તેમાં જે નથી દેખાતું તેને ચાક્ષુસ્ કરવું તે કવિકર્મ/કવિધર્મ છે.

આંતરદૃષ્ટિથી જે પ્રકટ થાય છે / પ્રાપ્ત થાય છે અને કાગળ ઉપર જે શબ્દ અવતાર ધારણ કરે છે તેમાં જ ભાષાનો પુદ્ગલ રચાય છે. એ પુદ્ગલમાં શબ્દસૌંદર્યનું synthesis થાય છે અને કવિતા crystalise બને છે. આવી કવિતામાંથી નવોન્મેષી શબ્દસૌન્દર્યના વિવિધ રંગોનો ઉઘાડ થાય છે, અને મેઘધનુષી આનંદ માણવા મળે છે / માણી શકાય છે.

આ દૃષ્ટિએ સંજુ વાળા પ્રથમ કાવ્યસંગ્રહ 'કંઈક/કશુંક અથવા તો...' દ્વારા કવિતામાં ખાસ કરીને ગીતોમાં નવાં પરિમાણો સિદ્ધ કરે છે. અને કવિનો પણ અનેકસ્તરીય ઉઘાડ થતો જોવામાં આવે છે. તેનાં ગીતોમાં નિર્ભેળ 'બ્રહ્માનંદ સહોદર કાવ્યાનંદ' માણવા મળે છે. ગીતના લયકસબથી કવિનું આગવું વ્યક્તિત્વ નિખરી આવ્યું છે. એક તરફ ગીતોનો પ્રગલ્ભ વિવાદ તો બીજી તરફ ગઝલ પરત્વે વિશેષ ઉઘાડ જોવામાં આવે છે, એટલે જ ગીત અને ગઝલ પરત્વે તેની નિષ્ઠાનાં દર્શન થાય છે. કવિના અનુભવની શબ્દયાત્રા અહીં સતત વિકાસશીલ બનતી અનુભવાય છે. કવિને નવા નવા શબ્દો યોજવાની ફાવટ છે. એટલે ઘણી પંક્તિઓમાં શબ્દગુચ્છનાં શિલ્પો જોવા મળે છે. ભાષાકર્મની દૃષ્ટિએ તેની કવિતાઓ તપાસતાં તેમાં

સ્વરૂપગત અને અભિવ્યક્તિગત તાજગી જોઈ શકાય છે.

–બોલવા જઈએ તો બોલ સો મણની શિલા
સંવિત્ સંકોચશીલ
અણઘડ ઉતાવળાં કે સ્પર્શો ત્યાં સંકોરે લીલા
... ... ...
આઘેથી ભાળેલી લાલપીળી ભ્રમણાઓ
પાસે જઈએ તો પારદર્શક...
(બોલ સો મણની શિલા...પૃષ્ઠ : આઠ)

ઉપરના ગીતમાં ઇન્દ્રિયવ્યત્યય યોજી ગીતમાં તાજગી લઈ આવ્યા છે. 'નાભિમાં ધખધખતાં લયનાં ધમસાણ' દ્વારા રતિશિલ્પ કંડારી શક્યા છે. પૃષ્ઠ ૯ પરના ગીતમાં આધ્યાત્મિક રંગ જોવા મળે છે, 'જાંબલી અભિજ્ઞાન' દ્વારા.

'થાંભલી' (પૃ. ૧૦) ગીતમાં પ્રણયોર્મિની ઋજુમધુર ક્ષણો અને મર્યાદિત પ્રમાણમાં કલ્પનો અને પ્રતીકોનો વિનિયોગ કરીને ગીતને ચિત્તસ્પર્શી બનાવ્યું છે :

– થાંભલી તો એકલી અટુલી...
બારી પરસાળ ભીંત ઓરડોને મોભ
એક એકબીજામાં જાત/રાત ગોપવીને
જાય બધું ભૂલી...

આ ગીતમાં કવિ જાનપદી પદાવલીનો પુદ્ગલ રચી શક્યા છે. થાંભલી, બારી, પરસાળ, ભીંત, ઓરડો, મોભ, બારસાખ, ઓસરીની કોર, કેસરની દાબડી વગેરે. તો થોકબંધ ઝૂરવાનું રાજપાટ, તડકાળા ભાર, વાત બધી કેસરની દાબડીમાં હેમખેમ રહેતી – જેવાં પ્રતીક અને કલ્પનો દ્વારા કવિ નવોન્મેષી તાજગી પ્રકટાવી શક્યો છે.

ઊઈ...મા, ડંખ્યો પરોઢિયાનો વીંછી...
મનમાનીતા અંધારાનો ભરડો છૂટચો
હોઠ ઉપર એક
ચીસ ડૂબી ગઈ તીખી...
(પરોઢિયાનો વીંછી, પૃષ્ઠ : ૧૫)

આ ગીતમાં શૃંગારપરક કામક્રિયેચ્છા, કામશૃંગારની દૃશ્યાવલી દ્વારા રતિશિલ્પ ઘડીને નવા જ ભાવવિશ્વમાં લઈ જાય છે. ઊઈ..મા, ડંખ્યો પરોઢિયાનો વીંછી મનમાનીતા અંધારાનો ભરડો છૂટચો, પાંપણ ઉપર કાજળ શાસિત રાજ, શ્વેતપણાનું ધીંગું લશ્કર ધજાપતાકા ધીંગી, અંધારાનો અલપઝલપ આભાસ ફેલાવે હાથ,અમિયલ આંખે સાતરંગનું ઝળહળ આંજ્યું, ઝબકોળી રે પીંછી, વગેરે કલ્પનો દ્વારા રતિરાગની વિભિન્ન અવસ્થાઓની અભિવ્યક્તિ સાધતા ગીતમાં કવિની અખિલાઈ પ્રકટે છે.

'કંઈક/કશુંક અથવા તો...'માં રતિરાગનાં કાવ્યો સંખ્યા અને સત્ત્વની દૃષ્ટિએ માતબર કહી શકાય તેવાં છે. 'પરભવમાં પેઠું રે..', 'બોલ સો મણની શિલા', 'એક ઝાલું ત્યાં', 'થાંભલી', 'રાત રસાળે', 'કેસરભીની હથેળી', 'પરોઢિયાનો વીંછી', 'ચામડીનું તળ ફોડી' વગેરે કાવ્યો જોતાં સંજુએ કંડારેલાં રતિશિલ્પોનાં વિવિધ પરિમાણો મનભર લાગે છે.

તે ઇન્દ્રિયવ્યત્યય અને કલ્પનો જેટલી સરળતાથી કવિતામાં રોપી શકે છે એટલી જ સરળતાથી રતિશિલ્પો પણ ઘડી શકે છે.

અંગુઠાનું જેમ છેક પરભવમાં પેઠું, નાભિમાં ધમધમતાં લયનાં ધ્રમસાણ, હોઠોથી ચાખ્યો સોમરસ. રાત રાત ખટકે શૂળ, ટીપે ટીપે ટપકાતો સંદેહ, કેસરભીની હથેળી, અંગ પ્રારકો મ્હોર્યો, દીવા બદલે પેટાવ્યો રે મણિ, ઉજાગરાનો જાંબુડિયો ગઢ, આંગળી નિચોવીએ તો રેલાતા ટાચકા, ઊંઇ..મા ડંખ્યો પરોઢિયાનો વીંછી, પાંપણ ઉપર કાજળ શાસિત રાજ, શ્વેતપણાનું ધીંગું લશ્કર, પાંદડાં હમચી ખૂંદે, પાનમાં કેફ ઝૂલે, નખ્ખ આંગળી શોધે, સ્પર્શ આંધળી આંગળીઓ વગેરે તેનાં ઉદાહરણો છે.

સંજુની કવિતામાં ઋજુ કલ્પનો, તીક્ષ્ણ પ્રતીકો, જાનપદી પદાવલી, નવીન શબ્દતાજગી, અભિનવ સર્જકતા, ભાવસાતત્ય, લયમાધુર્ય વગેરેની ભાતિગળ મુદ્રાઓનું સૌંદર્ય જળવાયું છે. તેથી જ તો તેની કવિતા આસ્વાદ્ય બની છે.

પર્યાયવાચક નામની લટમાળમાં પ્રસરી જવું
ઉર્ફે બનીને ધદ જળવત્ જાળમાં પ્રસરી જવું
(ઉલા અને સાની મિસરામાં સરખા રદિફ :
પૃ. ૪૬)

એક માણસની સમજ લગ
પહોંચતાં વીતી ગયેલાં કૈંક વરસો
એક પછી એક અટકળમાં ડૂબી
રચતા રહે ચેદૂર વડલો.
(કાફિયા ગઝલ પૃષ્ઠ, ૪૮)

ઉપરની કાફિયા ગઝલમાં 'વડલો' કાફિયા કવિએ આયાસપૂર્વક મૂકયો હોય તેમ લાગે છે. 'વરસો' પછી 'વડલો' કાફિયાનું સામ્ય જળવાતું નથી,/સાતત્ય જળવાતું નથી.

**અણિદાર** આરપાર વીંધે હજુય તે
**પડકાર** આરપાર વીંધે હજુય તે
(માત્ર કાફિયા અને રદિફની ગઝલ પૃ, ૫૩)

યુગોથી ઊંઘતી પ્રથા
દસ્તક દઈ જગાડીએ
(ટૂંકી બહેરની ગઝલ પૃ. ૫૬ અને ૫૭)

હો વિચારો highly inflammable
જાણમાં પણ એવી કોઈ વ્યક્તિ નથી.
(પૃષ્ઠ ૭૬)

કોણ કરાવે ? રાત નવસ્ત્રી કન્યા જેવી
ચોક વચોવચ ઊભી એને
એમ બને કે કર્ણ પિતાનું ધાડું લઈને
સાત રથોની હાવળ આવે...
(લાંબા બહેરની ગઝલ : myth નો પ્રયોગ;
પૃષ્ઠ ૭૭)

આ ઉપરાંત લાંબા બહેરની ગઝલો પૃષ્ઠ ૪૮, ૭૭, ૭૮, ૭૯ અને ૮૦ ધ્યાન ખેંચે તેવી છે. આ બધા પ્રયોગો ગઝલક્ષેત્રે નવા નથી, પરન્તુ અગાઉ થયેલા પ્રયોગોને જ કવિ અનુસર્યો છે. 'એક અનિયંત્રિત ગઝલ વિશે કહું તો કવિતાના જે તે સ્વ-રૂપમાં રહીને તેમાં યુગચેતના લાવી શકાય છે. પુરોગામી કવિઓએ પણ ગઝલના સ્વ-રૂપમાં રહીને તેમાં યુગચેતના લાવી શકાય છે. પુરોગામી કવિઓએ પણ ગઝલના પ્રયોગો કર્યા છે તે તપાસી લેવા જોઈએ. ગઝલના સ્વ-રૂપની ઉપેક્ષાથી ગઝલનું સૌંદર્ય ઝંખવાય છે. પ્રયોગો તો સર્જકની આંતરિક જરૂરિયાતમાંથી ઉપસ્થિત થાય છે. માત્ર પ્રયોગો કરવા ખાતર કરવાથી કોઈ જ ગઝલવિશેષ સિદ્ધ થતો નથી.

એક માણસની સમજલગ પહોંચવા વર્ષો વીતી જાય તેમ, કવિતાને પામવા અને શબ્દને ઓળખતાં પણ આખો યુગ પસાર થઈ જાય તો પણ સમજી શકાતો નથી.

કંકોતરી મળી અને શુકન રૂપે તરત
પરબીડિયામાં ચીતરેલી છીંક મોકલી.
(પૃ. ૭૪)

બધે ચીતરેલાં જ જળ તગતગે છે
કહો કેટલું છે ઊતરવાનું ઊંડે, (પૃ. ૫૪)

આ રાતની ત્વચા ઉપર તું સ્વપ્નથી સહી કરે
સૂમસામ પાંપણો તળે એ દૃશ્ય જો હરે-ફરે.
(પૃ. ૫૮)

બારી બહાર બૂમ મારા નામની ઊઠે—
ને ઓરડામાં હું મને લાગું ઝળળ ઝળળ
(પૃ. ૫૮)

અકબંધતા ઉલેચવા
છાતીમાં છીદ્ર પાડીએ. (પૃ. ૫૬)

જાસો મળ્યો છે મીણવત્, આદિમપણા વિશે;
તું આવ, 'ઑગળી જવું' બિલકુલ નજીક છે.
(પૃ. ૬૨)

તરત મૂકી ત્વચા મધબ્હેણમાં
ઉઝરડાનો થયો ઉલ્લેખ તો. (પૃ. ૩૫)

પવનની ઉદાસી જ દરિયો બની ગઈ
પડચો છે સમેટાઈને શઢ યથાવત્ (પૃ. ૬૧)

પર્યાપ્ત છે કારણ : ગઝલનું મૂળ પેલી
માછલીની આંખમાં અકબંધ છે
હું સ્તબ્ધ, પારાવારને કાંઠે ઊભો તાક્યા કરું
છું જાળને હે અક્ષરા !
(પૃ. ૭૦)

તાળવે બાઝી રહેલા સ્વાદમાં રમમાણ આખું
વિશ્વ હો ત્યાં-
કોણ આ બાહુ પ્રસારીને ચીખે છે : હે
સનાતન રૂપ પ્રકટો.
(પૃ. ૪૮)

કાવ્યસંગ્રહનાં કેટલાંક ગીતોમાં લય તૂટતો જણાય છે, પરન્તુ ગીત અને દુહાનું સંયોજન પણ ધ્યાન ખેંચે છે. કેટલીક ગઝલોમાં પણ બંધારણદોષ જોવા મળેલ છે. કવિ પ્રથમ કાવ્યસંગ્રહથી જ ઉઘાડ પામ્યો છે ત્યારે તેણે સવેળા ચેતી જવું જોઈએ.

કવિ સંજુ વાળાનાં ગીતો અને ગઝલોમાં પ્રણય, પ્રકૃતિ, આધ્યાત્મિક રંગ, મૃત્યુ, ઇન્દ્રિયવ્યત્યય, વેદના, સંવેદના, અનુભૂતિ અને સાંપ્રતના દર્શન થાય છે. સાત સખીરી કાવ્યોનો ઉઘાડ થતો જોવા મળે છે. 'સખીરી કેમ ઉકેલું લિપિ જળની / તરંગ લિસોટે પડી જાપ તો/ઘટના પળ બે પળની' તેમાં આવતાં કલ્પનો-પરપોટાનું પોત, પવનનાં પગલાં, એકાન્ત ટકોરા મારે, અચરજની આલ્લણેલ, હું પળનો સંદર્ભ લઈ જન્મેલી વારતા, ઓચિંતી ઊડેલી વાયકાનું સ્તુપ, ઝળઝળિયાં વચ્ચે ઊભા, મર્માલયના ખર્યા કાંગરા, ઝીણી જળવત્ ઘટનાઓની છબી જેવાં કલ્પનોની તાજપની છાલક વાગે છે. 'સખીરી, ચેતનવંતી તમે પંક્તિ અમે કૌંસમાં આવી

ઊભા'માં સખીરી કાવ્યોનો ઉઘાડ થતો જોવા મળે છે.

આ પૃથ્વી પર નવજાત શિશુ તેની મુઠ્ઠીમાં આખું વિશ્વ લઈને આવે છે, તે તેની મુઠ્ઠી ખોલતું નથી, પણ આપણે તેની મુઠ્ઠી ખોલીને જોઈએ ત્યારે તેનું ભવિષ્યકથન કહેનારી રેખાઓ જ આલેખાયેલી દેખાય છે. 'તો પેલું વિશ્વ ક્યાં ગયું !' તેનું આશ્ચર્ય થાય છે અને એ રહસ્યને સમજવાની, ખોલવાનું અને પ્રસ્તુત કરવાની મથામણ કરીએ છીએ. એમ કવિ શ્રી સંજુ વાળાનો આ ગીત-ગઝલસંગ્રહ આપણી સમક્ષ આવ્યો છે, કવિતાની ભવિષ્યની રેખાઓ ગર્ભથી દર્શ સુધી ઉકેલશે ખરી ?



## સાભાર સ્વીકાર

અટકળ : દુર્ગેશ ઉપાધ્યાય 'મુક્ત'નાં કાવ્યોનો સંગ્રહ (પ્રાપ્તિસ્થાન : ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળી લિ., સંસ્થા વસાહત, રાવપુરા, વડોદરા-૧, પૃષ્ઠ ૬૦, રૂ. ૫)

શ્વાસનો પર્યાય : પ્રફુલ્લા વોરાની ૨૧ ગઝલોનો સંગ્રહ (પ્રકા. પોતે, ૩૭, શાંતિનાથ એપાર્ટ., ગોળીબાર હનુમાનના મંદિર પાસે, રૂપાણી, ભાવનગર-૧, રૂ. ૭-૨૫)

ઋતુકંટક : હાફિઝ જરગેલા 'કંટક'નાં નવાં ગદ્યકાવ્યો (પ્રકા. આરતી થીએટર્સ, સરસપુર કોલેજ છાત્રાલયનું મકાન, મિરઝાપુર, અમદાવાદ, પૃષ્ઠ ૮૮, રૂ. ૨૦)

એક્વેરીઅમ : કાસમ જખમીનાં ૭૫ હાઈકુનો સંગ્રહ (પ્રકા. [illegible] કાસમ એન., ટેલિફોન એક્સચેંજ પાછળ, ખેડબ્રહ્મા-૩૮૩૨૨૫, રૂ. ૧)

ઘોર અંધારું ઝમે છે : દેવ સોલંકીનો કાવ્યસંગ્રહ (પ્રકાશક પોતે જ, મુ. પો. મયૂરનગર, તા. હળવદ, જિ. સુરેન્દ્રનગર; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૫૬, રૂ. ૪)

ગગન ખોલતી બારી : શ્રી ચંદ્રકાન્ત શેઠનાં ગીતોનો સંગ્રહ (પ્રકા. આર. આર. શેઠની કંપની, ગાંધી માર્ગ, ફુવારા સામે, અમદાવાદ-૧; કાચું પૂઠું; ડિમાઈ પૃ. ૧૪૪, રૂ. ૪૦)

નિભૃત : નિરંજન ગ. ઉપાધ્યાયનો સુઘડ કાવ્યસંગ્રહ (પ્રકા. પોતે જ, સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભ વિદ્યાનગર-૩૮૮૧૨૦; કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૬૦, રૂ. ૧૫)

યાદ આવે છે તારું પડઘાઈ જવું : ભરત બાપોદરાએ કરેલો ગુજરાતી ગઝલોનો સંચય (પ્રકા. વિક્રેતા : નવસર્જન યુવક મંડળ, બાપોદર, તા. રાણાવાવ, જિ. જૂનાગઢ; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૩૮, રૂ. ૧૦)

ઉપહાર : શાન્તિલાલ મેરાઈનો કાવ્યસંગ્રહ. (પ્રકા. પોતે જ, ૧૭, અજિતનાથનગર, વ્યારા-૩૯૪૬૫૦, કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૫૬, રૂ. ૧૦)

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે ને મન અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ-કાછ-મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે.
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરદ્રવ્ય ન ઝાલે હાથ રે.
મોહ-માયા લેપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય તેના મનમાં રે;
રામનામ-શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભી ને કપટરહિત છે, કામ-ક્રોધ જેણે માર્યા રે;
ભણે નરસૈંયો : તેનું દર્શન કરતાં કુળ એકોતેર તાર્યાં રે.

નરસિંહ મહેતા



સૌજન્યથી

## સિંધ આયુર્વેદિક ફાર્મસી

કાલબાદેવી રોડ, મુંબઈ

ફોન : ૩૧૫૯૮૭, ૫૧૫૩૫૨

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસંત : ૨૦૪૭ : સળંગ અંક ૨૦૦ : દ્વિજ અંક ૧૨૮

માર્ચ-એપ્રિલ ૧૯૯૧

તંત્રી : ધીરુ પરીખ

સલાહકાર :
રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



**અવલોકન**

# નવું લવાજમ રૂપિયા ૫૦

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં નાછૂટકે થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૧ના વર્ષથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૫૦–૦૦ * આજીવન લવાજમ રૂ. ૪૦૦–૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેન્કો પરના ચેકથી સ્વીકારાતાં નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

## સર્જક મિત્રોને

સર્જક મિત્રોને વિનંતી છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

(૧) શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો

નિયોજક શ્રી ચન્દ્રવદન મહેતા

કાચું પૂઠું ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪

[ બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો. ]

*

નવ્ય કવિ શ્રેણી – ૬

(૨) અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ

કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

● પ્રાપ્તિસ્થાન ●

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં ૭ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે :

૧. શ્રુતિ—રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ
૨. આર્દ્રા—ઉશનસ્‌નો કાવ્યસંગ્રહ
૩. રાનેરી—મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ
૪. જળની આંખે—યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ
૫. સાત મહાકાવ્યો—સંપા. ધીરુ પરીખ
૬. પંચમહાકાવ્ય—સંપા. ધીરુ પરીખ

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે. આ તેર પુસ્તકોનો સેટ ૩૧મી જુલાઈ ૧૯૯૧ સુધીમાં ખરીદનારને **રૂ. ૨૩૪-૦૦ને** બદલે માત્ર **રૂ. ૧૮૫-૦૦માં** પ્રાપ્ત થશે. આ રીતે **૨૦%નો સીધો ફાયદો થશે.** વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ **૪૦ ટકાનો લાભ** આપ લઈ શકો છો :

| | | |
|---|---|---|
| ૧. | ટી. એસ. એલિયટ – સંપા. ધીરુ પરીખ | ૭૦–૦૦ |
| ૨. | ગદ્યકાવ્ય – સંપા. ધીરુ પરીખ | ૨૪–૦૦ |
| ૩. | આપણાં ઋતુકાવ્યો – સંપા. ધીરુ પરીખ | ૨૦–૦૦ |
| ૪. | જીભ ઉપરનો ધ્વજ – પ્રફુલ્લ પંડ્યાનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૫. | પાર્થિવ – જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૬. | પરંતુ – વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૭. | અરીસાઘર – બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૮. | અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | ૧૦–૦૦ |
| ૯. | પ્રસંગસપ્તક – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫–૦૦ |
| ૧૦. | નિરુદ્દેશે – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૨૦–૦૦ |
| ૧૧. | 'સાવિત્રી' – ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | ૨૪–૦૦ |
| ૧૨. | આગિયા – ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | ૧૫–૦૦ |
| ૧૩. | અંગપચીસી – ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮–૦૦ |
| | કુલ. | રૂ. ૨૩૪–૦૦ |

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઑ. થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મંગાવનારે રૂ. ૧૦–૦૦ વધુ મોકલવા.

● પ્રાપ્તિસ્થાન ●

**ગ્રંથાગાર :** જવાહરલાલ નહેરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

વસંત વિ. સં. ૨૦૪૭ કવિલોક માર્ચ-એપ્રિલ, ૧૯૯૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## બ્લૅંક વર્સ અને પ્રવાહી પદ્ય

**અ**હીં સ્પષ્ટ કરવું જોઈએ કે કવિતાના ત્રણ પ્રકાર છે: નાટ્યકવિતા, કથનકવિતા અને ઊર્મિકવિતા. અંગ્રેજી ભાષામાં કવિતાના પ્રત્યેક પ્રકારને અનુરૂપ-અનુકૂળ એવો બ્લૅંક વર્સ છે, એટલે કે બ્લૅંક વર્સના પણ ત્રણ પ્રકાર છે. નાટ્યકવિતા માટેનો નાટ્યાત્મક બ્લૅંક વર્સ એટલે કે ડ્રામૅટિક બ્લૅંક વર્સ, શેક્સ્પિયરમાં એની પરાકાષ્ઠા છે એથી એ શેક્સ્પિરિયન બ્લૅંક વર્સ તરીકે પણ ઓળખાય છે. કથનકવિતા માટેનો કથન બ્લૅંક વર્સ એટલે કે નૅરેટિવ બ્લૅંક વર્સ. મિલ્ટનમાં એની પરાકાષ્ઠા છે એથી એ મિલ્ટોનિક બ્લૅંક વર્સ તરીકે પણ ઓળખાય છે. ઊર્મિકવિતા માટેનો ઊર્મિકાત્મક બ્લૅંક વર્સ એટલે કે લિરિકલ બ્લૅંક વર્સ. વર્ડ્ઝવર્થમાં એની પરાકાષ્ઠા છે એથી એ વર્ડ્ઝવર્થિયન બ્લૅંક વર્સ તરીકે પણ ઓળખાય છે. બલવન્તરાયે પૃથ્વીમાં જે પ્રવાહી પદ્ય સિદ્ધ કર્યું તેનું મિલ્ટોનિક બ્લૅંક વર્સથી વિશેષ તો વર્ડ્ઝવર્થિયન બ્લૅંક વર્સ સાથે સામ્ય છે.

બલવન્તરાયે ગુજરાતી ભાષામાં અંગ્રેજી બ્લૅંક વર્સ જેવું જે પ્રવાહી પદ્ય સિદ્ધ કર્યું તેનું એમણે ૧૮૧૭માં 'ભણકાર'માં આરંભે એને વિશે શાસ્ત્ર રચ્યું છે. એમાં એનું 'શુદ્ધ (અગેય) પદ્ય' એવું નામાભિધાન કર્યું છે. એમાં કૌંસમાં શુદ્ધ એટલે અગેય એમ સ્પષ્ટ કર્યું છે. શુદ્ધ પદ્ય એટલે જેમાં ગેયતા નથી, સંગીત નથી એવું અગેય પદ્ય. આમ, એમણે આ પદ્યમાં એની અગેયતા પર ખાસ ભાર મૂક્યો છે. કવિતાના ઘરમાં જ્યાં સંગીતની ઘૂસણખોરી હોય ત્યાં જાણે કે સંગીતને ધક્કો માર્યો ન હોય! નરસિંહરાવના કવિતામાં સંગીત અંગેના આગ્રહ, દુરાગ્રહના સંદર્ભમાં આ અનિવાર્ય હતું. આ શુદ્ધ પદ્ય એટલે અગેય પદ્ય, અખંડ પદ્ય, અભંગ પદ્ય, અબદ્ધ પદ્ય, નિર્બંધ પદ્ય, સળંગ પદ્ય, પ્રવાહી પદ્ય. આ સૌમાં પ્રવાહી પદ્ય શબ્દપ્રયોગ ગુજરાતી પિંગળમાં અને વિવેચનમાં પ્રચલિત અને પ્રતિષ્ઠિત થયો છે, લોકપ્રિય અને સર્વસ્વીકૃત થયો છે.

નિરંજન ભગત
('ઉદ્દેશ'-૯માંથી)

એક ચમત્કાર સમા કવિ મળ્યા છે રમેશ પારેખ, જેણે આજના માનવીની એકલતાને કાલ્પનિક આનંદ અને ભૂતકાલીન જાજરમાન ઘટનાઓને ગીતકાવ્યમાં આલેખી છે.' (પરબ : વર્ષ ૩૦ : અંક ૫ : મે ૧૯૮૯)

તો—

લોકલયનો આ સમર્થ કવિ પણ કહે છે કે, 'કદાચ મારી શ્રદ્ધા છે કે કાવ્યસર્જન દ્વારા કશોક ચમત્કાર બનશે ને જાતને પતંગની જેમ ઉડાડી શકાશે આકાશમાં.' પોતાની કવિતા વિશે તે કહે છે કે—

'મારું કાવ્ય એ તો
મેં વિશ્વના હોઠ પર કરેલું ચુંબન છે.

*

મારી કવિતા હજુ તો
વિશ્વના હોઠ પર મેં કરેલું પ્રથમ ચુંબન છે.'
(ત્વ : પૃ : ૧, ૩)

રમેશ પારેખ તો તેના સાંસ્કૃતિક દાયિત્વોથી સુપેરે પરિચિત અને ભર્યોભાદર્યો કવિ છે. અને એટલે જ તે તેનો પોતાનો શબ્દ, નીજી લય, નીજી મુદ્રા અને અભિવ્યક્તિની તાજપથી સદા મહેંકતો અને નવતર ચીલો ચાતરીને પોતાના માધ્યમ વડે શબ્દ-આરાધના કરે છે. પુરોગામી કવિઓથી કંઈક જુદા પડવાની અને અનુગામી કવિઓ માટે નવતર ચીલો ચાતરવાની સતત મથામણ કર્યા કરે છે. તેણે શબ્દની પાસેથી ઘણું જ બળવત્તર અને અઘરું કામ સરળતાથી કઢાવી લેવાનું કૌશલ દાખવ્યું છે. શબ્દની સંકેતશક્તિનો, સર્ગશક્તિનો, વ્યંજનાનો પૂરો લાભ લઈને. તેની કાવ્યબાની પ્યારત અને કાવ્યચેતનાની કુંકુમ પગલીઓ પાડતી સતત આગળ વધતી જ રહી છે.

ગીતના આંતરબાહ્ય સૌન્દર્યને ખીલવવા માટે લય અને અભિવ્યક્તિની તાજપનો વિશેષ ઉઘાડ થતો જોવાય છે. જુઓ —

'ગોરમાને પાંચે આંગળીએ પૂજ્યાં ને
નાગલા ઓછા પડચા રે લોલ,
કમ્મખે દોથો ભરીને કાંઈ ટાંકચા ને
આભલા ઓછા પડચા રે લોલ.'
(કયાં : પૃ. ૨)

'સખી, મારા આંસુના સાથિયે
બેસીને કાગડો બોલ્યા કરે રે લોલ,
ફળિયે લીલીછમ્ નાગરવેલ્ય કે
ઝરમર કંકુ ઝરે રે લોલ.'
(ત્વ : પૃ. ૧૨૬)

'તમે રે વાવ્યાં તે ઝૂલચાકળાતોરણમાંથી
ઝર ઝર ખરી જાય ઝાડવાં હો જી,
આજ રે કહો તો વેલ્યું આજ રે જોડાવું,
તમે આવો તો રોપાવું રાણી, માંડવો હો જી.'
(ખડિંગ : પૃ. ૬૭)

ઉપરનાં ગીતોમાં જૂના અને જાણીતા લોકઢાળોને ખપમાં લીધેલા જોઈ શકાય છે. પ્રકૃતિના વિવિધ રૂપના આલેખનમાં પણ કવિચિત્ત એક સાત્ત્વિક આનંદની અનુભૂતિ કરતું હોય તેમ જણાય છે, તો પ્રકૃતિ કવિના પ્રણયભાવને આલેખવામાં ઉદ્દીપન બનીને પ્રકટે છે. ભાવ ને પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો બહુધા પ્રતીક અને કલ્પન બની કવિચિત્તની સંવેદનાને વધુ જીવંત બનાવે છે; એટલું જ નહીં, ગીતને આસ્વાદ્ય અને કળાત્મક રૂપ પણ આપે છે. આ

# લોકલયનો સમર્થ કવિ રમેશ પારેખ

## હરીશ વટાવવાળા

રમેશ પારેખ એટલે સતત પ્રયોગ કર્યા કરતો સમર્થ કવિ. કોઈ એક જ પરિવેશમાં જીવનારો એ કવિ નથી. આ કવિ તો નિત્ય નૂતન રહેનારો છે. ગીત, ગઝલ, સૉનેટ હોય, તેની કવિતામાં તમને રમેશના હસ્તાક્ષર જોવા મળશે, રમેશનો લય સાંભળવા મળશે અને તાજપની મહેંક સૂંઘવા મળશે. લોકબોલી તો એના લોહીના લયમાં ઓગળી ગઈ છે. તેની કવિતામાં લોકલય, લોકરંગ અને તળપદ સંબંધ તાણાવાણાની જેમ વણાઈ ગયાં છે. રમેશ જે પરિપ્રેક્ષ્યમાં જીવે છે તે પરિપ્રેક્ષ્યની ભાષાને પકડવા સતત મથતો રહ્યો છે. તે સતત ઊંડાણને તાગનારો, સમજનારો અને તેની માટી સાથેના-મજ્જાગતસંબંધથી પાંગર્યો છે જેથી મૂળની લીલાને જનપદની બોલી, રીત-રિવાજો, વ્રત-તહેવારો, ઉત્સવો, પહેરવેશ, પ્રસંગો, અણુલિકા, ઉછેર, લોકસંગીત, લોકનૃત્યો, લોકમેળાઓ વગેરે સ્થાનીય રંગોથી રંગી તેને કવિતામાં ઢાળવા પ્રયત્ન કર્યો છે જે ધ્યાનાર્હ બન્યા છે. કારણ કે રમેશની સર્ગશક્તિ બળવત્તર છે. શ્રી ધીરુ પરીખ કહે છે તેમ, 'એમનાં ગીતનાં બે આકર્ષણસ્થાનો છે : એક લય, બે અભિવ્યક્તિની તાજપ. આ બીજું તત્ત્વ તો એમની સમગ્ર કવિતાનો લઘુતમ સાધારણ અવયવ છે.' (સમકાલીન કવિઓ : પરબ : વર્ષ ૨૨ : અંક ૮ : ઑગસ્ટ ૧૯૮૧). તેથી જ તો તેની કાવ્યચેતનાનું બીજ ત્વચા ચીરીને અંકુરાય છે રમેશની કવિતાની દરેક પંક્તિ ઉદધિલહર જેવી છે અંતરને આંદોલિત કરે તેવી છે. એમાં લય અને અભિવ્યક્તિની નવોન્મેષી તાજગી છે.

જૂના ભજનના ઢાળો, લોકગીતોના ઢાળો, રંગભૂમિ-ભવાઈના ઢાળો કે હાલરડાંના ઢાળોને પણ રમેશ પારેખે સભાનતાપૂર્વક ખપમાં લીધા છે. આ રીતે ગુજરાતી લોકકવિતાના ગળામાં ઘુંટાયેલ લયરાશિમાંથી આ કવિએ અનેક ઢાળોને પુનર્જીવિત કર્યા છે. મોટા ભાગના આ ઢાળો સૌરાષ્ટ્રના લોકસમાજને ગળે ઘુંટાતા રહ્યા છે. તેનો તે ભૂમિમાં જન્મેલા / પાંગરેલા રમેશે અભિનવતાથી, શ્રી ધીરુ પરીખ કહે છે તેમ 'જીર્ણોદ્ધાર કર્યો છે.' એનું લયવૈવિધ્ય એ કેવળ પ્રયોગશોખનું જ પરિણામ નથી. એની પાછળ ભાવાભિવ્યક્તિ અને પુષ્ટિને અનુરૂપ લયયોજનું પરમપુરુષાર્થી પ્રકરણ છે એ જોઈ શકાશે. તેમ જ લયનું ઘેન ચઢાવે તેવાં આવર્તનોની પ્રલંબાવલિથી લયચકચૂર ગીતો પણ આપ્યાં છે. તેથી જ તો રમેશની કવિતામાં મૌલિક સર્જકપ્રતિભાનાં દર્શન થાય છે.

રમેશ પારેખ લોકલયને જેટલો વહાલથી રમાડી શકે છે, શબ્દમાં ચમત્કૃતિ સર્જી શકે છે, છંદમાં અભિવ્યક્તિની તાજપની મીઠી છાલક મારી શકે છે, શબ્દનું પુદ્ગલ રચી શકે છે, તેવો અન્ય કવિ નથી. એટલે જ શ્રી નવનીત ઉપાધ્યાયે કહ્યું હશે કે, 'આપણા ગીતસાહિત્યને

એક ચમત્કાર સમા કવિ મળ્યા છે રમેશ પારેખ, જેણે આજના માનવીની એકલતાને કાલ્પનિક આનંદ અને ભૂતકાલીન જાજરમાન ઘટનાઓને ગીતકાવ્યમાં આલેખી છે.' (પરબ : વર્ષ ૩૦ : અંક ૫ : મે ૧૯૮૯)

તો —

લોકલયનો આ સમર્થ કવિ પણ કહે છે કે, 'કદાચ મારી શ્રદ્ધા છે કે કાવ્યસર્જન દ્વારા કશોક ચમત્કાર બનશે ને જાતને પતંગની જેમ ઉડાડી શકાશે આકાશમાં.' પોતાની કવિતા વિશે તે કહે છે કે —

'મારું કાવ્ય એ તો
મેં વિશ્વના હોઠ પર કરેલું ચુંબન છે.

*

મારી કવિતા હજુ તો
વિશ્વના હોઠ પર મેં કરેલું પ્રથમ ચુંબન છે.'
(ત્વ : પૃ : ૧, ૩)

રમેશ પારેખ તો તેના સાંસ્કૃતિક દાયિત્વો-થી સુપેરે પરિચિત અને ભર્યોભાદર્યો કવિ છે. અને એટલે જ તે તેનો પોતાનો શબ્દ, નીજી લય, નીજી મુદ્રા અને અભિવ્યક્તિની તાજપથી સદા મહેંકતો અને નવતર ચીલો ચાતરીને પોતાના માધ્યમ વડે શબ્દ-આરાધના કરે છે. પુરોગામી કવિઓથી કંઈક જુદા પડવાની અને અનુગામી કવિઓ માટે નવતર ચીલો ચાતરવાની સતત મથામણ કર્યા કરે છે. તેણે શબ્દની પાસેથી ઘણું જ બળવત્તર અને અઘરું કામ સરળતાથી કઢાવી લેવાનું કૌશલ દાખવ્યું છે. શબ્દની સંકેતશક્તિનો, સર્ગશક્તિનો, વ્યં-જનાનો પૂરો લાભ લઈને. તેની કાવ્યબાની ઉખારત અને કાવ્યચેતનાની કુંકુમ પગલીઓ પાડતી સતત આગળ વધતી જ રહી છે.

ગીતના આંતરબાહ્ય સૌન્દર્યને ખીલવવા માટે લય અને અભિવ્યક્તિની તાજપનો વિશેષ ઉઘાડ થતો જોવાય છે. જુઓ —

'ગોરમાને પાંચે આંગળીએ પૂજ્યાં ને
નાગલા ઓછા પડયા રે લોલ,
કમ્મખે દોથો ભરીને કાંઈ ટાંકયા ને
આભલા ઓછા પડયા રે લોલ.'
(કયાં : પૃ. ૨)

'સખી, મારા આંસુના સાથિયે
બેસીને કાગડો બોલ્યા કરે રે લોલ,
ફળિયે લીલીછમ્ નાગરવેલ્ય કે
ઝરમર કંકુ ઝરે રે લોલ.'
(ત્વ : પૃ. ૧૨૬)

'તમે રે વાવ્યાં તે ઝૂલચાકળાતોરણમાંથી
ઝર ઝર ખરી જાય ઝાડવાં હો જી,
આજ રે કહો તો વેલ્યું આજ રે જોડાવું,
તમે આવો તો રોપાવું રાણી, માંડવો હો જી.'
(ખડિંગ : પૃ. ૬૭)

ઉપરનાં ગીતોમાં જૂના અને જાણીતા લોકઢાળોને ખપમાં લીધેલા જોઈ શકાય છે. પ્રકૃતિના વિવિધ રૂપના આલેખનમાં પણ કવિ-ચિત્ત એક સાત્ત્વિક આનંદની અનુભૂતિ કરતું હોય તેમ જણાય છે, તો પ્રકૃતિ કવિના પ્રણય-ભાવને આલેખવામાં ઉદ્દીપન બનીને પ્રકટે છે. ભાવ ને પ્રકૃતિનાં વિવિધ તત્ત્વો બહુધા પ્રતીક અને કલ્પન બની કવિચિત્તની સંવેદનાને વધુ જીવંત બનાવે છે; એટલું જ નહીં, ગીતને આસ્વાદ્ય અને કળાત્મક રૂપ પણ આપે છે. આ

કવિ શબ્દની સર્ગશક્તિને ખિલવવા સતત ચિંતનશીલ રહ્યો છે.

રમેશની કવિતામાં પોતિકી રચનારીતિ છે. તેમાં રહેલી અનુભૂતિની સચ્ચાઈ, ઘુંટાયેલી ભાવસ્થિતિ, આગવી અભિવ્યક્તિરીતિ, અનુભૂતિને કળાત્મક રૂપ આપવા કલ્પન–પ્રતીક, ધ્વનિનો સમુચિત વિનિયોગ થયેલો જોવા મળે છે. કવિનો કલ્પના-વૈભવ, ભાવનાપરાયણ જીવનદૃષ્ટિ, છંદપ્રભુત્વ ઉત્તમ રીતે આવિષ્કૃત થયાં છે. તેથી જ તો નવીન કલ્પનો દ્વારા કવિ ભાવકોને સૌન્દર્યલોકમાં અવગાહન કરાવે છે. તેમાં કવિની ચૈતસિકશક્તિનો પૂરો પરિચય મળે છે અને તેના બળે મૌલિક અર્થઘટન કરી નવી અર્થચ્છાયાઓ કવિએ મૂકી આપી છે. તેથી જ તો કવિ એના કૌશલથી નિજસ્વર પ્રકટ કરી દિશા ઓળંગવાનું કાર્ય કરી શક્યો છે. ભાષાકર્મની દૃષ્ટિએ સાવ અલગ પડતી રચના —

'ખીંટીએ ઓઢણીને પૂછ્યું કે ક્યાં હાલ્યાં ?
ઓઢણીએ કીધું કે ઊડવા
ખીંટી બોલી કે તને અધવચ્ચે ઝાલશું
તો ઓઢણી કહે, હવે ઝાલ્યો ઝાલ્યો.'

ભાષાકર્મની દૃષ્ટિએ આ કવિતાને તપાસીએ તો સ્વરૂપગત અને અભિવ્યક્તિની નવીન તાજગી જોઈ શકાય છે. તેથી જ આ ગીત સાવ નોખું લાગે છે / અનોખું લાગે છે. આ ગીતમાં રમેશના હસ્તાક્ષર સ્પષ્ટ વર્તાઈ આવે છે. સંવાદાત્મક ભાષામાં અને લોકબોલીમાં લખાયેલા આ ગીતમાં – 'હવે ઝાલ્યો ઝાલ્યો, કયે, અલી મરજાદ રાખ, તને કઈ પા-થી સાલ્યો', 'ઉંબર બોલ્યો કે હું તો આડો નડીશ, ફળિયું કયે : અરરર, તો ઓઢણી કયે : મરં', પાંચીકા જેમ ક્યાંક ફેંકશું', 'હાલ્ય બાઈ, ચાંપ રાખ્ય,' અમે તને નહીં દઈએ ખુડવા, ક્યાં હાલ્યાં ?' આ બધા સૌરાષ્ટ્રમાં બોલાતી તળપદી બોલીના લહેકાઓનો સમુચિત ઉપયોગ ઉપરોક્ત ગીતમાં થયેલો જોવા મળે છે.

ખીંટી, ઓરડો, હીંચકો, ઉંબર, ફળિયું, પાંચીકા, વાયરો વગેરે પ્રતીકો દ્વારા કવિએ ઓઢણી (કાવ્યનાયિકા) સાથેનો સંવાદ રચ્યો છે. ક્યાંય નાટકીય બન્યા વગર નાટ્યાનુભવતી તક પૂરી પાડે છે. સરળ બાનીમાં લખાયેલ આ ગીત ભાવકચિત્તમાં જડબેસલાક રીતે જડાઈ જાય છે.

ઉંમરમાં આવેલ કન્યાના મનોભાવો ઓઢણીના પ્રતીક દ્વારા સંવાદાત્મક લોકબોલીને ખપમાં લઈને સ-રસ રીતે, કુશળતાપૂર્વક સાવજત કરી આ ગીતમાં આવૃત્ત કરી છે. એ જ તો રમેશની સફળતા છે. શ્રી ચિનુ મોદી કહે છે તેમ, 'કાઠિયાવાડમાં હાલ બોલાતી ભાષાના આટલા બધા લહેકા આવા જડબેસલાક રીતે કોઈએ, અનિલે પણ એકે ગીતમાં ઉપયોગમાં લીધા નથી.' (પરબ : વર્ષ ૨૭, અંક ૫ : મે ૧૯૮૬).

રમેશની કવિતામાં વિષયનાવીન્ય, કલ્પનનાવીન્ય, પ્રતીકનાવીન્યની સાથે સાથે સર્જનનાવીન્ય જરૂર છે. તેની સમગ્ર કવિતામાં અનુભૂતિક્ષમ નવ્યસર્જન થઈ શક્યું છે. એ જ તો સર્જકની સર્જનચેતના છે. તેથી જ તો રમેશ પોતાનાં સાંસ્કૃતિક દાયિત્વોને પોતાના આંતરકોષના ખરલમાં ઘૂંટીને જનપદની કવિતા આપે છે. આવા સર્જકની કવિતાને કોઈ પણ ક્ષણે માણવાનું મન થાય. □

# પ્રબળ મન અને પ્રેમાળ હૈયાનો કવિ : રૉબર્ટ બ્રાઉનિંગ

કૃષ્ણવદન જેટલી

વિમ્પોલ સ્ટ્રીટમાં વસતી બીમાર યુવતી ઇલિઝાબેથ બૅરેટ કવિતાપ્રેમી હતી અને તેનું હૈયું પણ કવિનું હતું. તે મૃત્યુની રાહ જોતી હતી; પણ મૃત્યુ આવે ત્યાં સુધી તેના જીવનનો આનંદ કાવ્યલેખન અને કાવ્યવાચનમાં હતો. તેના હૈયામાં કવિ રૉબર્ટ બ્રાઉનિંગની કવિતાએ જીવનપ્રેમ જગાડયો. તેણે કવિને બિરદાવતા–લેડી જિરાડિન્સ કોર્ટશિપ–'સન્નારી જિરાડિનનું સંવનન' કાવ્યમાં આ કવિનું નામ તેના સમકાલીન મહાન કવિઓ ટેનિસન અને વર્ડ્ઝવર્થ સાથે જોડતાં લખ્યું છે :

"બ્રાઉનિંગ પાસેથી કોઈ દાડમને વચમાં ઊંડે કાપતાં, તેની નસોમાં માનવતાનું લોહી-વહેતું હૈયું દેખાય છે."

બ્રાઉનિંગે જ્યારે આ પ્રશંસા વાંચી ત્યારે તેણે ઇલિઝાબેથને પત્ર લખી જણાવ્યું, "હું તમારી કવિતા હૃદયથી ચાહું છું, કુમારી બૅરેટ, ખરેખર જેમ હું આ પુસ્તકોને ચાહું છું તેમ પૂર્ણપણે હૃદયથી. અને હું તમને પણ ચાહું છું." આ પ્રેમે ઇલિઝાબેથને મરતાં બચાવી. તેણે તેના પ્રેમપત્રોથી પ્રેમભેટ કાવ્યો 'સૉનેટ્સ ફ્રૉમ ધ પૉર્ટુગિઝ'માં લખ્યાં છે. બંને કવિઓ વચ્ચે દોઢેક વર્ષ છૂપો પત્રવહેવાર ચાલ્યો અને કુમારી બૅરેટના પિતાના વિરોધને કારણે કવિ રૉબર્ટ બ્રાઉનિંગ અને ઇલિઝાબેથ બૅરેટનાં લગ્ન છૂપી રીતે ૧૨મી સપ્ટેમ્બરે ૧૮૪૬માં–આજથી ૧૩૦ વર્ષ પહેલાં–સેંટ મેરિલબોન દેવળમાં થયાં અને થોડા દિવસો બાદ લગનથી જોડાયેલ નવદંપતી ઇટાલી ભાગી ગયાં. 'બૅરેટ્સ ઑફ ધ વિમ્પોલ સ્ટ્રીટ' નામે નાટક આ વિશે રુડૉલ્ફ બેસિઝરે લખ્યું છે અને તે પરથી ચિત્રપટ પણ ઊતર્યું છે. તેઓ પિસામાં રહેતા હતા, પણ પછીથી ફ્લૉરેંસમાં વસ્યા અને ત્યાં ૧૮૫૦માં તેમને ત્યાં પુત્ર પેનનો જન્મ થયો. ૧૮૬૧માં ચૌદ વર્ષના પ્રસન્ન દામ્પત્યને અંતે ઇલિઝાબેથનું અવસાન થયું અને તેને ફ્લૉરેંસમાં દફનાવાઈ. કવિ રૉબર્ટ બ્રાઉનિંગની એક શ્રેષ્ઠ કૃતિ 'ધ રિંગ ઍન્ડ ધ બુક'–'અંગૂઠી અને પુસ્તક'–પત્ની કવયિત્રી ઇલિઝાબેથ બ્રાઉનિંગને મહાન સ્મરણાંજલિ રૂપ–તેના સ્મારક રૂપ છે.

રૉબર્ટ બ્રાઉનિંગે પત્નીના મૃત્યુ બાદ ઇટલી છોડયું અને તે ઇંગ્લંડમાં આવી વસ્યો. ૧૮૮૯માં તેના સમગ્ર સાહિત્યસંગ્રહના ૧૭ ગ્રંથો પ્રકટ થયા અને તે વર્ષની પાનખરમાં તે ઇટલીના છેલ્લા પ્રવાસે ગયો. ત્યાં તેણે અસોલોની ફરીથી મુલાકાત લીધી અને વેનિસમાં વસી તેણે તેનો છેલ્લો ગ્રંથ 'અસોલાન્ડો' લખ્યો. લિડો નદીને કિનારે ફરવા જતાં લાગેલી શરદીનો વ્યાધિ વધવાથી ૧૨મી ડિસેમ્બરે તેનું મૃત્યુ થયું. પરંતુ તે અગાઉ એક દિવસ તેને તેની છેલ્લી કૃતિ 'અસાલાન્ડો'ની પ્રસિદ્ધિના સમાચાર

લંડનથી તાર દ્વારા મળ્યા હતા અને તે કૃતિને સારો આવકાર મળ્યો હતો તેવું પ્રકાશકે જણાવ્યું હતું તેથી તેને સંતોષ થયો હતો. તેનું શબ ઇંગ્લેન્ડ લાવવામાં આવ્યું અને નૂતન વર્ષની સાંજે ૧૮૯૦માં તેને વેસ્ટમિન્સ્ટર એબિના 'કવિ કોણ'માં દફનાવવામાં આવ્યો. કવિએ પોતાની કવિતા પરના કટાક્ષ-કાવ્યમાં વક્રોક્તિ કરતાં લખ્યું છે :

The bard's a Browning,
he neglects the form;
But ah, the sense, Ye Gods,
the weighty sense.

બ્રાઉનિંગ એક ગાયક છે, પણ તે કાવ્યસ્વરૂપને અવગણે છે. પણ અહો અર્થમાં, ઓ પ્રભુ, કેટલી બધી અર્થઘનતા છે. કવિ બ્રાઉનિંગે આ પાર્થિવ જીવનને અજમાયશી કાળ ગણ્યો છે અને તે જીવનનું ધ્યેય નથી, પરંતુ જીવનનું આરંભસ્થાન છે, પ્રસ્થાન બિંદુ છે.

ઓગણીસમી સદીના વિક્ટોરિય કવિતાના યુગના બે મહાન કવિશિખરો તે ટેનિસન અને રૉબર્ટ બ્રાઉનિંગ. ટેનિસનનું શિખર સારા ઢોળાવવાળું હોવાથી ઘણાને સુગમ લાગ્યું છે, પણ બ્રાઉનિંગ શિખરનું ચઢાણ સીધું છે; કપરું છે. બ્રાઉનિંગ ઓગણીસમી સદીનો સૌથી મૌલિક અને વ્યક્તિસ્વાતંત્ર્ય-વ્યક્તિવાદનો પયગમ્બર કવિ છે. તેનો જન્મ ૭મી મેને દિવસે (૧૮૧૨) લંડન બહારના કેમ્બરવેલમાં થયો હતો. તેના પિતા બૅન્ક ઑફ ઇંગ્લૅંડમાં વડા કારકુન હતા. તેની માતા, લેખક કાર્લાઈલના શબ્દોમાં કહીએ તો, 'સાચી સ્કૉટની સન્નારી હતી. માતાને સંગીત, ઉદ્યાન ગમતાં. કેમ્બરવેલથી અડધા કલાકને રસ્તે ઉપવન સમું ડલ્વિચ આવેલું હતું અને ત્યાં ચિત્રદર્શનગૃહ-પિક્ચર ગૅલરી-સુંદર કલાકૃતિઓથી આંખો ઠારતાં. ચૌદ વર્ષની વયે રૉબર્ટે - શાળાનો અભ્યાસ છોડયો તે પછી થોડોક સમય ૧૮૨૮માં તે નવી શરૂ થયેલ લંડન યુનિવર્સિટીમાં ભણ્યો. પરંતુ તેને ખાનગી શિક્ષકો અને પિતાનું સમૃદ્ધ પુસ્તકાલય આગળ અભ્યાસ કરવામાં મદદરૂપ થયાં. તેને સારા ઘણા મિત્રો હતા. બાવીસમે વર્ષે તેણે બે મહિના રશિયાની મુલાકાત પણ લીધેલી અને તેના પરિણામે તેણે 'ઇવાન ઇવાનોવિચ' સાહિત્યકૃતિ સર્જેલી. ૧૮૩૮માં તે પ્રથમ વાર ઇટલીમાં ગયો અને ત્યાં 'અસોલો' અને વેનિસ-માં રહ્યો તેનો પ્રભાવ 'સોર્ડેલો' અને 'પિપ્પા પાસિસ'માં વરતાય છે. ૧૮૪૪માં તે ફરીથી ઇટલીમાં જઈ નેપલ્સ અને રોમ શહેરમાં વસ્યો હતો અને આ પ્રવાસ દરમિયાન જ તેણે Home Thoughts from the Sea—દરિયા પરથી વતનના વિચારો—નામનું જાણીતું કાવ્ય લખ્યું હતું. તેણે જીવનમાં કવિ થવાનું જ પસંદ કર્યું હતું. ૧૮૩૩માં રૉબર્ટ બ્રાઉનિંગે તેની પ્રથમ કાવ્યકૃતિ 'પૉલિન' તેની 'આન્ટ'( માસી કે કાકી? કે ફોઈ?)ને પૈસે પ્રકટ કરી, પણ તેની એક પણ નકલ વેચાઈ નહિ. આ કૃતિમાં કવિ 'સ્વ'ને 'સ્વાર્થ'ના પ્રેમને ડુબેલો વ્યક્ત કરે છે, અને તેમાંથી બચવા નારીનો પ્રેમ જ એક તરણોપાય છે એમ જણાવે છે. ૧૯૩૫માં

પ્રકટ થયેલ "પારાસેલસસ'ને કવિ વર્ડ્ઝવર્થે આવકાર આપ્યો અને અભિનેતા-નાટ્યસંચાલક મેકરેડીએ તેને પોતા માટે નાટક લખવા ઉત્સાહિત કર્યો. 'પારાસેલસસ'માં વ્યક્ત આધ્યાત્મિકતા દ્વારા સિદ્ધિ મેળવવા યત્ન કરે છે. આની સચ્ચાઈ દુનિયા આપોઆપ સ્વીકારશે-પરંતુ આ રાહ ઘણો કપરો છે, કારણ તેમાં પ્રેમનો અભાવ છે-સ્ત્રીપુરુષના પ્રેમનો નહિ, પણ તેથી વધુ વિશાળ પ્રેમનો. 'પારાસેલસ' તર્કને અનુસરી ઊર્મિને તૃષાતુર રાખે છે. ૧૮૪૦માં પ્રકટ થયેલ અને અત્યંત દુર્બોધ ગણાતા "સોર્ડેલો" કાવ્યમાં વ્યક્તિની આ સ્વ-શોધ આગળ વધે છે. તેમાં સ્વત્વ સેવા દ્વારા પ્રાપ્ત થાય છે અને બલિદાન દ્વારા માનવ પોતાનો આત્મા પ્રાપ્ત કરે છે. અત્યંત પરાજય મહાન વિજય સમાન છે. તે પછીનાં કાવ્યો વધુ અર્થપૂર્ણ અને ઊર્મિસભર છે-જેવાં કે 'પિપ્પા પાસિસ.'

ઈ. સ. ૧૮૩૭માં રૉબર્ટ બ્રાઉનિંગે નાટ્યાત્મક કૃતિઓ રચવાનું શરૂ કર્યું હતું અને તેની પ્રથમ કૃતિ 'સ્ટ્રેટફર્ડ'. ૧૮૪૬માં પ્રગટ થયેલ 'લુરિયા'માં તેણે કરેલ પ્રયોગો સાવ મિથ્યા ગયેલ નથી. પરંતુ તેની નાટ્યકૃતિઓ રંગમંચને લાયક દૃશ્યકાવ્ય કરતાં શ્રાવ્યકાવ્ય સમાન છે અને તેની ગુણવત્તા એકપાત્રી સ્વગતોક્તિમાં છે. ઈ. સ. ૧૮૪૧થી ૧૮૪૬ સુધી પિતાને પૈસે તેણે એક શિલિંગની કિંમતના આઠ ભાગમાં નાટકો અને કાવ્યો 'બેલ્સ ઍન્ડ પોમિગ્રેનેટ્સ-ઘંટડીઓ અને દાડમો' નામે પ્રકટ કર્યાં; ઘંટડી સંગીતનું પ્રતીક છે અને દાડમ વિચારોનું. આ દાડમનો ઉલ્લેખ જ ઇલિઝાબેથે તેના કવિ વિશેના પ્રશંસાકાવ્યમાં કર્યો છે. ઈ. સ. ૧૮૫૦માં તેણે 'ક્રિસ્ટમસ ઇવ ઍન્ડ ઈસ્ટર ડે-નાતાલની સાંજ અને ઈસ્ટર દિવસ' પ્રગટ કર્યું. ઈ. સ. ૧૮૫૫માં તેની 'મેન ઍન્ડ વિમેન', ૧૮૬૪માં 'ડ્રામેટિસ પર્સોનિ' અને ૧૮૬૮-૬૯માં તેનું દીર્ઘ કાવ્ય 'વીંટી અને પુસ્તક' પ્રકટ થયું.

'વીંટી અને પુસ્તક' એ સદીના કોઈ પણ દીર્ઘ કાવ્યથી અનોખી કૃતિ છે અને કવિની કારકિર્દીના મંદિરનો શિખરકળશ છે. ઑક્સફર્ડ અને કૅમ્બ્રિજ વિશ્વવિદ્યાલયોએ કવિ બ્રાઉનિંગને માનદ ઉપાધિથી સન્માન્યો અને બેલિયમ કૉલેજે તેને માનદ ફેલો નીમ્યો. ઈ. સ. ૧૮૮૧માં તેની સાહિત્યકૃતિઓના અભ્યાસ અને તેના માનાર્થે શેક્સપિયરના મહાન અભ્યાસી ફર્નિવેલના પ્રમુખપણા નીચે 'બ્રાઉનિંગ સોસાયટી (મંડળ)'ની સ્થાપના લંડનમાં થઈ. અમેરિકન લેખક હેન્રી જેમ્સની વાર્તા 'ધ પ્રાઇવેટ લાઇફ-અંગત જીવન'માં કવિ અને લોકપ્રિય માનવના પ્રશ્નની ચર્ચા બ્રાઉનિંગના સંબંધમાં છે. 'નાટ્યાત્મક ઊર્મિગીત' અને 'સ્વગતોક્તિ' કવિ રૉબર્ટ બ્રાઉનિંગની કાવ્યક્ષેત્રે સફળ મહાન શોધો છે.

૧૯૪૫માં રચેલ 'સૉલ' શુદ્ધ નાટક છે અને તેમાં આધ્યાત્મિક નહિ પણ મનોમંથનનો રસ છે. ૧૮૫૫માં પૂર્ણ થયેલ 'સૉલ'નો રસ દવા અને વૈદકમાંથી ધર્મ તરફ ઢળે છે. કવિના

ઇલિઝાબેથ સાથેના લગ્ને તેની આંતરિક અપેક્ષા પૂર્ણ કરી અને તેની કલ્પનાને જીવંત અને આત્મવિશ્વાસપૂર્ણ બનાવી. આનું પરિણામ આપણે 'પુરુષો અને સ્ત્રીઓ'માં પૂર્ણ વિકસેલ કલ્પનાશક્તિમાં અનુભવીએ છીએ. 'વધુ એક શબ્દ' દ્વારા તે આ કૃતિનું પોતાની પત્નીને સમર્પણ કરે છે. આ કૃતિમાંનાં કાવ્યો પ્રેમ, કલા અને ધર્મને લગતાં છે. તેમાં માનવો તેમની અનેકવિધ અનુભૂતિઓ દ્વારા પોતાનું ધ્યેય-ભાવિનિર્માણ શોધવા મથે છે. બ્રાઉનિંગ જીવનને – તેની અનેક અભિવ્યક્તિઓ દ્વારા પ્રભુની શોધ કરતું જુએ છે, તેથી તેનાં કાવ્યો પ્રેમકાવ્યો, કલાકાવ્યો કે ધર્મકાવ્યો છે. પ્રભુ પ્રભુ છે અને માનવ માનવ છે. બંને વચ્ચે મહાન અંતર છે. માનવ અને પ્રભુ વચ્ચે પ્રભુનો માનવરૂપે અવતાર એક મહાન કડી છે.

'વીંટી અને પુસ્તક' તેના હેતુ–ધ્યેયને યોગ્ય રીતે વ્યક્ત કરતું એક શ્રેષ્ઠ દીર્ઘ(મહા) કાવ્ય છે. આ કાવ્યનું મૂળ તેણે ફ્લોરેંસના જૂના પુસ્તકવાળાની સાન લોરેન્ઝોમાં આવેલી દુકાને ૧૮૬૦ના જૂનના એક દિવસે મળેલી 'ચોરસ પીળી ચોપડી'માં છે. તેમાં સત્તરમી સદીના રોમમાં બનેલી – પતિએ કરેલ-પત્નીના ખૂનની – સાચી ઘટના છે. આ ઘટનાની વાત આરંભમાં કર્યા પછી દસ સર્ગમાં જુદાં જુદાં દષ્ટિબિંદુઓથી તેનું પુનઃકથન કરવામાં આવ્યું છે. The intervening ten books fall into groups related by points of climax and contrast. એક પ્રકારની ડિટેક્ટિવ–રહસ્યકથા જેવી આ કાવ્યની વાત છે. બીજા સર્ગમાં કાવ્યની શરૂઆત થાય છે ત્યારે લુસિનાના સાન લોરેન્ઝોના દેવળમાં ખૂનથી ઘાયલ થયેલ કોમ્પારિની અને મૃત્યુ પામતી પોમ્પીલાના દેહોનું વર્ણન–દર્શન થાય છે. Life is probation and this earth is no goal. But starting point of man.

'પૃથ્વી પરનું જીવન કેવળ અજમાયશીકાળ છે અને તે લક્ષ્ય કે ધ્યેય નથી પરંતુ માનવ-જીવનનો આરંભ છે' આ તેનું તત્ત્વચિંતન છે. જીવનના બેહૂદા દેખાવ પાછળ રહેલ દિવ્ય હેતુનું સંશોધન કરવું એ બ્રાઉનિંગની કવિતાનો મુદ્રાલેખ છે. તે કહે છે:

> "આ દુનિયા આપણું કોઈ કલંક નથી,
> તે સાફ–અર્થહીન નથી, પણ તેનો અર્થ
> ગહન અને સારો છે. આ અર્થને શોધવો
> તે જ મારા જીવનનાં અન્ન અને
> જળ છે.

તેનું 'ફ્રા લિપ્પો' વિશેનું કાવ્ય એક પાદરીનું મનોમંથન દર્શાવે છે. આ પાદરી સ્વર્ગની ભવ્યતા આલેખે છે અને સાથે સાથે પાર્થિવ સુખો માટે તલસે છે। કવિ જીવનનું દર્શન બાહ્ય દેખાવ પરથી નહિ, પણ અંતરદર્શન પરથી કરે છે. 'પ્રેમને આ દુનિયામાંથી લઈ લો અને તે કબર બનશે.'–એમ કવિ કહે છે. કવિ રોબર્ટ બ્રાઉનિંગ તેની બધી ન્યૂનતાઓ સાથે એક પ્રામાણિક, પ્રેમાળ માનવહૈયાવાળો, અંત સુધી ઝઝૂમનારો યોદ્ધો છે.

One who never turned his back
but marched breast forward,
Never doubted clauds would break,
Never dreamed, though right were
worsted, wrong would triumph,
Held we fall to rise, are baffled to
fight better,
sleep to wake.

જેણે કદી પીઠ ફેરવી નથી પણ સામી છાતીએ આગેકૂચ કરી છે.' આ તેનો મૃત્યુલેખ છે–તેને મૃત્યાંજલિ છે. Browning with all his range is a consistent poet. Vigour of mind and warmth of heart mark the man from first to last.

બ્રાઉનિંગ આરંભથી અંત સુધી એક સાચો કવિ છે. તેની બુદ્ધિ, વિચારશક્તિ અને પ્રેમાળ હૈયું તેની કવિતાના આરંભથી અંત સુધી જણાય છે. તેનો મુખ્ય રસ મનુષ્યમાં હતો અને તેની સમસ્યાઓ તરફ તેણે વેધક અને પ્રોત્સાહક દૃષ્ટિએ જોયું છે. તેની કવિતામાં ટેનિસનની જાદૂઈ શબ્દશક્તિ નથી, પરંતુ તેની ખડતલ શક્તિ ખરબચડી બને છે અને તેની વિદ્વત્તા દુર્બોધતા બને છે, છતાં છંદો પર તેનું પ્રભુત્વ છે. આશાવાદ અને શ્રદ્ધા તેની કવિતાના પ્રધાન સૂરો છે. 'Strive and thrive' તેના છેલ્લા કાવ્ય 'અસોલાંડો'ના અંતિમ શબ્દો છે– 'ઝઝૂમો અને આબાદ થાવ.'



## સાભાર સ્વીકાર

**કાવ્યવિશેષ : નિરંજન ભગત :** શ્રી નિરંજન ભગતનાં ચૂંટેલાં કાવ્યોનું શ્રી સુરેશ દલાલે પ્રસ્તાવના અને સંદર્ભસૂચિ સહિત કરેલું સંપાદન ( મુખ્ય વિક્રેતા નવભારત સાહિત્ય મંદિર, જૈન દેરાસર પાસે, ગાંધીમાર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૧; કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૮૦, રૂ. ૫૦)

**કાવ્યવિશેષ : કલાપી :** કલાપીનાં ચૂંટેલાં કાવ્યોનું સંપાદન; સંપાદક અને વિક્રેતા ઉપર મુજબ (કાચું પૂંઠું; ડિમાઈ પૃ. ૫૪, રૂ. ૨૦)

**કાવ્યવિશેષ : જયા મહેતા :** જયા મહેતાનાં ચૂંટેલાં કાવ્યોનું સુરેશ દલાલે કરેલું સંપાદન (વિક્રેતા ઉપર મુજબ, કાચું પૂંઠું, ક્રાઉન પૃ. ૮૮, રૂ. ૪૦)

**પદધ્વનિ :** સુરેશ લાલનો કાવ્યસંગ્રહ, વિક્રેતા ઉપર મુજબ, ડિમાઈ પૃ. ૧૧૬, કાચું પૂંઠું, રૂ. ૪૫)

## હેમન્ત

(રેખાંકિત ઋતુ)

રાજેન્દ્ર શાહ

### ૧ પ્રભાત

(વસંત-મંદા)

કેવું દ્રવે હૃદય શાન્ત વિભાવરીનું !
  પણે પણે
    વિદલ કુસુમે
      મૌક્તિકે રમ્ય !
-જાણે
  આહ્‌વાન-અર્ઘ્ય રવિને
    —શુચિ આ સવારે.
ત્યાં પૂર્વની ક્ષિતિજ શી સુરખાથી સોહે !
  સોહે જેમાં
    ઉદિત સવિતા
      દીપ્તિએ સૌમ્ય
હાવાં
  વૈતાલિક સ્તવન,—
    સ્પન્દિત કુંજ વ્યોમ.

### ૨ બે કપોત

(મંદા-વસંત-સ્રગ્)

આવી બેઠું વિજન ઘરના છાપરે જે કપોત
  એણે ફુલાવી નિજ કણ્ઠ
    ગભીર ગાને
  દીધું નિમંત્રણ હશે !—
      કહીંથી અચિંત
આવી બીજું સમીપે
  નરતન કરતું કુદકીમાં ઉમંગે.
ત્યાં તો જાણે છત ઉભયને કાજ હો રંગમંચ,
  કોઈ કથા ભજવતાં
    નટ ને નટીશાં;
છે લાસ્ય ગીતિ, રતિ-યુદ્ધ
      અને વિરામ :
ને જાણે અંક પૂરો...
  ...ઝડપ જવનિકા, સંચરે નીલકુંજે.

### ૩ ઊડતાં ફૂલ

(વનવેલી)

ખેતર-શેઢાની વાડ પર
  લહરે ચડેલ ફૂલ ફૂલ :
વ્યોમને આંગણ સરસર
  રંગ રંગ રંગોળી ને ઝૂલ.

અંકાય એવી જ ઊડી જાય,
  વિહંગનો જેમ શમે સૂર :
અન્ધારમાં જેમ આલેખાય
  આગિયાનું ઝણકન્ત નૂર.

ઝાકળિયે બેસી જોયા કરું;
  જોયા કરું શમણુંયે એમ :
વ્હાલપની ભરી ભરી વેળ
  પળ પછી રહે નહિ તેમ.

ખેતર-શેઢાની વાડ પર...

### ૪ ખુલ્લું ખેતર

(પ્રસ્તાર પંક્તિ)

એક બાજુ વરિયાળીનું નીલ હરિયાળું ખેતર,
એની પડખે જ
લણણી પછીનું ખૂલ્લું કોરા કડબથી છવાયલું :
મધ્યમાં છે સારસ યુગલ :
ઉત્કંઠ જે એક
ભૂમિ સમાન્તર છે એની નજર દિગન્તને અનુલક્ષતી
ને અન્ય નિમ્ન ડોકે
તણખલાની વચ્ચેથી વીણી વીણી
આરોગે છે કણ.
હળુ હળુ સ્પર્શી જતી હવા....
રોમાંચશાં ફરકન્ત પિચ્છ :
સન્નિધિમાં આનન્દ હિલ્લોળે દોદુલ નીલિમા.
છાયા પ્રલમ્બાતી જતી જાણે ચુપી ચુપી.
નીરવ એકાન્તે અનુરાગની રાગિણી.

### ૫ નિગૂઢ ઊર્મિ

(પુષ્પિતાગ્રા)

શરદની સુષમા ધરન્ત શ્વેત,
શિશિરતણી પણ સૌમ્ય રક્તિમાને.

લઘુક દિવસ રાત્રિથી છવાય,
શયન-ઘરે શગ સ્નિગ્ધ અન્ધકારે.

વિજન વિપિનમાંહિ દૂર કોઈ
મધુર ઝરે મુરલી-ભણન્ત રાગ :
નવ વિકસિત પુષ્પની સુગન્ધ
સમ ઉર કોઈ વહી ભળે હવામાં.

રતિમય ગતિનો નહીં નિનાદ;
વહન ગભીર જલે નિગૂઢ ઊર્મિ :
રગ રગ મહીં રાસનો હુલાસ;
પ્રશમન એનું વિભોર ભાવહૈયે.

### ૬ તવ આગમને

(અભ્યસ્ત વનવેલી)

તવ આગમને આભા છવાય હિરણ્ય
અમ્બરે ઉર્વીએ :

નીરવ હવા તથાપિ સકમ્પ, અનન્ય
રાગિણી પૂર્વીએ.

દિવ્ય તરુ પરિજાત ઝરે છે ઉમંગ
પુષ્પે શ્વેત-સ્વર્ણ :

વલ્લરી અપરા-દીર્ઘ ભળી રહે સંગ
વ્યોમ-નીલ વર્ણ.

ઉરનું એકાન્ત મુજ ગગન-વિશાળ;
વરેણ્ય છે ભર્ગ :

(નહિ દિન. નહિ રાત્રિ, નહિ જાણે કાલ)
—સ્વયમ્ભૂત સ્વર્ગ.

# ત્રીજું લખનઊ

રઘુવીર ચૌધરી

દહેશત જાગી ગોમતીના ઊંચા ઘાટની આ બાજુથી—
લક્ષ્મણે વસાવેલી નગરીને નદીએ વચ્ચેથી ચીરી નાખી છે કે શું ?
નજીક જઈ નમીને મેં જળ સાથે નજર મેળવી.
બે બાળક નામે શ્યામ અને સલીમ સામસામેના શૂન્ય અવકાશમાં
તાકી રહેવાને બદલે સલમા અને સીતાની જેમ વહેતાં જળમાં હથેલી મૂકે છે.
ત્યાં ગોમતીના લહેરાતા પ્રવાહની હૂંફ સ્પર્શે છે બેઉને.
જળ જોડે છે અજાણ્યાં જીવનને અચાનક.
ન ગણતરી, ન ભીતિ, કેવળ અહેતુક પ્રીતિ.
સાથે હોવાનો રોમાંચ જગવે છે જોનારમાં, શીતળ પ્રાણવાયુ પમરે છે શ્વાસમાં.
નિરંતર વહે છે બેઉ કિનારાને રહી રહીને બાથમાં લેતી ગોમતી—
નિસર્ગની જળગતિ:

નાનામોટા ઇમામવાડા છે આ બીજા લખનઊમાં.
જોવા જતાં પડખું બદલીને પૂછી બેસે છે દહેશત—
અહીં વર્તમાન કરતાં ભૂતકાળ મોટો કેમ ?
શું કામ ઊંચક્યો છે મોટા ઇમામવાડાએ પીઠ પર ભૂલભુલામણીનો ભાર ?
પ્રાર્થનાનું મેદાન છોડી ગયેલો સમય દૂર ડોકાઈને બાતમી આપે છે :
દુકાળનાં કારમાં વર્ષોમાં બંધાઈ હતી આ ઊંચી ઇમારત,
ભૂખ્યા માણસને જિવાડવા.
સર્વહારા બનેલા શ્રીમંતો રોજી માટે રાતે આવી
એક એક ઈંટ ઊંચાઈ વધારતા આ ઇમામવાડાની.

પરગજુ શહેનશાહના સ્મારક પર દુનિયાનો મોટામાં મોટો ગુંબજ આ,
એના ઉપર ઈશ્વરનો અનુગ્રહ સમું આસમાન....

એક ત્રીજું લખનઊ છે રેસિડેન્સીવાં ખંડિયેરમાં.
વિખૂટાં પડેલાં વૃક્ષોની બરછટ છાલમાં ગઈ સદીના ઓથારનો વાસ અવિચળ
પાંદડાંની ડઘાઈ ગયેલી મર્મર....
વાજિદઅલી શાહનાં સંગીત-નૃત્યના બોલ રગદોળાઈને આટલામાં જ દટાયા હશે.

હું પગ ઉપાડી લઉં છું એકાએક અને મૂકું પાછો એ જ માટી પર,
જે એની વીતકકથા કહેવામાં ઉતાવળ કરતી નથી, કેમ કે એને અંત નથી.
આ ખંડિયેર – છેલ્લો વિસામો કંપની સરકારનો.
નદીની સામી પારથી ધસી આવેલા વિપ્લવી વીરોની શહાદત
આ વિલુપ્ત સંગીત ભેગી ભળી ગઈ કે શું ?
શેનો છે આ હૃદય-કંપ ? આ ધ્રુજારો લાલ ?
વિદાય લીધી જેમણે એ શત્રુ નથી મારા, તમારા કે કોઈના.
નથી બદલી શકાતો ભૂતકાળ, નથી વહેંચી શકાતો ભૂતકાળ.
આ ખંડિયેરને ઘેરીને ઘુમરાતી સડકોના ગગનચુંબી કોલાહલ વચ્ચે
સભ્યતાની સરગમને શોધવા જતાં મને સંભળાય છે કરુણનો સમ.
ભૂગર્ભખંડના પગથિયે અજવાળું આથમતું જાય છે.
અઢારસો સત્તાવનના જુલાઈની પહેલી તારીખે તોપના અણધાર્યા ગોળાથી
મૃત્યુ પામેલી ઓગણીસ વરસની સુઝાન પામરની અણજાણ સ્મૃતિ,
વિવશ કરી મૂકે છે આખી સરગમને.
કરુણનો સમ સ્થિર થાય છે રેસિડેન્સીના ઝાકળભર્યા ધુમ્મસમાં.
ત્યાં ગાજી ઊઠે છે વિફળ ઇતિહાસના ગોળા મારી ભીતર.
ગોમતીને કિનારે અંજલિ ધરીને ઊભેલાં બાળકોને
મારી તરસ સોંપીને હું ચાલી નીકળ્યો છું તમારી તરફ—

## ત્રણ ગઝલ / કિશોર મોદી

(૧)

શ્વાસોના તરબતર રમણ વચ્ચે પલળવું છે,
સ્પંદનના ઋજુ અવતરણ વચ્ચે પલળવું છે.
દરિયા સમું હૃદય હવે ફીણાતું જાય છે,
હર જલતરંગના સ્મરણ વચ્ચે પલળવું છે.
વાસંતી એ ચહેરા ચારેકોર તરવરે,
ગુલમ્હોરી દૃષ્ટિના ઝરણ વચ્ચે પલળવું છે.
હુંયે પવનના પારદર્શી તાંતણે ફરું,
જૂઈના મ્હેકતા ચરણ વચ્ચે પલળવું છે.
કિશોર, હરસફર સુરાહીથી મેં પીધી છે,
સાયુજ્યની અનંત ક્ષણ વચ્ચે પલળવું છે.

(૨)

હર રાત હો અમાસી આવું પણ બની શકે,
હર ક્ષણ મળે ઉજાસી આવું પણ બની શકે.
કો બીજ-શી કળી ખરી જતી અહીં, તિમિર
જોઈ રહે વિમાસી આવું પણ બની શકે.
અંધારામાં ડૂબેલાં ગંગાને ઉલેચવા
જવાનું થાય કાશી આવું પણ બની શકે.
એ કુંડળી ફળે નહીં જો હોય હાથમાં
રેખા તિમિરની આછી આવું પણ બની શકે.
કે કિંવદન્તી કે તિમિર વિના કિશોરની
હર સાંજ છે ઉદાસી આવું પણ બની શકે.

## એક સ્મરણાંજલિ ગઝલ

દાન વાઘેલા

નામથી વ્હેતી નદી નકશા ઉપર;
એમ તારું જીવવું ફોટા ઉપર।

કઈ દિશામાં લઈ ગયો એ ભોમિયો ?
ના ચરણ થાક્યા, નવા રસ્તા ઉપર।

ગામને ટહુકો મળ્યો'તો સ્વપ્નમાં;
એ ખબર સાચી ઠરી પડધા ઉપર !

કોણ, ક્યારે, કેમ, ક્યાં ? – પ્રશ્નો રહ્યા :
કોઈ શબ્દો ના મળ્યા વાચા ઉપર.

દાન, સન્નાટો હૃદય ક્યાં જીરવે ?
એ જ મળશે આંખના પરદા ઉપર.

## તો —

દાન વાઘેલા

મારી જ જેમ જાગવાની તક મળે તને;
(તો) આ તો સપન છે; તાગવાની તક મળે તને।

પહેલા મળે છે ધૂળ; પછી મ્હેક પણ મળે;
(તો) એ ચાર ઠેસ વાગવાની તક મળે તને.

ચારે તરફથી સ્વાર્થનો હીંચકારો હુમલો;
(તો) પરમાર્થ લઈને ભાગવાની તક મળે તને.

છેલ્લી ઘડીએ ફૂલ મળે જો ગુલાબનું;
(તો) થોડાંક શ્વાસ માગવાની તક મળે તને.

શબ્દોનું દારૂખાનું ભર્યું અર્થથી જ દાન;
(તો) ભરપૂર તોપ દાગવાની તક મળે તને.

## એક સૈનિક-કવિની ખાનગી નોંધ

કરસનદાસ લુહાર

મારો
મશીનગન સોંતો હાથ
ફૂલવંતી ડાળખીમાં
ફેરવાઈ જશે
પછી
તમે
'યુદ્ધ' શબ્દની
સાચી જોડણી માટે
ફાંફાં મારતા હશો
શબ્દકોશની
સૂમસામ
શેરીઓમાં..!

# મોના – એક અનુભૂતિ

કિશોરસિંહ સોલંકી

(૧)

મોના,
આ પ્રેમપ્રેમની વાતુમાં
આપણે ક્યારેય ના પડીએ!
કોઈને જોઈ જવાય તો
ભીખારવો ભાવ જાગે
લાંબ્બી લચ્ચક લાગણીઓ વાગે
પણ ભઈના દીયોરની ભાષા તો
મૂંગી મંતર થઈને છાનીમાની ભાગે!

જુઓ,
નજરુને નજરુ મળે
સાત સમંદર સામટા ખળભળે
આંખોમાં ગોરંભાય આષાઢ
વાયરો વાતોનું ધણ લઈને
બહાર નીકળે માઢ!

ભઈ,
આ લાગણીબાગણી બધુંય
હમજવા જેવું સે
જે સે એ તો આંસ્યોના ઉલાળા સે
કાયાની માયા સે.,

લ્યો,
ભાવને ભગાડો
લાગણીઓને નાખો બાફી
અને નજરુમાં
મુઠ્ઠી ભરીને ભભરાવો મરચું
પછી
કરો પ્રેમપ્રેમની વાતું!
એટલે તો કહું છું કે,
ભઈ
પ્રેમ તો વાડચમાં પડેલું એરુ સે!

(૨)

મોના,
મને તારા નામનો કાળોતર ડંસ્યો છે.
નથી આવતી ઊંઘ
જો, આ પવનને સૂંઘ
નથી લાગતી ભૂખ
ક્યાં જઈને મૂકવું આ દુઃખ?
આ ટુકડે ટુકડે તરફડતી માયા
બેચેન બની તલસતી કાયા
એની નસેનસમાં
વ્યાપી ગયું છે વિષ
તેથી રુંવાટે રુંવાટે
ફૂટી નીકળી છે તારી ચીસ!
વૈદો–હકીમો આયા
મંતર–જાપ જપાયા
ઘણા ગારુડી ચસચસ ધાયા
ઢોલ–નગારાં–ડાકલાં વગાડચાં
ભૂવાબૂવા આવીને ભૂતડાં ભગાડચાં!
પણ આ તો કાળોતરો
ઉતાર્યો ઊતરે શાનો?
મારાં અંગેઅંગમાં લાગી છે

કાળઝાળ
અગનઝાળ
તેથી
ચોમેરથી વધી રહી છે ભીંસ
તું આવ ને ચૂસી લે આ વિષ.

મોના,
તને ખબર છે ને?
વિષનું મારણ વિષ જ હોય છે, એ?

(૩)

મોના,
કાગળના દરિયામાં
શબ્દોની હોડીઓ
સતત આવ-જા કરે.

દરિયો ક્યારેક શાંત
ક્યારેક અશાંત
હોડીઓ હાલકડોલક થાય
અમથી અમથી અકળાય.

ઊગે પૂનમ આકાશમાં
અધીરો દરિયો
દોડે જવા એની પાસમાં!
ઊછળે મોજાં
હોડીઓ ફંગોળાય
ટક્કર લે ટકવા માટે
તો ય
ધક્કાવતાં
હડસેલતાં રહે મોજાં
અને
આખરે ડૂબતી જાય તળિયે
બિચારી હોડીઓ....

(૪)

મોના,
તું મંદિરમાં બેઠેલી મૂર્તિ
હું પૂરી કરવા મથતો આ પાદપૂર્તિ.
લાગણીઓ ટોળે વળે
એકમેકને મળે
શબ્દોનાં ધાડાં આવે
બારણાં ખખડાવે
પણ તારી સાંકળતો બંધની બંધ જ રહે!
આ મંદિરદ્વાર
આવું છું વારંવાર
ધૂપ-દીપ-નૈવેદ્ય ધરું
બીજું તો હું શું કરું?
મોના,
પથ્થર તો ક્યારેય બોલતો હશે!
—પણ તું?

(૫)

'આવી શકું અંદર?' કહેતો હું
ઘરમાં પ્રવેશવાની રજા માગતો ઊભો છું
તારા બારણામાં, મોના.
તું ઊભી છે બારણું ખોલીને મારી સામે!
નથી તું આવકારતી મને
નથી તું જાવકારતી મને
બસ,
તારી નિષ્પલક આંખો જોઈ રહી છે

મને – હું તને !
પ્રલંબ મૌનનો રસ્તો
વિસ્તરતો જાય છે આપણી વચ્ચાળે
અને તરફડતા પારેવા જેવા શ્વાસ
આવ–જા કરી રહ્યા છે એ રસ્તેથી !

કહેવાય છે કે
આંગણે આવનારને આવકાર આપવો
એ તો આપણો અતિથિ ધર્મ છે
તો શા માટે
તારા ઘરમાં
પ્રવેશવાની રજા માગવી પડે છે મારે ?

હું ફરીથી પૂછું છું :
'આવી શકું અંદર ?'
ત્યારે તું ભરઊંઘમાંથી
એકાએક જાગતી હોય એ રીતે
'ઓહ...આંઆઆવો...' કહેતી
આવકારે છે મને...
(ક્યાં હતી હમણાં સુધી તું ?)
મોના,
ધીમા પગલે હું
બારણામાં પ્રવેશું છું અંદર
અને ધમની–શિરાઓમાં થઈને
વિસ્તરી જાઉં છું તારા
ઘરમાં–નખશિખ !'

(૬)

હલ્લો...હલ્લો...મોના...
તું સાંભળે છે મારો અવાજ ?
ફોનની ઘંટડી વાગતાં તો તેં
ઉમળકાથી ઊંચક્યું હતું રિસીવર
અને એટલા જ ઉત્સાહથી
'હલ્લો...' પણ બોલી હતી, તું.
પછી કેમ મૂક બની ગયો તારો અવાજ ?
હલ્લો.. હું બોલું છું હું...
સાંભળે છે મારો અવાજ ?...

° ° °

હલ્લો.... મોના....
કોઈ ફોન કરે તો
માત્ર રિસીવર કાન પર ધરી
રાખવાથી કામ પતી જતું નથી !
સામેની લાગણીને ઝીલવી પડતી હોય છે
અને જવાબ પણ આપવો પડતો હોય છે;
કારણ કે આપણો તો
અત્યારે આ ફોન જ સાથી છે
હલ્લો...સાંભળે છે તું ?...

° ° °

હલ્લો...ઓળખ્યો મારો અવાજ ?
એકબાજુથી બોલવાથી
સંવાદિતા સાધી શકાતી નથી
કે નથી સાધી શકાતો
અરસપરસનો વ્યવહાર.
સંવાદિતા સાધવા માટે તો
બે છેડાને એક થવું પડતું હોય છે.
એટલે તો કહું છું કે, સાંભળે છે મારો અવાજ ?
હલ્લો...તું બોલને...બોલતી કેમ નથી, મોના ?

° ° ° °

મોના....
આટલે દૂર હોવા છતાં મને દેખાય છે
તારા ચહેરા ઉપર ફૂટતી વાસંતી કૂંપળો

બારી વાટે ચાલી જતી તારી નજર
જોજનો માઈલો દૂર તાકી રહી છે
અને તારી આંખોમાં
સળવળે છે સાપોલિયાં
તારા શ્વાસમાં તરફડે છે
પાણી વિનાની માછલીઓ
તારા હાથમાંનું રિસીવર પણ
અનુભવે છે તારો કંપ!
તારા હૃદયના ધબકારા
ઝીલી રહ્યા છે આપણી વચ્ચે
દોડધામ કરતા આ
ટેલિફોનના વાયર!
તો ય,
તું સાંભળતી નથી મારો અવાજ?

o o o o

હલ્લો...મોના...
અત્યારે
તારું મૌન મારા અંગેઅંગમાં
દીવડા પેટાવી રહ્યું છે
અને તું શ્રાવણની વાદળીની જેમ
મારા ઉપર
ઝરમર ઝરમર વરસી રહી છે
હલ્લો...તું સાંભળે છે મોના....
હું તારો અવાજ બોલું છું....

(૭)

મોના,
તારું આ ઘર
માત્ર પથ્થરનો દર?
તેં મક્કમ રીતે કરી દીધું છે બંધ
એમાં વાસી થઈ ગયેલી
ગૂંગળાય છે ગંધ!
ક્યાં ખોવાઈ ગઈ છે તારા ઘરની ચાવી?
છવ્વીસ છવ્વીસ ઓરડા
અકબંધ ભીડીને
ક્યાંથી અત્યારે તું સામે આવી?
મોના,
ઘર છે તો
કોઈ આવે
કોઈ જાય
કોઈનાં પગલાં આંગણું અજવાળે
કોઈનાં પગલાં આંગણું પ્રજવાળે
તેથી
ઘરનાં દ્વાર થોડાં બંધ કરી દેવાય?
ઉઘાડું રાખવું પડે બારણું
કારણ કે, તે ઘર છે, માટે, સમજીને તું?

(૮)

મોના,
આપણી ચારે બાજુ
લોહીના ઘૂઘવી રહ્યા છે દરિયા
ત્યારે આપણે
'ચાહવા'ની વાત કરવી
તે કેટલું યોગ્ય છે?
કોઈ દાતણિયો દાતણ કાપવા ગયો હોય
અને ધચાધસ ડાળીઓ કાપે
એમ, આજે
માણસને માણસ કાપી રહ્યો છે

એની વેદના મૂંગી મૂંગી રેલાય છે
રસ્તા ઉપર
ત્યારે આપણે કેવી રીતે
આલિંગી શકીએ એકમેકને?

મોના,
આપણે માણસ છીએ એનું
ભારોભાર દુઃખ છે આજે!

(૯)

મોના,
હવે હું ચાહવા જ બેઠો છું તો
ચાલ તને પૂરેપૂરી ચાહી લઉં.

તારી વહેતી નદીને કયા ભવમાં
મેં મારી હથેળીમાં રોપી હશે
એની મને તો ખબર નથી
પણ જ્યારે તું દરિયો થઈ જઈશ
ત્યારે જ પામી શકીશ
આકાશનો સાચો મર્મ!

તારા વરસતાં અંધારાંની ધારો તો
મારી આંખોમાં ઊંડી ઊતરી ગઈ છે
એ ક્યારે આવશે બહાર
એની તો મને ખબર નથી
પણ જ્યારે
તારા શ્વાસ
મારા વૃક્ષની ડાળીએ બેસીને
પોરો ખાતા હશે
તારા થનગનતા પગ
મારાં મૂળિયાંમાં આવીને થંભી જતા હશે
તારો લીલોછમ્મ પડછાયો સતત
મારી પ્રદક્ષિણા ફર્યા કરતો હશે
અને પ્રથમ વરસાદ પછી આવતી
માટીની મ્હેંક જેવી તું
મને ભરી દેતી હશે
ત્યારે જ
તું પામી શકીશ
ચાહનાનો સાચો અર્થ!

## મિત્રો નડયા હશે / દિનેશ ડોંગરે 'નાદાન'

લાગે છે આત્મ સાથે સિતારા લડયા હશે,
ને એટલે ખરીને ધરા પર પડયા હશે!
ઘાયલ થયો છે ફૂલથી શાયદ એ ભ્રમ હશે,
ફૂલોને સ્પર્શવા જતાં કાંટા નડયા હશે!
આ શુષ્કતાઓ રણમહીં અમથી નથી પૂગી,
હરણાંઓ કેટલાંય એમાં તરફડયાં હશે!
વરસાદ આ રીતે ન'તો વરસ્યો પ્હેલાં કદી,
મારું સ્મરણ થયું હશે ને એ રડયા હશે!
દુશ્મન થયું ન કોઈપણ અંતિમ સમય સુધી,
"નાદાન" એટલે તને મિત્રો નડયા હશે!

## તારા માટે

'પ્રણય' જામનગરી

વિચાર્યું છે જ્યારે – કેવળ તારા માટે
નથી વિચાર્યું જ્યારે –
એય પણ તારા માટે.
માછીમારે પાથરેલી જાળ જેવું જગત
પણ ચાહ્યું છે મેં – તારા માટે.
તારા માટે જ હઠ કરી છે
ફૂલોથી લચી પડતી ડાળ સાથે
તારા માટે જ
સૂર્યની સાથે દોડયો છું
બેસી ગયો છું
અરધી વાટે એય તારે માટે.
તારા માટે જ ચાહ્યું છે જીવનને
મૃત્યુને ય આહ્‌વાન આપ્યું છે
તારા જ માટે.

તારા માટે જ
કોરા કાગળોને શણગારી દીધા છે
મારા મેલાઘેલા શબ્દોથી.
તારી પૂર્વે પણ હતી તું જ
અને તારા પછી યે કેવળ તું જ.
વિસાર્યું છે બધું કેવળ તારા માટે
અને યાદ કર્યું છે જે કંઈ
એય કેવળ તારા માટે
તારા જ માટે
તારા જ માટે......

## યુદ્ધ પછી —

કરસનદાસ લુહાર

ચીખી ઊઠે છે શ્વાસમાંયે સાયરન હજી,
અન્ધારપટનું આંખને છે સંવનન હજી,
બોમ્બર વિમાનના સતત સૂસવટ સાંભળું;
કે, જ્યારે જ્યારે વાય છે ભારે પવન હજી.
આકાશ સામે એમ કયાં જોઈ શકાય છે?
લાગે છે આગ ઓકતું જાણે ગગન હજી.
સંચારબંધી લોહીમાં પ્રસરી રહી હશે;
ઉષ્માનું થાય છે કયાં ગમન-આગમન હજી?
ઓચ્છવ લીલાશનો લઈ આવી વસંત પણ,
છે લોહીઝાણ બા'ર–ભીતર આખું વન હજી.
ફૂટેલ બોંબની જ કરચ શી બધી ક્ષણો–
સ્વજનની શેરીએથી વિણે મારું મન હજી.

## બે ગઝલ

ગુણવંત ઉપાધ્યાય

(૧)

મારામાં લોક જીવે કારણ-શરીર જેમ,
મુફલિસપણાની ચાદર વણતાં કબીર જેમ.
અસ્તિત્વની જણસ છું અદશ્યમાન રૂપે,
કાગળ ઉપર ઊતરતો કેવળ કથીર જેમ.
હોવાપણું મળ્યું છે પૂઠાં વચાળ એવું,
ઘેરી વળે નસેનસ ઊધઈ લકીર જેમ.
કેવળ નશો છે કેવળ ઉપરાંત કંઈ કશું ના,
શબ્દોને વાપરું છું ફક્કડ અમીર જેમ.
લોકો શ્વસી રહ્યાં એ મારા જ ઉચ્છ્વાસો,
કૌવત ગણો તો કૌવત નહિતર ખમીર જેમ.

(૨)

ત્યાં જ પ્હોંચ્યો કે તરત પાછો ફર્યો,
એ ય નિર્જન સ્થાન, પડઘો ના પડયો.
આટલે ચઢતાં હજું થાકયો નથી,
હરકદમ ઉજ્જવળ-નો પાનો છે ચઢયો.
છેક અંતિમ, અંતિમોની હદ સુધી,
જાત પ્હોંચાડી પછી ના ઓળખ્યો.
કોણ કહે છે અંગ સઘળાં રણઝણે?
જ્યાં ન ફરકે એક ચકલું ત્યાં ગયો.
કોઈ સ્પંદન, કોઈ ક્રંદન, કંઈ નહીં,
એકલી નિર્લેપતાનો અંચળો.

## ત્રણ ગઝલ

રાજેશ પંડ્યા

(૧)

બેઉ પૃષ્ઠોની વચાળે જૂઈનું વાતાવરણ.
આપમેળે વિસ્તરી ફેલાય છે ક્યારેક પણ.

આપણી કોમળ ત્વચા ઝીલી શકે છે ઝીંક પણ,
આંગળી અડતાં જ ચિરાતું હવાનું આવરણ.

ઊડવા નામે ફક્ત બે પાંખ સરવાળો બને,
ચાલવા નામે સમય પણ સેરવી લેતો ચરણ.

કોણ દશ્યોના સ્વરૂપે છેતરે છે કીકીઓ?
કાચના તૂટી જવાને પૂરતી છે એક ક્ષણ.

ફૂલના જેવી અમે લખવાને ધારેલી ગઝલ,
(પણ) ટેરવે આવી અને અફળાય પોલાદી સ્મરણ.

(૨)

જળ ગયાં થીજી અને મેલાં થયાં,
એમ ન્હેવાનાં ટીપેટીપાં થયાં.

આપણે એક જ હતાં જળ જેમ પણ,
જે ક્ષણે જુદા થયાં : કાંઠા થયા!

માર્ગ ગૂંચવાતો ગયો દોરી બની,
ને અહીં બન્ને ચરણ ખીલા થયા.

તે પછી મારા લખેલા નામ પર,
આંગળી મૂકી તો પરપોટા થયા.

સાવ ઓચિંતા કમળના દંડ પર,
ટેરવાં વરસો પછી રમતાં થયાં.

(૩)

અસરમાં સદંતર થવું આંખનું બાદ,
અહીં ભેજ પણ નહીં અને ક્યાંક વરસાદ.
જરી ડાળ સાથે હવાનું ઘસાવું–,
અમે સાંભળી ચીસ કે સાંભળ્યો સાદ?
નથી માત્ર ક્રિયા કાંકરી ફેંકવાની;
જુઓ કોઈ જળમાં જગાવે છે જેહાદ.
વહે, ઓગળે, ઊછળે કે થીજે પણ,
સતત લોહી રૂપે પ્રગટ થાય જલ્લાદ.
અખંડિત ધ્રૂજ્યા કરે જ્યોત ઝીણી,
અને કાળોધબબ કાચની જેમ ઉન્માદ.
સળકતું કણું હોય અથવા નદી હોય,
ટપકતો રહે આંખથી ઘોમ વિષાદ.

## માનવી જ બાકાત છે!

'ઉશના'

કંઈ હોત તો હું પણ કહેત કે દિવસ છે કે રાત છે;
આ 'છે–નથી' ના 'લોક'માં છૂપી કહે કઈ વાત છે?
'હું કોણ છું'– એના વિશે ક્યાં છે મને ખબરે કશી?
આ આયનાને પૂછ તું મારી અસલ શી ભાત છે?
લે, તું જ મારી આપદાનું મૂળ થઈ પૂછે મને–
કે 'આજ કાં વાતાવરણમાં આવડો ઉધમાત છે'!
ક્યાં બિંબ ને પ્રતિબિંબની વચ્ચે કશો ઝઘડો હતો?
હોળી જલાવી આયને– સાલો બડો કમજાત છે!
પેટ્રોલ ખૂટ્યું તો હવે તૂટી પડ્યા લો, આંસુ પર!
આંખો ઉપર બસ ત્યારથી બેઠી પનોતી સાત છે!
છે દાનવો હાજર બધા તો દેવતા યે ક્યાં નથી?
કે માનવોની મીટીંગમાં બસ માનવી જ બાકાત છે!
લે, સાંભળી મારી કથા પર્વત બધા પીગળી ગયા,
છે અંત તો આઘે ઘણો, આ તો હજી શરૂઆત છે!

## નીકળ્યું છે!

ભરત ભટ્ટ 'તરલ'

ફરી કોઈ રણમાં જવા નીકળ્યું છે;
હરણ જેવું મન હાંફવા નીકળ્યું છે!

તરસની મઝા માણવા નીકળ્યું છે,
કે, મન ઝાંઝવું ચાખવા નીકળ્યું છે!

સરેરાશ સઘળું સમેટાઈ જાશે,
હે ઇચ્છા! તને શું થવા નીકળ્યું છે

એના લોહીમાં જન્મથી ઘુમરી છે,
અરે મન! વમળ ઝાલવા નીકળ્યું છે!

મને કોઈ ભીતરથી ચીરી રહ્યું છે,
ને મને આયનો માગવા નીકળ્યું છે!

## પરપોટો

હરિહર જોશી

પરપોટો ચાલ્યો જળ મોઝાર!
જળને તરાપે ચાલ્યો જળનો અસવાર...
એના ઝલમલ બંધાયા ઝીણા ઓરતા;
કંપ્યું ઝાકળભીનું ઝીણું જર્જર અંગ!
એમાં તડકો પ્હેરીને મૃગજળ ઘોરતા,
છૂટયો લ્હેરોનો ભીનો, ભીનો સંગ!
જાવું લાંબે ને પાંખા ઓજાર...... પરપોટો૦

એને અડકયા પવન પંડે પાતળા;
એણે હળવે સંકોરી એની કાય!
ભમરીએ ખોલ્યા ભમ્મર આગળા
એની આંખે શમણાં બુઝાય!
ત્રાંસા પવન ને દરિયો તોખાર...
જળને તરાપે ચાલ્યો જળનો અસવાર...પરપોટો૦

## માછલી

નીતિન વિ. મહેતા

સખી શમણું આવ્યું કે ગયો દરિયો સુકાઈ
હું તો નીંદરમાં તરફડતી માછલી,
દરિયા વિનાના અહીં ઝૂરતાં હલેસાં,
હતી હોડીની કાયા સાવ પાંગળી.
બળબળતી રેતીમાં પગલું પડયું
એમાં પંખીએ ટહુકો એક મેલ્યો,
પીંછાની આસપાસ બાંધીને વાડ
પછી પડઘાને દૂર દૂર ઠેલ્યો.
છીપલાંની આંખોમાં કોરાં આંસુ
ને શ્રીફળ તો ખાલીખમ કાચલી,
હું તો નીંદરમાં તરફડતી માછલી.
નહીં મોજાનું મારણ, નહીં ખડકોનું ક્રંદન
નહીં પરપોટા ફૂટયાની ઘટના,
સૂરજને કાજ ફૂણી શય્યા નહીં
નહીં વમળોમાં ગૂંથાતી રચના.
ઝબકી જાગી તો હતાં ઘૂઘવતાં પૂર
મને ઝાલીને ઊભી'તી થાંભલી
પછી ઇચ્છાની તરતી'તી માછલી.

---


## કવિલોક અંગેની માહિતી

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડોલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ. ૯
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૪૭૬૬૦)
મુદ્રણસ્થાન – પ્રકાશ ટ્રેડર્સ, અમદાવાદ-૩૮૦૦૦૧

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

લવાજમ મોકલવાનાં અન્ય સ્થળ : (૧) વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ, આણંદ; (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફરોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧; (૩) ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯; (૪) સાહિત્યમિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

# જલે ચિરાગ જો તારો !

ઉશના

મળે આ સાંજના અખબારમાં હેવાલ જો તારો !
મળે આ ઝાંઝ ને પખવાજમાં પણ તાલ જો તારો !

લગાવું આભમાં ડૂબકી અને પાતાળમાં ઊડું,
અતલનો તાગ લૈ આવું મળે એક તાગ જો તારો !

અરે, આ રાગના આરોહને અવરોહમાં ખોયો !
મળે ખોવાયલો પાછો મને અનુરાગ જો તારો !

દીપકના રાગથી પ્રકટ્યો નહીં જો શબ્દનો દીવો !
ગઝલનો રાગ છેડું લે, જલે ચિરાગ જો તારો !

પીછી લૈ મોરની પૂર્યા ગઝલના ફૂલમાં રંગો,
ભરી દઉં મ્હેંકવણ એમાં મળે એક શ્વાસ જો તારો !

# બે ગઝલ

મણિલાલ હ. પટેલ

(૧)

હતો ભરેલા ફળિયા જેવો,
પ્રેમ હવે તો નળિયા જેવો.
ખાલી કૂવે ઝૂરે ગરગડી
પ્રેમ લોહના સળિયા જેવો.
ખળખળ વ્હેતો મોલ નીકમાં
પ્રેમ ક્યાંક ઝાકળિયા જેવો.
તમે હતાં–નો પોપટ ઊડ્યો
પ્રેમ રઝળતો ઠળિયા જેવો.
આંખ તમારી કોરીમોરી
પ્રેમ કેમ ઝળઝળિયાં જેવો.

(૨)

ડાયરામાં પાનનું બીડું ફરે
ને અચાનક તું મને કાં સાંભરે ?
સોન મ્હેલે મેં પરી જોઈ હતી,
સાંજ થઈને આંગણે તે ઊતરે.
દાબડીની મેશ મેં આંજ્યા પછી,
રાજકુંવર-શો સમય પાછો ફરે.
પાનનું બીડું પછી ચાવી ગયો,
એટલે તો અપ્સરાઓ સાંભરે.
ડાયરો તો ક્યારનો ઊઠી ગયો,
ઘેન જેવી તું છતાં ના ઓસરે.

## નીકળ્યો છું

શરત ભટ્ટ 'તરલ'

હું ક્યાં આવવા કે જવા નીકળ્યો છું,
હું તો ફક્ત બસ હાંફવા નીકળ્યો છું!

આ ઘરના ખૂણામાં જ ભેખડ ધસે છે,
અને હું નદી ખોદવા નીકળ્યો છું!

કશુંક છાતીમાં હું સળગતું લઈને—
ધુમાડાને છંછેડવા નીકળ્યો છું!

હવે ફક્ત રોબોટનું હું નગર છું,
તને હે પ્રલય! રોકવા નીકળ્યો છું!

'તરલ', એક ચોપાનિયાંના મુલકમાં,
ગઝલ ભીંત પર ચોડવા નીકળ્યો છું!

## મૂંગા માણસની કવિતા...

રમેશ ત્રિવેદી

છાલક મારે ક્યાંથી લ્હેરો?
દરિયો ફેંકે રણની લ્હેરો.

સાવ અજાણે ટાંગી દીધો,
શબ્દોમાંથી પેલો ચ્હેરો.

ફૂલો સૌરભ આપી દેતાં,
કંટક ભરશે કેવો પ્હેરો.

મૂંગા-મંતર માણસ સાથે
જાણે વાતો કરતો બ્હેરો.

જાત-જનાજો બંને સરખા
ગણતાં એકલસૂરાં શ્હેરો.

---

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી


[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફોર્મ નં. ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન-સ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯.

૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે.

૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય,' વિજયપાર્ક, નવરંગપુરા. અમદાવાદ-૯

૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રીયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય,' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ (પ્રકાશક)


---

## મારો અવાજ તને... / જગદીશ વ્યાસ

મારો અવાજ તને સંભળાય છે જગદીશ?
તેં ભલે મને સાતમે પાતાળ દાટી દીધો.
પણ હું હજી જીવું છું.
અને જીવું છું ત્યાં સુધી બોલીશ.
ધગધગતી રેતના વરસાદમાં
તું ગુલાબનો છોડ રોપવા નીકળે
તો તને વારવોય પડે.
અને બળી ગયેલા છોડ પાસે બેઠો બેઠો તું
મહેક માણતો હોય, પ્રસન્ન વદને,
તો હસવું ય આવે.
એમાં આમ મને દાટી દેવાનો ભલા?
પણ જોજે. એક દિવસ હું બહાર આવીશ...
અને તારા ચહેરા પરનો વરખ ઉખાડી નાખીશ.
એમ હું મરતો નથી.
તું મને સાંભળે તો છેને જગદીશ?

## ચાહનાનો અર્થ / કિશોરસિંહ સોલંકી

હવે હું ચાહવા જ બેઠો છું તો
ચાલ તને પૂરેપૂરી ચાહી લઉં.
તારી વહેતી નદીને કયા ભવમાં
મેં મારી હથેળીમાં રોપી હશે
એની તો મને ખબર નથી
પણ જયારે તું દરિયો થઈ જઈશ
ત્યારે જ પામી શકીશ આકાશનો સાચો મર્મ!
તારા વરસતા અંધારાની ધારો તો
મારી આંખોમાં ઊંડી ઊતરી ગઈ છે
એ કયારે આવશે બહાર
એની તો મને ખબર નથી
પણ
જયારે
તારા શ્વાસ મારા વૃક્ષની ડાળીએ બેસીને
પોરો ખાતા હશે
તારા થનગનતા પગ
મારાં મૂળિયાંમાં આવીને થંભી જતા હશે
તારો લીલોછમ પડછાયો સતત
મારી પ્રદક્ષિણા કર્યા કરતો હશે
અને પ્રથમ વરસાદ પછી આવતી
માટીની મહેંક જેવી તું મને ભરી દેતી હશે
ત્યારે જ
તું પામી શકીશ ચાહનાનો સાચો અર્થ!

□

## કંટાળાજનક પાનાંઓ વચ્ચે

હર્ષદેવ માધવ

હવડ, કોરા ધાકોર ચહેરા P. T. O.
સમસ્યા, ઉદાસી ને ચશ્મા P. T. O.
વિધાતાના છઠ્ઠીના આ લેખ વાંચો
થોડું જળ/થોરના થોડા છાંયા P. T. O.
ઝરુખો / પોડશી / કેશ / શમણું રે શમણું,
સોનચંપાના થોડાંક છાંટા P. T. O.
ચાર દીવાલમાં હું છું પીળો ધૂમાડો,
પાન પાને જડ્યાં કોણે નળિયાં P. T. O.
થોર એ લાભ, મૃગજળ અહીં શુભ લાગે,
કાંકરી એક બે કૂંજા કાણા P. T. O.
સોળમું પાનું વાંચી લખ્યું વાયકામાં
પછીના બધાં રદ્દી પાનાં P. T. O.

## એક કાવ્ય / યોગેશ શુક્લ

અસ્પષ્ટ...
વધુ ને વધુ અસ્પષ્ટ થતું જાય છે.
આકાશ ..
તરફડે છે,
દિશાઓની ખુલ્લી છાતી પર
પવનના અવાચક સ્પર્શ.
સળવળે છે,
નદીના ગર્ભમાં સદીઓથી સુષુપ્ત,
રેતનો અવ્યક્ત ડૂમો.
ધુમ્મસનો આકાર કદીયે સ્પષ્ટ થતો નથી.. !
તેથી જ,
છેદી શકતા નથી સૂર્યનાં નીલાતીત કિરણો,
તેનો પારદર્શક દેહ...
ટપકે છે કેટલાંક
રડયાખડયાં ફૂલમાંથી ચકચૂર જલબિંદુઓ...
હજુય સૂતા છે ટૂંટિયું વાળીને
આકાશના આશ્લેષમાં,
સપ્તરંગી મેઘધનુષ્ય.
પ્રત્યેક વાદળ આમ તો હોય છે.
ધગધગતી પીડાનો ભીનો અપભ્રંશ.
દૃષ્ટિને ય અતિક્રમી જાય છે
સઘળું ને કશુંક...
પછી,
અસ્પષ્ટ, અતિ અસ્પષ્ટ, વધુ ને વધુ
અસ્પષ્ટ થતું જાય છે,
આકાશ ..
કોઈક શોધી રહ્યું છે મારાં ને નક્ષત્રો વચ્ચેના,
અજ્ઞાત... સંબંધોનું મૂળ..

# બે ગઝલ

ભરત માલિક

(૧)

વૃક્ષ જંગલની કોઈ કચેરી લાગે,
એણે યુનિફોર્મમાં લીલી કફની પહેરી લાગે
વૃક્ષ હાજર થશે-સમયસર-સમય કાંજ !
તોય સી-એલ ગણે છે સૂર્ય વેરી લાગે.
મને આમ કેમ થાય છે શી ખબર ?
બગીચો વનનગરની સૂની શેરી લાગે.
સંચમાં વૃક્ષ બેસે સૂર્ય તડકો
પાનના હોઠની ખાસ ગહેરી લાગે.
વૃક્ષ શાળામાં પાનની સ્લેટ લઈને
બેઠું હોય ત્યારે ખરેખર ભણેશરી લાગે.
પાલડી ચાર રસ્તા ઉપર આમ્રકૂંપળ ?
જંગલી શહેરમાં આવે તો શહેરી લાગે.
કાલ માણસ અડ્યો હતો આંખોથી એને
ને આજ વૃક્ષની ખાટી કેરી લાગે.

(૨)

લય શું ? પ્રલય શું ? સમય શું ગુરુજી ?
સભય ભયની વચ્ચે અભય શું ગુરુજી !
ચકાચોંધ રશ્મિથી છઈએ પ્રકાશિત
કહો ભાગ્યના ચક્રમય વલય શું ગુરુજી ?
સત્ય ઘેટું બને, સત્ય શ્રાવક બને
ખરેખર હશે સત્યની વય શું ગુરુજી ?
ચરણ ધોઈ પીધા ત્યાં લાગી સમાધિ
નશીલું હશે જ્ઞાનમય શું ગુરુજી ?
તાણખલાથી ઊંચકો—તમે ફૂંક મારો
શ્વાસના સ્પર્શથી મલય શું ગુરુજી ?

# મને

બાબુભાઈ પટેલ

બીડનું એકાન્ત સ્પર્શે છે મને,
જાણી જોઈ કોઈ અડકે છે મને.
વૃક્ષ જેવો એકલો ઊભો છું હું,
વેલ જેવું કોણ વળગે છે મને ?
રોજ કોઈ આવીને મારા ઘરે
તારું એ સરનામું પૂછે છે મને !
તું નથી તો કોણ છે મારી કને,
શ્વાસ જેવું કેમ લાગે છે મને ?
'બાબુ' મારામાં ય કૂંપળ ફૂટશે,
એ હવે આંખોમાં રોપે છે મને.

## નહીં મળે

પન્ના નાયક

ફૂલ વિનાનો એક બગીચો :
જોયાં પાન વિનાનાં ઝાડ !
છળ વિનાનું સરવર જોયું
વ્હાલ વિનાનાં જોયાં લાડ !
પથ્થરમાંથી ફૂટયું ઝરણું
એ ઝરણું આમ સૂકું કેમ ?
ગુંજન વિના ભટકે ભમરો;
ક્યાંય નહીં મેં દીઠો પ્રેમ !

જંગલમાં હું સાવ એકલી
રાત પશુ જેમ પાડે ત્રાડ.
જે જોયું તે ભૂલવા માગું,
હું મારામાં ખૂલવા માગું;
સુખ મને કેમ લાગે જાણે
મારે પગલે પગલે આછું;
લય વિનાના શબ્દો જેવા
જીવનને નહીં મળે ઉઘાડ.

## રોજ હું જગતને...

જગદીશ વ્યાસ

રોજ હું જગતને ગોઠવું છું બરાબર વ્યવસ્થિત :
રણને ઠેકાણે રણ અને દરિયાને ઠેકાણે દરિયો.
પહાડને ઠેકાણે પહાડ અને નદીને ઠેકાણે નદી
ઝાડને ઠેકાણે ઝાડ અને સૂર્યને ઠેકાણે સૂર્ય
ગામને ઠેકાણે ગામ અને ઘરને ઠેકાણે ઘર.
પણ મારો હાથ હલી જાય છે
કે પછી ટેબલ-કંપ થાય છે
કે પછી બધું આપોઆપ થાય છે
શી ખબર કેમ
ઘરમાં રણ ઘૂસી જાય છે અને રણમાં ઝાડ
ઝાડ પર ચડી જાય છે દરિયા અને દરિયા પર ગામ
ગામ પર ચડી જાય ને પહાડ અને પહાડ પર નદી
નદીમાં તરે છે સૂર્ય અને સૂર્યમાં ઘર.
પછી હું ઝીણી સાવરણી લઈને ધીમે ધીમે
રેતનો એક એક કણ વાળી કાઢું છું ઘરમાંથી.
એફ઼ે ફરી એક વાર ગોઠવું છું જગતને.

## સોગાદ તારી

અનુ. રંજના દ્વિવેદી




તેં આણેલ આ પરિવર્તન
સરળ નથી વર્ણવવું.
બની તારા પ્રેમે જીવંત તો
હતી મૃત
આજ દી' સુધી હું.
ટેવથી લાચાર,
માર્ગે પડ્યા પથ્થર સમી
પડી હતી હું કોણ જાણે ક્યારથી,
તસુ માત્ર પણ ખસેડી નથી તેં મને.
નથી તેં મારી સ્વપ્નહીન આંખોને
આકાશ તરફ ઉપાડી
આકાશી તારામયી સ્વપ્નો બતાવ્યાં.

ના, કશું જ બન્યું નથી એવું.
શિશિરની હિમ-મઢી ધવલતા મધ્યે
કાળમીંઢ પથ્થરોમાં કાળમીંઢ બની
લપાઈ બેઠેલ સર્પ સમી નિદ્રારત હતી હું.
પાડોશીની જેમ
આસપાસનાં સુંદર કંડારેલ ચહેરાઓથી અજાણ.
ક્ષણોની તીવ્ર ગતિમાં ઓળગતા જતા
મારા મૂળ ચહેરાથી નિર્લિપ્ત.
જાણું નથી મને
તે ચહેરો દેવદૂતના અશ્રુમાં ઓગળ્યો ક્યારે.

અસર નથી મુજ મન પર તેની લેશ પણ.
હતો મુખવટો તે અશ્રુ પર હિમનો.

નિદ્રારત હતી હું
નમેલ અંગુલિ સમી.
ઝાકળ-ભીના ભાવહીન પથ્થરો મધ્યે
પ્રથમ દૃષ્ટિ મારી પડી હતી
હવામાં કેદ તરલ, સ્વચ્છ
ઝાકળ-બિંદુ પર.
ખબર ન'તી મને અર્થની તેના.
અબરખના પડ સમી ચમકી હતી હું
ખૂલતી ગઈ હતી એક એક પડ સમી,
પંખીની પાંખ સમી,
વૃક્ષની કૂંપળ સમી,
અજાણ ન હતું હવે તારું આગમન મુજથી.

આસપાસનાં વૃક્ષો અને પથ્થરો
ચમકી ઊઠયાં અચાનક
અને મારી અંગૂલિ જાણે
બની રહી કાચ બિલોરી.
વસંતની કૂંપળ સમી ખીલી રહી હું
અસ્તિત્વને મારા પ્રસરાવતી.
ઊડી હું પથ્થરથી વાદળ બની.
હવે બરફના ટુકડા સમ તરલ
આ અસ્તિત્વ – પરિવર્તન બાદ
ઊડું હું મુક્ત આકાશે
કોઈ દેવ-દૂત સમ.
આ જ છે સોગાદ તારી મને.

(સિલ્વિઆ પ્લાથના કાવ્ય 'લવ લેટર'નો અનુવાદ)

# ઑક્તાવિઓ પાઝનાં બે કાવ્યો

અનુ. રમેશ અં. દવે

## ૧. ઉદેપુર

શ્વેત મહેલ,
શ્વેત શ્યામ સરોવરે.
લિંગ અને યોનિ
રાત્રી, તું ઘેરી વળે છે
મને, દેવ જેમ દેવીને.

ઠંડી અગાશી.
તું તો અગાધ, અગાધ
જ્યારે આલિંગાય છે.
અમાનુષી તારલા,
કિંતુ કલાકો આપણા.

પડું છું ને ઊઠું છું હું,
બળું છું ને ડૂબી જાઉં છું. તારે
તો શું કાયા જ કેવળ ?
જળ ઉપર પંખીઓ,
ઉષા આંખને પોપચે.

આત્મલીન આરસો
આગળ ધસે છે,
ઉન્નત મૃત્યુ સમા.
ખરાબે ચઢયા શું મહાલયો ?
સફેદાઈ સરતી જાય છે.

સ્ત્રીઓ અને બાળકો
માર્ગ મધ્યે.
વેરવિખેર છે ફળો.
ચીંથરાં, કે વીજળીનાં તીર છે !
શ્યામ મેદાને પરેડ.

અસર નથી મુજ મન પર તેની લેશ પણ.
હતો મુખવટો તે અશ્રુ પર હિમનો.

નિદ્રારત હતી હું
નમેલ અંગુલિ સમી.
ઝાકળ-ભીના ભાવહીન પથ્થરો મધ્યે
પ્રથમ દૃષ્ટિ મારી પડી હતી
હવામાં કેદ તરલ, સ્વચ્છ
ઝાકળ-બિંદુ પર.
ખબર ન'તી મને અર્થની તેના.
અબરખના પડ સમી ચમકી હતી હું
ખૂલતી ગઈ હતી એક એક પડ સમી,
પંખીની પાંખ સમી,
વૃક્ષની કૂંપળ સમી,
અજાણ ન હતું હવે તારું આગમન મુજથી.

આસપાસનાં વૃક્ષો અને પથ્થરો
ચમકી ઊઠયાં અચાનક
અને મારી અંગૂલિ જાણે
બની રહી કાચ બિલોરી.
વસંતની કૂંપળ સમી ખીલી રહી હું
અસ્તિત્વને મારા પ્રસરાવતી.
ઊડી હું પથ્થરથી વાદળ બની.
હવે બરફના ટુકડા સમ તરલ
આ અસ્તિત્વ – પરિવર્તન બાદ
ઊડું હું મુક્ત આકાશે
કોઈ દેવ-દૂત સમ.
આ જ છે સોગાદ તારી મને.

( સિલ્વિઆ પ્લાથના કાવ્ય ‘ લવ લેટર ’નો અનુવાદ )

# ઓક્તાવિઓ પાઝનાં બે કાવ્યો

અનુ. રમેશ અં. દવે

## ૧. ઉદેપુર

શ્વેત મહેલ,
શ્વેત શ્યામ સરોવરે.
લિંગ અને યોનિ
રાત્રી, તું ઘેરી વળે છે
મને, દેવ જેમ દેવીને.

દંડી અગાશી..
તું તો અગાધ, અગાધ
જ્યારે આલિંગાય છે.
અમાતુષી તારલા,
કિંતુ કલાકો આપણા.

પડું છું ને ઊડું છું હું,
બળું છું ને ડૂબી જાઉં છું. તારે
તો શું કાયા જ કેવળ!
જળ ઉપર પંખીઓ,
ઉષા આંખને પોપચે.

આત્મલીન આરસો
આગળ ધસે છે,
ઉન્નત મૃત્યુ સમા.
ખરાબે ચઢ્યા શું મહાલયો ?
સફેદાઈ સરતી જાય છે.

સ્ત્રીઓ અને બાળકો
માર્ગ મધ્યે.
વેરવિખેર છે ફળો.
ચીંથરાં, કે વીજળીનાં તીર છે !
શ્યામ મેદાને પરેડ.

સદીઓ પુરાણી ધૂળવર્ષા
ભંગાર ઈંટોનું ઓશીકું
દેવોનાં ઉચ્છિષ્ટ બટકાં
પાંદડેથી તું જમે
મંદિરો તારાં ઘણાં
અસાધ્ય રોગે રિબાતાં તણાં છે ‘ બ્રોથેલા ’
ઢાંકી દે છે તને આ જંતુઓ
હવડ વાડો
ખંડિયેર મકરબો
પીંખાયેલા શબ સમું
તું નગ્ન છે.

## વાયરો

અનુ. રમેશ અં. દવે

હું મૃત્યુ પામ્યો છું, પણ તું તો હજીયે
જીવન જીવતાંઓની વચ્ચે જ છે.
આક્રંદ ને ફરિયાદ કરતો વાયરો
ખેતરના ખોરડાને અને વનવગડાને
હચમચાવી જાય છે.
એક એક છૂટા પાઈન વૃક્ષને નહિ
પણ બધાં વૃક્ષોને એકસાથે
અમાપ અંતર છતાં સૌ એક હોય તે રીતે;
શઢવાળી હોડીઓમાં
શઢના કાફલા આરસી સમા જળમાં ધ્રૂજે છે તે રીતે.
નથી તુમાખીભર્યો આ વાયરો કે ન તો
ભાન ભૂલ્યા આક્રોશમાં
તે ફૂંકાય છે; પંડ પાયમાલી વચ્ચેય
તમારા હાલરડા માટે એ તો
શબ્દોની શોધમાં વાય છે.

(બોરિસ પાસ્તરનાકના કાવ્યનો અનુવાદ)

# યહ પદકા કરહુ નિવેરા

□ અશોકપુરી ગોસ્વામી

ભૂલા લોગ કહૈં ઘર મેરા ।
જા ઘરવા મહં ભૂલા ડોલૈં, સો ઘર નાહીં તેરા ॥
હાથી ઘોડા બૈલ બાહનો, સંગ્રહ કિયો ઘનેરા ।
બસ્તી મહંસે દિયો ખદેરા, જંગલ કિયો બસેરા ॥
ગાંઠિ બાંધી ખરચ નાહીં પઠયો, બહુરિ કિયો નાહીં ફેરા ॥
બીબી બાહર હરમ મહલમેં બીચ મિયાંકા ડેરા ॥
નૌમન સૂત અરુઝિ નાહીં સૂરઝે, જનમજનમ અરુઝેરા ।
કહહિં કબીર સુનહુ હે સંતો, યહ પદકા કરહુ નિવેરા ॥
—કબીરસાહેબ

ભૂલા પડેલાં લોકો કહે છે : આ ઘર મારું છે. આ સાંભળી કબીરસાહેબ કહે છે, જે ઘરમાં રહીને તું સદાય ભટકે છે, ખરેખર એ જ ઘર તારું નથી.

આ પદમાં ઉલ્લેખાતા ઘરનો અર્થ કબીરના પદના અભ્યાસુ, એમના પદના ભાવકો / ચાહકો દેહરૂપી ઘર એમ જ કરે. એ સહજ અને સમજાય તેવું છે. પરંતુ આ પદમાં એ પછી કબીર જે જે વાત કરે છે તેના કેન્દ્રમાં ઘર—દેહરૂપી ઘર—નથી રહ્યું. બાકીના અંતરા, દોઢ પંક્તિના પહેલા અંતરાનું સમર્થન કે પાદપૂર્તિ નથી કરતા. ચારેચાર અંતરા એકબીજાથી અલગ અલગ લાગે, સંદિગ્ધ લાગે. એમ લાગે કે કબીરની વાણીનું સાતત્ય તૂટ્યું. કારણ કબીરસાહેબ વાત કરે છે ઘરની, દેહરૂપી ઘરની. પણ પાછળથી તો 'બીબી બાહર હરમ મહલમેં બીચ મિયાંકા ડેરા.' એમ કેમ કહે છે ? કોણ છે આ બીબી ? કોણ છે આ મિયાં ? ક્યાંથી આવ્યાં આ મિયાંબીબી ? હરમ ? શું અર્થ કરે છે કબીરસાહેબ આ બધાનો ? વળી 'પછીના અંતરામાં 'નૌમન સૂત'ની વાતો કરે છે, તો કયું નવ મણનું સૂતર ? અને એ એવું તે કેવું ગૂંચવાયેલું છે કે જે ઉકેલવા છતાં નથી ઊકલતું ? શું કામ છે આ બધાનું આ પદમાં !

પહેલી નજરે લાગે કે કબીર આ વખતે ચૂક્યા. ખરેખર ચૂક્યા. પણ પાછું થાય કબીરસાહેબ એમ ના ચૂકે. ક્યારેય ના ચૂકે. એમની વાતમાં, આ પદની વાતમાં કશો ગૂઢાર્થ નીકળતો હશે જ. સાદા અને સરળ લાગતા પદમાં ખોચી ખંજવાળવી પડે એવી વાતો કરી, એ આપણને જ ચેલેન્જ કરતા હોય તેમ કહે છે (કદાચ હસતા હસતા કહેતા હશે) 'સુનહુ હો સંતો, યહ પદકા કરહુ નિવેરા.'

તો...આ પદમાં એમણે આપેલા એક એક સંકેતો, ( clue ) જોઈએ, તપાસીએ, લગાડીએ ચાવીઓ આ પદના મરમને ખોલવા, ઉકેલવા

પદ ફરીથી વાંચીએ. પદનો પ્રથમ શબ્દ છે 'ભૂલા'. આ ભૂલા શબ્દ જ સમગ્ર પદનો ધ્વન્યાત્મક/ વિધેયાત્મક સૂર છે. મરમી સંતે ભૂલાલોગને લક્ષમાં લઈને આખું પદ રચ્યું છે/કહ્યું છે. એ શબ્દને એમણે એટલી પ્રધાનતા આપી છે કે પદારંભે, એનો જ શબ્દપ્રયોગ કર્યો છે. આ નવી વાત સમજી 'ભૂલાલોગને' કેન્દ્રમાં રાખીને પદ વાંચતા જઈએ તો અગાઉના સ્થૂળ અર્થોને બદલે નવા અર્થસંદર્ભો, નવા સંકેતો, ગૂઢાર્થો જોવા/જાણવા મળે.

કબીરસાહેબના મતે તો ભૂલાલોક જ કહે છે કે, આ ઘર મારું છે. અજ્ઞાનીઓ જ આવી વાતો કહે છે/ કરે છે. આ અજ્ઞાનીઓને જ્ઞાની કબીરસાહેબ કહે છે/ શીખવે છે; (એ શીખવે છે તેથી તો એમને સાહેબ કહ્યા છે.) 'જે ઘરમાં રહીને તું ભટકે છે એ અજ્ઞાનરૂપી ઘર એ તારું ઘર નથી, જેમ કે આ દેહરૂપી ઘર તારું નથી'.

'તેં જેમ તારી મુસાફરી માટે હાથી, ઘોડા, બળદ અને જાતજાતનાં વાહનો એકઠાં કર્યાં તો ખરાં પણ, આખરી સફરમાં/ખરી સફરમાં તો તને એ ક્યાં ખપ લાગ્યાં? ઉપયોગી થયાં એ બધાં તને? બરાબર એમ જ નિજત્વને પામવામાં, સાક્ષાત્કાર થવામાં, ગતિ થવામાં તારાં આ વેદપુરાણો સમાં વાહનો પણ તને ક્યાં ખપ લાગ્યાં? સંસારીઓએ જેમ સાધુઓને વસ્તીમાંથી ખદેડ્યા/ખસેડ્યા તો એ લોકો જેમ જંગલમાં જઈ વસ્યા એવું જ તને/તમને આ લોકમાંથી, દેહલોહમાંથી ખસેડતાં તમે પ્રેતયોનિરૂપી જંગલમાં જઈ વસ્યા. શું ફેર પડ્યો?

કબીર આગળ કહે છે કે, હે જીવ, શિવે તને જે ગાંઠે બંધાવ્યું તે પણ તું ભૂલી ગયો? તને એમ તો કહીને મોકલ્યો હતો કે 'બહુરિ ફિરો નાહીં ફેરા.' તેને બદલે જનમમરણના આટલા બધા ફેરા. હે જીવ, તું તો લખચોર્યાસીના ફેરામાં/મોહમાયામાં ખરો અટવાઈ ગયો.

આમ કહીને એમણે વ્યગ્ર થઈ હૃદયસોંસરો ઊતરી જાય તેવો વ્યંગ કર્યો, 'હે જીવ, આ તારી અજ્ઞાનરૂપી લોહ રખાતને તેં તારા મનના મહેલમાં રાખી, માનીતી કરી. અને સદ્‌મતિ સમી તારી વિવાહિતાને તેં બહાર કરી? (સદ્‌મતિ સાથે તારો વિવાહ કરીને તો શિવે તને આ જગત પર મોકલ્યો છે') સદ્-અસદ્, જ્ઞાન-અજ્ઞાન આ બેમાંથી તેં પસંદગી કોની કરી? બે નારીનો ધણી સમી તારી દશા. તેં કોને રાખી અને કોને બહાર કરી? તેનો તો તું વિચાર કર.

'હે જીવ, આમ કરીને જ તેં બધી ગૂંચ ઊભી કરી છે. આ ગૂંચવાડા એ તારા ઊભા કરેલા છે. અને એ પણ થોડાઘણા ક્યાં છે? 'નૌમન સૂત અરુઝિ નાહીં સૂરઝે.' તે થોડું-ઘણું નથી ગૂંચવ્યું. કેમ કરીને ઊકલશે આ બધું? અહીં કબીરે નવ મણ સૂતરની વાત પણ ન સમજાય તેવી કહી. જો નવ મણ સૂતર હોય તો કર્યું? એને કેવી રીતે એમણે નવ મણ કરી આપ્યું? એ સમજવાનો પ્રયત્ન કરીએ.

પહેલાં સૂતરની વાત સમજીએ. કબીર જન્મે વણકર અને કર્મે સંત. એટલે વણેલા તૈયાર સૂતરને–ચાદરને–જીવનના મર્મમાં/અર્થમાં વારંવાર ઘટાવે. માનવજીવનને વર્ષોના નહીં પણ કર્મોના સ્કેલથી એ માપે. હજુ તો જેની ચાદર પણ વણવી/બનવી શરૂ નથી થઈ એવા સૂતરને-નવ મણ સૂતરને-તમે હે અજ્ઞાનીઓ, ગૂંચવી નાખ્યું. એમણે જે નવ મણ સૂતરની વાત કરી તે આ નવ મણ. પ્રથમ તો પાંચ વિષય; કામ, ક્રોધ, લોભ, મદ, મોહ. વત્તા ત્રણ ગુણ; સત્તોગુણ, રજોગુણ, તમોગુણ. અને (વત્તા) મન. ચંચળ મન. કુલ નવ મણ આ પ્રમાણે. જ્ઞાન અને ભક્તિના તાણાવાણા નાખી આ નવ મણ સૂતરની ચાદર—જીવનરૂપી ચાદર—બનાવતાં પહેલાં જ......બધું ગૂંચવી નાખવાનું..? હે અજ્ઞાની આ બધું તારાં/તમારાં અજ્ઞાને જ ગૂંચવ્યું. અને તે હવે જનમોજનમ સુધી નહીં ઊકલવાના. ચાલ્યા જ કરવાના. તો આનો ઉપાય શું?

ઉપાય કરો ક્યાં કબીર આપણને આ પદમાં બતલાવે છે! એ તો ઊલટાના આપણને કહે છે 'યહ પદકા કરહુ નિવેરા.'

ખૂબ વિચારતાં એમ લાગે કે પદમાંથી જ એ જવાબ મળી જાય. અને આમેય પદ શબ્દનો અર્થ પણ 'પદ્યતે પ્રાપ્યત્ ઇતિ પદમ્' એવો જ થાય છે ને? એટલે આ પદમાંથી જ આપણે અર્થ ગ્રહણ કરીએ. કબીરસાહેબની થિયરી પ્રમાણે તો આનો નિવેડો ત્યારે જ આવે જ્યારે જીવ, નિજત્વને પામે, નિજ પદને પામે. આત્માને પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થાય. અને એ તો કેવળ જ્ઞાનથી જ શક્ય બને. આત્મજ્ઞાનથી જ એ સંભવે.

આમ, પ્રસ્તુત પદ એ કેવળ સંતવાણી માત્ર નથી. પણ સાચી/સમૂચી કવિતા પણ છે. એની પંક્તિએ પંક્તિમાં, એના એક એક અંતરામાં ભારોભાર પોએટ્રી એલીમેન્ટ્સ સમાયેલાં છે. કાવ્યશાસ્ત્રના સ્વરૂપનો, એના પિંગળનો યથેચ્છ અને સમજભર્યો ઉપયોગ દરેક પદની જેમ આ પદમાં પણ કબીરે કર્યો છે. પદની દરેક પંક્તિના અંતે અંત્યાનુપ્રાસની સુઘડ માવજતમાં જ કબીરનું કાવ્યકૌશલ નિખર્યું છે. વળી, સ્થૂળમાંથી સાવ સહજ રીતે–કૃત્રિમ થયા વિના–સૂક્ષ્મમાં સરી જઈ/વહી જઈ, પોતાના મંતવ્યને ગંતવ્ય સુધી પહોંચાડવાની જે કલા કબીરે હસ્તગત કરી છે તેથી જ તો એ ભારતના નહીં પણ વિશ્વના પ્રખર અને પ્રમુખ કવિ ગણાયા છે. એ કેવળ સંત જ નથી. એ કવિ છે, મહાકવિ છે:

અસ્તુ!

# અવલોકન

**ફૂલનો પર્યાય** : શિવજી રૂખડા 'દર્દ', પ્રકાશક : કિશોર રૂખડા, અમરપરા, બગસરા–૩૬૪૪૪૦
જિ. અમરેલી, કિંમત રૂ. ૫–૫૦, પૃષ્ઠસંખ્યા ૩૨+૮

શિવજી રૂખડા 'દર્દ' 'ફૂલનો પર્યાય' નામક એમનો પ્રથમ ગઝલસંગ્રહ લઈને ભાવકના દરબારમાં પ્રવેશે છે; વિનયન વિદ્યાશાખાના સ્નાતક અને બગસરા નગરપાલિકામાં શૉપ ઇન્સ્પેક્ટર તરીકે સેવા બજાવતા શિવજી રૂખડા 'દર્દ' સંવેદન અભિવ્યક્ત કરવા ગઝલનો સુંવાળો સાથ લીધો છે. ગઝલ હૃદયભાવને અભિવ્યક્ત કરવાનું હવે સરતું માધ્યમ બનતું જાય છે. નવકવિઓ માટે ગઝલ જેટલો હાથવગો બીજો કોઈ કાવ્યપ્રકાર જણાતો નથી. અન્યથા ગઝલ નામે જોડકણાં, અકાવ્ય તેમ જ ગઝલ વિશે છીછરું જ્ઞાન ધરાવતી કલમોએ ગઝલની ગરિમાને ત્રિભેટે લાવી ગતિને વિસામણમાં મૂકી દીધી છે.

ગઝલનું શીલ અને સૌંદર્ય ઉપરાંત ગઝલના રંગની માવજત કરવામાં આયાસ સેવાતો નથી પરંતુ નવકવિઓને એની સૂઝ નથી એમ કહેવું વધુ ઉચિત છે.

એકંદરે જોતાં કવિ શિવજી રૂખડાએ ગઝલસંગ્રહ 'ફૂલનો પર્યાય'માં શબ્દ પાસે ઠીક ઠીક કહી શકાય તેવું કામ લીધું છે. એમની ગઝલમાં વિષાદ અને વેદનાનું સંવેદન સારી રીતે ઊતર્યું છે.

રમેશ પારેખે તેમના વિશે પ્રસ્તાવનામાં લખ્યું છે કે, "શિવજીભાઈની સર્જકતા હજુ પૂર્ણ રીતે ઊઘડતી નથી. પરંતુ તેમનામાં સર્જકતાનો જે અણસાર છે તે જોઈ શકાય છે. તેઓ ભવિષ્યમાં આથીયે ઊંચાં શિખરોએ પહોંચી શકશે. શિવજીભાઈનો 'ફૂલનો પર્યાય'નું પ્રકાશન થોડા સમય પછી સૂચન કરેલું આ સમય દરમ્યાન તેમની રચનાઓમાં ભાવ અને છંદની દૃષ્ટિએ થોડાં કસતર અને તૂટી રહી ગયાં છે તે માટે સૂચન કર્યું હતું.'

છતાંયે 'ફૂલનો પર્યાય' વાંચીતા વાંચતા પુનઃ આસ્વાદવાનું મન થાય અને સ્મૃતિમાં રહે તેવા શેરોનીયે અછત નથી. ગઝલની ભાષામાં સરળ પ્રવાહિતા, પ્રાસાદિકતા, જાળવવામાં કવિ શિવજી રૂખડા કંઈક અંશે સફળ થયા છે. નબળા શેરો બાદ કરતાં મનને સ્પર્શે તેવા શેરો–

ગંધનો પર્યાય તારું નામ છે;
એટલે ફૂલો હસે છે બાગમાં. (પૃ ૨)

રોજ પાનું ફાડતાં ફફડે સમય–
કાળ પણ તારીખ થઈ ઢગલો બને. (પૃ. ૭)

શ્વાસ પણ છે પાંદડાંની છાંય જેવાં,
ને તડકછાયાની રમતો હર પળે છે. (પૃ. ૧૦)

કાંડી અજવાળું બાંધી—
બાકસ પોતે આપી ગઈ છે. (પૃ. ૧૭)

મીણ જેવાં આંગળાંઓ જોઈને-
કોઈકે દીવાસળી ચાંપી હતી. (પૃ. ૧૯)

બેય બાજુ હાંસિયો કેવો નડે,
ક્યાં લખું હું આપની લાંબી કથા. (પૃ. ૨૮)

પાન સાથે જાય છે હોવાપણું—
સત્ય વાતો પાંદને કાને ધરી. (પૃ. ૩૮)

ફૂંક મારી રાખને તો આંખમાં ઊડી પડી,
તોય તાપું છું હજી આ તાપણાના નામ પર. (પૃ. ૫૫)

આ સંગીન–સધ્ધર કવિકર્મને નિખાલસપણે બિરદાવ્યા વિના રહેવાતું નથી. વિશાળ ફલક ઉપર ભાવક સુધી અને સંતુષ્ટાનો સૂર પુરાવે છે. છતાંય આખ્ખા ગઝલસંગ્રહમાં આવા ખૂબ જ, અતિશય ઓછા અને આંગળાંના વેઢે ગણી શકાય તેટલા જ શેરો મળે છે. નબળી ગઝલો 'ફૂલનો પર્યાય'માં ઠેર ઠેર ઊપસી છે. જે સંવેદન અને અનુભૂતિને મૂર્ત કરવામાં નિષ્ફળ જાય છે અથવા સીધિસીધી વાત કરવા જતાં શેરો સપાટ થઈને તરંગિત પરિધ કેન્દ્રથી આગળ વધી વિચાર માગી શકતા નથી, જે નિખાલસતાથી નોંધવું રહ્યું. આવા અઢળક નબળા શેરો આંખ, મન અને વિચારને ઠેસ પહોંચાડે છે અથવા નબળાઈ છુપાવી શકતા નથી. એવા ઘણા શેરોમાંથી થોડાક જ :

જાળવીને લઈ જજો મોંઘી ટપાલો,
ગામ ને પરગામની લાંબી સફર છે. (પૃ. ૪)

ઇન્તજારી કાગળો જો ના મળે તો,
થાય છે કેવી ખબર સૌને ખબર છે. (પૃ. ૪)

આ પત્તા પર કોઈ તો કાગળ લખો,
કેમ સરનામું હવે ના સાંભરે. (પૃ. ૧૧)

કોણ આવે છે વળી આ ઘર, ભણી;
બંધ છે ભોગળ બધાં પાછાં ફરે. (પૃ. ૧૧)

મધમાખી માથે ઊડે છે
મધપૂડાને ચાખી ગઈ છે. (પૃ. ૧૭)

કોઈ આવીને કહે છે કાનમાં કે,
તું સૂતો છો, કોક જોનારોય જાગે. (પૃ. ૫૫)

ઉપરોક્ત જેવા બીજા અઢળક શેરો આવી અકાવ્યાત્મક રીતે પ્રયોજાયેલનો પાર નથી. બહુધા વાત સરળ રીતે કહેવા જતાં શેરો સપાટ અને ભાવચમત્કૃતિ વિનાના ફિક્કા પડી જાય છે. કાવ્યત્વ પરત્વે કવિ કાન અને અવાજનો સંપર્ક સાધી શક્યા નથી. અથવા સાંધવાની મથામણ સુધી કાવ્યત્વ પહોંચ્યું નથી. અર્થાત્ બીજી ભાષામાં કાવ્યત્વ અને ભાવચમત્કૃતિ તરફ કવિએ ચીવટ રાખી નથી.

એ જ રીતે ઊર્મિના ઉછાળા, વ્યથા, પીડા, વિરહ, અકળામણ, મથામણ, તલસાટ, આઘાત–પ્રત્યાઘાત, દુભાયેલી લાગણીની માવજત અને નજાકત પ્રત્યેનું ભાવવિશ્વ સીમિત રીતે અને પ્રયોગાત્મક રીતે પ્રયોજાયું નથી. ફક્ત સીધેસીધો વિચાર રજૂ થઈને દીવાસળીની પેઠે સળગીને શાંત થઈ જાય છે. ચરચરાટ જેવી કોઈ તાજપ મૂકી જતાં નથી.

'ફૂલનો પર્યાય' એકંદરે જોતાં તેની પાસે સારી અને સચોટ ગઝલઅપેક્ષા સંતોષી શકાતી નથી. 'ફૂલનો પર્યાય'નાં ૬૪ પૃષ્ઠમાંથી પસાર

થતાં અપેક્ષિત ગઝલની લગોલગ પહોંચી શકાયા-નો કોઈ ભાવ થતો નથી. 'ફૂલનો પર્યાય'ની ગઝલનું સૌંદર્ય, વૈવિધ્ય અને ચિંતન અતિશય ઢગલાબંધ લખાતી સીધીસાદી ગઝલની જેમ પ્રયોજાયું છે.

'કર્મનિષ્ઠ' ગઝલિયત હંમેશ માટે લોકપ્રિય થાય જ છે છતાંય 'ફૂલનો પર્યાય'માં થયેલું તેમનું કામ હજી ઘણી વૈચારિકતા, ધીરજતા, સજ્જતા, આહ્‌લાદકતા, ચીવટ, નિષ્ઠા શિવજી રૂખડા 'દર્દ' પાસે માંગી લે છે. છતાંય ઇચ્છીએ કે, ફૂલના પર્યાયથી આગળ વધી એમના આ પ્રથમ ગઝલસંગ્રહને આરંભબિન્દુ લેખે આવકારીએ.

અંતમાં એમનો જ એક શેર :

'સાવ ચોખ્ખો આયનો સામે ધર્યો છે,
સાંભળો એ શું કહે છે કેફિયતમાં.'

—અજય પુરોહિત



## સાભાર સ્વીકાર

**કવિતાની વાત :** ભારતીય અને અન્ય ભાષાઓનાં કાવ્યોના સુરેશ દલાલે કરાવેલા આસ્વાદનો ગ્રંથ (વિક્રેતા ઉપર મુજબ, કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૨૪૮, રૂ. ૧૦૦)

**મહાભારત :** ફ્રેંચમાં લખાયેલા જ્યાં કલોદ કારિએરના નાટકનો પીટર બ્રુકે કરેલા અંગ્રેજી અનુવાદનો ઉત્પલ ભાયાણીએ કરેલો ગુજરાતી અનુવાદ. (પ્રકા. ઈમેજ પબ્લિકેશન્સ, ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, પ્રેસિડેન્ટ હોટેલની સામે, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫; કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૨૫૬, રૂ. ૧૫૦)

**હસ્તપ્રત :** શ્રી મનોજ ખંડેરિયાનો કાવ્યસંગ્રહ. (પ્રકા. એસ. એન. ડી. ટી. મહિલા વિદ્યાપીઠ, ૧, નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ-૪૦૦ ૦૨૦, કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૧૪૦, રૂ. ૫૦)

**નિષ્કારણ :** શ્રી રાધેશ્યામ શર્માનો કાવ્યસંગ્રહ. (વિક્રેતા : ગૂર્જર સાહિત્ય ભવન, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, કાચું પૂંઠું, ડિમાઈ પૃ. ૮૮, રૂ. ૩૦)

મો સમ કૌન કુટિલ ખલ કામી !
જિન તનુ દિયો તાહિ બિસરાયો
ઐસો નિમકહરામી !

ભરિભરિ ઉદર વિષયકો ધાવોં,
જૈસે સૂકર ગ્રામી;
હરિજન છાંડ હરિ-બિમુખનકી
નિસિ-દિન કરત ગુલામી.

પાપી કૌન બડો હૈ મોતેં,
સબ પતિતનમેં નામી;
સૂર પતિતકો ઠૌર કહાં હૈ,
સુનિયે શ્રીપતિ સ્વામી.

સૂરદાસ



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ : ૨૦૪૭ : સળંગ અંક ૨૦૧ : દ્વિજ અંક ૧૨૮

કાવ્યો



તંત્રી : ધીરુ પરીખ
સલાહકાર : રાજેન્દ્ર શાહ નિરંજન ભગત



o દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ. ૧૨૫-૦૦ (હવાઈમાર્ગે), આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
o આ અંકની છૂટક કિંમત રૂ. ૮
o 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.
તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : (૪૪૭૬૬૦)
મુદ્રણસ્થાન : સુરમ્ય નવરંગપુરા અમદાવાદ-૩૮૦૦૦૯

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૭ મે-જૂન ૧૯૯૧

# કવિલોક

[ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि]



## ગીત અને લય

પ્રત્યેક શબ્દને પોતાનું આગવું સૂક્ષ્મ સંગીત હોય છે, તેમજ તેના ચીલાચાલુ અર્થો અર્થ સિવાયની સૂક્ષ્મ અને અગરખી અર્થછાયાઓ તેમજ આગવી છટાઓ હોય છે. વ્યવહારની ભાષાનો શબ્દ મેદસ્વી અને લપટો હોય છે. એ શબ્દનું પ્રતિભાની આંચથી કવિ શોધન કરે છે. ત્યારે શબ્દનું માધુર્ય, પ્રસાદ અને ઓજસ પ્રકટે છે. અને આવો શબ્દ ગીતમાં લયાત્મક રીતે પ્રયોજાય છે ત્યારે સંકુલ અને હૃદયંગમ કાવ્યરચના બને છે. સહૃદયો દ્વારા તે ઝિલાય છે ત્યારે કવિના કલ્પનની એક, તેમજ સહૃદય ભાવકના સમસંવેદનની બીજી, એવી બે પાંખો દ્વારા મનુષ્ય ભીતરની બધ્ધ, ગૂંગળાતી ચેતનાની અભિવ્યક્તિ મુક્ત, લયાત્મક અને શિખરિણી બને છે.

અહીં 'લયાત્મક' શબ્દ સાભિપ્રાય છે. મનુષ્યના શરીરમાં હૃદય નામનું અવયવ એક સુનિશ્ચિત, સુનિબદ્ધ, સુપ્રયોજિત ગતિમાં ધબકે છે. આ ધબક દ્વારા રક્તની ગતિ અને યતિ સંતુલિત હોય છે. સ્થૂળ કે સૂક્ષ્મ અનુભવોનું જે ગ્રહણ કરે છે તે ચેતના આ ગતિ અને યતિ વચ્ચે વ્યાપ્ત હોય છે. જ્યારે ગતિ અને યતિ વચ્ચેનું સંતુલન સ્હેજે ખોરવાય કે ખોડંગાય ત્યારે રતિના અનુભવમાં વિકૃતિ સર્જાય. એ વિકૃતિ, પ્રકૃતિની સામે, શરીરથી માંડી જાગૃત—અજાગૃત મન સુધી અનેક રીતે અતંત્રતા અને અસમતુલા ઊભી કરે છે. વૈજ્ઞાનિકોનું તારણ પણ કંઈક એવું છે કે અવકાશમાં ઘૂમતા અનેક પદાર્થો—તારાઓ, ગ્રહો, નક્ષત્રો, નિહારિકાઓ આદિ સહિતનું બ્રહ્માંડ કોઈક સુનિયોજિત લય અને ગતિને વશવતી વિસ્તરે કે સંકોચાય છે. આમ પિંડથી તે બ્રહ્માંડ પર્યંત કોઈક લય વ્યાપ્ત છે. અને આ સર્વવ્યાપી લય એ જ પ્રકૃતિ છે. ગીતનો લય પણ એ જ પ્રકૃતિ સાથેનું તાદાત્મ્ય છે, પ્રકૃતિ સાથેની સંવાદિતા છે.

અગાઉ કહ્યું તેમ કવિપ્રતિભાએ નીપજાવેલો માધુર્ય, પ્રસાદ અને ઓજસવાળો શબ્દ લય સાથે સંલગ્ન થાય છે ત્યારે તે સંગીત, નાદવૈભવ, સૌન્દર્યથી ખચિત તેમજ વેધક / ભેદક બની જાય છે. તેનામાં મંત્રશક્તિ આવિર્ભૂત થાય છે. પછી શબ્દ માત્ર શબ્દ કે ઉદ્‌ગાર ન રહેતાં ઉદ્‌ગાન બની જાય છે. આ ઉદ્‌ગાન એ જ જીવનનો, મનુષ્યત્વનો સર્વોચ્ચ મુક્ત આવિર્ભાવ કે અભિવ્યક્તિ છે.

રમેશ પારેખ

( મુદ્રાંકન '૩૪'માંથી )

# કવિતા : ભાષાનો ત્રીજો સૂર

## ઉશનસ્

પ્રાણીજીવનની વિકાસક્રમમાં છેક મનુષ્યતબક્કે મનુષ્યને મન અને ભાષા એમ બે વાનાં વિશિષ્ટ મળ્યાં છે, જે તે પૂર્વેની પ્રાણીજીવનની યોનિઓને મળ્યાં નથી. આ બે મનુષ્યના વિશેષાધિકાર છે; એથી એમ પણ કહી શકાય કે મન અને ભાષા જે પ્રાણીને મળ્યાં હોય તેને જ માણસ કહી શકાય. આ બે વિશિષ્ટ ઉપલબ્ધિઓ અરસપરસ ખૂબ સક્રિય રહી એકબીજાને શોધતી-ખણતી રહે છે. એટલે કે મનુષ્ય મન વડે ભાષાને ને ભાષા વડે મનને ઊંડેઊંડે ખોતરે છે, ખણે છે અને તેનાં પડેપડ ઉકેલે છે; અને તેનાં આકાશ–પાતાળ પામવા મથે છે. તત્ત્વજ્ઞો કહે છે તેમ સંસ્કૃતિને આજને તબક્કે માનવ તેની મનોમય ભૂમિકાએ પ્રવર્તે છે: અને શ્રીઅરવિંદ કહે છે તેમ હવેને તબક્કે તે મનની ને ભાષાની પેલી પાર પહોંચી જશે, અતિમનસમાં જે અનિર્વચનીયતામાં; ત્યારે કવિતાકલાની શી ગતિવિધિ હશે જે મુખ્યત્વે આજકાલ તો મનોમય ને ભાષાકીય ભૂમિકાએ સક્રિય છે? એ જે હોય તે; પણ આજને તબક્કે માનવજાતે ભાષા સાથે જે કામ પાડ્યું છે તે ધ્યાનાર્હ છે.

મનુષ્યને ભાષા જ્યારે મળી હોય ત્યારે, પણ તેનો હેતુ શો હશે વારુ? અભિવ્યક્તિ? પ્રત્યાયન? કે બન્ને? આ અભિવ્યક્તિ તથા પ્રત્યાયનનો શો હેતુ હશે તે પણ વિચારવા જેવું છે: આપણે સહેજ તપાસ કરીએ. મનુષ્યનો પ્રથમ ઉદ્ગાર આશ્ચર્યનો હશે એમ વિદ્વાનો કહે છે; વૃક્ષ ઉપરથી ફલ ખર્યું હશે કે સ્વજનનું મરણ થયું હશે ત્યારે તે ચિત્કારી-ઉદ્ગારી ઊઠ્યો હશે; એ અભિવ્યક્તિ પણ હશે ને બીજાને પ્રતીત કરાવવા, પહોંચવા માટેય હશે એમ માની શકાય છે; પછી જ વ્યાકરણવાળી ભાષા વિકસી હશે.

આમ, ભાષા અભિવ્યક્ત થવા તેમ જ બીજાને સમજાવવા, પહોંચવાનું માધ્યમ બની હશે. આવો પ્રથમ શબ્દ મળ્યો હશે ત્યારે માનવજાતે ભારે આનંદ–આશ્ચર્ય અનુભવ્યાં હશે એમ લાગે છે; તેથી જ શબ્દને જ્યોતિ-સ્વરૂપ ગણવામાં આવ્યો છે, પ્રથમ તો અંધકાર હતો, પછી શબ્દનો જન્મ થતાં પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો.

માણસ પોતે જ ખરે એક અદ્ભુત પ્રાણી છે. એણે ભાષાનો ત્રણ તબક્કે ઉપયોગ કર્યો છે!

(૧) અભિવ્યક્તિ માટે ને પહોંચાવાના વ્યવહાર-વિનિમય માટે

(૨) શાસ્ત્રીય ચોક્કસતા ને તાર્કિક ચર્ચા માટે

(૩) ને નર્યા આનંદ-ઉદ્ગાર માટે.

બીજી રીતે પણ ભાષાના ત્રણ ઉપયોગ વિશે વિદ્વાનોએ ચર્ચા કરી છે:

(૧) શબ્દ પ્રત્યાયન માટે તો છે પણ તે (અ) પ્રભુવત્ (બ) મિત્રવત્ ને (ક) કાન્તાની રીતે

પ્રત્યાયન કરે છે. વેદો ને શાસ્ત્રો પ્રભુવત્ આદેશની રીતે કામ કરે છે, ઇતિહાસાદિ મિત્રવત્ કાર્ય કરે છે ને કાન્તાની રીતે કામ કરે છે કવિતા, જેને મમ્મટે "કાન્તાસંમિતતયા ઉપદેશ યુજે" એમ કહ્યું છે. આ ત્રીજો પ્રકાર જે નર્યા આનંદ માટે છે ને જે કાન્તાની માફક ઉપદેશ આપે છે તે માનવની ભાષાનો અદ્ભુત ઉપક્રમ છે.

રવીન્દ્રનાથ અને આનંદશંકર જેને જીવનનું ઊંચું, શિષ્ટ ને હુતશેષ દ્રવ્ય કહે છે, જીવનનો સરપ્લસ કહે છે તેમાંથી આ શબ્દનો ઉદ્ભવ થાય છે. મનસુખલાલ ઝવેરી તેને મનુષ્યના દેવભાગમાંથી આ આનંદદાયક ભાષાનો જન્મ થાય છે એમ કહે છે. આ શબ્દ બ્રાહ્મણકોટિનો છે; એ કશાય ઉપયોગ માટે જન્મતો નથી; એ કેવળ અહેતુક નિર્ભેળ આનંદ માટે જન્મ લે છે. ટી. એસ. એલિયટે કવિતાના ત્રણ સૂરોની વાત કરી છે. આપણે ભાષાના ત્રીજા સૂર તરીકે સમગ્ર કવિતાને ઓળખાવી શકીએ.

કવિતા ભાષાનો ત્રીજો સૂર છે, જે કાયમ આનંદ માટે પ્રગટે છે ને પ્રવર્તે છે. એટલે જ તેમાં આનંદદાયક ઉપકરણો આપમેળે પ્રવેશ પામ્યાં છે, જે શાસ્ત્ર ને ઇતિહાસ માટે અનુચિત ને અસ્વાભાવિક ગણાય.

કવિતાને નથી કશુંય શાસ્ત્રીય રીતે તપાસવું, પૃથક્કૃત કરવું કે વર્ગીકૃત કરવું; એને તો માત્ર આનંદ અને પ્રકાશ પ્રગટાવવા છે. એટલે જ લય, છંદોલયનું તત્ત્વ તેમાં અનિવાર્યપણે આવશ્યક મનાયું છે. અછાંદસ કહો કે ગદ્યકાવ્ય કહો, તેમાં કવિતા સિદ્ધ થઈ હશે તો તે ભાષા લયાન્દોલિત હશે જ; આરોહ–અવરોહ જેવું કંઈક તત્ત્વ તેમાં હશે જ, જે લયને જન્મ આપતું હશે. લય એ જ કવિતાનું પ્રથમ ને પ્રમુખ વક્રતાયુક્ત સૌંદર્યાનંદપ્રદ તત્ત્વ છે. શાસ્ત્રને સીધી લીટીની ગતિ હોય તે તેનો સદ્ગુણ છે. તે અભિધાના અસંદિગ્ધ એકમેવ ચોક્કસ અર્થને પ્રગટ કરે તે તેનો સદ્ગુણ છે પણ કવિતામાં તેની વક્રતાવાળી આંદોલિત ગતિ હોય તો જ તે સદ્ગુણ ગણાય છે.

આવું જ બીજું સૌંદર્યાનંદમૂલક ઉપકરણ છે તે અલંકાર. કવિતાસુંદરી નિરાભરણ પણ ક્યારેક તો શોભતી હોય છે; પણ મુખ્યત્વે તે અલંકારયુક્ત વાણીને વહે છે. આ અલંકારોનો આનંદ સિવાય કશો જ બીજો ભારવાચક અર્થ નથી; આથી જ કવિતાની ભાષામાં અર્થાલંકાર ઉપરાંત શબ્દાલંકારનું પણ ઘણું જ મહત્ત્વ સ્વીકારાયું છે; કુન્તક કહે છે તેમ આ વક્રતા જ ભાષાને : શબ્દ અને અર્થને વર્ણથી માંડીને આખા પ્રબંધ સુધીની આનંદાનુભૂતિ પૂરી પાડે છે, આનંદ જ કેવળ કવિતાની ભાષાનો પરમ હેતુ હોવાને કારણે કવિતાની ભાષા પુષ્પિતા ને નર્તનશીલ હોય છે; એ આદિથી અંત સુધી નર્તનશીલ ગતિ કરે છે તેનો કવિતામાં આગવો ભાષાસ્વાદ નીપજે છે; તે ક્યારેક વર્ણથી વર્ણને જે ટકરાવતી, ધ્વનિમય થતી વર્ણસગાઈ ને પ્રાસાનુપ્રાસમાં પ્રગટતી પ્રવર્તે છે. એટલે જ કવિતાની ભાષામાં પણ માધુર્ય, પ્રસાદ ને ઓજસને ગુણો કહેવામાં આવ્યા છે. કવિતાના આસ્વાદમાં ભાષાસ્વાદનો મુદ્દો અવશ્ય મહત્ત્વનો છે. આ ભાષાસ્વાદમાં છેક વર્ણ, શ્રુતિ ને સ્વરવ્યંજનવિન્યાસને પણ કવિતાના આસ્વાદના

અનિવાર્ય ભાગ રૂપે આસ્વાદવાનો હોય છે. કવિની શક્તિનો ક્રમ–ઉચ્ચાવચતા મૂલ્યાંકનની વાત કરતી વખતે આ નાદમૂલ્યની ઉપેક્ષા થઈ શકતી નથી; આ પણ ભાષા-શક્તિના મુદ્દામાં જ આવરી લેવું જરૂરી છે.

કેશાય સાંસારિક ઇતર ઉપયોગ-બોધ આદિ તત્ત્વને ગૌણ બનાવી ભાષાના આ બાહ્મણ જેવા આનંદદાયક ગુણ જ આપણે શસ્ત્ર કે ઇતિહાસ છોડીને કવિતા પાસે જતા હોઈએ છીએ. ક્યાંય સૌંદર્યાનંદને વશવર્તીને વિશ્વભરના મહાન કવિઓએ ભાષાને કેવી તો છદે ચઢાવી-ચગાવી છે તે જોઈએ છીએ ત્યારે જ પ્રમાણિત કરી શકીએ છીએ કે વ્યવહારપ્રત્યય–પ્રત્યાયન, જ્ઞાનબોધ ઉપરાંત પણ ભાષાનું એક શુચિતમ તૃતીય સ્તર છે જ જેમાં કવિના સર્જનમનનો એક સૌંદર્યાનંદાનુભવ અનુસ્યૂત થતો હોય છે. સર્જકકવિઓએ આ બતાવ્યું હોત તો ભાષાના આ શ્રેષ્ઠ સ્વરૂપને આપણે ઓળખી શક્યા ન હોત. આજની ભાષાનો મૂર્ધન્ય ઊર્ધ્વતમ સૌંદર્યાનંદમૂલક ત્રીજો અવાજ, કવિતા. □

# દર્પણ સામે દર્પણ

મણિલાલ હ. પટેલ

## આવો
### મકરન્દ દવે

અમે રે સૂકું રતું પૂમડું,
 તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દ્યોને તારેતારને,
 વીંધો અમને વ્હાલા, આરંપાર;
આવો, રે આવો હો જીવણ; આમના.
અમે રે સૂના ઘરનું જાળિયું
 તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલાં ભોગળ–આગળા,
 ભરો લખ લખ અદીઠા અંબાર;
આવો, રે આવો હો જીવણ, આમના.
અમે રે ઊધઈ–ખાધું ઈંધણું;
 તમે ધગધગ ધૂણીના અંગાર,
પડે પડ પ્રજાળો વ્હાલા, વેગથી,
 આપો અમને અગનના શણગાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

## ગીત
### રાવજી પટેલ

 તમે રે તિલક રાજા રામના
 અમે વગડાનાં ચંદન–કાઠ રે;
તમારી મશે ના અમે સોહિયાં —
ક્યાં ક્યાં દુ:ખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દુ:ખ ક્યાં સહ્યાં ?
 તમે રે ઊંચેરા ઘરના ટોડલિયા! ટોડલા
 અમે લજવાતી પાછલી રવેશ રે;
તમારી મશે ના અમે સોહિયાં –
ક્યાં ક્યાં દુ:ખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દુ:ખ ક્યાં સહ્યાં ?
 તમે રે અખશર થઈને ઊકલ્યા !
 અમે પડતલ મૂંઝારા ઝીણી છીપના;
તમારી મશે ના અમે સોહિયાં —
કહોને કહોને દુ:ખ ક્યાં પડયાં ?

('અંગત' પૃ–૪૭)

**આ** બંને ગીતો, ઉપલક નજરે જોનારને, વિષયાદિની રીતે ખાસ્સાં જુદાં લાગવાનો સમ્ભવ છે. પણ તત્ત્વ અને પારગામિતાથી વસ્તુને પામનારને સમજાશે કે તત્ત્વત: વાત એકત્વની છે; અદ્વૈત–ઝંખાની છે.

મકરન્દ દવે ૧૯૪૦ પછીની કવિતાધારાના કવિ છે, જ્યારે રાવજી ૧૯૬૦ પછીની નૂતન કવિતાધારાનો બળૂકો અવાજ છે. મકરન્દ અધ્યાત્મચિંતનની કવિતાના કવિ છે. એમની કવિતામાં ભક્તિની મસ્તીનો મિજાજ છે; અહીં ભક્તની અંતર–આરત પ્રકટેલી છે. રાવજી કૃષિજીવનનો કવિ છે. આપણી ગ્રામસંસ્કૃતિની સાહિત્ય–પરંપરામાં એ નૂતન ઉન્મેષ રૂપે આવે છે, છવાઈ જાય છે; ને આવી ઉત્તમ કૃતિઓ મૂકીને દાયકામાં તો ચાલ્યો પણ જાય છે.

મકરન્દના ગીતમાં ભક્ત 'જીવણ'ને (પરમાત્માને) ઝંખે છે, પોતાની અધૂરપો, ઓછપોને પોતે

તો ઓળખી શકતો નથી. એટલે એ અલખને, પરમતત્ત્વને ઉપાસે છે, જેથી એ એવી ચેતનામાં ભળી-મળી જાય કે પછી જુદાપણું પીડ્યા ના કરે. એકબીજાની જુદાઈ; જેને ઝંખીએ એનાથી જુદાઈ આપણને, માનવજાતને મળેલો શાપ છે. એટલે આત્મા પરમાત્મામાં એકરૂપ થઈ જવા પ્રાર્થે છે. પ્રેમી અને પ્રેમિકા પણ આ જ રીતે એકબીજાનું અદ્વૈત ઝંખે છે. રાવજીના ગીતમાં એ જુદાઈના જૂજવાં પોત પ્રગટે છે. રાવજીનું ગીત એક પ્રેમીએ બીજા પ્રેમીને કરેલું ભાવ-ઉદ્બોધન છે. પણ એ ય ભક્તની આરત જે જે કોટિએ પ્રકટે છે એ કોટિનું સહજ પ્રાકટ્ય છે. પ્રેમ એટલે ભક્તિ. ભક્તિ પણ પ્રેમનું જ બીજું નામ છે. બંને આત્મ-અનુભવ વિના શક્ય નથી. બંનેમાં સચ્ચાઈ પ્રાણતત્ત્વ છે. આપપણું ઓગાળીને બીજામાં ભળી જવાનું નામ છે પ્રેમ. પછી ત્યાં અહમ્ કે આગ્રહો ના હોય. સાચો પ્રેમ સમર્પિત થઈ જવામાં છે. ભક્ત પણ આત્માને પરમાત્મામાં લયલીન કરી દે છે ત્યારે અવર જગતથી એ વેગળો વહી જાય છે. આમ, ભક્ત અને પ્રેમીની આરત આ કાવ્યોના વિષયો છે. બંનેમાં સામા પાત્રને ઊંચે આસને સ્થાપવાની વાત છે; પોતાની નગણ્યતાની સામે પ્રેમીની સર્વોપરિતા સ્થાપવાની સહજ વૃત્તિ છે.

ભક્તને ભક્તિ વિના ક્યાંય કશે ચેન નથી પડતું એમ પ્રેમીને પ્રેમી વિના, એના નિરંતર તથા નિરવધિ પ્રેમ વિના કશુંય જોઈતું કરતું નથી હોતું. બંનેમાં ભક્તિ છે. જાતને ભૂલીને પ્રેમીને સ્થાપવાની ઝંખા છે.

મકરન્દના ગીતને તો ભક્તિગીત/પ્રાર્થનાકાવ્ય તરીકે ઘણા જાણે છે. પણ એ ગીતનેય પ્રેમીએ પ્રેમીને કરેલું ઉદ્બોધન માની લઈએ તોય વાંધો આવતો નથી; કેમ કે પ્રેમની આરત ઈશ્વરની આરત કરતાં કોઈ કક્ષાએ કોઈ રીતે ઊતરતી નથી. રાવજીએ તો પ્રિયજનને પોતાથી વધારે ગૌરવશીલ અને ધન્ય થયેલું કલ્પ્યું છે. મકરન્દ પણ પોતાની (માનવજાતની) ક્ષુલ્લકતા સામે પરમકૃપાળુ (એ પણ પ્રેમી જ છે ને!)ની પૂર્ણતા કલ્પી છે. બંને કવિઓએ જે પદાર્થ, પ્રતીકો કે રૂપકો ઇત્યાદિ પ્રયોજ્યાં છે એ એમના ભક્તિભાવ સંદર્ભે અત્યંત ઉચિત અને અભિવ્યક્તિ સંદર્ભે તદ્દન સાહજિક બની આવ્યાં છે. જે પીડા, જે વેદના અંતરમાં તીવ્રતમ કક્ષાએ પ્રકટી-પ્રસરી હોય એની અભિવ્યક્તિમાં, આ કાવ્યોમાં છે એવી સચ્ચાઈ ના આવે તો જ નવાઈ લાગે. જે પ્રિયતર છે ને મનમાં મથાયું છે તે પ્રગટે ત્યારે એમાં સાચકલાઈનું સત્ હોય છે. આ બંને ગીતો આવાં સત્ અને સાચકલાઈને સહૃદયમાં રોપી રહે છે.

મકરન્દ ઈશ્વરને, રાવજી પ્રેમીને સંબોધે છે એવો ભેદ છે ખરો, પણ તમે એ સંબોધનોને એવા જ સહજ ભાવથી ઝીલતા હો છો ત્યારે કશો ભેદ ભાસતો નથી...એક પ્રેમી બીજા પ્રેમીને સંબોધે છે પોતે કેવો નગણ્ય, ને અવર કેટલું મોંઘું મૂલ્યવાન એના વિના પૂર્ણતા તો અળગી-આઘી જ હોય, પણ કશીય સાર્થકતાય ન હોય! પ્રેમ વિના જીવન ઠાલા કૂવા જેવું હોય એમ. મકરન્દનું ગીત આ રીતે ઊઘડે છે :

'અમે રે સૂકું રૂનું પૂમડું
તમે અત્તર રંગીલા રસદાર'

અહીં ભક્ત પોતાની તુચ્છતાને પહેલી નિર્દેશે છે...જ્યારે રાવજીમાંનો પ્રેમી પહેલાં પ્રેમીને ઊંચા આસને સ્થાપીને પછી પોતાની અધૂરપો ગણાવતો ચાલે છે...એમાં લજ્જા સાથે પીડા છે, નિયતિની કઠોરતા પણ ખરી :

તમે રે તિલક રાજા રામના
અમે વગડાનાં ચંદન કાષ્ટ રે;
તમારી મશે ના અમે સોહિયાં —
કેવાં કેવાં દ:ખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દ:ખ કેવાં સહ્યાં !

પોતાના પ્રેમીને કવિ રાજા રામના કપાળનું તિલક કહીને ગૌરવ આપે છે; એની ધન્યતા તથા એનાં માનસન્માનને ચીંધે છે. એની સામે પોતાને માટે કહે છે કે અમે તો વગડામાં પડેલાં ચંદનનાં લાકડાં જેવા! હજી તો કોઈએ આળખ્યા નથી, પછી બીજી તો વાત જ શી કરવાની? પ્રેમીની જેમ શોભી ઊઠવાની, જીવી ઊઠવાની કશી તક જ પોતાને નથી મળી એનો વસવસો સ્પર્શ્ય બનીને આ પંક્તિમાં આવ્યો છે : 'તમારી મશે ના અમે સોહિયાં...' એ જાણે છે કે રાજા રામના કપાળનું તિલક બનતાં પહેલાં કેટલાંય દુ:ખો વેઠવાં પડે છે. એટલે એ વલોપાતને સ્વસ્થતામાં પલટીને પૂછે છે કે સાજણ! તમે કેવાં કેવાં દ:ખ સહ્યાં હશે! નહીં ?!

મકરન્દના ગીતનો આરાધ્ય તો છે રસદાર રંગીલા અત્તર જેવો! જે રૂના સૂકા પૂમડામાં ભળે તો એને ધરમૂળથી પલટી નાખે. એટલે સૂકા રૂ જેવો ભક્તપ્રેમી રંગીલા અત્તરથી તારેતાર તરબોળાઈ જવા ચાહે છે. અત્તરની સુગંધથી, એના સત્ત્વથી એ આરંપાર વીંધાઈ જવા ઉત્સુક છે. 'આરંપાર' શબ્દ એવી આરતનો, તદ્જન્ય પીડાનો વાચક બને છે.

રાવજીના ગીતમાં દરેક અંતરામાં બે જ પંક્તિઓ નવી આવે છે, બાકીની પંક્તિઓ મુખડા પ્રમાણે પુનરાવર્તિત થાય છે. ત્યારે એમાં જે શારી નાખનારો વલોપાત છે તે આપણને દર્દની જુદેરી આબોહવાનો અહેસાસ કરાવે છે. ઘૂંટાયેલી પીડાની કાચ જેવી અભિવ્યક્તિ રાવજીનો વિશેષ છે :

તમે રે ઊંચેરા ઘરના ટોડલા!
અમે લજવાતી પાછલી રવેશ રે;
તમારી મશે ના અમે સોહિયાં —
કેવાં કેવાં દ:ખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દ:ખ કેવાં સહ્યાં ?

પ્રેમીને 'ઊંચેરા ઘરના ટોડલા' કહીને કેટકેટલું સૂચવી દેવાયું છે! એ કલ્પનની સામે પોતા માટે 'લજવાતી પાછલી રવેશ'નું કલ્પન મુકાયું છે! આ જક્સ્ટાપોઝિશનથી વાત વધારે સૂક્ષ્મ બને છે ને રવેશ જેવું કવિનું (કાવ્યના નાયકનું) એકલાપણું આપણને ઘેરી વળે છે. ઉપેક્ષાનો ભાવ પણ એમાં રહેલો છે. ઘરમાં ટોડલાનું સ્થાન અને રવેશનું સ્થાન ચીંધીને કવિએ આપણને વ્યંજનાનાં શરથી વીંધી નાખ્યા છે.

એમના ગીતના બીજા સ્ટાન્ઝામાં મકરન્દ પણ ઘરને જ લઈ આવ્યા છે :

અમે રે સૂના ઘરનું જાળિયું
તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલાં ભોગળ-આગળા,
ભરો લખલખ અદીઠા અંબાર;
આવો, રે આવો હો જીવણ, આમના.

સૂના ઘરનું જાળિયું, જ્યાં અજ્ઞાન છે, અંધકાર છે, અવાવરાપણું છે, જીવનનો સંચાર નથી. રૂપકની સમૃદ્ધિ અહીં પમાશે. ઝળહળાં (તાતા) તેજના અવતારપુરુષ વિના સૂના જાળિયાને જીવનમય કોણ કરી શકે? પ્રેમ આવા તેજનો, પ્રકાશનો પર્યાય છે. એ બંધનોને, ભોગળ-આડા આગળાને તોડી-ફોડીને સદ્ય પ્રવર્તે છે. એ પ્રેમના ધારક પરમ પ્રેમી વિના આપણામાં 'લખલખ અદીઠા અંબાર' (તેજ/પ્રકાશ) કોણ ભરી શકવાનું હતું! કવિ એવા 'જીવણ'ને આરાધે છે જે બધું ઝળાંહળાં કરી મૂકે! માનવની નિયતિ-જન્મ અને મોહમાયાની, જન્માંતરોની. એની સામે મુક્તિ અને પ્રકાશમાં પ્રકાશ થઈ ભળી જવાની વાત પણ અહીં ધ્વનિત થાય છે. પ્રેમના પ્રકાશ વિના આપણું કાણું ધબ્બ હોય એટલે તો મકરન્દનો પ્રેમી પ્રેમપ્રકાશની આરાધના કરે છે.

માનવી સાથે એનું ભાગ્ય જોડાયેલું હોય છે. સંયોગો અને સ્થિતિઓ એની દશાઅવદશા કે વલે કરતાં રહે છે. ત્યારે પોતાની પીડાપૂર્ણ નિયતિને પ્રેમી વીસરે કેવી રીતે? વેઠ્યા વિના વિકસવાનું શક્ય નથી. જે વલોવાય છે એ અંતે સત્ત્વની સમ્મુખ થાય છે. પણ ઘણાં વલોવાઈનેય એકલાંઅટૂલાં રહી જાય છે! નિયતિને ફરિયાદ કરવાથી દા'ડો વળતો નથી. કવિ તો દર્દનો સ્વીકાર કરી લે છે...ને ગાય છે :

'તમે રે અખશર થઈને ઊકલ્યા!
અમે પડતલ મૂંઝારા ઝીણી છીપના;
તમારી મશે ના અમે સોહિયાં —
કહોને કહોને દઃખ કેવાં પડ્યાં?'

જે 'અક્ષર થઈને ઉકલ્યાં' છે એ તો એમનાં ધનભાગ્ય છે! જે બીજા સુધી પહોંચ્યાં છે, જેમને કોઈએ વાંચ્યાં છે ને અવગત કર્યાં છે તે પ્રેમીજન ખુશનસીબ છે. કવિ પોતાને વિશે તો કહે છે

કે અમે તો છીપની ગૂંગળામણ(મૂંઝારો)થી વિશેષ કાંઈ નથી! મન તો છે મોતી થવાનું પણ કોની આંખનું? કોના હૈયાના હારનું મોતી? જે 'અક્ષર' થઈને 'ઊકલી' ગયાં છે એ તો હવે છૂટી ગયાં છે! રહી ગયા છે 'પડતલ મૂંઝારા ઝીણી છીપના!' પણ એય ભારે પીડાદાયક છે. કોઈનો સાથ પામીને જોડાજોડ શોભી રહેવાનું સદ્‌ભાગ્ય જ લલાટે લખેલું નહોતું. જાણે આખો અવતાર એળે ગયો છે! પણ આરતનો આનંદ (એમાં દર્દની સેર છે, ના હોય તો જ નવાઈ!) પણ ઓછો નથી! રાવજીનું ગીત આવા દર્દના આનંદને તાગે છે.

મકરન્દ ઊધઈ-ખાધેલા ઈંધણા જેવી કાયાને કે એવા જીવતરના રંજાડને ઉચિત રીતે ઉભારે છે. માયાએ કરકોલી ખાધી છે કાયાને-કોઈ સૂડો કેરી કોચે એમ! જીવનવગડે પડેલું ઈંધણું ઊધઈથી નષ્ટ થવાને બદલે ધગધગ ધૂણીના અંગારને ઝંખે છે! કેમ કે આગનો રાગ પડેપડને અજવાળીને અસલ શણગાર આપે છે, જે લુપ્ત થતો નથી. આ પ્રેમની આગ છે: આગનો પ્રેમ છે! જે બાળે-ટાળે નહીં, પણ શણગાર થઈને સોહાવે! પ્રેમ આવી મહામૂલી જણસ છે! મકરન્દનો ભક્ત ઈશ્વર સાથે આવો અદ્વૈત-પ્રેમ તાકે છે. એની આરતમાં ભારોભાર ઊંડાણ અને સ્વસ્થતા છે. નર્યા-નું નોખાપણું છે.

રાવજીના કાવ્યમાં ઉપેક્ષાની, નિરાશાની નાડી ધબકે છે. એમાં વસમો વિચ્છેદ છે, ન રચાયેલા સાયુજ્યનું ઝીણું દર્દ છે. પણ આ બધાંની ઉપર ઊઠતો પ્રેમીને ઊંચે આસને ગૌરવભેર સ્થાપતો પ્રેમીનો અવાજ આપણને પ્રભાવિત કરે છે.

શબ્દનો દુર્વ્યય કર્યા વગર શબ્દની નાદલય-અર્થશક્તિઓને સર્જકતાથી પ્રયોજતી આ રચનાઓની નીજી તાજગી આપણને અડ્યા કરે છે. કવિતા સહજોદ્‌ગાર છે, એનીય અહીં પ્રતીતિ થાય છે. □

**ક્ષમાપ્રાર્થના**

પ્રેસ બદલ્યું હોવાથી આ અંક થોડો મોડો તૈયાર થઈ શક્યો છે. વાચકો-ગ્રાહકોને પડેલી તકલીફ બદલ ક્ષમાપ્રાર્થી છીએ-તંત્રી

## એક પંખી બોલ્યું ત્યાં...

**રમેશ પારેખ**

એક પંખી બોલ્યું ત્યાં તો ડોશ્યા ગામનો
  સીમાડો હમ્બેશ વગોવાઈ ગિયો રે...

એક પોયણીએ પાંખડી જ્યાં કાઢી
  ત્યાં નફટા તળાવેય લૂગડાં ઉતાર્યાં બધ્ધાં જ !

એહ ! પાણાની જેમ હાળા પથ્થરોએ
  પાણીને ભૂરાટાં માથાંઓ માર્યાં બદ્ધાં જ !

ચાંદો યે લૂગડાં વિનાનો, અરેરે !
  બધ્ધે લૂગડાંનો કારમો દુકાળ થિયો રે...

એહ ! તમરાઉં ડોકીના ત્રણ્ય ત્રણ્ય કટકા
  કરીને કૈં ગળકે રે ગળકે બધ્ધાં જ !

અરે, એવું કૈં વરસ્યું કે ધૂળ અને કાંકરા ય
  હીરામોતીરોખાં સળકે બધ્ધાં જ !

વાયુએ ટહુકાનાં લૂગડાં પહેર્યાં
  પણ પોયણીને અડકીને ઊભો રિયો રે...

## યાદ આવ્યું

**હર્ષદ ત્રિવેદી**

અચાનક અમસ્તું. ઘણું યાદ આવ્યું,
જે નહાતું કદી આપણું યાદ આવ્યું.
પ્રથમ તો. તમારું જવું યાદ આવ્યું;
પછીથી વિવશ આંગણું યાદ આવ્યું.
નગર, શેરી ને ઘર તો ભૂલી ગયો છું
પછી કેમ એ બારણું યાદ આવ્યું ?
બધું ભૂલવાનો સમય આવી પહોંચ્યો,
એ વખતે હજારોગણું યાદ આવ્યું.
ચહેરો હવામાં ગયો ઓગળી પણ –
જે તરતું રહ્યું છૂંદણું યાદ આવ્યું !

## તું તારી કવિતા વાંચે છે

**જયન્ત પાઠક**

તું તારી કવિતા વાંચે છે:
'વેરાયેલા આકાશમાં થોડા તારા ચમકે છે'–
હું તારી ચમકતી આંખોને તાકી રહું છું,
'એકાએક ઠંડી લહર આવે છે
કાળું વાદળ ટપકી પડે છે'
હું તારા ભીના વાળને ટપકતા જોઈ રહું છું;
'સરોવરમાં રક્ત કમલની પાંખડીઓ ઊઘડે છે–'
મારી નજર તારા હોઠ ઉપર મંડરાઈ રહે છે;
'ટેકરીઓની પોચી પોચી ટોચોમાંથી
ઝરી રહી છે પયધારાઓ–'
મારી નજર તારાં વક્ષો પરથી નીચે સરે છે;
'નદીમાં ઊભરાય છે ડહોળાં પાણી–'
મારી નજર ઊંડા ધરામાં ઊતરે છે.
'કાંઠાઓ તરંગોમાં તૂટી રહ્યા છે'–
ધ્રૂજતા શબ્દો ઉપર ફરી વળે છે ફીણિયું મૌન.

## ગઝલ

**મનોજ ખંડેરિયા**

સુંવાળા શ્વેત છળમાંથી અમે નીકળી નથી શકતા
ખીલાયેલા કમળમાંથી અમે નીકળી નથી શકતા.
સદીઓથી શિલાલેખોના અણઉકલ્યા છીએ અર્થો
તૂટ્યા અક્ષર અકળમાંથી અમે નીકળી નથી શકતા.
નદી, સરવર કે દરિયો હો તો નીકળી પાર જઈએ પણ
સૂકી આંખોનાં જળમાંથી અમે નીકળી નથી શકતા.
સમય સાથે કદમ ક્યારે ય પણ મળશે નહીં, મિત્રો !
વીતેલી એ'ક પળમાંથી અમે નીકળી નથી શકતા.
ઊભાં તૈયાર થઈને રંગમંચે ક્યારના કિંતુ —
પડ્યા પરદાની સળમાંથી અમે નીકળી નથી શકતા

## બે ગઝલ

### ભરત ભટ્ટ 'તરલ'

(૧)

દરગોનું એવું છે એ જૂતાં કે નવાં જડે.
જળની તપાસ થાય અને ઝાંઝવાં જડે!
અથડાય શોધીએ તે ક્યારેક ઠેસમાં,
ક્યારેક દીવો લઈને જતાં તેય ના જડે!
એના સ્વજનને જીવવું દુષ્કર થશે કદાચ,
દરદીનું મોત થાય ને એની દવા જડે!
પોતાના માંહ્યલાને કહો–' રાજી-રેડ થા;'
પોતાના ઘરના કોઈ ખૂણે પારકા જડે!
એવું ય જિંદગીમાં બને છે કદી–કદી,
ચ્હેરા ખુવાર થાય પછી આયના જડે!

(૨)

તારો અવાજ જ્યારે તને આળ લાગશે,
ઘરની દિશાઓ સર્વ તને ઢાળ લાગશે!
ખીલી ખૂંપાવશેય બગીચાનો બાંકડો,
ફૂલો તો શું આ ફાગણો રેતાળ લાગશે!
ઢાંકી શકીશ કેમ તું તારા શરીરને?
આખ્ખું ખમીસ જ્યારે તને ચાળ લાગશે!
કહે છે કે તું નદીના સ્વરૂપે વહી જઈશ,
કહે છે કે આ નદી તને શેવાળ લાગશે!
ચીંધેલ મારગેય જવાશે નહીં પછી,
જ્યાં આંગળીઓ બંદૂકની નાળ લાગશે!

## એક ગઝલ

### બાલુભાઈ પટેલ

આમ આખું ઘર આ ચકડોળે ચડે,
દ્વાર હું વાસું ને ભીંતો ઊઘડે.
ઊગતામાં સાંજની ચિંતા કરી:
ભરબપોરે સૂર્ય કાં ઝાંખો પડે?
વૃક્ષ આનો શું ખુલાસો આપશે,
પાનખરને નોંતરી છે પાંદડે!
ક્યાંક સફરની વાત નીકળે ને તરત;
મન ઊડીને સોંસરું રસ્તે પડે.
રોજ સાંજે 'બાલુ' આ ઘરના ખૂણે:
દીવો ફંફોસું ને અંધારું જડે.

## મન માણસ મરજીવો

### અજય પુરોહિત

ઝાકળ જેવું ઓગળશે, મન, માણસ, મરજીવો,
મારામાં નખશિખ ટળશે, મન, માણસ, મરજીવો.
મારા વચ્ચે એકલતાની ભૂરી સાંજ ઢળી છે—
પંથ પછીથી ટળવળશે, મન, માણસ, મરજીવો.
તૃષ્ણા, વાસી અખબારી ઇચ્છા જેવી અર્થાત્
સાત સમંદર ઝળહળશે, મન, માણસ, મરજીવો.
લીલોછમ્મ સૂરજને/પંખીની કલબલતી પળ,
ઘટના આખ્ખી તરફડશે, મન. માણસ, મરજીવો.
ઝાંખુંપાંખું અણદીઠું આ અજવાળાનું ટોળું,
સાંજ પહેરી નીકળશે, મન, માણસ, મરજીવો.

## ગઝલ

### અશોકપુરી ગોસ્વામી

તોફાનમાં સહુની નાવ નાંગરેલ છે,
એકાદ ખારવો છતાં માથાફરેલ છે.
જેને કહો છો ભેજ હકીકતમાં થાક છે,
ઘરની ભીંતોને દોસ્ત પસીનો વળેલ છે.
આ કાળઝાળ સૂર્ય ડૂબ્યો એટલે જ છે,
એની જ સામે કોઈએ ઝાકળ ધરેલ છે.
છાંયો બધાયને મળે, પણ ના મળે મને,
ધગધગતી ગઝલ ઝાડ નીચે મેં લખેલ છે.
વેઠે ગણાય એટલાં દુઃખો નથી પડ્યાં,
પણ તે છતાં અંદર કશુંક પાંગરેલ છે.

## દે

### આહમદ મકરાણી

દે પણછ ને બાણ દે;
વીંધવા નિશાન દે.
હું મને મળતો નથી–
જો મળું તો જાણ દે.
હું કશું પામી શકું;
વેદનાની વાણ દે.
કોણ રોકે રાહમાં?
કાનુડાને દાણ દે.
શબ્દનાં મળતાં રતન
મૌનની તું ખાણ દે.

## નગર

### નલિન પંડ્યા

આ લઘરવઘર નગર
બંદૂકની ગોળીઓથી ચારણી જેવું
જીર્ણ વસ્ત્ર ધરીને
તૈમૂરલંગની જેમ ઊભું છે.
તે ખોડંગાતું ચાલે
ત્યારે કુરાનના કલમા
અને ભગવદ્‌ગીતાના શ્લોકોના ચૂરેચૂરા
થવા માંડે છે.
હવે ગલીઓ અને પોળોના
ચબૂતરે દાણા ચણવા
પંખીઓ આવતાં નથી.
અહીં સંચરવા પર પ્રતિબંધ...
તો પછી શ્વાસ પણ
કેવી રીતે સંચરી શકે?
તમામ બજારો બંધ
તમામ દુકાનો બંધ,
ફક્ત મોત વેચનારની દુકાન ખુલ્લી છે.
ખુલ્લું છે નૃવંશશાસ્ત્ર જેવું
મારા નગરનું નસીબ.
કદાચ પહાડની ભેખડો
એકદમ તૂટી પડે
અને હડપ્પાની જેમ
દટાઈ જાય આ મારું નગર...

# નમસ્કાર

## નલિન પંડ્યા

હે, ભયમુક્ત ભગવાન, નમસ્કાર !
આ ગલી, નગર, દેશના તંત્ર, યંત્ર, મંત્રને નમસ્કાર !
પથ્થરોથી પીડાતા
આ 'માણસ'નામી પ્રાણીઓ છે
તો પ્રાણીઓને નમસ્કાર !
ઈશુમાં ખોડાયેલા ખીલાઓ
અને સોક્રેટિસને અપાયેલા
ઝેરને નમસ્કાર !
મધપૂડા પર ચોંટેલા ચોટલા, ટોપીઓ, ટાલ
અને દાઢીઓને નમસ્કાર !
હવે તો નમસ્કાર કરતાં કરતાં
આ હાથને પણ લકવા લાગુ પડી ગયો છે.
રાજા મિડાસ જેવા આ રાજાઓ એમની લંકા
સોનાની કરવામાં રિબાતાં રિબાતાં
પોતે મરશે
છતાં એમની કાયા સોનાની નહીં બને !
એમના મનમાં પ્રવેશેલા
ગમે તે જન્મભૂમિના ઉકરડાને અને
બાબરબાપ હનુમંની મસ્જિદને નમસ્કાર !
માંડલપંચી ગરબાને નમસ્કાર !
હવે કોઈએ કશાનું વિલેપન ના કરવું !
આ સૂર્ય રસ્તાઓની ગટરો
સિસિફસ રાક્ષસની જેમ
નદીતટેથી રેત પથ્થરો લાવીલાવીને પરી દેવી;
પછી વિચારવું કે કમ્પ્યૂટરાઈઝ્ડ
પ્રકૃતિ ક્યારે ખીલે ?
તો કમ્પ્યૂટરાઈઝ્ડ એકવીસમી સદીને નમસ્કાર !
નવી દિલ્હીને નમસ્કાર !

## ગઝલ

### ગુલામ અબ્બાસ 'નાશાદ'

શક્યતાઓ પાંગળી, વર્તમાન વિસ્ફોટક અને હું,
સભ્યતાનું રાજકારણ; ધર્મનું નાટક અને હું.
આપે છે સૌ આજ વણમાગી સલાહો ધૈર્યની પણ,
એક હાથે ફૂલ બીજા હાથમાં કંટક અને હું.
આમંત્રણને આપનારા આવકારો તો યાદ રહેશે,
ભીડ મોટી ઘરમાં તારા, બંધ છે ફાટક અને હું.
એકતરફી વલણ રાખે છે લોકની તો આ અદાલત,
છે બધાં તારાં જ મોહક રૂપનું ત્રાટક અને હું.
હું કોની માંગું ને માંગુ તો દે છે સાથ કોણ ?
સ્વાર્થલોલી મિત્ર ભેળી તુંય તકગ્રાહક અને હું.
મારા એકાકીપણાથી બીક લાગે છે હવે તો,
દૃષ્ટિ લોકોની જયાં બનતી જાય છે ઘાતક અને હું.
પુણ્યની ચાદર લપેટીને ઊભા છે કાતિલો સૌ,
સામે છે દુનિયા ખુદાની આટલી પાવક અને હું.
કંઈક એ પરિસ્થિતિ છે 'નાશાદ' સંજોગોની સામે,
મોંઘવારી સામે મર્યાદિત મારી આવક અને હું.

## ચાખી

### નટરાજ બ્રહ્મભટ્ટ

તને આંખોથી પહેલવહેલ ચાખી
પછી મનમાં મેં મમળાવે રાખી.

એકમેક આંખોએ દાબેલી ચાંપની
છવિ કેમ છલકાતી ભૂલું ?
સ્મરણોની લાલલીલી ઝૂંગળી પરોવેલાં
તોરણમાં હેશથી ઝૂલું :
હોઠોએ સહિયારી આલેખી યાદ છે
શબ્દો વિનાની એક સાખી...
તને આંખોથી પહેલવહેલ ચાખી.

આપણી રે મહેફિલના મઘમઘતા મતલાને
મેડીએ દીધી'તી દાદ,
એનો તે દોર એવો ચાલ્યો દમામથી
કે લાગી ગયા'તા ચાર ચાંદ !
પહેલા ઘૂંટે જ સીધો પંચમ લાગ્યો ને
પછી મોઢે માંડી'તી મેં તો આખી.

## ખરતાં પાન

### પ્રીતિ સેનગુપ્તા

સદ્ભાગ્યે મારા રસ્તાને
સૂર્યની છે ઝંખના.
અજાણ્યા શહેર પરનાં વાદળોથી
નથી ડર, નથી વેદના.
છે ઘણાં યે તળાવ–
વાંકુંચૂંકું, કાચનું, રેતીનું–
એવાં નામો વિચિત્ર.
શું સૂર્યો અર્થ ?

ઢાંકી દીધા છે એમના અરીસા
ખરેલાં પાંદડાંએ.
થયા એ તો સ્તબ્ધ પાણીના સમૂહ.
થયા નિરર્થક ઊંડા વ્યૂહ.
ચમકી જાય છે જે ખાબોચિયાં,
એમાં પડે છે મને રસ,
ચડે છે પ્રકાશનો ચડસ.
મારી આંખો?

પહાડોને વળગવા જાય છે—
સરકી રહે છે સતત.
મ્હાલે છે વિવિધ રંગ
—લાલ, પીળો, કેસરી. ને ક્યાંક લીલો યે—
સૂર્યની રમત.
હવામાં ભેળસેળ,
ધરતીના ચલનમાં તાલ-મેળ.
ને વર્ષે વર્ષે પર્ણોનો આ રંગરાગ, આ ખેલ.
ખરવું યે, હરખવું યે.
જૂનાને વિદાય, નવાની રાહ.
સમયને ગતિનો શાપ.
અસર પડે છે બધે આપોઆપ.
માગું છું તો રોકવા,
વીનવું છું એને ધીરે જવા.
છે જે અહીં આટલામાં
એ શોધું છું પ્રવાહ—
મૂળને અડીને જતા વહેણને.
રસ્તો જાય છે તો નજીકથી,
છૂપું રહે છે વહન.
છોડીને રંગીન વન
એકલું એક હરણ
આવી ઊભું રહે છે રસ્તાની ધારે
—એને પણ જવું પેલે પારે.
ના વળોટ હમણાં, ના વળોટ હજી
—કહું છું વાહનના અવકાશમાંથી,
પહોંચાડાતું નથી એના સુધી
મારા કહેણને.
સળગે છે દિવસ,
સળગે છે સાંજ—
રાતની સગડીમાં આગ નથી.
દિશાઓ છે કેટલી બધી,
લાંબો કોઈનો સંગાથ નથી.
પત્તું પત્તું માંડે છે ખરવા—
જાણ થાય છે મોડી મોડી
માંડ માંડ.
કરું છું મનને વેગળું છાયાથી,
પડછાયાથી—
કદાચ છે ને માંડે એ પણ
રંગરંગથી હરખવા.

## પીળાં પાંદને છાંટયું પાણી

### રમણીક અગ્રાવત

સ્થિતિઓ, રૂપો વચ્ચેથી ધમધમાટ થતો પસાર
સ્થળ-કાળનાં આ સ્પર્શબિન્દુએથી રવાના થઈ રહ્યો છું
'રવાના થઈ રહ્યો છું' એ સંજ્ઞા ઊભરે છે માત્ર
—સ્થિતિ ઉગ્રતાએ બોલી બેસું મોટેથી—
બાકી રવાના છું જ
સરકતાં કાળબિન્દુની હારોહાર
લગાતાર...
રવાના સામેથી પણ થઈ ચૂક્યું છે કોઈ
કશેક ક્યાંક ક્યારેક મળવાનું નક્કી
એની કલ્પનાથી ક્યારેક રોમાંચિત
ક્યારેક મૂંઝરાનો માર...
મુલાકાત પછી મુલાકાત અનવરત
હજી તો ય એ અધ્ધરક્ષણ
મકાનો મઝાઓ પ્રસંગો પછડાટો યોજનાઓ અવરજવર

કરતો મારામાંથી પસાર
હાથમાં પાકેલી એક ક્ષણનો ભાર...
પુનઃ પુનઃ પલટાતી શક્યતાઓ
સ્થિતિઓની ઝાંખી ઘેરી ચેકભૂંસ
રૂપોની ગાઢીઆછી ઝાંય
અલપઝલપ દેખાઈ પડે મેળબિન્દુ
છે નક્કર કશે મળવાનું
ઊભરતું ખસતું ભૂંસાતું વળી ઊપસતું ગોઠવાતું લક્ષ્ય
આવું છું ધસમસાટ...
છું ગતિમાન
એ ય ગતિમાન સામેથી
વચમાં

વલય અવાજનાં
વલય પર વલય
થર પર થર અવાજના
અવાજના એક થર પર ચડે પડ રાતનું
અવાજના એક થર પર ચડે પડ દિવસનું
સતત
થર પર થર પરખાતા અવિરામ
ક્રુદ્ધ કર્કશ બીકણ ભોળા ડમરા ગાંડા રોતા
તૂટયા કકળ્યા આતુર ક્ષીણ વેવલા નીંભર ભોતડ
બરછટ ભઠ મીણિયા ભડ નરવા ભોતડ
થર પર થર પરખાય અવાજના
પાતળું પાણી છાંટો કે લીલાં ને ક્ષીણાં...

## અર્ધી

### કૃષ્ણ દવે

બચપણ બાળીબાળી તમને રોજ ઉકાળી આપે અર્ધી,
એ બાળકની આંખોનાં અંધારાં તમને ક્યાંથી સ્પર્શે ?
ક્યાંથી સ્પર્શે આખું જીવતર ઘૂંટીઘૂંટી ઘૂંટ ઘૂંટ પીનારા તમને ક્યાંથી સ્પર્શે ?
ફાટેલા એકેક દિવસને વીણીવીણી ખભે ઊંચકી ફરતાં પગલાં–ભૂખ ભેદવા મથ્યાં કરે છે.
ને ભરપેટા હોઠ તમારા ભૂખ વિષેનાં લાંબાં ભાષણ કર્યાં કરે છે ?
ધગધગતી જ્હેરોની એ જ્વાળાઓના લબકારા–તમને ક્યાંથી સ્પર્શે ?
તમે ટેસ્વાદીન ન્હોરના સ્વામી છો ને ? લોહી નીગળતી દાઢોના અનુગામી છો ને ?
તમે સુંવાળી ભાષાના આસામી છો ને ?
અને એટલે પથ્થરિયા ચહેરાની ભીતર ઊંડે ઊંડે સ્તબ્ધ બનીને
માત્ર વેદના ભરીભરીને વહી જતી એ ધારા... તમને ક્યાંથી સ્પર્શે ?
પહેલાં તો એ બાળક જેવી ઇચ્છાઓને સમજાવે છે. ના સમજે તો
ધમકાવે છે પછી . એ જ ઇચ્છાના ભોગે ઘસીઘસીને કેટકેટલાં–પથ્થરાણોને ચમકાવે છે ?
છતાં તમારા આ આકાશે યુગોયુગોથી તોળાયેલાં એ જ વાદળો સ્હેજ હૂંફ ક્યાં વરસાવે છે ?
અને ઘટામાં ઊંડાણેથી, આશાથી, ભરપૂર દૂરથી તાકી રહેલી આંખોના ચમકારા તમને ક્યાંથી સ્પર્શે ?
હળવે હાથે પંપાળીને ભૂખે એને પોઢાડયા છે;
ને ભાંગેલાં સ્વપ્નોને પાંપણનાં ઓઢણ ઓઢાડયાં છે,
અને છતાંયે રોજ સવારે અંધારાના એ પથ્થર પર ઊઘડયાં કરતાં
ડાળ વિનાનાં પુષ્પોના એ મ્હેક ભરેલા ક્યારા તમને ક્યાંથી સ્પર્શે ?

## કાવ્ય

### 'પ્રણય' જામનગરી

તડકાથી છવાએલું મેદાન
કેવું સુંદર લાગે છે !
જાણે ઊગી નીકળ્યું ન હોય
માટીમાંથી સોળવલ્લું સોનું !
મેદાન એમ
થઈ રહ્યું છે ચળકચળક.
હમણાં જ સાંજ પડશે
અને મેદાનો પરથી સરી જશે તડકો,
મેદાન બની જશે ઉજ્જડ–ઉદાસ.
એક એવો અંધાર છવાઈ જશે મેદાનમાં
જેમાં મેદાન છૂપાઈ જશે આખેઆખું.
મેદાનને નહીં ગમે આમ તડકાનું સરી જવું,
ઓછું આવશે બહુ એને
પણ ઓછું આવે તોય તડકો તો સરે જ ને !
તને યાદ છે છોકરી
તેં કહ્યું હતું,
'બધું જ હૃદયને પૂછીપૂછીને
કરવાનું નથી હોતું.'
કદાચ તારા શબ્દો
એ તડકો સાંભળી ગયો હશે.
તડકાથી છવાએલું મેદાન
કેવું સુંદર લાગે છે !
જાણે કે આપણાં હોઠો પર
ઊપસી આવેલાં ગુલાબી ચુંબનો

## અભિલાષા

### મેહુલ ત્રિવેદી

છીંડી જેવડું સાંકડું આભ
પાંખોથી વિસ્તારવા ક્યારનું મથી રહ્યું છે
એક ચકલીનું બચ્ચું.
પણ આખુંયે આભ સંકોચાઈ
બચ્ચાની પાંખોમાં ધૂસી ગયું.
આભનો ભાર ઝીલી ન શકતા
ભોંય પર આવીને પડ્યું.
હવે
ચકલીનું બચ્ચું પાંખો ખંખેરી
પોતાની અંદર પ્રવેશી ગયેલા આભને
બહાર કાઢવા મથે.
આંખોમાં હજી પણ ચમકે
આભ વિસ્તારવાની અભિલાષા.
પાંખો ખંખેરી આભ પોતાનામાંથી
બહાર કાઢ્યા કરશે,
— ક્યાં સુધી ?
આખુંયે આભ બહાર ન નીકળી જાય
ત્યાં સુધી ?
— ક્યાં સુધી ?
એની પાંખો મોટી ન થાય
ત્યાં સુધી ?
— ક્યાં સુધી ?
કે પછી સમગ્ર શરીર ખાલી થઈ
આકાશમય ન થઈ જાય
ત્યાં સુધી ?
— ક્યાં સુધી ?

## ઇચ્છા

### મફત ઓઝા

કોઈ
ખોલી બારી લંબાવે હાથ
તડકો પથરાયો છે કે નહિ એની કરે તલાશ...
અંધખૂલી બારીમાંથી
અંધારું કરે આપઘાત –
એને દીવાલોએ કેટલો આપ્યો હશે ત્રાસ?
પગરવ પ્હેરી ન્હોર નીકળે સડક પર ખોલી દ્વાર
ઉઝરડાય આખ્ખું શહેર.
આળસ મરડી ઊઠે પવન
પછી વંટોળ પર ચડે વંટોળ
ફંગોળાય પછી ધણ...
પ્રસારી પાંખ આખ્ખું ગગન...
વૃદ્ધાના શ્વાસ જેવી ઢળતી સાંજ
શિકારીની જાળ લઈ ઊડે પંખી
પછી વેરાયેલા કણ-કણ વીણે ચણ ચાંચ અધખૂલી...
ડેરા-તંબૂ નાંખી પડ્યું સૈન્ય
કોઈ ચક્રવર્તીના હણહણતા અશ્વનું તેડું...
ડૂબી જાય દ્વારકા એ પહેલાં
લાવ લઉં તરી બની મચ્છ જરી –

## હુ V હુ

### યોગિની શુક્લ

મારામાંથી મારી
હવે બાદબાકી કરી નાખજો, દોસ્તો!
હરણમાંથી ઠેકડો શોધવાનું
પતંગિયામાંથી રંગ ઝીલવાનું
કૃષ્ણમાંથી મોરપિચ્છ ઝંખવાનું
મેં છોડી દીધું છે.
આખ્ખોય દરિયો ઊંધો કર્યો
પણ એકકેય માછલી મળી નહીં.
મને દુર્વાસાના શાપની
બીક નથી લાગતી, દોસ્તો!
મારી વીંટી
પહેલેથી જ ખોવાયેલી છે!
હા, હું ફીલ કરું છું
સુપીરિઓરિટી કોમ્પ્લેક્સ,
એટલે દર્પણમાં જોવાનું
મેં છોડી દીધું છે.
દર ક્ષણે મહાભિનિષ્ક્રમણ કરું છું મારામાંથી,
પગને અંગૂઠે ચાંપું છું અગ્નિ,
ચીરી નાખું છું અનાહત ચક્રને –
મારા હોવાની બધી જ નિશાનીઓનો
નાશ કરું છું
મારામાંથી —
તો ય હું બચી જાઉં છું ક્યાંક મારામાં
આરપાર —
તેથી જ
મારામાંથી મારો હવે ભાગાકાર કરી નાખજો,
દોસ્તો!
મારામાં એક વૈતરણી ઘૂઘવે છે...
ને મને
તરતાં આવડતું નથી......

## એક પ્રશ્ન નિરુત્તર

કનુભાઈ જાની

એક સંભારણે
ના'વવાનું હવે જે કદી આરણે,
એ જ આ કારણે
(ચોખ્ખાને ચટ્ ભલે વાત
બુદ્ધિ ગ્રહે છે છતાં!)
આખું યે અંતરું
અતલ ભેંકાર થૈ રણ બન્યું!
ને અહીં એકલું એકલું
(ચોખ્ખા ને ચટ્ વળી વાત
બીજાં સર્વ તો છે જ ને,
છે જ ને, છે જ ને!—એ છતાં!)
સાવ ભૂલું પડ્યું મન! ભમે
અકલ અણદીઠ ઊંજડ! ઉપર બોમનાં
કોઈ સંચાર પણ જ્યાં મળે ના ત્યહીં!
ને ઊંડાણ અણમાપ વિસ્તારનાં
ને કણ.
ને
કણેકણ કણકણે!
રટણ બસ એકનું એક કાં?
(ચોખ્ખા ને ચટ્ ભલે વાત
સ્વીકારવાની જ – બાંધી ભલા
ગાંઠ છે મન મહીં – એ છતાં)
એ રટણને હજી
બુદ્ધિનું રણ
વટાવી શક્યું કાં નથી?

## નિયતિની કર —?

કનુભાઈ જાની

આભલું ખળભળે
તોય અમૃત ઝરે,
ને અહીં માંહ્યલું ઊભળ્યે
આખું ઉપરતળે
ખળભળી ખેરવે
ન કરી ખારાશ!
ને ત્યહીં ઊમટ્યે ઘન
બધું થાય ઘેઘૂર,
પલ્લવે પલ્લવે
નર્તતું વન;
ને અહીં તો બધે
ધૂંધળું ધૂંધળું
મન રટે એક–નું–એક
(જેની નથી ક્યાંય ઠેઠ
ને આંતરો તો વળી હોય ક્યાંથી? નથી
કાળ કે ઠેક!
શબ્દે નથી!)
સ્વપ્નવત્ શૂન્યતા!
નકરું નૈરાશ્ય
કેવું હવે વ્હેરતું
કરકટ્ કરરકટ્
નિયતિની આવી
કરૂ —
'વટ્' કહું કે કહું 'વત્'?
બધું એકનું એક!

# બે રચના

## અભિજિત વ્યાસ

(૧)

ક્ષિતિજ મહાસાગરમાં ડૂબે છે સૂર્ય
ને ઊતરે છે અંધકારના ઓળા.
ખીલે છે રાતરાણીની મહેંક
અને
પથરાય છે ચાંદનીનો અજવાસ.
કોઈ ઝીનખાણી ગાલીચાની જેમ
અમાસના અંધકાર પછી પ્રગટે છે બીજ.
કળા કરતો ત્રીજ, ચોથ, પાંચમનો વિસ્તરી
પૂર્ણ સ્વરૂપમાં પૂનમે પહોંચી
ગોળાકાર વૃદ્ધત્વ પામી
ફરી...........અલોપ
જાણે જન્મ-મરણના ચક્રમાં
જન્મે
મૃત્યુ
પુનઃ જન્મ
પુનઃ મૃત્યુ
ચોરાસીલાખ જન્મોના ચક્કરમાં
ફર્યા કરે
સર્યા કરે
કદાચ મૃત્યુ એ
માણસના જીવનની
અમાસ નથી શું ?

(૨)

રાત્રીની શ્યામલતા
ઓગળે છે પ્રભાતનાં કિરણોમાં
અને દિવસનો અંજવાસ
ડૂબે છે. સંધ્યાના મહાસાગરમાં
ત્યારે જ ધસી આવે અંધકાર
તારામઢ્યો અંધકાર
અમાસનો અંધકાર
ધૃતરાષ્ટ્રની આંખો સમો અંધકાર
ચંદ્રને કેદ કરવા ઇચ્છતો અંધકાર
પણ ચંદ્ર દિનપ્રતિદિન છટકે છે
અને..........
પૂનમે પ્રકાશે છે.
અંધકાર અને પ્રકાશની
આ પકડાપકડી ચાલે છે.
નિરંતર ચાલ્યા કરે છે
ચાલ્યા કરશે
તારાઓના વિશ્વમાં
કદી વસંત બેસતી નથી.

# ક્ષણો

## કિશોરસીંહ સોલંકી

(૧)

ક્ષણ+એ આંખ ખોલી
તો પાંપણ બોલી :
'કેવું હોય છે અંધારું ?'
તો
ઉકરડામાં પડયું પડયું
આળોટતું અંધારું
સ્થિર થઈ
હળવેથી ઊંચા કરી કાન
તાકયું
તાંક તાંતાકતાં થાકયું
તે એણે
જઈને પેણે
ક્ષણની આંખમાં આંખ મેળવી
પોતાની શકિતને શ્વાસમાં કેળવી
ને
ધચાક્ ધચ્ કરતો
ક્ષણની આંખમાં ઘાલી દીધો દરિયો
તો
દરિયાની અણી ઉપર
ક્ષણની કીકી આવીને ઊભી રહી
જોઈ રહી ખળભળતી પાંપણને
ટગર ટગર............
ત્યારે
અંધારું શોધવા નીકળ્યું
ક્ષણને ડગર ડગર.

(૨)

ખેડ કે ખેતર ક્ષણોનાં
લીલું-સુકકું લહેરાય ઘાસ
હડીઓ કાઢતા જાય ચાસે ચાસ...
શેઢે બેઠા સીમદેવતા
ગડુડુડુ હોકકો ગગડાવતા
ક્ષણોને અજવાળે
અન્નદેવતા આંખો બાંધી
તેતર-ખેતર ભાળે.
આવો આપણે
તાપીએ તાપણે
ફફ ફફ ધુમાડો ધસતો જાય
આંખોમાંથી ખસતો જાય
ક્ષણોના ખેતરે
કોણ લહેરાય
આ લીલા-પીળા વાવેતરે ?
કરો માગણી
કરો કાપણી
ભમ્મ ભારની ભરી ઊંડોળ
ઊંચકી ક્ષણો
આડાં ભરો
ગાડાં ભરો...

(૩)

આ ક્ષણોના ડુંગરા
સામે ઊભા
સામે તરે
પાણીના પરપોટામાં બેસી
હળવે હળવે હાથ હલાવે
કોઈ ફૂટે
કોઈ તૂટે
રાશિફળમાં ઊભાઊભા
કાળાધોળા અક્ષર ઉકેલે
ગ્રહોમાં ગોળગોળ ઘૂમતા
અવદશા માપે
કાપે કરવત આરે
ભારે થડ હોય કે હલકું
ના મારે આંખનું પલકું.
ઝાલ્યા કરતી
મહાલ્યા કરતી
ના રોક
ના ટોક
બસ, ચાલ્યા કરે કોક
આ ક્ષણોના ડુંગરે...

(૪)

આ ક્ષણોનો ખડકલો
કોઈ તોડાવો
કોઈ ફોડાવો
એમાંથી લીલો મીઠો ગર્ભ કઢાવો
લાવો, આવો જગની બારીએ
ક્ષણોને ઘડાવો
એનાં શિલ્પો કોતરાવો
એને દીવાલે જડાવો
દીવાલના પથ્થરો પખાળો........
પથ્થર ઉપર પાણી તરે
પાણી ઉપર પથ્થર ફરે
ખરે ઊભેલાં વૃક્ષોનાં મૂળ
મૂળમાં તરતાં
આદિયુગનાં કુળ
કુળમાં આ ક્ષણોનો ખડકલો......

(૫)

હું ક્ષણોની ટોચ ઉપર આવીને ઊભો છું. મારી ચારેબાજુ કાળી ભમ્મર ક્ષણોની ઊંડી ઊંડી ખીણો છે. ગીધની આંખમાં બેસીને આ બધું જોઈ રહ્યો છું, પણ મારી પાંખો કોઈકે કાપી નાખી છે. પૂર્વાકાશેથી લાલચોળ વાવાઝોડું ફૂંકાવા માંડ્યું છે તેથી હું ગબડી પડવાની અણી પર છું, પણ ક્ષણોમાં બરાબર નહોર ભરાવીને અડગ રહેવા મથું છું. આ નવીનવી ક્ષણો આવતી જાય છે, એની ટોચ વધતી જાય છે. વૃક્ષની ડાળીએથી પટ્ટાક દઈને તૂટી જતા પર્ણની જેમ હું વિચ્છેદાઈ જાઉં છું. ક્ષણોથી ત્યારે મારી ચારેબાજુ અંધકાર છવાઈ જાય છે. અંધકારમાં અંધકાર બની જાઉં છું ત્યારે ક્યાં છું એની સમજ પડતી નથી.

અંધકાર મને સર્પ થઈને ડસે છે, ધણ બનીને ઝીંકાય છે, ઝાકળ બનીને ઠારે છે, મોગરાનું ફૂલ બનીને પંપાળે છે, ધડમાંથી પકડીને મૂળિયાં સમેત ઉખેડે છે, લાંબા લાંબા નખથી ઉઝરડે છે, કોમળ હથેળીઓથી થપથપાવે છે–આ અંધકાર! મારી સ્થિતિ પરમ સીમાએ ઊભીઊભી બગાસાં ખાય છે અથવા પવનમાં ફરફરતા પાંદડા જેવી થરથરે છે.

ગરોળીની કપાએલી પૂંછડીની જેમ તરફડતો તરફડતો મને જ હું પૂછું છું: તું ક્યાં છે? જેની સાથેનો નાળબંધ કપાઈ ગયો છે એવા અંધકારનું એકમાત્ર બિંદુ બનીને આજે આ ક્ષણોની ટોચ ઉપર ઊભો ઊભો હું મને શોધું છું, હું ક્યાં છું?

(૬)

આ ક્ષણોના અટપટા રસ્તે એકલો એકલો ભૂલો પડ્યો છું. નથી જવાતું આગળ કે પાછળ! બસ, ઊભો ઊભો પાનખરનાં પર્ણોની જેમ ડાળીએથી વછૂટી વિખરાવા માંડ્યો છું. પવનમાં હેલારા મારતો ક્યાં જવા નીકળ્યો છું હું? ક્યાં જવું છે મારે? પ્રશ્નોની વસંત બેસે છે મારી ડાળીએ ત્યારે હું નિષ્પલક તાકી રહું છું આકાશના ચંદરવાને. આકાશમાં સાપોલિયાં સળવળે છે. દબડક દબડક દોડે છે ઘોડા. પછી એકદમ આકાશના પેટાળમાંથી ડમરીઓ ઊડે છે અને સૂરજની આંખોમાં પડે છે. સૂરજની ચોળાતી આંખોમાંથી મુશળધાર વરસી પડે છે અંધારું...

અંધારાની ધારે ધારે હું રસ્તો શોધવાનો પ્રયત્ન કરું છું ત્યારે મન અંધાપાની ઠોકર વાગે છે. હું એકદમ અંધ...અંધને કેવા રસ્તા ને કેવો પ્રકાશ? ને કેવો અંધકાર? એને તો દરિયાની ભરતીમાં તણાઈને કિનારે આવેલી માછલીની જેમ તરફડવાનું કે કપાઈ ગયેલા વૃક્ષના થડની જેમ ઊભા રહેવાનું કે ઓલવાઈ ગએલા અંગારાની જેમ કોલસો થઈને ઠેબલે ચડવાનું! અંધને બધું જ બંધ!

તમને ખબર છે, ક્યારેય કોઈ રસ્તા હોય છે? રસ્તા હોય તો ભૂલા પડાયને? આગળ કે પાછળ જવાનો ભ્રમ પંપાળતા રહેવાનું અને ક્ષણોની ચોકલેટને ચગળાવ્યા કરવાની મારા ભઈ, સમજ્યાને, આ બધું?

## જાળું

### ગીતા પરીખ

દૂર દૂરનું આભ આંબવા
બારીએ જઈ ભાળું,

પણ નજરુંને રોકે નાનું
કરોળિયાનું જાળું.

હથેળીથી ઝાપટ મારી
હટાવવા એ જાઉં,

પણ આંગળીએ વળગીને એ
ખસે ન–શું મરમાળું ?

ધોઈ આંગળી ફરી ફરી હું
બારીમાંથી ન્યાળું,

પણ સ્મરણોમાં ફરકી જાતું
–કેમ કરી અવ ટાળું ?

દેખીતું તો દૂર કરું, પણ
અદીઠ એ ભરમાવે,

અબૂઝ મારા અંતતલને
રહી રહી અકળાવે.

શૂન્ય તાકતી દૃષ્ટિને હું
કઈ દિશામાં વાળું ?

જ્યાં નજરુંને અવરોધે ના
કોઈ અગોચર જાળું ?

## ....જો તું આવે

### પીયૂષ પંડયા 'જયોતિ'

અતિવેગે અવિરામ આમ
આ બધું
આંખ સામે સરી જતું
ને એક હું હજુ એમ ને એમ
અપલક નેત્રે ઊભો વિદાયપળે ?
ચાહું ઘણું ચાલવા
પલક–એ–પલક જો તું આવે.
અવાજોના સતત ઘૂઘવતાં ઘોડાપૂરે
એકલો ઘૂઘવાટ મારો
સુણું કે ના સૂણું ત્યાં
વિલિન થઈ જતો નિમિષમાં,
તદપિ તોડવા ભીતરી રિક્તતા
રહું બોલતો, ગાજતો, અવાજતો હું–
ચાહું ઘણું માણવા મૌન
પલક–એ–પલક જો તું આવે.
શોધતી ચોતરફ મારી નજર,
સામે લીલુંછમ નગર
ને વળી કયાંક
ઊઘડતી મુલાયમ સુંદરતા સુગંધી
ચૂમતો મકરન્દ જેને વારંવાર
ભીનેરાં ઝાઝેરાં ગીત ગુંજરતો,
ચાહું ઘણું પલળવા સંગે સંગે
પલક–એ–પલક જો તું આવે.

## ક્યાં છે?

**પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'**

અમારું નથી તો તમારું ય ક્યાં છે?
કદીયે ફળે એવું તકદીર ક્યાં છે?
કિનારાપણું આપણું આ જુઓ તો,
સૂકોભંઠ પટ છે ને મળવાનું ક્યાં છે?
સતત ઝંખી તાકી જળી તેના કાંટા;
એ વાડો ય ક્યાં છે સીમાડાય ક્યાં છે?
નયન સુધી આવીને પાછો વળ્યો છું;
પ્રસારણ મળે લોહીમાં એવું ક્યાં છે?
કહો તો વળીએ ગળી જઈએ અથવા;
એ માળાય ક્યાં છે. હિમાળાય ક્યાં છે?

## બેફિકર

**પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'**

ના'વો તો ઈન્તજાર છે આવો તો પ્યાર છે;
બંને રીતે ભીનાશ અહીં જોરદાર છે.
વાદળને નોતર્યાં ને ઝર્યાં કાંઈ ના વળ્યું
દુખદર્દ કેરાં મુખ આંહી ધોધમાર છે.
ચાલું છું રોજ રોજ ને પહોંચાય ના કશે;
સપનાનાં નાવ એટલે તો બેશુમાર છે.
સ્થિતિ છે કાબૂબહાર ને કત્લેઆમની;
ફૂલોય આજકાલ અહીં ધારદાર છે.
ફકીર તો નથી છતાં હું બેફિકર રહ્યો;
જેણે દીધાં છે દર્દ એની સારવાર છે.

## બે ગઝલ

**સુરેન્દ્ર જી. કડિયા**

(૧)

આ સુગંધી દર્દ શું છે એ નવેસરથી, કહો
ફૂલનો સંદર્ભ શું છે એ નવેસરથી કહો
કાચ સરખા પારદર્શક ને તરત તૂટી જતા,
આપણા સંબંધ શું છે એ નવેસરથી કહો.
શબ્દ પડઘાયા કરે ને અર્થ બદલાતા રહે,
ક્યાં કશું નિર્દંભ શું છે એ નવેસરથી કહો.
સ્મિત બેમર્યાદ થૈ સરતું નથી જે કારણે,
હોઠ પર અંકબંધ શું છે એ નવેસરથી કહો

(૨)

આપણે મળતાં રહ્યાં બસ આયના જેવું સતત,
કે ઉભય છળતાં રહ્યાં બસ આયના જેવું સતત.
રાતભર કાળાશ અકળાવી રહી'તી એમને,
સ્વપ્ન ટળવળતાં રહ્યાં બસ આયના જેવું સતત.
ભીતરે માંડી નજર ને નીર છલક્યા નેણમાં,
દશ્ય પીગળતાં રહ્યાં બસ આયના જેવું સતત.
શ્વેત અજવાસો સજીને શબ્દ જે જે નીસર્યા,
ભીંત પર ઢળતા રહ્યા બસ આયના જેવું સતત.

# સીમનું તે સાંભળ્યું છે ગાણું

**નરરાજ બ્રહ્મભટ્ટ**

આટલાં અવાક થૈ ઊભાં છો કેમ
શું તમને તે લાગે ઉખાણું ?
આંખોમાં આંજ્યો છે લીલો તે રંગ
કદી કાનેએ કલરવ શું પીધો ?
અડક્યાના ઓરતા આંગળીએ વળગ્યા
ને ફોરમનો સંગ કદી કીધો ?
મનખાને મેઘધનુ માનીને રોજ તમે
ઊજવોને રંગનું ટાણું.........
સીમનું તે સાંભળ્યું છે ગાણું ?
વાયરાની વાંસળીના સાકરીયા સૂરથી
ખેતરનાં ઝૂમે છે. ડૂંડાં
આપણી તે આંખો આ ઓળઘોળ થાય છે
જોઈને એક–બે ડૂંડાં
એની તે એક એક વાતું રે લાખની
અમથું કંઈ એમ ન વખાણું......
સીમનું રે સાંભળ્યું છે ગાણું ?
સૂરજને હોય સારી સૃષ્ટિનું કામ
કાન માંડીને તો ય એ તો સુણે
આપણે અભાગિયા સોનું રેલાય ત્યારે
જઈ બેઠાં ક્યાંક વળી ખૂણે
ટોળે વળીને સૌ જુએ છે પંખી
આ કુદરતનું પાથર્યું આણું......
સીમનું રે સાંભળ્યું

# માનવો કૂણા નથી

**નરરાજ બ્રહ્મભટ્ટ**

માનવો કૂણા નથી છે કરકરા
ને વાટ એ ઘડતા ફરે છે ચરચરા.
એમ કંઈ થોડી કવિતા થાય છે ?
શબ્દની કરવી પડે છે સરભરા !
જે સ્વમાનીનો લઈ ઠેકો ફરે
એ જ પાછા હોય છે લ્યો કરગરા.
આંસુ જેનો આપવા રિવાજ છે
એ જ કરવા આવે છે લ્યો ખરાખરા

# છેક છેવાડે છોડ

**મેઘનાદ હ. ભટ્ટ**

છેક છેવાડે છોડ ઊભો નહીં ફૂલ કે નહીં કાંટા
નીડ નહીં, નહીં નીર છતાંયે છોડને ભીંજવે છાંટા.
કોણનું વેદન, કોણનું છેદન, કોણની સંવેદનની વાણી
પાન ઢળ્યાં તો ય મૂળને દીવાં અઢળક કોણે પૂરનાં પાણી ?
છેક છેવાડે છોડ ઊભો નહીં પથ કે નહીં રથ
સાથ નહીં સંગાથ નહીં તોય ભટક્યાં કેટલું વ્યર્થ ?
ભટક્યા વાયુ, ભટક્યા વારિ છોડને ક્યાં કશી જાણ ?
એક ટીપમાં ઓળ થયાં તરણોળ થયાં રે કોણ કળે ત્યાં તાણ ?
છેક છેવાડે છોડ ઊભો ત્યાં કોણની અહીં આણ ?
કોણના હેતલ સ્પર્શથી મ્હોર્યા કોણના સકળ પ્રાણ ?
કોણના રેશમ રંગે કોળ્યો ફૂલ વિનાનો છોડ ?
છેક છેવાડે છોડ રે. તો ય કેટલાં ઊગ્યા કોડ?
ફૂલ વિનાના છોડમાં ખીલ્યાં મેઘધનુષી પાન
રંગ સુગંધના સૂરમાં પૂર્યાં કોણના કોણે તાન ?

કાવ્ય

'ઉશના'

પડઘાને મેં આપ્યો
શબ્દનો કોહીનૂર હીરો
કાચનો સમજી એણે ફેંકી દીધો
ટુકડેટુકડા થૈ વેરાયા ખીણમાં
ને
જોતજોતામાં તો
ખીણ આખી ઝળહળાં
રંગબિરંગી ફૂલોથી!

## ગ્રીષ્મની બપ્પોર

ભરત ત્રિવેદી

આમ તે અજગર બની મ્હાલી શકે
ગ્રીષ્મની બપ્પોર જે ચાલી શકે.
ક્યાં જશે ઉકળાટ લૈ આખું નગર,
ડાળ પર ના પાંદડું હાલી શકે?
શેરીઓ સંતાઈ છે આ ઘરભણી
બારણાંને કોઈ જો ઠાલી શકે.
હીંચકો બાંધો હવે તો આંગણે
ઘેનના આ ભારને ઝાલી શકે.
કોઈ શું પડકારશે એને પછી
ગ્રીષ્મની બપ્પોર જે ચાલી શકે!

## અહેતુક પ્રેમ

રાજેન્દ્ર શાહ

ડાળની ભીતર કશું ફણગી રહ્યું:
માર્ગ એને આપવાને પર્ણ સૌ ખરખર ખર્યાં.
આહ પૃથ્વીની અડી કે આભને,
મેહુલે છાયા કરી, ઝૂકી બધાં સરવર ભર્યાં.
ઠેસ લાગી પદ્મિનીના પાયની,
ત્યાં અશોકે પુષ્પને રોમાંચથી ભરભર ધર્યાં.
ભય ન લજ્જા કે, અહેતુક પ્રેમમાં:
ગોપિકાનાં એટલે હરિએ ય અંબર પરહર્યાં.
ને કલહનો અંત પ્રેમાલિંગને;
તેજનાં કિરણે સલિલ કે નેત્રથી ઝરમર ઝર્યાં.

# ફ્રેલિનબ્રૂકનું મારું મકાન, બસ, કમરો અને કમાડ

**ભરત ત્રિવેદી**

ફ્રેલિનબ્રૂકમાં લીધેલા મારા મકાન
અને
ગુલબાઈ ટેકરા વચ્ચે
એક બસ દોડયા કરે છે.
એક મુસાફર અવાર–નવાર
બસમાં ચડી બેસે છે,
તો ક્યારેક
કામકાજ છોડીને
બસ આવવાના વિચારમાં
ખોવાઈ જાય છે.
ફ્રેલિનબ્રૂકના મારા મકાનની
બારીની સ્ટૉપર ઢીલી પડી ગઈ છે
બારી ગમે ત્યારે
ખૂલી બેસે છે
ને બહાર
મેપલટ્રીને લીમડો
અને
ઓકને આંબો કહી
ખુશ થઈ જાય છે.
ફ્રેલિનબ્રૂકના મારા મકાનમાં
ટેબલ પરનું ઘડિયાળ
કેલેન્ડર પર ફરફર કરતા
પતંગિયા પર આંખ માંડીને
ત્રાટક કર્યા કરે છે
ને
બહારથી, કિચૂડાના અવાજ જેવું
ડરતું – ગાતું
ગાતું – ડરતું,
કોઈ અંદર આવી સોફા પર
પગ લંબાવી બેસી પડે છે.
ફ્રેલિનબ્રૂકના મારા મકાનનું
કમાડ
અંદરની બાજુ જ ઊઘડે છે
તે સમજવા છતાં
સાલું
ટેવાવું અઘરું છે.

# ગતિ – સ્થગતિની ગતિ

ધીરેન્દ્ર મહેતા

બારણું પણ હશે
આ ઘરને,
પણ મારે માટે તો છે
આ બારી.
જેને ઓળંગવો નહિ ઉંબર
એને શી રાખવી બારણાની ખબર ?
એક મોટું ઉપવન છે.
આ ઘરની બહાર
એમ સાંભળ્યું છે.
હશે.
મારે માટે તો છે
આ વૃક્ષ;
ઊભું છે સ્થિર મારી સામે
વરસોથી
એકાકી મારા જેવું.
ચરણ તો છે
પણ ન ચાલવા માટે.
રોપીને ઊભું છે ચરણ,
લઈને જાણે
પોતાનું જ શરણ.
ગતિના ઘોંઘાટ વચ્ચે
આ સ્થગતિની શાન્તિ !
હશે એ મારી ભ્રાન્તિ ?
કોની મેં માંડી આ વાત ?
વૃક્ષની:
વૃક્ષની ?
વૃક્ષની સ્તો.
એમાં નથી સંડોવી મારી જાત ?
સ્થગતિએ લીધું જ્યાં શરણ,
એ જ છે આ મારા ચરણ.
સ્થગતિને વળી શી જરૂર પડી ચરણની ?
ગતિ કરવા માટે સર્વત્ર ?
ગતિ જેવું જો કંઈ હોય...
તો કેવળ
સ્થગતિની જ ગતિ છે અત્ર...
કહે છે,
વૃક્ષ તો ગતિ કરે છે
ભૂમિભીતર
એ જ ગતિ છલકાય છે
એનાં ડાળપાંખડાં અંદર......
જોઉં,
કશું ગતિ કરે છે મારીય ભીતર...
જુઓ,
કશુંય છલકાય છે મારા ડાળપાંખડાં અંદર ?

## ચાલ, સખી !

### કનૈયાલાલ ભટ્ટ 'ચિંતક'

ચાલ સખી, રણમાં ગુલાબને ઉગાડીએ.
આવળનાં ફૂલ પીળાં લઈને નસીબમાં
જીવતરની વેણી ગૂંથાવીએ;
ચાલ સખી, રણમાં ગુલાબને ઉગાડીએ.
અંધારું આંજીને ચપટીક જીવશું પછી
જીવતરને દઈ દેશું તાલી
ધખધખતું લોહી હજી દોડે છે ટેરવે
ને મનની મ્હેલાત બધી ખાલી.
હણહણતાં કિલ્લોલી શમણાંની સાંકળને
ફિણાતાં જળ હૈ ખોલાવીએ;
ચાલ સખી, રણમાં ગુલાબને ઉગાડીએ.
ઝીણેરો જીવ સાલ્લો પંખીની જાત
બેસી કાયાના માળામાં હિંચતો
ફૂંકાયો ઝંઝા તે વાત એવો શ્વાસમાં
એક એક સળીયું ખેરવતો;
સુક્કી હવાને પીળી ચૂંદડીયું પ્હેરાવી
સુરજના નામે વેચાવીએ;
ચાલ સખી, રણમાં ગુલાબને ઉગાડીએ.

## અમથાજી

### રમણીક સોમેશ્વર

અમથાજી રે અમથાજી
કંઈ ચાલ્યા નગર-બજાર.
નગર-બજારે ગારુડી કંઈ માંડી બેઠા હાટ
આંખો મીંચી અમથાજી ઝૂલે હિંડોળા-ખાટ
અમથાજી રે અમથાજી......
નગર-બજારે તરગાળા કંઈ દાંડી પીટે ઢોલ
અમથાજીને હોઠે રમતા ભાતભાતના બોલ
અમથાજી રે અમથાજી......
નગર-બજારે નટ નાચે છે તા થૈયા તા થૈયા
અમથાજી પગ ઠમકારીને જોયા કરે ભવૈયા
અમથાજી રે અમથાજી......
નગર-બજારે બજાણિયાના ચાલ્યા કરતા ખેલ
આ-પા જાવું કે ઓલી-પા, પારખવું મુશ્કેલ
અમથાજી રે અમથાજી......
નગર-બજારે વાદીડા કંઈ વાદ વદે દિન-રાત
અમથાજી મન ઓચરે ક્યાં આવી ગ્યા કમજાત...!
અમથાજી રે અમથાજી
કંઈ ચાલ્યા નગર-બજાર.

# ગોરજટાણે

## કનૈયાલાલ ભટ્ટ 'ચિંતક'

ગોરજ ટાણે ગામ મહીં આ સીમ પ્રવેશે ગુલાબજળના રેલા !
રેશમ જેવી કાયા વાળા પાનેતરની આંગળીયુંને ચોમાસાનો શાપ
ભીની ભચાક સંવેદનાઓ કેમ કરીને આઘી ઠેલું આ વૈશાખી તાપ.
ટાઢે પાણી પટલાણીનું ભરબપ્પોરે ન્હાવું ગાવા પટેલજીના હેલા
ગોરજ ટાણે ગામ મહીં આ સીમ પ્રવેશે ગુલાબજળના રેલા !
છીપ શશી વરસાવે રાતે ઝાકળ ભીની ઉની ઉની લૂ ચાંદલિયા
થિયા દેશ દર્પણના વેરી આવ અચાનક શમણાંઓમાં તું ચાંદલિયા
ભીતર તરસી દિવસ આખો ઝાંઝવાનાં જળ અમે પીધેલા
ગોરજ ટાણે ગામ મહીં આ સીમ પ્રવેશે ગુલાબજળના રેલા !
સૂરજ ચાલ્યો ઘર તરફ ને વગડો બેઠો રોવા રે સાજનિયા
અંધારાંના ગાડાં આવે ખેતર ખાલી જોવાં રે સાજનિયા
સાવ રે લુખ્ખા કોલાહલના સાપ હજારો મૌન થઈ વીંધેલા
ગોરજ ટાણે ગામ મહીં આ સીમ પ્રવેશે ગુલાબજળના રેલા !

# નવ પ્રસ્થાન

## પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

જાગો રે જાગો પ્રાણ મારા, જાગો
નિઃશબ્દ રાત્રિએ,
નીરવ શાંતિએ
વાગે નિરંતર કોઈ અનાહત સાજ;
ઊઠો રે ઊઠો પ્રાણ મારા, ઊઠો
ગતિને દોરે કરવા હવાના પરિધાન.
નિલીક અંધારે
ગહન આકાશે
કોટી કોટી બ્રહ્માંડે
ક્યાંના તમે? કરવો ક્યાં હવે વાસ?
શા ને રે કાજ, આ કોના છે રાજ?
ચિરપરિચિત કંઠે એના જાગી ઊઠ્યાં ગામ.

સૂણો રે સૂણો પ્રાણ મારા, સૂણો
અંતર તારે ગૂંજે નભવિતાન.
મન સરોવરે
શીતળ તેજ તરવરે
ૐ ઐં ક્લીં સૌ :, ૐ સૌ : ક્લીં ઐં...
નાદ બ્રહ્મ અવતરે
આતુર તાર ઝંકૃતે યુગયુગાંતરે,
પીઓ રે પીઓ પ્રાણ મારા, પીઓ
મૃત્યુ નદી તારી કરવાં અમૃતપાન
જાગો રે જાગો પ્રાણ મારા, જાગો
અમરપંથે અનંત પાંખે નવપ્રસ્થાન.

# ચાર કાવ્યો/પન્ના નાયક

## કે નહીં ?

તારાં જળમાં મારો પડછાયો પડશે કે નહીં
હું તો મનમાં સવાલ એક પૂછતી રહી
મારી યાદ તને ક્યાંક પણ કનડશે કે નહીં
હું તો મનમાં સવાલ એક પૂછતી રહી.
મારાં પગલાંને ક્યાંક તારો મળશે જો પંથ
તો તો પછી શમણાંઓ મ્હોરશે અનંત
અહો ! તારી વસંત અહીં ઊઘડશે કે નહીં
હું તો મનમાં સવાલ એક પૂછતી રહી.
આ કોરું આકાશઃ પણ પ્રગટે જો ચાંદ નહીં
તો એવું હું ઝાડ જેને ફુલ અને પાંદ નહીં
મારી કાંઠાની નાવઃ કદી ઊપડશે કે નહીં
હું તો મનમાં સવાલ એક પૂછતી રહી.

## એબ્સર્ડ

પંખી ખરીદવાને નીકળ્યાં રે પીંજરાં
  પંખી ખરીદવાને નીકળ્યાં રે લોલ
થયાં પંખીના ટહુકાનાં ચીંથરાં રે લોલ
  પંખી ખરીદવાને નીકળ્યાં રે લોલ
પીંજરાએ પંખીને આપ્યો છે વાયદો
કે આખું આકાશ અહીં આણશું રે લોલ
સોનાના સળિયાની પાછળ રહીને
સૂરજ ને ચંદરને માણશું રે લોલ
પંખીની આંખોની ઊડી ગઈ નીંદરા
થયાં પંખીના ટહુકાનાં ચીંથરાં રે લોલ
પંખી ને પીંજરાને જોવાને કારણે
  લોકોનાં ટોળાં ભેળાં થયાં
મનમાં ને મનમાં પૂછે છે લોક
  કે પંખી–પીંજરાના કેવા મેળા થયા !!
પંખીની પાંખ અહીં ફફડે એવી
  પછી પંખીના જીવ અરે બ્હીતરા રે લોલ
થયાં પંખીના ટહુકાનાં ચીંથરાં રે લોલ.

## અમે અમારે રસ્તે

અમે અમારે રસ્તે અને તમે તમારી રાહ તરફ
છૂટાં પડતી વખતે મારા હોઠ તો જાણે થયા બરફ !
કહેવાનું છે કંઈ કેટલું :
  પણ શબ્દો આ પોલા લાગે
આંખની સામે સમયના પડદા
  લાંબા ને ખૂબ પહોળા લાગે,
આંખની પાછળ આંસુઓ પણ
  હવે કરે નહીં એક હરફ.
ભલે જાવ પણ તમારે રસ્તે
  ઝાડ પાનની છાયા હોય
પંખીના ટહુકાની તમને
  ક્યાંક હૂંફાળી માયા હોય
છૂટાં પડતી વખતે થાતી
  એકમેકની પ્રાણ–પરખ.

## શામળિયા

માધવ ! તારે મારગ જાતું ! વેણ હવે નહીં બોલું
શામળિયા શીદ સામો ઊભો ! વેણ હવે નહીં ખોલું.
તે મધરાતે વનમાળી ! તુજ વેરણ વેણુ વાગી
સ્વપ્ન મળ્યો શામળિયો સાચો તેની નિદ્રા ભાંગી !
કદંબનું એ ફુલ આપીને ભોળીને ભરમાવી
વાટ વહી મને એકલ રાખી પાંદડીઓ કરમાવી...
ઘટગોરસું હવે ઝેરવું છેલ અમે છલકાશું
મોરસ લઈને આવો માધવ : તમને પીશું–પાશું
શામળિયા : શા મળિયા અંતે શય્યામાં શું પૂછું :
અલબેલા : તું આવ્યો તોયે શાને આંસું લૂછું.

# આ નગર

## મફત ઓઝા

બિલાડી
એનાં પાંચ-સાત બચ્ચાં લઈ નગરમાં પ્રવેશે તેમ
રાત અહીં છેક મારામાં પ્રવેશી ગઈ છે.
ડીપર લાઈટમાં સરકતી સડકો
મારા શયનખંડમાં આવી કરંડિયામાં પુરાયેલા સાપ જેવી પડી છે.
ચીમનીઓમાં થીજી ગયેલી અવાક્ ચીસો
તરડાયેલી લોહીના ગળફા બની બારી બહાર ખાંસ્યા કરે છે.
હજી દંપતીથી ખેંચાતી લારી ખણખણ્યા કરે છે મારાં કર્ણમૂળ...
કોમ્પેસીવ સ્ટ્રેન્થ સાથે
કાટમાળ મારી છાતી પર ખડકાયો છે
મારા પરથી એક નદી વહે છે
એના પુલ મારી ડાબી જમણી બાજુ પર જડાયા છે
એથી તો વહી શકતો નથી ને પંપાળ્યા કરું છું મારા દૂઝતા ઘાને
મારી પીઠ પર
કબરો ચણાય છે ને રાતદિવસ સ્મશાનો સળગ્યાં કરે છે.
મારી જ લાશ લઈ મિત્રો
નદીના પટમાં ઊતરે છે ત્યાં સંભળાય છે સરકસનું ઘોંઘાટિયું સંગીત
પછી તો
હાથી-ઘોડા, વાઘ-સિંહ, ઝોલે ચડતી સુંદરીઓ ને દાવ કરતી ઠીંગલીઓ
મને ઘેરી લે છે ત્યાં
હું જોકર ટેબલ નીચેથી સસલું લઈ નીકળું છું.
સસલાની આંખોમાં
પુરાતત્ત્વ ખાતાની પ્લેટોથી સચવાયેલી ઇમારતો
એમને ઉકેલે છે ત્યાં હું મારા ચોર્યાસી લાખ જન્મો લઈ બેસી જાઉં છું
વહીવંચાની જેમ એમની સામે—
એ ઉકેલાય છે
ને હું ગૂંચવાઉં છું સાંચાના તારની જેમ.
મારામાં
કેટલીયે બિલાડીઓ પ્રવેશી ગઈ છે.
હવે આ નગર બિલાડીઓનું હશે......

# બે ગઝલ

'ઉશના'

(૧)

પ્હોંચી ગયો હું આખરે એ ચાંદ–સિતારા લગી;
પ્હોંચી શક્યો ના તોય હું તારા લગી મારા લગી!

ઊંડાણનું ખેંચાણ પણ આ દોસ્ત, કૈં ઓછું નથી!
ખેંચી શકે તો લે મને તું ખેંચ કિનારા લગી!

તું મળ્યો તો લે હવે મારો જ વત્તો ના મળે
કે શોધમાં મારી પછી પ્હોંચી ગયો તારા લગી!

ઘોંઘાટના અર્ણવ મહીં લૈ શબ્દનું આ હોડકું,
નીકળ્યો છું હું પણ પ્હોંચવા લો, મૌનના આરા લગી!

ઊછાળ તારા હૃદયને. જા માફ છે, પાંપણ લગી;
કે હોય છે સમદર તણાં તોફાન કિનારા લગી!

ના, એમ તો ક્યાંથી કહે એ આવશે તારા લગી?
તોડી ત્વચાની વાળ 'ઉશના' તું જ જા ધારા લગી!

(૨)

કૈં હોત તો હું પણ કહેત કે દિવસ છે કે રાત છે:
આ 'છે. નથી'ના 'લોક'માં છૂપી કહે શી વાત છે?

ક્યાં બિંબ ને પ્રતિબિંબની વચ્ચે કશી તકરાર છે?
દર્પણ કને ચકલી તણા એ પ્રેમની રજુઆત છે?

લે, તું જ મારી આપદાનું મૂળ થૈ પૂછે મને
કે 'આજ કાં વાતાવરણમાં આવડો ઉધમાત છે'!

છે દાનવો હાજર બધા તો દેવતા યે ક્યાં નથી?
કે માનવોની મીટિંગમાં બસ માનવી જ બાકાત છે!

પેટ્રોલ ખૂટ્યું તો હવે આવી તવાઈ આંસુ પર,
આંખો ઉપર બસ ત્યારથી એકી વનોતી સાત છે!

લો, સાંભળી મારી કથા પર્વત બધા પીગળી ગયા,
છે અંત નો આવે ઘણો, આ તો હજી શરૂઆત છે!

# થોડા દિવસો માટે

'પ્રણય' જામનગરી

થોડા દિવસો માટે જ આવ્યો છું જગતમાં
થોડા દિવસો જ જોવા છે ફુલો

ફુલોથી લચી ઊડતી ડાળીઓ
થોડા દિવસો જ જોવા છે મોજાઓના

ધસમસતા–તટ સાથે અથડાઈ

વેર વિખેર થઈ જતા
પાગલ ટોળાઓ

થોડા દિવસો જ જોવી છે જળની શાંત સપાટી પર

નૃત્ય કરતી લહેરીઓ
થોડા દિવસો જ સાંભળવી છે શ્યામપક્ષિણીઓ
થોડા દિવસો જ ગાવો છે ગાંડોતૂર ગીતો

થોડા દિવસો જ મળવું છે. જે કોઈ મળે એને
થોડા દિવસો જ ઝગડવું છે પ્રેમપૂર્વક સહુથી

થોડા દિવસો માટે જ ચાહવી છે તને
થોડા દિવસો માટે જ આવ્યો છું જગતમાં

# ઑકતાવિઓ પાઝનાં કાવ્યો

## પ્રીતિ સેનગુપ્તા

૧૯૯૦નું સાહિત્ય-ક્ષેત્રનું નોબેલ પારિતોષિક મૅક્સિકો દેશના, સ્પૅનિશ ભાષામાં લખતા, કવિ ઑકતાવિઓ પાઝને મળ્યું. ચાલીસ વર્ષ પહેલાં એમનું પ્રથમ કાવ્ય-પુસ્તક પ્રગટ થયું હતું. અત્યાર સુધીનાં ગદ્ય અને પદ્યનાં થઈને પચીસથી વધારે પુસ્તકો એમણે લખ્યાં છે. ૭૬ વર્ષના આ કવિએ ૧૯૭૬માં લખેલા આ શબ્દો એમના સાહિત્યિક દૃષ્ટિકોણને સરસ રીતે સ્પષ્ટ કરે છે:

'હું જે જોઉં છું અને જે કહું છું તેની વચ્ચે
હું જે કહું છું અને જેને નીરવ રાખું છું તેની વચ્ચે
હું જેને નીરવ રાખું છું અને જે સ્વપ્ન જોઉં છું તેની વચ્ચે
હું જે સ્વપ્ન જોઉં છું અને જે ભૂલી જાઉં છું તેની વચ્ચે:
કવિતા.'

ઑકતાવિઓ પાઝનાં કાવ્ય-લેખનમાં 'સૂર્યપાષાણ' (Sun Stone) નામની એક લાંબી કવિતા પ્રમુખ સ્થાને છે. એ ૧૯૫૭માં લખાએલી. મૅક્સિકોની આદિજાતિ ઍઝટેક (Aztec) વડે પૂજાતા, પથ્થરમાં કોતરાએલા સમય-પત્રકમાં દર્શાવાતા, સૂર્ય અને શુક્રના ૫૮૪ ચક્રાકારો પર આ કાવ્ય આધારિત છે તેથી એ પણ ૫૮૪ લીટીઓમાં લખાયેલું છે. આ કૃતિ અર્થઘન છે. અસ્તિત્વના પ્રશ્ન—મૃત્યુ, સમય, પ્રેમ, અને વાસ્તવિકતા—નો એ સમાવેશ કરે છે, એમને સમજાવે છે, ને ફરી એમને સર્જે છે. એ કાવ્યમાં એક પણ પૂર્ણવિરામ નથી, છેલ્લે પણ નહીં! એની કેટલીક પંક્તિઓ અહીં અનૂદિત છે:

'હું પડતો ગયો છું ક્ષણની સાથે, છેક નીચે સુધી,
રસ્તો દેખાતો નથી આ બધા અરીસાઓની ઉપરથી,
એ પુનરાવર્તિત અને પ્રતિબિંબિત કર્યા કરે છે મારી વિચ્છિન્ન છાયા,
હું દિવસો પર ડગલાં ભરું છું,
ક્ષણો આ રસ્તાને ચણે છે,
હું મારા પડછાયાની વિચારશીલતા પર પગ મૂકું છું,
હું મારી એક ક્ષણની શોધમાં મારા પડછાયા પર ડગલાં ભરું છું.'

ઑકતાવિઓ પાઝ કવિ, લેખક, વિવેચક અને વિચારક ઉપરાંત રાજકારણીય વ્યક્તિ પણ છે. પચીસ વર્ષ એ મૅક્સિકોના એલચી રહ્યા, ને ૧૯૪૩થી૧૯૬૮ સુધી એમણે ફ્રાન્સ, સ્વિત્ઝરલૅન્ડ, જપાન અને ભારતમાં 'રાજદૂત' તરીકે કામ કર્યું. ભારતમાં એમનો નિવાસ ૧૯૬૮ સુધી હતો. તે દરમ્યાન એમણે જે કાવ્યો લખ્યાં તેમાંનાં બે અહીં રજૂ થયાં છે:

## 'બાગમાં સંગીતનો જલસો'
## (Concert in the Garden)
## (વીણા અને મૃદંગમ્)

વરસાદ પડ્યો.
સમય એક વિરાટ આંખ છે.
એની અંદર આપણે આવીએ છીએ અને જઈએ છીએ
પ્રતિબિંબની જેમ.
સંગીતની નદી
મારા લોહીમાં પ્રવેશે છે.
જો હું કહું છું 'દેહ' તો એ ઉત્તર આપે છે 'પવન'.
જો હું કહું છું 'પૃથ્વી' તો એ ઉત્તર આપે છે 'ક્યાં?'.
વિશ્વ, એક દ્વિગુણ મુકુલ, ખૂલે છે :
આવ્યાંની ઉદાસી.
અહીં હોવાનો આનંદ.
હું ચાલું છું ખોવાએલો મારા પોતાના કેન્દ્રમાં.

## 'એલિફન્ટા બેટ પર એક રવિવાર'
## (Sunday on the Island of Elephanta)

શાપ
મુસ્લિમ અને પોર્ટુગીઝો વડે ખંડિત કરાયેલી
પવિત્ર પ્રતિમાઓના ચરણ પાસે
લોકોએ ઉજાણીનો ગંદવાડો છોડ્યો છે
હું એમને સજા કરું છું
સો સો વાર ઉકરડા પર જન્મવાની,
અને બીજાઓની વાત કરું તો–
અનંત સમય સુધી
એમણે જીવતાં જીવે ઊતરડાવું પડશે
પ્રતિમાઓને ખંડિત કરનારાંઓ માટેના નરકમાં.
આવાહન
શિવ અને પાર્વતી :

અમે તમને પૂજીએ છીએ
દેવો તરીકે નહીં,
પણ મનુષ્યના દૈવીપણાની
પ્રતિકૃતિઓ તરીકે.
તમે એ છો જે મનુષ્ય (તમને) બનાવે છે, ને જે પોતે નથી,
મનુષ્ય જે થશે
આકરી મજૂરીની સજા એ પૂરી કરશે ત્યારે.
શિવ :
તમારા ચાર બાહુ ચાર નદીઓ છે,
પાણીની ચાર સેર,
તમારું સંપૂર્ણ અસ્તિત્વ એક ફુવારો છે
જેમાં સુંદર પાર્વતી સ્નાન કરે છે,
જેમાં એ લાલિત્ય નૌકાની જેમ ડોલે છે.
સૂર્યની નીચે સાગર ધબકે છે :
એ શિવના હસતા વિસ્તીર્ણ અધર છે.
સાગર સળગી રહ્યો છે :
એ પાર્વતીનાં પાણી પર મુકાતાં પગલાં છે.
શિવ અને પાર્વતી :
એ નારી કે જે મારી નારી છે તે
અને હું
જે બીજી દુનિયામાંથી આવે છે એમાંનું
તમારી પાસે કશું નથી માગતાં, કશું નહીં :
ફક્ત
સાગર ઉપરની દ્યુતિ,
સુષુપ્ત ધરા અને સાગર ઉપરની
અનાવૃતચરણ દ્યુતિ.

આસ્વાદ

# ક્રિયાકેન્દ્રી ગઝલ

## જગદીશ વ્યાસ

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
બુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
કહો તો આ બધાં પ્રતિબિંબ હું હમણાં જ ભૂંસી દઉં
અરીસો ફોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
કમળ-તંતુ સમા આ મૌનને તું તોડ મા નાહક
ફરીથી જોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
આ સપનું તો બરફનો સ્તંભ છે., હમણાં જ ઓગળશે
હું એને ખોડવા બેસું તો વરસોનાં વરસ લાગે
મને સદ્‌ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા
ચરણ લઈ દોડવા બેસું તો વરસોનાં વરસ લાગે

મનોજ ખંડેરિયા ] [ 'અટકળ', પૃ. ૧, પ્ર. આ. ૧૯૭૯

**આ** ગઝલનો પહેલો શેર બે ક્રિયાઓને અનુલક્ષે છે. પહેલી ક્રિયા છે ક્ષણોને તોડવાની અને બીજી બુકાની છોડવાની. બંને ક્રિયાઓને પાર પાડવામાં વરસોનાં વરસનો સમય લાગે તેમ છે. ક્ષણ તો સમયનો નાનો એકમ છે. એ કેવળ મનોગત એટલે કે અમૂર્ત છે. તેને કવિએ અહીં મૂર્ત રૂપ આપ્યું છે – તેને તોડવાની. વાત કરીને ક્ષણોને પસાર કરવી કે ક્ષણોમાંથી પસાર થવું કેટલું દુષ્કર છે તે તેને તોડતાં નાયકને વરસોનાં વરસ લાગે તેમ છે એનાથી સૂચવાય છે. ક્ષણો તો બધી સરખી જ હોય છે, પણ કેટલીક સુખની ક્ષણો બહુ ઝડપથી પસાર થાય છે તો કેટલીક દુઃખની ક્ષણો જાણે કેમેય પસાર થતી નથી. અહીં પણ એવી યાતનાપૂર્ણ, વિષાદગ્રસ્ત, એકવિધ નીરસ કે ઉદ્વેગભરી દુઃખની ક્ષણોની વાત છે; જે કેમેય પસાર થતી નથી.

બીજી પંક્તિમાં નાયક તેને બુકાની છોડતાં પણ વરસોનાં વરસ લાગતાં હોવાનું કહે છે. આમ તો બુકાની છોડવી એ બહુ અલ્પ સમય માગતું કામ છે – બુકાની બાંધવા કરતાં છોડવી વધારે સહેલી છે. પણ એ ક્રિયા દ્વારા નાયકને સૂચવવું છે બીજું કંઈક; બુકાની ઓળખ છુપાવવા માટે બાંધવામાં આવે છે. તેને છોડીને નાયક પોતાની ઓળખ પામવા માગે છે. અને પોતાની ઓળખ પામવી એ કંઈ રમતવાત નથ. પોતાની ઓળખ પામવી – આત્મજ્ઞાન પામવું – એમાં તો વરસોનાં વરસ પણ નીકળી જાય.

હમણાં સુધી મને પહેલા શેરની બંને પંક્તિઓની ક્રિયાઓ અલગઅલગ લાગતી હતી, તેમની વચ્ચેનો કોઈ આંતરિક સંબંધ પકડાતો નહોતો, પણ આજે આ લખતી વખતે એ સંબંધ ધ્યાનમાં

આવે છે. પહેલી પંક્તિમાં જે ક્ષણોનો ઉલ્લેખ છે તે છે પોતાની ઓળખ પ્રાપ્ત કરવા સુધીની ક્ષણો એ ઓળખ પ્રાપ્ત થાય ત્યાં સુધીની ક્ષણો નાયકને અતિ દીર્ઘ લાગે છે.

અરીસો પ્રતિબિંબોને ઝિલતારી સપાટી છે. અહીં બીજા શેરમાં એનો પ્રતીકાત્મક રીતે ઉપયોગ થયો છે. જીવનમાં જગતનાં અનેક પદાર્થો, વ્યક્તિઓ અને તત્ત્વોના સંસ્કારો આપણા મન પર પડતા રહે છે. એમાંથી કેટલાક દીર્ઘકાલીન હોય છે તો કેટલાક અલ્પકાલીન કે અલ્પ કાળમાં જ વીસરી જવા યોગ્ય હોય છે. નાયક તો અહીં સારા-નરસા, સાર્થક-નિરર્થક કે ગમતા-અણગમતા તમામ સંસ્કારો – તમામ પ્રતિબિંબોને ભૂંસી નાખવાની તૈયારી બતાવે છે, પણ મનની ગ્રહણશીલતાને એ નાબૂદ કરવા જાય – અરીસો ફોડવા જાય–એમાં તો એને વરસોનાં વરસ લાગે તેમ છે. મનની ગ્રહણશીલતા નાબૂદ કરવી એટલે તો જડ થવું – મૃત્યુ પામવું. એટલે તો પ્રતિબિંબોને હમણાં જ ભૂંસી નાખવાની તૈયારી નાયક બતાવે છે, પણ અરીસો હમણાં જ ફોડવાની તેની તૈયારી નથી. સારાં, સાર્થક અને ગમતાં પ્રતિબિંબોની સાથે નરસાં, નિરર્થક અને અણગમતાં પ્રતિબિંબો ભલે પડતાં રહે, પ્રસંગ આવ્યે એ તમામને ભૂંસી શકાશે, પણ અરીસો ફોડવાની હમણાં નાયકની તૈયારી નથી.

ત્રીજા શેરમાં મૌનનો મહિમા થયેલો જણાય છે. નાયક અન્ય વ્યક્તિને મૌન તોડવાની ના કહે છે. મૌનાવસ્થામાં થતી અનુભૂતિને શબ્દમાં મૂકવા જતાં તેની અસલન્તા લુપ્ત થાય છે અને એક વાર તૂટ્યા પછી ફરીથી મૌનાવસ્થામાં થતી અનુભૂતિનો તંતુ સાંધતાં દીર્ઘ સમય (વરસોનાં વરસ) લાગી જાય છે, અતિ દુષ્કર થઈ પડે છે. આ મૌન પણ પાછું કમળતંતુ જેવું નૈસર્ગિક, નાજુક અને જાસૂણ છે. કમળતંતુ એક વાર તૂટ્યા પછી દીર્ઘ પ્રયત્નોને અંતે પણ ન જોડી શકાય તેવું જ મૌનનું પણ છે. કવિની અન્ય ગઝલોમાં કાવ્યશબ્દના પ્રાકટ્યની વાત કરતા અને તેની સામે મૌનનો મહિમા કરતા અનેક શેર મળી આવે છે. તે સંદર્ભમાં જોઈએ તો આ શેરની પ્રથમ પંક્તિ કોઈ અન્ય વ્યક્તિને નહીં પણ પોતાને જ સંબોધાયેલી લાગે છે. અને એ રીતે અહીં કાવ્યમાં અભિવ્યક્ત કરવા કરતાં અનુભૂતિને મૌનાવસ્થામાં જ તેને અસલ સ્વરૂપે માણવાનું કવિને વધુ સ્પૃહણીય લાગતું હોવાનું જણાય છે.

માણસે પોતાની ઝંખનાને મૂર્ત કરવી હોય તો અનેક નાની-મોટી બાબતોને બહુ કાળજીપૂર્વક ગોઠવતા જવું પડે છે, અને એ બહુ લાંબો સમય માગી લે છે. પણ એક વાર ઝંખના મૂર્ત થયા પછી તેને નષ્ટ થતાં એટલો સમય લાગતો નથી, જાણે કે એ આપોઆપ નષ્ટ થાય છે. આ વાત ચોથા શેરમાં બરફના સ્તંભરૂપી સ્વપ્નના પ્રતીકથી કહેવાઈ છે. જળનું એકએક બિંદુ સંચિત થઈ બરફનો સ્તંભ ઊભો થાય – એ ખોડાય એમાં બહુ લાંબો સમય જાય છે, પણ એને ઓગળતાં વાર લાગતી નથી. એ તો તાપ પડતાંની સાથે આપોઆપ જ ઓગળવા લાગે છે – જાણે કે એ જ એની નિયતિ છે. માણસની ઝંખના મૂર્ત થયા પછી એ ચિરકાળ જેમની તેમ ટકી રહેતી નથી, પણ આપોઆપ જ નષ્ટ થવા લાગે છે, એવો વિષાદપૂર્ણ વિચાર અહીં સૂચવાય છે.

ત્રીજા શેરમાં કવિએ શબ્દનું અલગ પાસું ધ્યાનમાં લઈને તેની સામે મૌનનો મહિમા કર્યો છે. શબ્દ એટલે કે કવિતા દ્વારા અને એમ અંતે કલ્પના દ્વારા પ્રિયજન પાસે પહોંચી શકાય છે. પ્રિયજન એટલા દૂરના નગરમાં વસે છે કે ત્યાં ચરણો વડે દોડીને પહોંચવું હોય તો વરસોનાં વરસ લાગી જાય, પણ પોતાને જે શબ્દો મળ્યા છે તેના વડે તો નાયક પ્રિયજન પાસે ધારે ત્યારે પહોંચી શકે છે. આ રીતે પ્રિયમિલન કરાવનાર શબ્દો પોતાને મળ્યા છે એને નાયક પોતાનું સદ્ભાગ્ય સમજે છે.

કવિમિત્ર બાપુભાઈ ગઢવીએ એક વાર વાતચીતમાં આ મતલબનો પ્રશ્ન કર્યો હતો : "તોડવા, છોડવા કે જોડવા બેસાય પણ દોડવા બેસાય ખરું ?" બાપુભાઈને દોડવું અને બેસવું એ બે ક્રિયાઓ વચ્ચેના વિરોધને કારણે એ પ્રશ્ન થયો હશે, પણ અહીં એ બે ક્રિયાઓ નહીં, માત્ર દોડવાની ક્રિયા જ અભિપ્રેત છે. દોડવા બેસવું એ ગઝલમાં સંયુક્ત ક્રિયાપદનું કાર્ય કરે છે. જે રીતે તોડવા બેસવું એટલે તોડવા જવું – તોડવાનો પ્રયત્ન કરવો, એ જ રીતે દોડવા બેસવું એટલે દોડવાનો પ્રયત્ન કરવો – નહીં કે દોડવા માટે પગ વાળીને બેસવું. આરંભથી જ ક્રિયાપદોની રચના એ રીતે થતી આવી છે એટલે અંતે સામાન્ય ભાવકને ઉપર્યુક્ત પ્રશ્ન થતો નથી.

ગઝલના પાંચેય શેરમાં ક્રિયાઓ મહત્ત્વના સ્થાને રહે છે. દરેક શેરના રચનાવિધાનનું એ કેન્દ્રીય બળ બની રહે છે. ક્રિયાઓની આસપાસ જાણે દરેક શેરના અન્ય શબ્દો-સંદર્ભો રચાતા આવે છે. ક્ષણોને તોડવી – બુકાની છોડવી, પ્રતિબિંબ ભૂંસવાં – અરીસો તોડવો, મૌન તોડવું – ફરીથી જોડવું, બરફના સ્તંભનું ઓગળવું – એને ખોડવો, શબ્દોથી નગરગમન કરવું – ચરણ લઈ દોડવું એ સર્વ ક્રિયાઓની આસપાસ અન્ય સંદર્ભો રચાતા આવે છે. ક્રિયાઓને ઉપસાવી આપવામાં એમનું ઔચિત્ય પ્રમાણી શકાય છે, પણ એ કેન્દ્રમાં રહેતાં નથી, જેમ કે બીજા શેરમાં પ્રતિબિંબ ભૂંસવાં અને અરીસો તોડવો એ ક્રિયાઓ કેન્દ્રમાં છે અને તેને ઉપસાવવા માટે '(તમે) કહો તો ' ઇત્યાદિનો સંદર્ભ રચાયો છે, તો ત્રીજા શેરમાં મૌન તોડવું અને ફરીથી જોડવું એ ક્રિયાઓને અર્થે 'તું' ઇત્યાદિનો સંદર્ભ રચાયો છે.

પારદર્શક ભાષા, સુબદ્ધ રચનાવિધાન અને સાદ્યંત જળવાતા મિજાજ જેવાં કારણોથી આ નીવડેલી ગઝલોમાંની એક સિદ્ધ થાય છે.



જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું.

આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે,
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહ્યું.

તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે,
ઊડી ગયો હંસ, પાંજર પડી રે રહ્યું.

બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરિધરના ગુણ,
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં.

મીરાંબાઈ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષ : ૨૦૪૭ : સળંગ અંક ૨૦૨ : દ્વિજ અંક ૧૩૦

તંત્રી : ધીરુ પરીખ

સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

## કાવ્યો



## ગદ્ય



## અનુવાદ



## આસ્વાદ



## અવલોકન



o દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ. ૧૨૫-૦૦ (હવાઈમાર્ગે), આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦

o આ અંકની છૂટક કિંમત રૂ. ૮

o 'કવિલોક' દ્વિમાસિક વર્ષની ૭ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦

મુદ્રણસ્થાન : સુરમ્ય નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

વર્ષા વિ. સં. ૨૦૪૭

# કવિલોક

જુલાઈ–ઑગષ્ટ, ૧૯૯૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## નવીનતા

આજે તો રજૂઆતની નવીનતા, જે સહજપણે આવવી જોઈએ તેને મારીખેંચીને લાવવાના પ્રયત્નો થતા જોવા મળે છે. કાંઈક નવું લાગે એવું અને નવી ઢબે કહેવાનું પ્રલોભન એટલું વધતું જાય છે કે આજ સુધી કવિતામાં ન કહેવાઈ હોય કે ન કહી શકાતી હોય એવી વસ્તુને ઘુસાડવાના સભાન પ્રયત્નો થાય છે. કવિતા કાંઈ બ્રાહ્મણીઓ ચોકો નથી કે એને અભડાઈ જવાની બીક લાગે. પણ કવિતા મનુષ્ય-ચિત્તને બ્રહ્મવિહાર કરાવતી, વિશાળ ચૈતન્યમાં લઈ જતી કળા જરૂર છે. કવિને આપણે ત્યાં ક્રાન્તદ્રષ્ટા કહ્યો છે કારણ કે સામાન્ય માણસો જ્યારે શબ્દ અને વસ્તુના ઉપરના રૂપને જ જુએ છે ત્યારે કવિ તેમને ભેદીને નિહાળી શકે છે. આપણો કવિ આ શબ્દનો મહિમા નહીં પિછાણે તો કોણ પિછાણશે ? ઇઝરાયલના કવિ સેમ્યુઅલ એગ્નોને માગેલું :

પ્રભુ, મને મારી ભાષાનો એક શબ્દ આપો. હું એક વધુ ભાષા શીખવાનું માંડી વાળીશ.

શબ્દની આવી ઉપાસના વિના શબ્દનો મહિમા સમજાતો નથી અને એનું આંતર સત્ય પણ હાથ લાધતું નથી. સંનિષ્ઠ શબ્દોપાસનાને અંતે હુસ્નેખયાલ, સૌંદર્યબોધ તો ઊઘડતી કળીની જેમ પાંગરી ઊઠે છે. આપણી સામે ખડકાયેલા મલિનતા, કુત્સિતતાના ગંજને એ ગળતિયું ખાતર બનાવી એમાંથી નવાં ફૂલ ખીલતાં કરે છે, નવું ધાન નિપજાવે છે.

મકરન્દ દવે

# કવિતામાં 'દર્શન'વિચાર

ઉશનસ્

સર્જકસાહિત્યની વાત નીકળે એટલે એમાં 'દર્શન' કવિના 'દર્શન' વિશે અચૂક ચર્ચા થાય, એટલું જ નહીં, મોટા ગજાના કવિમાં એની ઉચ્ચતાની વાત એના 'દર્શન'વિચાર વગર થઈ શકતી નથી ! 'સાહિત્ય' શબ્દમાં સહિતતાની અનેક જોડીઓ કલ્પવામાં આવી છે તેમાં એક પ્રમુખ જોડી તે દર્શન ને વર્ણનની છે. કાલિદાસપ્રોક્ત 'વાગર્થો'ની જોડીમાં વાક્ એ વર્ણન છે ને અર્થ છે દર્શન. કાલિદાસે આ એની અદ્વૈત જેવી સંપૃક્તિની વાત કરી છે તે જાણીતું છે.

આ બન્ને શબ્દ સાથે જ ઉચ્ચારની એક સંસ્કૃત કાવ્યશાસ્ત્રની ઉક્તિ પણ મળે છે :

'દર્શનાત્ વર્ણનાત્ ચ કવિ:'

દર્શન અને વર્ણન ગુણે કરીને જ કવિ હોઈ શકે છે. સર્જક કવિ કંઈક દૂરનું–સ્થાયી ઋત જેવું અલપઝલપ કે સ્થિરદ્યુતિવાળું જોઈ ગયો હોય છે ને તે દર્શન પછી શબ્દમાં ઢળે છે. એટલે કાવ્યકૃતિનો જન્મ થાય છે; ક્રોચે પ્રમાણે વિચારીએ તો આ 'ચ' શબ્દ પણ વ્યવધાન ઉપજાવે છે. કવિ પ્રથમ દર્શન કરે છે ને પછી વર્ણન કરે છે એવું તે માનતો નથી; તે તો આ બન્ને યુગપત્ થાય છે. to see is to form. જોવું એટલે જ રૂપોમાં જોવું એવું એને અભિપ્રેત છે. 'ચ' એટલે 'અને' કે 'પછી' એવું કંઈ અનુપૂર્વ હોતું નથી.

બીજી એક જાણીતી સંસ્કૃત ઉક્તિ જોઈએ :

"ના સૌ કવિ...અનૃષિ:" જે ઋષિ નથી તે કવિ જ નથી. ઋષિમાં ધાતુ છે ઋષ્ એનો અર્થ છે 'જોવું તે' દૂર...કાન્ત જોવું તે જે જમાનાની પારનું સ્થિરદ્યુતિ સ્થાયી કાલસ્વરૂપ જોઈ શકતો નથી તે કવિ નામને યોગ્ય નથી; અહીં પણ 'જોવાની' ક્રિયાનો જ મહિમા છે તે પ્રતીત થાય છે. એટલે આપણી ભારતીય પ્રણાલીમાં કવિને ક્રાન્તદ્રષ્ટા ગણવામાં આવે છે; અને 'ક્રાન્તદર્શન એ મોટા ગજાના કવિનો એક મુખ્ય ગુણ ગણવામાં આવ્યો છે.

'દર્શન' હજી એક બીજો અર્થ છે : "જીવનદર્શન જીવનની સમજ, જીવનની ફિલસૂફી, જીવનનો નકશો. દા.ત. આપણે જ્યારે કહીએ કે 'સરસ્વતીચંદ્ર'માં તેના કર્તાનું જીવનદર્શન પ્રગટ થયું છે ત્યારે તેને તેના સંકુલ ને વિશાળ પરિમાણ નિરૂપણનો અર્થ ઘટાવવાનો છે.

તો આપણે એ જોવું કે સર્જકસાહિત્યમાં 'દર્શન'નો ખૂબ મોટો મહિમા ને પ્રતિષ્ઠા છે : પણ કવિતાકલા મૂળ તો એક શ્રાવ્યકલા છે; કારણ કે તે ભાષાની કળા છે અને ભાષા એ શબ્દની કળા છે ને શબ્દ એટલે અવાજ. અવાજને કાનથી સાંભળવાનો હોય છે, એટલે તે કાનની કળા બની રહે છે; કવિતામાં પણ ધાતુ છે કૂ કૂ એવો પણ અવાજ; મુદ્રણકલા આવ્યા પછી તો આંખની દૃશ્યકલા પણ હવે બની છે, તો આપણે હવે એમ કહીએ તો ચાલશે કે હવે કવિતાકલા 'દૃશ્ય–શ્રાવ્ય' કલા છે એટલે જ વિદ્વાનો હવે આમ કહે છે કે કવિતા કાન વડે વાંચવાની ને આંખ વડે સાંભળવાની કલા છે. આંખ

* વલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

ભલે મુદ્રિત કૃતિ વાંચે છે પણ તે વાંચીને સાંભળે છે. ત્યારે જ તે શ્રુતિપેય બને છે. આમ હવે આપણે કવિતાને આંખ અને કાન–બન્ને ઇન્દ્રિયની કવિતા કહીશુ તો ચાલશે, આ રીતેય શ્રાવ્ય કવિતા–કલામાં હવે 'દર્શન'નુ તત્ત્વ ઉમેરાયુ છે તેની નોંધ લઈશુ.

એટલે આમ તારવી શકીશુ કે કવિતામાં આંખની ઇન્દ્રિયની ઉપેક્ષા શક્ય નથી કારણ કે એમાં કવિ કશુંક જોઈ જતો હોય છે તેની 'જોવાની' વાત આવે છે. શ્રાવ્ય કલાને આંખથી પામવાની–આસ્વાદવાની વાત આવે છે; અને આ આંખ વાત ખૂબ મહત્ત્વની છે ને સમજવા યોગ્ય છે.

કવિતાપ્રવૃત્તિ હકીકતમાં પ્રત્યક્ષીકરણની પ્રવૃત્તિ છે એ રૂપારવીની પ્રવૃત્તિ હોવાથી, મૂર્તીકરણની પ્રવૃત્તિ હોવાથી છેવટે ચાક્ષુપ પ્રવૃત્તિ બની રહે છે; પ્લેટો Ideaને જ પ્રથમ સત્ય માને છે પછી કલામાં જે મૂર્તિકરણ થાય છે તેને સત્યથી બીજીત્રીજી પેઢીએ જતુ સત્યથી વેગળુ ને વેગળુ જતુ અસત્ય માને છે; પણ અમૂર્ત એવા Ideaને કલા મૂર્તિકરણની પ્રક્રિયાથી પ્રત્યક્ષીકૃત કરી આપે છે ને તેથી જ તે ઇન્દ્રિયગ્રાહ્ય, ઇન્દ્રિયભોગ્ય બની રહે છે. તે જ પ્રક્રિયાથી તે અવસ્તુને વાસ્તવનો સઘન ગુણ અર્પે છે.

બીજી કલાઓની વાત કરીએ ત્યારે જે સ્થળ રોકતી કલાઓ છે તે તો ચાક્ષુપ છે જ. દા.ત., ચિત્રકલા ને સ્થાપત્યકલા, પણ કવિ એકલી સંગીત જેવી કલામાં પણ સ્વરોની મૂર્તિ સર્જાય છે એવી વાત સંગીતની ચર્ચામાં આવે છે તેનો અર્થ પણ સ્વરો જે અમૂર્ત છે તેની મૂર્તિઓ સર્જાય છે જે દશ્ય થવાથી જ ભોગ્ય બને છે.

કવિતાનાં ઉપકરણોમાં શબ્દ પણ કશાક અમૂર્તનુ પ્રતીક છે ને શ્રાવ્ય ઉપરાંત હવે તે દશ્ય પણ છે. તેથી બીજુ ઉપકરણ તે Image કલ્પન ને કલ્પનાવ્યાપાર છે. આવાં કલ્પનો શ્રાવ્ય કલ્પનો ઉપરાંત દશ્ય કલ્પનો પણ હોય છે જે કવિતામાં વાયવ્યપણાનુ સ્ફટિકીકરણ, ઘનીકરણ કરી મૂર્તગુણ પ્રાપ્ત કરે છે. આ વાતના સમર્થનમાં આપણે મહાકવિ શેક્સ્પિયરની ઉક્તિની પણ મદદ લઈ શકીશુ. એમણે એમનાં નાટકોમાં છૂટક સાહિત્ય વિચાર કણિકાઓ આપી છે. એ કહે છે કે નાટક શુ છે? તો કે "To hold mirror as it were before Nature" એટલે કે સાહિત્ય એક આઈનો છે જેમાં પ્રકૃતિનુ પ્રતિબિંબ પડે છે; આ વાત પણ પ્રતિબિંબની છે જે મૂળભૂત રીતે તેને ચાક્ષુષ ગુણ આપે છે; એમણે એમ પણ કહ્યુ છે કે સાહિત્ય એ 'Airy Nothing' ને 'Local habitation' અને Nature આપે છે. એટલે કે તે વાયવ્ય અને અમૂર્ત એવા વિષયને વાસ્તુગુણ આપી ચાક્ષુપ વસ્તુ બનાવે છે. એને ઓળખવા માટે નામ પણ આપે છે; આમ કવિતાકલા સુંદર આકાશી અમૂર્ત પદાર્થને સ્થાનિકતાને વસ્તુગુણ આપે છે જે હવે ઓળખી શકાય એવો પદાર્થ બને છે.

હવે આપણે ફરી પાછા "દર્શનાત્ વર્ણનાત્ ચ કવિ:" એ વાત ઉપર આ નવી સમજપૂર્વક આવીશુ તો આખી આ વાત ઉપર નવો જ પ્રકાશ પડશે, હવે 'વર્ણ' શબ્દ વધુ પ્રકાશ પાડી રહે છે.

'વર્ણન' એટલે Description એમાં Scribe Script એવા એવા શબ્દોના ગુણધર્મ છે. ચાક્ષુષ ગુણધર્મ ધરાવે છે 'વર્ણન'માં 'વર્ણ' ધાતુ છે; અને વર્ણ એટલે શ્રુતિ–સિલેબલ એ અર્થ પણ ખરો જ. પણ 'વર્ણ' ધાતુનો એક બીજોય મહત્ત્વનો અર્થ છે, રંગવું, રંગ આપવો; એટલે 'વર્ણ' જે શ્રુતિ કે સિલેબલ છે તે વિષયને રંગ આપે છે; અમૂર્તને લોકલ હેબિટેશન આપે છે જેથી તેમાં દૃશ્યગુણ આવે છે: સમર્થ કવિઓના વર્ણનથી જાણે કે તે અનુભૂતિ નજરે જોઈ શકાય તેવી ચાક્ષુષ થાય છે તે વર્ણનના રંગ આપવાની શક્તિને લીધે. પ્રેમાનંદ જ્યારે નરસિંહ મહેતાની વ્હેલનું કે નળાખ્યાનમાં ઋતુપર્ણ રાજાના રથનું વર્ણન કરે છે ત્યારે નજરે જોઈ શકાય તેવો તે અનુભવ ને આનંદ આપે છે. ઉપરની ચર્ચાથી હવે એવું તારવવું શક્ય છે કે આ શ્રાવ્યકલામાં કાનની ને કામની કલામાં પણ છેવટે તો દૃશ્યગુણને જ ઉપસાવવો રહે છે. એ ન થાય ત્યાં સુધી પૂરો તૃપ્તિગુણ જાણે અનુભવાતો નથી, ફિલસૂફી રૂપી જીવનદર્શન પણ દૃશ્ય ઉપકરણોને ગુણધર્મથી જ સર્જનમાં ગૂંથવું પડે છે.



# ચમકીલી વસંતમાં / ઉશનસ્
(સૉનેટ ચતુષ્ક)

**૧. સંકોરાતી ઇન્દ્રિયો :**

ચમક નીકળી આવી છે રે અચાનક ઘૌ તથા
પૃથુ પૃથિવીના ઝાંખા જૂના કટાયલ ભાણ્ડમાં;
કલઈ કરી દે કાંપી ધાતુ ? ઝગે વરમાણ્ડ આ
દ્વિશતટ લગી કટીવાજો ઘસી ઊટક્યો યથા;
ચમક નીકળી છે ઓચિંતી; અદીઠ હવાય તે
નયનથી નર્યાં જોઉં એવી, પરાગખચ્યા કણો ?
ઝળકી ઊઠી છે, તેથી જોઈ શકું મધુની ક્ષણે !
ઝગી મધુકણે સ્નિગ્ધા, ને તો શું કાળ ભળાય કે ?
ખનક નીકળી છે બ્રહ્માંડે, ઊઠી બજી ઘૂઘરી,
અમથી અમથી તારાથી તે ઝરા લગી ઝંકૃતિ;
ખનક ચળકે તેયે ભાળું, ચખે ચમકી શ્રુતિ !
ક્ષિતિજની અહો, વાગી ઊઠે પડી પડી ખંજરી !
ઠુમક નીકળી છે પાદોમાં પ્રવેશિયું નર્તન,
ઝુમક નીકળી છે યાદોમાં; જૂનાં ગીત, ગુનગુન.
૧૪–૩–૯૧

**૨. શીશમહલ :**

અહો, જેણે આવી સરસ જીવવા જિંદગી દીધી,
ઉડાઉવેડાએ ! ધરતી દીધી બીજે ફણગવા,
ભીની માટી દીધી રતિ કુદરતીને પ્રગટવા,
પડે ઓછી એની જીવનભર જે બંદગી કીધી;
બિલોરી દીવાલો દરપણ શી ! અચ્છોદ સર શી !
છતે છે હાંડીઝુમ્મર હીરકનાં દીપ્ત વરણાં,
ઝગૂંબેલાં ! પ્હાડો હીરક, દ્રવ તેનો જ ઝરણાં,
ઋતુ તંતુગૂંથ્યો પવન, અધ જે પારદરશી;
મને લાગે એણે સ્વરગ રચ્યું દેવાર્થ પ્રથમ,
ઉપાદાને કાચા, સહજ લિખી રેખાથી સરલા,
પછી વક્રાંકોથી કર ધરી હશે પૃથ્વીની કલા,
જ્યહીં મૂકી માયા મયની, છલના; ભૂ–જલ–ભ્રમ:
થતું : એણે પૂરી સ્થપતિધીરજે કૌશલવતી,
નિજાર્થે બાંધ્યો આ મહલ, કરવા કો દી વસતિ.
૨૨–૩–૯૧

**૩. શીશમહલમાં એક અનુભૂતિ :**

અહો, લીલાર્થે જે ભવન રચ્યું એણે અવનવા,
અચંબાના જેવું, સુપન સરખું સંપી વરતું,
–રહ્યો એ પોતે તો અદીઠ જ હવા-શો અહુ અહુ-
દઈ દીધું આખું ઘડીક સહુનેયે ઊતરવા
મહીદાર્યે, ઓહો ! અઢળક ઢળ્યો ભોજ ભૂપતિ !
સવારે ઊઠ્યો કે ખગરવ ખીચોખીચ શ્રવણે !
વનોની વ્હૈ લાવ્યો કુસુમરજ ગેહે જ પવને !
પ્રભાતી સૂર્યે અદ્‌ભુત થઈ ગઈ વાસ્તુની કૃતિ !
ઘરે બેઠો જોયા કરું છું, જયમ કો દૂરબીનમાં,
અવસ્થા સ્થાણુની પલટતી ઊભી, બી જ સમયે,
ઊભાંભાં ચાલે છે તરુય કુસુમોમાં, ફળ, લયે !
ઝરાયે ઝંકારે કલકલથી રંગીન ઝીણ્યમાં !
અહો, તાણે વાણે વિવિધ રૂપરેખાની રમણા !
વણાતો વર્ણાતો અવ હું મુજને ભાસું અવસ્તુ-ભ્રમણા !
૨૨–૩–૯૧

**૪. ચમકીલી આંતર કર્બુરતા :**

ચમક નીકળી આવી છે રે, અચાનક સ્વાન્તમાં;
અતલતમ એ ઊંડાણેયે પડેપડ પોપડે
કિરણ રવિનું રૂંરૂં વીંધી નભેથી જઈ પડે,
રુધિર પ્રવહે નાડીમાં ને નસેનસ ધ્વાન્તમાં.
ઊજળું થયું છે અંધારું કૈં રુધિરનળી મહીં
રગતકણ તે રાતારાતા ઊડ્યા તગી સૂરજે.
રજતકણના જેવા ! ભાંગ્યો મણિ શું ભળ્યો રજે !
કણકણ હવે આકારો લે વિચિત્ર ભળી જઈ !
ભીતર કણથી શેડો છૂટે પરસ્પર તેજની,
ઝુલઝુલમણી શી ભાસે વિચ્છુરાયલી ગૂંથણી,
અતલ અરવે સૂતા શબ્દો ઊઠે થઈ રાગિણી,
દ્યુતિ ચળકતી વાણી ફૂટે કવીન્દ્ર ધનુષ્ય-શી !
કવિતરુથડે પંક્તિ ફૂટે પ્રશાખી પ્રભામય,
ચળકી શ્રુતિઓ ઊઠે પુષ્પો સમી દ્યુતિને લય !
૬–૪–૯૧

# બે કાવ્યો

રાજેન્દ્ર શાહ

## ફણીધરને

આમ દેખા નવ દીજિયે, દાદા !
અહીંથી નહીં આગ્રેરી નોળવેલ.
અટકચાળું કહીંથી આડે આવતું દોડી
કેવળ એને કરવો રાતો ખેલ.

આમ દેખા નવ દીજિયે, દાદા.
બહુ દી ઉવાપાન કર્યું તે
ઉદરમાં અવ લાગી દારુણ ભૂખ:
વાડની નાની દેરડી પાસે
આવીશ રાતે
મેલીશ દીપક દૂધ.
આધાર એનો લીજિયે, દાદા !
કીજિયે મીઠી મ્હેર
અમોને એમ જ લીલાલ્હેર.

## કેર અને મ્હેર

પ્રથમ મેઘની જોરદાર એવી ઝાપટ
કે પલાયિત ઉનાળુ ઉત્તાપ :
તૃષાર્ત ધરાની તૃપ્તિ,
ઊંડેરો આહ્‌લાદ,–
વહી રહી ચારે કોર રજમીઠી ગંધ.
જેનાં ખડી ગયાં તરુ, નહિ કો બચાવ :
ઝૂંપડ ન રહ્યાં જેનાં, નહિ કો બચાવ,
ઘરવખરી ન રહી, નહિ કો બચાવ
અણગમા સહ પણ
એને ગમ્યો ખરો.
બીજ હવે થશે અંકુરિત
હરિયાળી થશે વસુંધરા :
લહરે લહરે છલકાશે સરોવર,
નદીજલ, ઝરા.
આકાશે વિહગ–ઉડ્ડયન કલવેણુ
કેર એનો એક બાજુ,
બીજે પૂરી મ્હેર;
આનંદે ગવાય ગીત
એનાં ઘેર ઘેર.

# બે ગઝલ

મધુકર ઉપાધ્યાય

(૧)

સામટી વાતો મને ઘેરી વળે,
એક સન્નાટો મને ઘેરી વળે.
રક્તમાં વીંઝાય તારી યાદ ને,
મખમલી નાતો મને ઘેરી વળે.
નાદ તું જ્યાં યાદ કરતો હું તને,
વાયરો ગાતો મને ઘેરી વળે.
મૌન દૃષ્ટિ તું જરા માંડે અને,
અર્થ મદમાતો મને ઘેરી વળે.
ડૂબતો સૂરજ, કિનારો ને તમે,
શ્વાસ છલકાતો મને ઘેરી વળે.
તું હવા, પર્યાય તું ભીનાશનો,
રમ્ય સોગાતો મને ઘેરી વળે.

(૨)

ફણગો ફૂટયો સાવ અચાનક,
યાદોનો પડઘાવ અચાનક.
ભર બપ્પોરે સહુની વચ્ચે,
પીઠે આવ્યો ઘાવ અચાનક.
કાચ સમી જો જાત ગમે ના,
પથ્થર પર અફળાવ અચાનક.
મોસમ સાથે મિત્રોમાં પણ,
જોયો છે બદલાવ અચાનક.
ભગ્ન થયાની ક્ષણ વેળાએ,
હળવેથી બોલાવ અચાનક.
તારી શોધ મહીં ફરતો'તો,
મારામાં ગરકાવ અચાનક.

# બે ગીત

શૈલેષ ટેવાણી

(૧)

તારા ઘરની એષણા, તારા ઘરનું સુખ,
શમણે આવ્યું રોજ જેના મળિયાનું દુઃખ.
જપ જપ કરતાં શું થતું જ્યાં સરગમ હરદમ,
દમ દમ સૂર જે વાગતા કોણ કરે એ કમ ?
તું જ હુકમનું પત્તું ને તું બાજી લઈ લે,
મારે અધીર આંધળા, હારેલો છું લે.
મન મારું આ બાવળે અટવાઈને એઠું,
ફૂલની ગારી ટેવથી, દુઃખમાં જઈને પેઠું.
આ સઘળું ફોગટ દીસે, આ સઘળો છે ખેલ,
હાથ બરાબર સાહજે, જા હંકારી વેલ.

(૨)

જ્યાં કીર્તન કરતાલ નેં જ્યાં જપ નેં ફૂલમાળ
એવે ખાલી રણમહીં તેં શું કાઢી ભાળ
અંગ અંગમાં આ અમીરાતો છલકાતી શું હોય
કોણે મનને એટલું અજવાળેલું હોય ?
મારે અંતર એવડાં, અજવાળાના દી
ચહુ દિશ ટોળું લોકનું અચરજ જોતું જી
કંઈ છે આ પણ વેદના તડપન દીધી કંઈ,
પર હેરવી પણ ના ગમે કહી ન જાયે બઈ
મરકાતું મન લઈ બધે, પહોંચું આઠે પ્હોર
આ ઊભરાતા ગેલની, બાંધી કોણે દોર ?

# બે ગઝલ

**સાગર નવસારવી**

(૧)

આયખું ઢાળી તને કાજળ લખું,
લાખ રૂપિયાનો તને કાગળ લખું.
    મારા શ્વાસેશ્વાસને પળ પળ લખું,
    હું ઝરણું જેવું તને ખળખળ લખું.
રોમરોમે જળ બની લહેરાઉં હું,
ને ઊડી આકાશમાં વાદળ લખું.
    વીજળી, કોલાહલો, સંવેદના
    ઘોર અંધારું તને ઝળઝળ લખું!
પોંચવું આનંદથી આનંદમાં,
એ ઉમંગોની સતત સાંકળ લખું.
    હું હયાતીમાં જ મારી કેદ છું!
    પંખ ઊઘડે તો પછી ઝાકળ લખું.
મોજ કંપે છે સમયની સાગરે,
ક્યાં સુધી કાગળ તને આગળ લખું?

(૨)

હું પરદેશી પાંચ મહિને ના'વા બેઠો,
સ્વપ્નાંઓના સાત સમંદર જાવા બેઠો.
પાંખો ફરફર ઊડે, હૈયું નીચે ગબડે,
હું આકાશે સ્વપ્ન નયનના લાવા બેઠો.
અડધા-પડધા ભારેખમ શબ્દો મમળાવી,
પોથીમાંથી અક્ષર કાઢી ખાવા બેઠો.
અગડમ બગડમ રાગ મદિરા ઠાંસી ઠાંસી,
અરધી-રાતે ઢોલ ઢબૂકે ગાવા બેઠો.
ફૂલોના રસ-કસ ચૂસી મતવાલો થઈને
ઢોંગી ભમરો ખોબે પાણી પાવા બેઠો.
ચ્હેરો-મ્હોરો ખુદનો ભૂલી ભવ-સાગરમાં
અધવચ્ચે અણજાણી નાવે આવા બેઠો.

## બે ગઝલ

બાલુભાઈ પટેલ

(૧)

ઘરની સામે જો પવન ચાળે ચડે;
આંગણું પણ સાતમા માળે ચડે.
સ્હેજમાં ભૂલી જવાતી કોઈ ક્ષણ,
ક્યાંકથી વર્ષોના સરવાળે ચડે.
પુખ્તતાને આંચ ક્યાં આવે કદી,
સાવ કાચી ઈંટ હેમાળે ચડે.
કાંકરી નાખી દો એક સરઘસ ઉપર
છોને આખું શ્હેર દેખાળે ચડે.
'બાલુ' જેને ચાલવા પર ગર્વ છે,
એને કે' દો એ ગેભા ઢાળે ચડે.

(૨)

મેં નથી જાણ્યું ગઝલમાં ગાલ ગાગા શું હશે,
છંદોલયમાં બોલવા માટેની ભાષા શું હશે.
કોઈ સુંદરતાની પેલે પાર પણ નીરખી જુએ,
ફૂલ ખુશ્બૂદાર છે, ખુશ્બૂની કાયા શું હશે.
છૂટ છે છલકાઈ પડવાની ભલે છલકાય પણ,
જાત છે ખાબોચિયાની ને ધૂધવતા શું હશે.
ધાર કે હું ફેરવી લઉં તારી સામેથી નજર,
એ પછી આખા નગરમાં એની ચર્ચા શું હશે.
છતને હું સ્પર્શું ને આખું આભ કંપી જાય છે,
'બાલુ' મારી કલ્પનાની વાસ્તવિકતા શું હશે.

# બે ગઝલ

## મનીષ પરમાર

(૧)

ગયો છેક ક્ષણની સપાટી ઉપર હું,
તરી જાઉં રણની સપાટી ઉપર હું.
ઘણીવાર હું આથમ્યો છું સમયમાં,
સૂતો છું કિરણની સપાટી ઉપર હું:
વનેવન વહે છાંયડાઓ તરસના,
સરકતો ઝરણની સપાટી ઉપર હું.
અગાસી સૂની સાંજનો પત્ર કેવળ,
લખું છું સ્મરણની સપાટી ઉપર હું.
'મનીષ' એક ઇચ્છા સુધી કોક વરસ્યું,
પલળતો હૃદયની સપાટી ઉપર હું.

(૨)

તું જવાબ એનો નહીં આપી શકે,
શકયતા ક્યારે નહીં કાપી શકે.
રેત તરવાનું રણોએ શીખવ્યું,
આંસુ છે ઊંડું નહીં માપી શકે.
પાંખ ફૂટી હોત તો ઊડી શકત,
વ્યોમ થૈને તું નહીં વ્યાપી શકે.
છે બરફનું ચોસલું વાતાવરણ,
પણ ધુમાડાને નહીં તાપી શકે.
તેં ફનાગીરી વહોરી એટલે,
તું ગઝલમાં વેદના સ્થાપી શકે.

# તમને મળ્યા પછી

## જ્યોતિ એસ. ભટ્ટ

ના મળી શક્યો મને, તમને મળ્યા પછી
હું અરીસે પણ નથી, તમને મળ્યા પછી.
વેદનાઓ આંખમાં, ટોળે વળી હતી
ના રડી શક્યો છતાં, તમને મળ્યા પછી.
કંટકોની, યાતના, જેને હશે, હશે,
ખૂશ્બુ, બસ ખૂશ્બો બધે, તમને મળ્યા પછી.
વાવ તો ખાલી જ છે, પાછાં વળો ચરણ
માટલી કિલકિલ હસે, તમને મળ્યા પછી.
જળ હશે, તો જાળની સંભાવના ખરી
જળ નથી ના જાળ પણ, તમને મળ્યા પછી.
'હા બધુંયે યાદ છે જ્યારે તમે ન'તા
ક્યાં કશુંયે યાદ છે?' તમને મળ્યા પછી.

## ચકડોળ !

વીરુ પુરોહિત

ચાંદ ચડ્યો ચકડોળે દરિયાને મોજે કે હોડકે તારો ચહેરો છે ?
છે ચહેરો તારો હોડકે મોજે દરિયાને ચકડોળે મારી છાતી લહેરો છે !
તું પલક પલક નીરખે છે ઊંચી ડોક કરી
કરી ડોક ઊંચી તું નીરખે પલક પલક તો જગમાં ફૂલ તરે છે,
તું અઢળક સ્મિત કરે છે ફીણમાં
ફીણમાં સ્મિત કરે છે અઢળક ત્યારે પગમાં નૌકા એક તરે છે,
ઘટાટોપ વાદળછાયા આકાશે
આકાશે છાયા વાદળ અથવા વિખરાયેલા કેશ તણો પહેરો છે !
છે ચહેરો તારો હોડકે મોજે દરિયાને ચકડોળે મારી છાતી લહેરો છે !
જાળ પડી પાંસળીઓની જીવ તડપે-તલસે
તલસે-તડપે જીવ, કિનારે સૂર ઊઠે વાસંળીઓના ને વાયુ મઘમઘ થાય,
દરિયાને પેટાળ ડૂબકી માર મરજીવા મોતી મળશે
મળશે મોતી મરજીવા તું માર ડૂબકી દરિયાના પેટાળે ઝગઝગ થાય,
પક્ષીના કલશોર ધસે રગરગમાં
રગરગમાં કલશોર ધસે છે જાણે કે વરસાદ વખતની નહેરો છે !
છે ચહેરો તારો હોડકે મોજે દરિયાને ચકડોળે મારી છાતી લહેરો છે !

## એમ ફૂટી સરવાણી

નવનીત ઉપાધ્યાય

એમ ફૂટી બે આંખોથી સરવાણી
ફૂવાકાંઠે ગાગરધારે ખોબે ખોબે પાણી પીતા થઈ ગ્યા પાણી પાણી...
કોસે કોસે જળથી ઊભરાતા થાળા–શો હજુ હજુ હું ઊભરાઉં
બની ધોરિયો રજકાની એક એક સળીને ક્યારીભર ચૂમી જાઉં
સીંચણ સાથે આખેઆખું સીંચી ઝરણું ચૂડી કાંઈ મલકાણી
ફૂવાકાંઠે ગાગરધારે ખોબે ખોબે પાણી પીતા થઈ ગ્યા પાણી પાણી...
આઘે આઘે આભ ભરી ગાતા પંખીને ટહુકે લીલું મૌન ધરીને બેઠી આખી સીમ
પવન-હિલોળે લીલા ઘાસની સળિયું પહેરે ઝાંઝરિયું–શી ઝીણી ઝીણી રીમઝીમ...
સૂરજ સામું સાવ છલોછલ જોતી-ગાગર આંખ્યુંમાં છલકાણી
ફૂવાકાંઠે ગાગરધારે ખોબે ખોબે પાણી પીતા થઈ ગ્યા પાણી પાણી...

કવિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

## ગેઝલ

ભરત ભટ્ટ 'તરલ'

એટલે માળો નથી થાતો કદી,
કાગડો બોલ્યો હતો ક્યાં પટ્પદી ?
છે છતાં અકબંધ જળ ટકતું નથી,
શક્યતા છે કે હો તરસી બાલદી !
આંસુને મોતી ગણો તો આપને,
આંખમાં દેખાય છે દરિયો કદી ?
આને એકલતા કહું કેવી રીતે,
હું–કલમ–કાગળ અને સુક્કી નદી !
ભારવાહક ટ્રેન માફક દોસ્તો,
આપણે જીવી જશું આખ્ખી સદી !

## બલૂન છે !

ભરત ભટ્ટ 'તરલ'

ચિત્રો મહાન છે, ઘરની દીવાલ ન્યૂન છે,
નૌકા, નદી, તળાવ, નગર એનમૂન છે !
જીવતરનું નામ દઈને જેને સાચવી રહ્યાં,
તે આપણું શરીર ખરેખર બલૂન છે !
ગઈકાલે જે હવામાં હતી શાંતિ દોસ્તો,
આજે હવામાં એ જ પ્રકારે ઝનૂન છે !
અખબાર રોજ વાંચીને એવું થતું નથી,
આ વિશ્વમાં બધે સરખું સૌનું ખૂન છે !
તેઓ જ અકસ્માત નિવારી નહીં શકે,
ક્રોસિંગ થઈ જવાની જેને ફક્ત ધૂન છે !

## લાગશે !

ભરત ભટ્ટ 'તરલ'

તારો અવાજ જ્યારે તને આળ લાગશે;
ઘરની દિશાઓ સર્વ તને ઢાળ લાગશે !
ખીલી ખૂંપાવશે આ બગીચાનો આંકડો,
ફૂલો તો શું આ ફાગણ રેતાળ લાગશે !
ઢાંકી શકીશ કેમ તું તારા શરીર ને;
આખ્ખું ખમીસ જ્યારે તને ચાળ લાગશે !
કહે છે કે, આ નદીને તું બેશક તરી જઈશ,
કહે છે કે આ નદી તને શેવાળ લાગશે !
ચીંધેલ મારગેય જવાશે નહીં પછી,
જ્યાં આંગળીઓ બંદૂકની નાળ લાગશે !

## પ્રોષિતભર્તૃકાનું ગીત

હરિહર જોષી

અડધી રાતે આળસ મરડે ઓરડો;
અડખેપડખે અંધારું અટવાય સૈ
પડછાયો ચટકે ને ચચરે રાતલડી !
નીંદરડી નંદવાણી નમણે નેજવે;
સમણે સૂસવ્યાં સોપારીનાં ઝાડ સૈ
પડછાયો ચટકે ને ચચરે રાતલડી !
ઉંબરમાં અટવાણી સાજન શેરિયું,
વેરી ઊભાં પાંગત આઠે પ્હોર સૈ
પડછાયો ચટકે ને ચચરે રાતલડી !
ચોપાડયુંમાં ઊભી ચંદણ ચાંદની,
કદલીવનમાં કેલિ કરતી ઢેલ સૈ
પડછાયો ચટકે ને ચચરે રાતલડી !
કેસરિયો આવ્યાની કોયલ કૂજતી,
ખોડીબારું ખખડે ખડકી ચૂપ સૈ
પડછાયો ચટકે ને ચચરે રાતલડી !

## નહીં તો કોઈ એક માણસ

**પ્રજ્ઞા પટેલ**

નહીં તો કોઈ એક માણસ
કોઈ એક માણસના
થોડાક પ્રેમ, એક અંજલિ જેટલી લાગણી,
જિંદગી જીવી શકાય એટલી ભીની યાદ,
એક ફૂલ જેટલી ફુમાશ માટે
આખરે કેટલી રુક્ષતા સહન કરી શકે ?
કેટલાં સળગતાં આંસુ વહાવી શકે ?
કોઈ એક હરિયાળા રસ્તે
ચાર કદમ માંડવાની આશમાં
પગ કેટલા છોલાવા દઈ શકે ?
નહીં તો કોઈ એક માણસ
એક ખોબા જેટલા સુખની ઝંખનામાં
કેટલાંક દુઃખોના અવાવરુ કૂવા ફંફોસી શકે ?
એક મનગમતી સાંજ
પ્રિયજનની સમીપે વિતાવવા–ઉજવવાની તરસમાં
વધુમાં વધુ કેટલી વિયોગી રાત્રિઓએ તરફડી શકે ?
મનની શાંતિનો પરમ અનુભવ થાય
એવો એક સંબંધ,
એવા સંબંધની નખશિખ સમજણ,
સમજણમાંથી મ્હોરતી આસ્થા અને વિશ્વાસ...
આવા એક શાશ્વત ચહેરાના
પોતાપણા માટે કેટકેટલું ઝૂરી શકે ?
નહી તો કોઈ એક માણસ—

## હત્ પંખીની જાત !

**'ઉશના'**

ફરફર ફરતી રાત આ ધરધર કરતી વાત,
પૂરે નવ મહિને જણ્યાં ઊંઘે સપનાં સાત.
સપનાં સૌ મોટાં થયાં ભણીગણી હોશિયાર,
પૈણાવશું કો' અપ્સરા સપના પ્રોવે રાત
દૂર દૂર કો' દેશમાં સાત સમંદર પાર,
મંછાવતી નામે હતી નગરી એક રળિયાત
મંછાવતીનો રાજિયો મનજી જેનું નામ,
એને હતી એક કુંવરી મંછા નામ સુજાત
પણ લઈ બેઠી કુંવરી પરણું સપનાં સાથ.
નહિ તો રહું કુંવારકા અવર ભ્રાત ને તાત
મંછાવતીના પાદરે આવી ઊભી જાન,
ધામધૂમથી નીકળી સપનાની બારાત.
મૂળે મંછા એક પણ બહુરૂપીની જાત,
સાત સાત રૂપો ધરી પરણે સપના સાત.
પાસું બદલે ઊંઘ ત્યાં સરસર સરતી રાત,
ઊંઘનગરને ટોડલે ટૌક્યું લો પરભાત.
'કન્યા લાવો સાવધાન'–કૂકડે કીધો પોકાર,
ત્યાં તો આ સપનાં ઊડી, ભાગી છૂટી રાત.
માથાં કૂટે મંછડી–'હવે કરું શું હાય !'
ધૂંઆપૂંઆ મનજી થતો કરતો લાતાલાત.
બંદૂક લીધી હાથમાં કીધા ભડાકા સાત,
ગાળ છૂટી બંદૂકથી 'હત્ પંખીની જાત !'

# ત્રણ કાવ્યો

**દલપત ચૌહાણ**

(૧)

હું દૂર સુધી નજર લંબાવું છું.
સામે;
ખાલીખમ ક્ષિતિજ લંબાવે છે હાથ,
અને, પડઘાય છે
આવ...આવ...
તું સાંભળે છે ને ?
આ ખાલી પડેલા સુગરીના માળાને
પવને આપેલ હિલ્લોળો.
મારામાં તું
વહે છે
અષાઢનું પ્રથમ ઝરણું થઈ
હળવો કલકલ–મંદગતિ
મારામાં કેડી આંકે છે.
તું પીળાશમાં ઓળઘોળ આવળનું ફૂલ
હસી પડે છે લીલ્લાછમ ટેકરે
હું તને જોઉં છું
કૂદક કૂદક ઠેકડા ભરતો કલકલિયો થઈ,
વાડની ઓથે
હાથ લંબાવી તારા પાલવની છાયા ખોતરું
ને રળી પડે ઝાકળ.
પછી
ઝીણી ઝીણી ફૂલપીબલીઓ ફૂટી નીકળે
વગડાની ડાળીએ ડાળીએ.
વેલીએ વેલીએ વીંટાતી તું
નીલ રંગી આકાશમાં એકાકાર થઈ છે,
હું હાથ લંબાવું છું ને
પડઘાય છે આવ...આવ...

(૨)

સોનેરી તરણાં અંધકાર
થવા લાગ્યાં છે
મને છોડીને ક્યારે પ્રયાણ કર્યું,
તેં કલ્યાણી.
કિનારો,
આ પાર, પેલે પાર
પેલે પાર ફેનીલ સાગરની પછડાટો,
હંસના ઉડ્ડયને ફંટાતો પવન,
હું શાતાની શોધમાં અવિરત,
વિમાસીને,
કરચલાનાં પગલાંની છાપ ગણવા
ફંફોસું સાગરની રેત
અને...
કણકણમાં ઊભરાઈ આવે...તું ?
તું ક્યાં હતી ?
મોજાં ગર્જી ઊઠે છે.

(૩)

આજથી હું,
નીરવ સ્તબ્ધ અકળ આકાને...
ધિક્કારું છું
ભલે જગ આખુંય એના
અંધારભર્યા ઘેનમાં મોહ પામ્યું હોય.
સૂમસામ હોય એ બધું
પણ... કોલાહલ/ધ્વનિ ન મળે ત્યાં સુધી
હું એકલો છું—એ અનુભૂતિ
પીડયા કરશે અનંત સુધી.
મને ઘેલછા શબ્દ ધ્વનિની
કોલાહલે ભર્યા ભર્યા અવકાશની
અને એ જ તો મારે મન માર્ગ છે જીવનનો
ઊબડ–ખાબડ પહાડ–ટેકરા
વ્હેતાં નદીજલ, ને વીંઝાતા પવનને
ઓળંગતા
ખોળંગાતા ફૂટાતા જવું ઘનઘોર રાત્રિઓમાં
ધોધમાર વર્ષાની હેલીએ હેલીએ
પલળતા–થીજતા જવું.
યુગો સુધી ઘસડાવું–ઘસાવું
રજકણ સુધી
અને એ જ તો કણ–ક્ષણ જીવી શકે !

# ક્ષિતિજ ઉપર

હર્ષદેવ માધવ

ક્ષિતિજ પર વાદળાંઓનું
કાબરચીતરા બિલાડા જેવું વૃન્દ
સંકોચાઈને સૂતું છે.
કાન ઊંચા કરીને બેઠેલા સસલા જેવું
આકાશ આંબલીના પાનમાંથી ડોકિયું કરે છે.
રસ્તા પર
વૃદ્ધની છીંકનો અવાજ
બોદા રૂપિયાની જેમ ખખડતો ખખડતો પડે છે.
સૂર્યના તડકાનું મધ
પાનનાં છિદ્રોવાળા કાળી છાંયડીના મધપૂડામાંથી દ્રવે છે.
કામુક સ્ત્રી જેવી વાયુની લહર
કેસરના મુખચૂર્ણથી મુખ શણગારે છે.
ખાલી મકાનમા
સ્મૃતિઓના કરોળિયાનાં જાળાંઓ
ભૂતકાળની પવનલહરીથી કંપી જાય છે.
ગટરના ગર્ભમાં
છછૂંદર જેવું જળ 'ખિસ ખિસ' કરતું સરકે છે
ટાવરના કાંટારૂપી આંકડાઓ ઊંચા કરીને
કાળનો વૃશ્ચિક પોતાનું ભક્ષ્ય શોધતો ફરે છે.
ત્યારે
ઈશ્વર
કીડીની અંદર
તેના સોયના અગ્રભાગથી પણ નાના હૃદયમાં
શ્વાસ લે છે.

# ગ્લોબની અંદર

હર્ષદેવ માધવ

ગ્લોબની અંદર એલ્યુમિનિયમના તારમાં
પ્રકાશના કરોળિયાનું જાળું બંધાયું છે
ટેબલના બંધ ખાનામાં
અકબંધ કાગળોમાં વીંછીના ડંખ મારતા શબ્દો
બેઠા છે, સ્તબ્ધ થઈને આંખો પર હુમલો કરવા
અધખુલ્લા બારણાનું અજવાળું કે અંધારું
અડધું બંધ છે ને અડધું ખુલ્લું છે.
પેનનો પડછાયો
રણની વચ્ચે નાળિયેરી જેવો ઊગી નીકળ્યો છે
અસ્તવ્યસ્ત પથારીમાં પડેલા નિશ્વાસોને
સવારે
ચાદરની જેમ સંકેલી શકાશે નહિ
તારીખિયાના પાના પર ચિતરેલી ઢીંગલી
હોઠ ખોલીને વાત કરતી હોય તેવું સપનું પણ
કચરો વાળવાની સાથે જ
આંખમાંથી વળાઈને જતું રહ્યું હશે
કે ફેંકાઈ ગયું હશે ડસ્ટબીનમાં
અત્યારે તો એવું વિચારું છું કે
આ તારા શહેરમાં
આંખોને ચશ્માં ઊગ્યાં છે કે
ચશ્માંને આંખો ઊગી છે ?

## સંચાર

ગીતા પરીખ

એક જ નિંદ ને થઈ સવારે,
કૂંણાં કિરણે આભ ખોલતું
        ઝળહળતાં પ્રાચીનાં દ્વાર
                —એક જ...

તનમન કેરી તંગદિલી પર
  ઝીણો ઝરે ઝાકળનો સ્રાવ,
ચેતન કેરે દિવ્ય હિલોળે
  ઝૂલી રહે મનગમતા ભાવ;
અવનીનાં અંધાર વિદારે
  જલથલમાં નવલો સંચાર.
                —એક જ...

## 'દરિયો'

ગીતા પરીખ

સંબંધોનો દરિયો,
        દુનિયા સંબંધોનો દરિયો,
ભરતીઓટે ઝૂલિયો તોયે
        બે તટ વચ્ચે ભરિયો.
જનમનમાં વિસ્તરિયો ને એ
        જડચેતનમાં સરિયો
(એ તો સચરાચરમાં સરિયો),
        તરંગમાળે ઊમટી ઊમટી
            કદી મોતીડાં ધરિયો.
ધરણી કેરો સાદ ગગનમાં
        ગેબી નાદે કરિયો–
(આભે ધરી અંજલિ કરિયો),
        અસીમ સ્નેહે વરિયો તોયે
            કોઈ ઓલિયે તરિયો.

## ઉનાળો આવ્યો છે!

ગીતા પરીખ

કીડીઓ ઘૂમતી ગાય "ઉનાળો આવ્યો છે",
ખૂણે ખૂણે ઊભરાય ઉનાળો આવો છે!
કણ મીઠો ઊંચકાય ઉનાળો આવ્યો છે,
પાછળ સરઘસ જાય ઉનાળો આવો છે!
જંતુ મરતું ક્યાંય ઉનાળો આવ્યો છે,
સ્મશાનયાત્રા થાય ઉનાળો આવો છે!
તડતડથી ફૂટે બ્હાર ઉનાળો આવ્યો છે,
ગળપણમાં ડૂબે હાર ઉનાળો આવો છે!
એકની પાછળ એક ઉનાળો આવ્યો છે,
જતાં ન છોડે ટેક ઉનાળો આવો છે!
ગરમીથી ના અકળાય ઉનાળો આવ્યો છે,
પરસેવે ન ગળતી કાય ઉનાળો આવો છે!

## ગઝલ

નલિન પંડ્યા

પૂર દેખીતું હણાતું જાય છે,
તેજનું તોરણ તણાતું જાય છે.
ભેજ સેજે દેખ દૃશ્ય આંખમાં,
આભથી અંતર જણાતું જાય છે.
ૐ નાભિશ્વાસ સાથે છે જડેલો,
દૂર યાત્રાઘર ચણાતું જાય છે.
એ ગગન પળમાં ગણાતું જાય છે.
શ્વાસનું રેશમ વણાતું જાય છે,
પંડમાં પ્રગટ્યા કરે ઝીણો દીપક,
અંધારનું ખેતર લણાતું જાય છે.
એક સરમાં છે કમળવત્ અંશ તું,
અંશનું ભણતર ભણાતું જાય છે.

## મુગ્ધાવબોધ

### વીરુ પુરોહિત

મેં તો અમથું જ
હા, હા, સાવ અમથું જ આભલામાં જોયું
તો આંખ્યુંમાં ખિસકોલી કૂદી ગઈ, બોલ !
મેં તો ગમતીલું
હા, હા, એક ગમતીલું નામ જરા લીધું
તો કમખેથી કુંજડિયું ઊડી ગઈ, બોલ !
મારા પાડોશીની મેના બોલી કે
એક ભમરો વીંધાયો પ્રભાતમાં,
હું તો સુતી'તી; સ્હેજ ફરી પડખું
તો નાનકું પતંગિયું ભીંસાયું બિછાતમાં,
મેં તો મસ્તીમાં
હા, હા, સાવ મસ્તીમાં વાળ મેલ્યા છુટ્ટા
તો સાયબાની આંગળિયું છૂટી ગઈ બોલ ! મેં તો......
માખણ ઉતારતાં હથેળીમાં
ગોળગોળ પિંડે બને છે તારો ચહેરો,
ગોળીમાં ઝૂકી સ્હેજ ડોકિયું કરું
તો ઝૂકે ચંપાની ડાળનો ઠઠેરો,
મેં તો દોડીને
હા, હા, દોટ મૂકી, કમાડ દીધાં વાસી
તો ઘરવખરી ફળિયામાં પૂગી ગઈ, બોલ ! મેં તો...

*કવિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

## ધ્વજારોહણ

### રમણીક અગ્રાવત

પડછાયામાં ખોડાઈ ઊભેલા પડછાયા
પથરાયા પડછાયા બહબદ
ધક્કામુક્કી ભીંસાતા પોકાર
ચીંઝાતા કારપો
બેનર હડફેટે ફેલાતા પોકાર
પોલી છાતી પડછાયા પોકાર
'હીહીહી...પડચ પાસા પોબાર !'
ભગવું લોહી કાળી ધજા
બોળતું છાતીમાં કચકાણ ટોળતું ધજા પોકાર
ખોળતું શેરીમાં ઇતિહાસ ટોળું ટોળું ટોળું
ખોળતું પડછાયાનો પીછો
ખંખોળતું લિસોટો લંઘાતો
ખીલો હખડખ
એક એકનો ભારી ભરખમ ખીલો/ખીલો હખડખ
અશોક અકબર સિંધુ સોંસરી
શામસમયની રાતીમાતી ધૂળ ભરેલી
શેરીમાં ચગદાય
નાળચું લોહી ચાખતું ધધખતું
લથપથ સમયખરેલી ધૂળ
હર હર મહાદેવ રૂંધાય ડહકે શ્વાસ વાસ રૂંધાય
ધૂળ ઠરેલી આંખપાંપણે ટોળાં તળિયે
ઝાડઝાખળે તૂટ્યા રસ્તે આડા પડેલા વીજ થાંભલે
સળગતી બસના સળિયે સળિયે
ધૂળ ધૂળ સળગતી ધૂળ
ધૂમ્ર ધજા લહેરાય......
ધૂળ ધનુષ્ય તલવાર ધૂળ
ધૂળ મુકુટ ધૂળ પાઘ
વિક્રમ હિજરી ધૂળ ધૂળ, ધૂળ માર્ચ ધૂળ માઘ.

## પોતપોતાને ઢાંચે !

**ભરત ભટ્ટ 'તરલ'**

મને કોઈ પકડી રહ્યું તીણી ચાંચે,
હું કાગળ નથી કે મને કોઈ વાંચે !
આ સગવડિયું ઘર ચોતરફ કોતરે છે,
અખંડિતપણું ઝંખનાઓના ટાંચે !
છે ઇચ્છા સરેરાશ ફાટેલું પહેરણ,
પહેરે બધાં પોતપોતાને ઢાંચે !
અહીં મેં બધાં સત્ય ધરબી દીધાં છે,
સડક, ચોક, શેરી, ગલી, ખાંચે–ખાંચે !
વિવશ છું હવે ગિરધારી ઉગારો !
મારા ઘરમાં ઘેર્યો મને તત્ત્વ પાંચે !

## ગગનને ભાલ

**કનુભાઈ જાની**

ઊડતું પાંદડું
છે...ક પ્હોંચે પણે...
'ધૂળમાં ?'
'ના, નહિ. આસમાને.'
અને તારલાઓ બધા
હસ્તધૂનન કરે :
'આવ, તું આવ !
મોંઘા અતિથિ !'
ધૂળ તે દી ચડી
ગગનને ભાલ
ને આભલું લાલ !
—ચન્દ્રકે કપોલે !
ગ્હેકે પણે મોરલા !
જોઉં છું તાલ !

## મુગ્ધાવબોધ

### વીરુ પુરોહિત

મેં તો અમથું જ
હા, હા, સાવ અમથું જ આભલામાં જોયું
તો આંખ્યુંમાં ખિસકોલી કૂદી ગઈ, બોલ !
મેં તો ગમતીલું
હા, હા, એક ગમતીલું નામ જરા લીધું
તો કમખેથી કુંજડિયું ઊડી ગઈ, બોલ !
મારા પાડોશીની મેના બોલી કે
એક ભમરો વીંધાયો પ્રભાતમાં,
હું તો સુતી'તી, સ્હેજ ફરી પડખું
તો નાનકું પતંગિયું ભીંસાયું બિછાતમાં,
મેં તો મસ્તીમાં
હા, હા, સાવ મસ્તીમાં વાળ મેલ્યા છુટ્ટા
તો સાયબાની આંગળિયું છૂટી ગઈ બોલ ! મેં તો......
માખણ ઉતારતાં હથેળીમાં
ગોળગોળ પિંડે બને છે તારો ચહેરો,
ગોળીમાં ફૂંકી સ્હેજ ડોકિયું કરું
તો ફૂંકે ચંપાની ડાળનો ઠઠેરો,
મેં તો દોડીને
હા, હા, દોટ મૂકી, કમાડ દીધાં વાસી
તો ઘરવખરી ફળિયામાં પૂગી ગઈ, બોલ ! મેં તો...

## ધ્વજારોહણ

### રમણીક અગ્રાવત

પડછાયામાં ખોડાઈ ઊભેલા પડછાયા
પથરાયા પડછાયા ખદબદ
ધક્કામુક્કી ભીંસાતા પોકાર
વીંઝાતા ફારપો
બેનર હડફેટે ઠેલાતા પોકાર
પોલી છાતી પડછાયા પોકાર
'હીહીહી...પડચ પાસા પોબાર !'
ભગવું લોહી કાળી ધજા
બોળતું છાતીમાં કચકાણ ટોળતું ધજા પોકાર
ખોળતું શેરીમાં ઇતિહાસ ટોળું ટોળું ટોળું
ખોળતું પડછાયાનો પીછો
ખંખોળતું લિસોટો લંબાતો
ખીલો હખડખ
એક એકનો ભારી ભરખમ ખીલો/ખીલો હખડખ
અશોક અકબર સિંધુ સોંસરી
રામસમયની રાતીમાતી ધૂળ ભરેલી
શેરીમાં ચગદાય
નાળચું લોહી ચાખતું ધધખતું
લથપથ સમયખરેલી ધૂળ
હર હર મહાદેવ રૂંધાય ડહકે શ્વાસ વાસ રૂંધાય
ધૂળ ઠરેલી આંખપાંપણે ટોળાં તળિયે
ઝાડડાખળે તૂટયા રસ્તે આડા પડેલા વીજ થાંભલે
સળગતી બસના સળિયે સળિયે
ધૂળ ધૂળ સળગતી ધૂળ
ધૂમ્ર ધજા લહેરાય......
ધૂળ ધનુષ્ય તલવાર ધૂળ
ધૂળ મુકુટ ધૂળ પાઘ
વિક્રમ હિજરી ધૂળ ધૂળ, ધૂળ માર્ચ ધૂળ માઘ.

## પોતપોતાને ઢાંચે !

ભરત ભટ્ટ 'તરલ'

મને કોઈ પકડી રહ્યું તીણી ચાંચે,
હું કાગળ નથી કે મને કોઈ વાંચે !
આ સગવડિયું ઘર ચોતરફ કોતરે છે,
અખંડિતપણું ઝંખનાઓના ટાંચે !
છે ઇચ્છા સરેરાશ ફાટેલું પહેરણ,
પહેરે બધાં પોતપોતાને ઢાંચે !
અહીં મેં બધાં સત્ય ધરબી દીધાં છે,
સડક, ચોક, શેરી, ગલી, ખાંચે–ખાંચે !
વિવશ છું હવે ગિરધારી ઉગારો !
મારા ઘરમાં ઘેર્યો મને તત્ત્વ પાંચે !

## ગગનને ભાલ

કનુભાઈ જાની

ઊડતું પાંદડું
છે...ક પ્હોંચે પણે...
'ધૂળમાં ?'
'ના, નહિ. આસમાને.'
અને તારલાઓ બધા
હસ્તધૂનન કરે :
'આવ, તું આવ !
મોંઘા અતિથિ !'
ધૂળ તે દી અડી
ગગનને ભાલ
ને આભલું લાલ !
—ચન્દ્ર કપોલે !
ગ્હેકે પણે મોરલા !
જોઉં છું તાલ !

# દુઃખનું ઓસડ દુઃખ

**રજનીકાન્ત પંચોળી**

દુઃખનું ઓસડ દુઃખ,
દુઃખનો એવો તો અતિરેક...
ભાન ગયું ને દુઃખ પછી શું ?
સપનાં મારાં કારી ઘાનું કડવું ઓસડ
મીઠું ઘેન એ દુઃખનું મારણ
મરણ કહો તો મરણ...
મરણની નજીક મને લઈ જાય
અફીણ ઝેરી દુઃખનું ઓસડ
ના'વે સુખશય્યાનાં સપનાં
છાતી પર કૂદે ભૂતાવળ
અધરાતે મધરાતે ઊંડી
ચીખ પાડી દેતાં ઉઠાડી
સપનાં મારા...
સુખનાં સપનાં ક્યાંથી આવે ?
દુઃખી જનોને દુઃખનાં સપનાં
કાયમ આવે...
છાતી પર ઓથાર ચડે ને
લડતાં લડતાં હતાશ થઈને
બૂમ પડાઈ જાય જોરથી
'શું થયું ? શું થયું ?' બોલી લોકો
ઘોંચપરોણે નીંદરમાંથી
દે ઉઠાડી
સપનાં મારાં કારી ઘાનું કારમું ઓસડ
મારાં દુઃખ તો
સ્વપ્નલોકના ગઢની ઊંચી
દીવાલ તોડી
માંદા મન પર સવાર થઈને
દુઃસ્વપ્નોનો ભાર ભરીને
કરતાં ઘોડા ખૂંદ
બૂમો પાડી ઊઠું સફાળો
જાગીને જોઉં તો દેખું
એ જ ઘર આ
એ જ લબાચા...
એ જ ઉચાળા...
સપનાં દુઃખનું ઓસડ...જોકે...
જીવનના ઝંઝાવાતોમાં
ફૂટ્યું ફૂટ્યું વહાણ વહે છે.
સાગરનાં મોજાંની છોળે
ચઢી ઉપર નીચે પટકાયે.
સુકાન હાથ રહે શી રીતે ?
માથેમાથાં અફળાયે છે
વાયરો ગાંડોતૂર બનીને
સઢ ફૂલાવે
આમતેમ આ વહાણ ઉલાળે
કાળમીંઢના ખડકે જઈ અફળાય.
કૂવાથંભ આ તૂટી પડ્યો છે.
આડનો લક્કો ઊછળી વાગ્યો
ધાર લોહીની થાય
કપાળે ઊતરે રેલા
વહી જાય આ ખારું...ખારું
ના, ના આ તો...
નથી પાણી છે રુધિર આપણું
ખારું...ખારુ...
ભાન ગયું ને ઢળી પડ્યો છું,
સપનાં સાગરપાર જવાનાં
કારી ઘા આ કરતાં ચાલ્યાં...
પાટિયાં પકડી તૂટેલ વહાણનાં

વિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

ક્યાં ક્યાં જઈશ તણાઈ ?
ઓ રે, ઓ રે, શે જિવાશે ?
દુઃખીજનોને દુઃખનાં સપનાં
કેયમ આવે...
ફરી ઘાની વાત કરું તો
જીભ નથી ઊપડતી.
ક્યાં લાગ્યો છે ઘાવ
બતાવું કેમ કરીને ?
પગલાં જેનાં પૂજ્યાં તેણે ખંજર લીધું હાથ
આવો જીવનઘાટ
વિકટ આ વાટ
સપનાં મારાં બિહામણાં છે
તોયે કાંઈ નથી એટલાં
બિહામણાં, આ જીવન જેવાં

## હવે વિયેતનામ

### પ્રીતિ સેનગુપ્તા

દિશા–પ્રાપ્ત ધ્રુવ જેવો
એક તારો ફરફરે છે
લાલ ધ્વજના કેન્દ્રમાં,
પડછાયો ધબકે છે
અલોહિત–
મુક્તિની ઘોષણા છે સૂચિત,
ઊગે છે પૂર્ણ–ચંદ્ર અહીં પણ,
હતો તે સાંજે રૂપેરી પતંગ જેવો
ચગતો આકાશમાં—
ઉન્માદનો સહેજ સ્પર્શ
હવામાં, રૂવાંમાં.
લણાયેલી ડાંગર,
કોરે સુકાતું ધાન,
હર્યાંભર્યાં વન.
જન તત્કાલ સ્મિતભાષી,
વિચારોની બહાર રહી ગયેલું ચિત્ર.
જોઉં છું વિશદ
આખરે હવે,
હશે આંખો નૌકાને પણ,
હશે પૂરું દિશાભાન.

ડહોળી નદીને પંપાળે,
સરકે અદ્ભુત સ્નિગ્ધતા,
ફળ્યા છે મને તથાગત
હૃદય પર સ્વસ્તિકાંકિત,
આ દીધાં દર્શન પ્રફુલ્લ ચંદ્ર થઈ,
સુવર્ણરેખ સંધાય મારા સુધી.
નરી આંખે લાગે એ તો
ચીની ફાનસ જેવો—
સોનેરી કાગળનો,
લટકે સાવ નીચો હાથવગો.
ત્યાંયે તારો છે એક
નજીક—ફક્ત વર્ષો દૂરે,
ને હોય છે મન તો યુગોને અંતરે.
પવન વહે છે ઝૂમતો,
કેસરિયા ઘટને ચૂમતો.
પાસ ચડ્યો છે લીલો આસપાસ.
ઊતરી ગયો લાગે છે રંગ લોહિયાળ.
પામ્યો છે શાતા ધીરે ધીરે કાળ.
થયો છે ઉદય
પૂર્ણ–શશીનો અહીં પણ.

# સ્મરણ...હવે માત્ર ઉદાસી, માત્ર મૌન

**યોગેશ પંડ્યા**

વહેલી સવારનું તારું મારામાં આવી જડાઈ જવું
પોપચાં ઉઘાડી
અહિયલ ઇચ્છાઓને નવેસરથી વધાવવી
પછી
બિલાડીના ટોપ જેમ તારું ગમે ત્યાં ઊગી નીકળવું
ગમે ત્યારે
ગમે ત્યાં
—મારામાં...!
હું પલળીને રેબઝેબ.
મને યાદ છે.
યાદ છે—
પ્રણયસાગરનાં મીલરંગી પાણીમાં
ઝબકોળાવું તારું-મારું એકસાથે.
આજે તું નથી.
તું નથી કે નથી તારો મેઘલ ઝરમરિયો સ્પર્શ
નથી તારા સ્નેહના ભીના અંકુરની સુગંધ
આજે સૂર્ય ઊગે છે.
હું જાગી જાઉં છું બેધડક પણ બેભાન દર્દી જેમ!
મને ફક્ત સંભળાય છે ધડકનો મારા હૃદયની જ.
હું યાદ કરું છું તને—
અને ઉદાસી ફરી વળે છે.
છાતી સમાણાં મોજાં લઈને.
હું સ્નાન કરી લઉં છું.
—ચાલ્યો જાઉં છું.

સંસ્મરણોના દરિયાકિનારે.
હું અને સાથી લયબદ્ધ ચાલીએ છીએ.
લયબદ્ધ અને લથ્થબથ્થ !
કિનારે કિનારે...
(સાથી એટલે કે મૌન !)
આજે તું નથી.
એટલે હું આવી જાઉં છું.
તારા સંસ્મરણના ૧/૪ એરિયામાં !
હવે માત્ર રહે છે તારાં સંસ્મણ
માત્ર ઉદાસી, માત્ર મૌન...માત્ર મૌન...માત્ર...

## જયારે

જગદીપ ઉપાધ્યાય

નિરખતા રણ ન હોયે સ્થૂળ જ્યારે
જળે એનાં મળે છે મૂળ જ્યારે.

ફૂલોની વારતા તો સૌ કરે છે
નથી હોતી ડગરમાં શૂળ જ્યારે.

પ્રતીક્ષા રંગ લાવે છે નિગરમાં
ઝરૂખા થૈ જતા વ્યાકુળ જ્યારે.

મને હર શ્વાસમાં ફૂલો ઝરે છે
વતનની સાંભરે છે ધૂળ જ્યારે

સૂરજની પણ થઈ ગૈ આંખભીની
ફૂલો એ પાથર્યાં પટકૂળ જ્યારે.

## ધુમ્મસમાં ઝાડ

**રમણીક સોમેશ્વર**

ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય
ઝાડ ઊભું છે ફેલાવી હાથ
જાણે આખું આકાશ ભર્યું બાથમાં
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય
બાજુના ખેતર પણ ધુમ્મસમાં ન્હાય છે
આઘેની ટેકરીઓ હસું હસું થાય છે
પંખીએ સૂરજને લીધો છે ચાંચમાં
ઝાડ સૂરજમાં ભીંજાતું ઊભું છે હે...ય
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે.

ધુમ્મસમાં રસ્તાઓ ઓગળે
ડૂબ્યું છે ધુમ્મસમાં ગામ
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે
જાણે ધુમ્મસમાં ભીંજાતાં આપણે
ઝાડ ધુમ્મસમાં ભીંજાતું ઊભું છે હે...ય

—પન્ના નાયક

હું તો અહીંથી જાઉં
ને રસ્તે વણગાયાં ગીત ગાઉં
અત્યારે તો
ચલો આપણે પડીએ છૂટાં
રસ્તાઓ તો થાય વિખૂટા :
હવે આંખની સામે ઘૂઘવે સાગર
સાગર,—અગાધ કાળનો
નહીં સારેલાં આંસુઓથી
હું ભીતરમાં ન્હાઉં
હું તો અહીંથી જાઉં
ક્યાંક કોઈકનું સ્મિત મળે
ને તમે આવશો યાદ
ક્યાંક અચાનક ગીત મળે
તો દઈશ તમને સાદ
અત્યારે તો હસીખુશીથી છૂટાં પડીએ
ક્યાંય નહીં આંસુમાં પકડાઉં
હું તો અહીંથી જાઉં
તમે તમારે અહીંયાં રહેજો સાવ નિરાંતે
કોઈક સાંજના વાદળ થઈને ઊમટી આવીશ
સાવ અમસ્તી વાતે વાતે
ભીતરથી તો હવે એટલા અભરસભર
કે 'હું તો તમને ચાહું',
એમ કહી કદી નહીં છલકાઉં
હું તો અહીંથી જાઉં...

કવિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

## એક રચના

ભરત યાજ્ઞિક

હાથ લંબાતા લંબાતા લંબાઈને ખૂબ લાંબા થવાના,
ચરણ બાવડા ! શર્મ સંકોચ લજ્જા કયાં પ્હેરી જવાના ?
ગણતરીબદ્ધ જીવન, ગણતરીબદ્ધ ખિસ્સું, ને શ્વાસો ગણેલા
જુઓ થ્રીડીના ચશ્માંઓ પહેરી ફક્ત સ્વપ્ન ચાહવાનાં
પાંચ પહેરેગીરો–પાંચ કેદી અને પાંચ ભેદી ગુનાઓ
પાંચ વર્ષો કાચી સજા આંગળાં ને હાથ ખૂની હવાના
શરમથી ઝુકાવીને માથું અદબમાં થતાં બેઅદબ આવડે છે પણ
છે વસિયત–કબૂલાત અક્ષર વગરની તમે કેમ, કેવી રીતે વાંચવાના ?

## તું મને યાદ કરીશ ?

ભરત યાજ્ઞિક

નદીનું દૂધઝરતું સ્વપ્ન હવે ઝૂંટવાઈ ગયું મોંમાંથી
કોરી રેતીમાં નીતરતી ચાંદની હવે
ચૂમી શકાય નહીં,
દરિયો સવારની આરતીનો ઘોંઘાટ બનીને નહીં અથડાય,
વટવૃક્ષોને ખભે હાથ મૂકીને મારે છાંયડીઓ ઓઢવી હતી.
ગોપાલશિશુની કામળીની માફક
આંખ અડવાદાવ ન આપી શકે,
તરી ટેકરીઓના લસરતા ઢાળને.
છતાં,
કોઈ અજાણ્યું વાદળું તારી પાસે વરસવા આવે,
આકાશનું પારદર્શક હેત
વર્ષી પડે કોઈ
સુભગ મંગલ ક્ષણોમાં
કોઈ એકાદ લેલું
એક સુક્કી–કથ્થાઈ ડાળ પર બેસીને
આંબાના ફળ જેવું
ગાતું હોય,
અથવા એકલવાઈ કોઈ ડાળને પહેલાવહેલા
નદીના પૂર જેવી
એક લહેર આવે ત્યારે
તું મને યાદ કરીશ ?

# માટીનો સાદ

મણિલાલ હ. પટેલ

નથી ઊઘડયાં નેણ સૂતેલા સ્થળનાં
બન્ધ પોપચે હજી તરુવર ધ્રુવમુદ્રામાં
સ્મૃતિનશામાં સૂતા રસ્તા એકબીજાથી છાના
પણે વૃક્ષમાં વાયુ પોઢયા...
હજી પુષ્પ કયાં ચ્હેરા પામ્યાં
ખર્યા રંગની જાજમ ઉપર કોણ સૂતું છે.
દેહ વિનાનું ! ?
અરે અહો આ એક રાતમાં
માટી થઈ ગઈ ઘાસ કુમળું વસતિ વચ્ચે
થાય મને કે લાવ જરા આ તૃણ તૃણને સૂંઘું
ભવ ભવ ભીનું અંગ ઉતારી અલોપ થૈ જઉં
માટી વચ્ચે !
દેવતરુની હથેળીઓમાં જળનાં મોતી કોણ મૂકી ગયું ?
ઊંઘરેટી નારીનો ચ્હેરો ચાંદ બિચારો
હજી ન જાગ્યા દીસે વિચારો
થાક ગાળતાં આડા પડખે ચોક પૂતળાં
અજવાળાના અણસારાથી
બેઠાં થઈ ગ્યાં અચલાસને પર

નથી પ્રાચિમાં રંગ પુરાયો
દર્પણ પણ કયાં જાગ્યાં ?
દર્શદર્પ બેઉ મૂંગાં છે
પંખી પણ કયાં ચ્હેકયાં ચોગમ
સન્નાટો મૂકીને અહીંથી કોણ ગયું છે–
જનો એકલાં છોડીને આ વણબોટી વેળામાં ?
આ પંખી છે કે પાંદ હજી એ કયાં પરખાતું
અંધ આંખ-શું પડી રહ્યું મેદાન
લીલું વખ આ ભર્યું ભર્યું વેરાન
કયાંય ખૂલી ના બારી એકે
વૃક્ષો છે પણ કશું ન દેખે
પ્રશ્નો મનને વીંખે.
શ્વાસ ખરા પણ વાયા કયાં છે ?
વાસ ખરા પણ સાચા કયાં છે ?
માટી પાડે સાદ
પાકેલાં ફળ જેવું અહીંનું હોવું મૂકી
પાર મુલકમાં ચાલ
ઊંડાણોમાં વ્હાલ...

૩૦/૩૧ જુલાઈ, ૧૦–૮–૯૧ રાવજી પુણ્યતિથિ

કવિલોક જુલાઈ–ઓગસ્ટ ૧૯૯૧

## कुमारदास

जानकीहरणम् /અનુ. વસંત પરીખ

विरामः शर्वर्या हिमरुचिरवाप्तोऽस्तशिखरं
किमद्यापि स्वापस्तव मुकुलिताम्भोरुहदृशः ।
इतीवायं भानुः प्रमदवनपर्यंत सरसीं
करेणाग्रेण प्रहरति विबोधाय तरुणः ॥ ३.७८



द्रुतमपसरतेति भानुरस्तं
सरसिरुहेषु दलार्गलाः पतन्ति ।
भ्रमरकुलमिति ब्रुवन्निवालिः
क्वणितकलं विचचार दीर्घिकायाम् ॥ १६–६



विततपावनके वनकेतकीसुरभिगन्धवहे धव हे पथि ।
इतिरवैरुदिता रुदिता स्त्रियः शिखिगिरं सहसे सहसेरितम् ॥ ११–६१



वक्त्रेन्दुलीलामनुयातुमस्याः
कलान्तराणि प्रतिपद्यचन्द्रः ।
पूर्णोऽपि साधर्म्यविशेषशून्यः
क्रमेण शोकादिव याति हानिम् ॥ ७–१३



## પ્રભાત :

“પરવરી શર્વરી
સરકતો શશી
જઈ પહોંચ્યો અસ્તાચલે
બાલે હે ! મુકુલિતનયના
શું હજુ પણ
છોડવી શય્યા ગમે ના ?”
વદી એમ મૃદુ સ્વરે,
રવિતરુણ
અરુણિત કર પસારે.
ધીરે ધીરે થપકી દઈને
જગાડે,
પ્રમદવનમાં લહેરાતી
કમલતલાવડીને

## વર્ષા

“વરસે વાદળ, મારાં નયણાંમાં જળ
ઓ પ્રવાસી, પ્રિય અંતર્ઘટ વાસી !
આ વનપવન
કેતકીની સુગંધમાં મગન
થઈ તને શું સ્પર્શતો નથી ?
ને અચાનક ચાનક ચડેલા મયૂરના કંઠેથી
ગોરંભાતો કેકારવ શું તારા કાનમાં પડઘાતો નથી ?
એમ વિરહિણી રમણીનો લઈ હાહાકાર
વર્ષા રડતી અનરાધાર !

## સંધ્યા

“આથમણા ઓરડે
જઈ સૂરજ પોઢે.
ભાગો ભાગો હવે–
જલ્દી નિકળો બહાર
કમલકેલીગૃહે બીડાતાં
પાંખડીઓનાં દ્વાર”
અલિટોળીને એમ ચેતવતો
એક ભમરો સતત ઘૂમતો
સરોવરમાં
આ પારથી પેલે પાર.

## સૌંદર્ય

આ અંગનાના
વદનચંદ્ર સામે
ગગનચંદ્ર ઊતર્યો સૌંદર્યસ્પર્ધામાં
કલાધર વધારતો ગયો કલા:
રચી દીધું સકલ બિંબ ને ઊંચકી તુલા.
રે તોય ઝાંખપ કેમ લાગે ?
ભગ્નાશ શશી નિઃશ્વાસ નાખે
વિખરાતી એક એક કલારેખ
સરી ગઈ શૂન્યતામાં છેક

] કવિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

## પ્રીતિની અકબંધ સ્મૃતિ

નીતિન વડગામા

### તેથી શું !

હજી જ્યારે જ્યારે જીવનરથ તારા નગરમાં
ચડે આવી, ધોરી પથ પર ધસી રહે ધસમસ,
ગલીની શંકાએ તવ, ધીમી થતી આકુળી ગતિ,
ઝમે પાછો ઘેલો જીરણ હૃદયે યૌવનરસ.

વીત્યું કેવું કેવું ! કંઈ ગુજરવું બાકી ન; છતાં
ગલીની શંકાએ હજીય ધબકારા વધી જતા;
ઢૂંઢી રહે આ ઝાંખાં તૃષિત નયનો મેદની વિષે
તને – તું આવી હો અહીં કયહીં અમસ્તી કંઈ મિષે.

હશે આવી કોઈ ગલી મહીં જ તારું ઘર, અને
હશે તું આવે કો પથ સ્વજન સંગે નીકળતી,
ઘણા રસ્તા તારે નગર, પણ ક્યાંયે ન મળતી !
મળે તોયે – કોને ખબર – તું શકે ઓળખી મને ?

મળ્યાં – ધારો કે – ને પથ અટકી કે કુશલ પૂછ્યું;
પરંતુ તેથી શું ? – ઘર લઈ ગઈ, તોય પછી શું ?

ઉશનસ્

રાજેન્દ્ર-નિરંજન પછીની ગુજરાતી કવિપેઢીમાં બે બુલંદ અવાજો છે ઉશનસ્ અને જયન્ત પાઠકના. એમાંયે એકાગ્ર ચિત્તે કવિતાની ઉપાસના કરનાર ઉશનસ્ આપણા સૉનેટપરંપરાના વારસાને પરિપુષ્ટ કરનાર પ્રમુખ કવિ પણ છે, એમ કહીએ કે આપણી સૉનેટપરંપરામાં અડાબીડ આત્મા ધરાવનાર આ કવિએ બળવંતરાય પછી આપણે ત્યાં સૉનેટની એકનિષ્ઠ આરાધના કરી છે. ઉશનસ્‌ની વિકસતી જતી કવિતામાં અભિવ્યક્તિ અને રચનારીતિમાં અદ્યતન કવિતાનાં તત્ત્વોને અવગત કરવાની

મથામણ હોવા છતાંય તેમનો સૉનેટ પ્રત્યેનો પક્ષપાત તો અક્ષુણ્ણ જ રહ્યો છે. એવી જ રીતે પ્રણય, પરિણય, મિલન, વિરહ કે વાત્સલ્ય જેવાં પ્રેમનાં વિભિન્ન રૂપો મહદંશે તેમનો કાવ્યવિષય બની રહે છે.

પ્રસ્તુત રચનામાં કાવ્યનાયકના અતીતકાલીન સ્નેહનું સ્મૃતિસંવેદન સૉનેટબદ્ધ થયું છે. માનવહૃદય પર દૃઢપણે અંકિત થયેલી પ્રીતિ અને એ પ્રીતિની સ્મૃતિ થયા પછીની ચિત્તસ્થિતિ અહીં કાવ્યવિષય બનીને આવે છે. 'ઉત્તરરામચરિત' અંતર્ગત ભવભૂતિએ આલેખેલ, દંડકારણ્યમાંના પુનરાગમન વખતે પરિચિત સ્થળને જોઈને રામને થતાં રોમાંચનું સદ્ય સ્મરણ કરાવે, એવું જ કંઈક સંવેદન આ કાવ્યના નાયકનું પણ છે.

અતીતનો પ્રણય, પરિણયમાં ન પરિણમી શકેલો પ્રણય, વરસો પછી સ્મરણની ભોંય ઉપર અંકુરિત થઈ ઊઠે એ વેળાની મનોદશા કેવી હોય? પૂર્વાશ્રમની પ્રિયાના નગરમાં પગ મૂક્યા પછીનો અનુભવ કેવો હોય?–એનો પ્રત્યુત્તર મળે છે સૉનેટના પ્રથમ ચતુષ્કમાંથી—

'હજી જ્યારે જ્યારે જીવનરથ તારા નગરમાં
ચડે આવી, ધોરી પંથ પર ધસી રહે ધસમસત,
ગલીની શંકાએ તવ, ધીમી થતી આકુડી ગતિ,
ઝમે પાછો પ્હેલો જીરણ હૃદયે યૌવનરસ.'

હજી–વરસો પછી આજે પણ–'તારા' નગરમાં આવતાંવેંત, 'તારા' નગરનું નામ સાંભળતાવેંત–જીવનરથ ધસમસવા માંડે, પરંતુ જીવનરથની આ ધસમસતી ગતિ, કોઈક પૂર્વપરિચિત ગલીની શંકાએ 'આકુડી' ધીમી થઈ જાય! પોતાની પૂર્વપ્રેયસીની જ આ ગલી છે એવી આશંકા પેદા થતાં જ જાણે પગ થંભી જાય, ને વરસો પહેલાંનો પોતાનો પ્રેમ પુનર્જીવિત થાય. ભલે દેહ જીર્ણ થયો હોય, હૃદય પણ ભલે 'જીરણ' થયું હોય, પરંતુ સ્નેહની સરવાણી આજેય સુકાઈ નથી! એક વખતના પ્રેમનો પ્રવાહ તો અખંડ છે આજેય! આજે પણ ઝમતા યૌવનરસને લીધે 'જીરણ હૃદય' પણ સ્નેહાર્દ્ર તો અવશ્ય થાય છે. આમ, દીર્ઘકાળ પછી પણ, પ્રિયાના નગરમાં પગ મૂકતાં જ 'આકુડી' ધીમી થાય નાયકની ધસમસતી ગતિ ને સળવળવા માંડે સ્નેહની સ્મૃતિ. અહીં, નાયકના જીવન માટે પ્રયુક્ત 'જીવનરથ' જેવા રૂપકાત્મક પ્રયોગમાંથી, પ્રિય પાત્રને જોવા મળવાની ઝંખના ધરાવતા નાયકની ગતિશીલતા કે ભ્રમણશીલતાનો સંકેત પણ વાંચી શકાય છે.

'વીત્યું કેવું કેવું! કંઈ ગુજરવું બાકી ન; છતાં
ગલીની શંકાએ હજીય ધબકારા વધી જતા;
ઢૂંઢી રહે આ ઝાંખા તૃષિત નયનો મેદની વિષે
તને–તું આવી હો અહીં કયહીં અમસ્તી કંઈ મિષે

સૉનેટના આ બીજા ચતુષ્કમાં, નાયકના અતીતકાલીન જીવનનાં અન્ય કેટલાંક પૃષ્ઠો ઊઘડતાં જણાય છે. નાયક-નાયિકાના પ્રેમના પ્રાગટ્યથી માંડીને વિચ્છેદની વેળા સુધીમાં ઉભય પાત્રોની થયેલી દશા-દુર્દશાનું લાઘવયુક્ત સૂચન સાંપડે છે આ ચતુષ્કની આરંભની પંક્તિમાં; બંને પાત્રો પરસ્પરને મળે, સ્નેહના સેતુ રચાય, હજુ હૃદયૈક્ય સધાય ત્યાં તો વચ્ચે કેટલાય અવરોધો આવે. સ્વજનો તરફથી કે સમાજ તરફથી આવેલાં વ્યવધાનોને લીધે આ પ્રિય હૈયાં હતાં ન હતાં થઈ જાય! 'વીત્યું કેવું કેવું! કંઈ ગુજરવું બાકી ન;' એટલા ઓછા શબ્દોમાં કવિએ, આ પાત્રો પર કેવું કેવું વીત્યું હશે ને કેટલું કેટલું ગુજર્યું હશે એ અંગે અનેક અટકળો કરવાની આપણને તક પૂરી પાડી છે.

પ્રથમ ચતુષ્કમાં પ્રયુક્ત 'ગલીની શંકાએ' શબ્દો અહીં પણ પુનરાવર્તિત થઈને પ્રયોજાયા છે. વળી એ પુનરાવર્તન સાભિપ્રાય પણ જણાય છે. નાયિકાની ગલીનું પણ કેટલું કામણ છે નાયકના ચિત્ત પર? ગલીની શંકામાત્રથી એક બાજુ નાયકની ધસમસતી ગતિ ધીમી થઈ જાય, તો બીજી તરફ તેના હૃદયના ધબકારા વધી જાય! આમ, જીવનની ઉત્તરાવસ્થાએ આવીને ઊભેલો નાયક, કદાચ પોતાની પૂર્વપ્રેયસી કોઈ ને કોઈ મિષે-બહાને અહીં ક્યાંક આવી હોય એમ માની, આ વિશાળ માનવમેદનીમાં તેને શોધે છે. 'ઝાંખા તૃષિત નયનો'માંના 'ઝાંખા' શબ્દમાંથી નાયકની ઉત્તરાવસ્થાનો અને 'તૃષિત'-માંથી એના ભગ્ન પ્રણયનો ભાવ વ્યંજિત થાય છે.

ત્રીજા ચતુષ્કમાં કાવ્યનાયક પોતાના હૈયે જડેલા આ પાત્ર વિશે કેટલીક અટકળો કરે છે-

'હશે આવી કોઈ ગલી મહીં જ તારું ઘર, અને
હશે તું આવે કો પથ સ્વજન સંગે નીકળતી,
ઘણા રસ્તા તારે નગર પણ ક્યાંયે ન મળતી!
મળે તોયે-કોને ખબર-તું શકે ઓળખી મને!'

નાયિકાના નિવાસ અંગેને કશી જ નિશ્ચિત સ્થિતિમાં નથી એવો નાયક, એ અંગે અનુમાનો કરીને જ આશ્વાસન લે છે. કદાચ આવી કોઈ ગલીમાં જ તારું ઘર હશે, તારાં સ્વજનો-શ્વશુરપક્ષના સભ્યો-ની સંગે તું આવે કોઈ રસ્તે નીકળતી પણ હોઈશ. એના નગરના અનેક રસ્તાઓ હોવા છતાંય રંજ તો એ વાતનો છે કે એ રસ્તાઓમાં ક્યારેય, ક્યાંય 'એ' મળતી નથી! ચતુષ્કના આરંભે અટકળોમાં ઉદ્યન કરતો નાયક ચતુષ્કની અંતિમ પંક્તિમાં આશંકા તરફ વળે છે. પ્રિય પાત્ર મળી ન શકે એ કરુણા તો હજુયે સહ્ય છે, પણ અસહ્ય તો છે વરસો પછી મળ્યા બાદ પોતાને અને પોતાના પ્રેમને ઓળખી ન શકે એ કમનસીબ ક્ષણ. પોતાનું હૃદયસ્થ પાત્ર, પોતાને મળ્યા પછી ઓળખવાનો ઇન્કાર કરે તો પોતાની કેવી દારુણ સ્થિતિ સર્જાય? કદાચ દુષ્યન્તને અભિજ્ઞાન ન થવાને પરિણામે પેદા થયેલી શકુન્તલાની સ્થિતિ જેવી જ! નાયકનો નાયિકા વિશેનો આ સંદેહ, નાયકની સંક્ષુબ્ધ મનઃસ્થિતિનો

પરિચાયક બની રહે છે. આમ, એક વખતની પોતાની અત્યંત નિકટતમ વ્યક્તિ આજે પોતાને ઓળખી પણ ન શકે એવી આશંકા, નાયકને વ્યગ્ર અને વ્યથિત કરી મૂકે છે, એ વાત અસરકારક રીતે આ ચતુષ્કના અંતમાં નિરૂપાઈ છે.

સૉનેટમાં અપેક્ષિત ભાવની પરાકાષ્ઠા અહીં પણ, અંતિમ બે પંક્તિમાં સિદ્ધ થાય છે. નાયકનો વિરહભાવ ત્રણે ચતુષ્કમાં ક્રમશઃ વિકસી, અંતિમ પંક્તિઓમાં પરાકોટિએ પહોંચીને વ્યક્ત થયો છે. એ રીતે અંતિમ બંને પંક્તિઓમાં ભાવની માર્મિક ચોટનો અનુભવ થાય છે :

'મળ્યાં–ધારો કે–ને પથ અટકી કૈં કુશલ પૂછ્યું;
પરંતુ તેથી શું ?—ઘર લઈ ગઈ, તોય પછી શું ?'

અગાઉ નાયકે નાયિકા વિશે કરેલા અનુમાનો અહીં આગળ વધે, એ મુજબ ક્યારેક, કોઈ સ્થળે મળી જવાયું, એકમેકને ઓળખી પણ જવાયું, એટલું જ નહિ પણ પોતાને કંઈ કુશળ પણ પૂછ્યું, પરંતુ તેથી શું ? એનાથી પણ આગળ વધીને ધારો કે ઘર પર પણ લઈ ગઈ, તોય પછી શું ? આમ, નાયિકાના મળવાથી માંડીને ક્ષેમકુશળ પૂછી ઘેર લઈ જવા સુધીની ઘટનાથી સંતોષનો શ્વાસ લઈ શકતો નથી નાયક. એ તો છેડે છે 'તેથી શું ?' અને 'તોય પછી શું ?' જેવા સણસણતા સવાલો. કેમ કે આ બધું થાય તોય પોતાનો લુપ્ત થયેલો પ્રેમ કંઈ પાછો મળવાનો નથી જ. નાયકના વિરહભાવની ચરમસીમા સિદ્ધ કરતા આ સવાલો, નાયકની હૃદયવિદારક મનોગતિના નિદર્શક બની રહે તેવા છે, તો સાથે જ નાયક દ્વારા છેડાયેલા આ બે પ્રશ્નાર્થોમાંથી કવિના કવિકર્મનો પરચો પણ મળી રહે છે.

આમ, વૃદ્ધાવસ્થાને આરે આવીને ઊભેલો છતાં મનથી યુવાન એવો કાવ્યનાયક, પોતાના પૂર્વાશ્રમના પ્રેમની સ્મૃતિમાં રમમાણ બનીને જાણે કે વિરહમાં પણ મિલન રચે, એ ભાવને કવિએ અહીં શેક્સપિયરિયન સૉનેટમાં વ્યક્ત કર્યો છે. સૉનેટમાં પ્રયુક્ત શિખરિણી અને એની લઘુગુરુ શ્રુતિની યોજના પણ કાવ્યભાવને મર્મવેધક બનાવીને રજૂ કરવામાં કારગત નીવડે છે. એ રીતે, નાયકની સ્મૃતિમંજૂષામાં સંઘરાયેલી પ્રીતિના ભાવસ્પંદને વ્યક્ત કરતું આ સૉનેટ સૉનેટશિલ્પી ઉશનસ્‌નું ધ્યાનપાત્ર અને આસ્વાદ્ય સૉનેટ જણાય છે.

વલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૯૧

# આનંદયાત્રાની અભિવ્યક્તિ

પ્રફુલ્લ રાવલ

['જેમ તેમ' : ઇન્દુ ગોસ્વામી, પ્ર. આ. ૧૯૮૮, રૂ. ૧૯, ચંદ્રમૌલિ પ્રકાશન, ૨૪૫, ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ, અમદાવાદ–૧]

'જેમ તેમ' ઇન્દુ ગોસ્વામીનો પ્રથમ કાવ્યસંગ્રહ છે, જેમાં કવિએ છત્રીસ રચનાઓનો સમાવેશ કર્યો છે. આ રચનાઓમાં કવિએ 'ઘરની ભાષા'નો વિનિયોગ કર્યો છે અને કવિને પોતાની ભાષા 'ભવાઈ ભૂંડી' લાગે છે. 'ટહેલ' નામક રચનાના પ્રારંભે કવિ કહે છે :

'આવશે તો ક્યારે આવશે
મારી ભવાઈ ભૂંડી ભાષા
વેશમાં ક્યારે આવશે'

ભાષાને વેશમાં લાવવાની કવિની આકાંક્ષા છે. આમ તો પ્રત્યેક કવિને આ આકાંક્ષા હોય જ. એ દ્વારા જ કવિતાને અભિવ્યક્ત કરવાની હોય છે. પરંતુ કવિતા સહેલ નથી. ઇન્દુ ગોસ્વામી એ વિષે પણ સભાન જ છે. 'હ્રસ્વ હો વા દીર્ઘ' નામક રચનામાં કવિ કહે છે :

'આરસાદીધી
વારસાદીધી
ખાલસાદીધી
મારી પાસે વંદે માતરમ્
વર્ણસગાઈ છે વિભાવના છે વિશ્વગુર્જરી છે
નથી કેવળ કવિતાનો ક'

પરંતુ અહીં સંગૃહીત થયેલી રચનાઓમાં કવિતા બનતી જ નથી એવું બન્યું નથી. અહીં જેમ તેમ રચનાઓ ગ્રંથસ્થ કરાઈ નથી. છતાંય આ રચનાઓને 'ઉત્તમ' કે 'ઉત્કૃષ્ટ' જેવાં વિશેષણો લગાડવાની અતિશયોક્તિ કરવાનું સાહસ ન કરાય. તો નવમા દાયકાના કવિતાપ્રવાહમાં ઇન્દુ ગોસ્વામીની આ રચનાઓ સાવ તણાઈ જશે એવું પણ એનું કાઠું નથી. ક્યાંક ક્યાંક કવિતાની ઉજમાળી બાજુ છતી થાય છે.

'જેમ તેમ'માં કવિએ નિજી ભાવની અભિવ્યક્તિ ક્યાંક ક્યાંક મનોરમ રીતિએ કરી છે. જેમ કે :

'આમ તો જે દી નવરો દીનોનાથ એની કોઈ જીવતી પળે ઘરની મારી મોરલી ઘડી પણ કોણ જાણે કેમ, કયા મલકની ટેરવે સાલી ભમરી બેઠી—તે કાનમાં કીધી જાય એવી કોઈ વાતની ભીની ફૂંક ન અડી.

ને એટલા વાંકે ગામનું વ્હાણું,
ગામનો કૂએો, ગામની ડોશી : પંખી ટાણે આપણથી રે
ફેરવું મોઢું ચાલે'

કાવ્યનાયકની વેદનાની આ અભિવ્યક્તિ કવિએ સાવ 'ઘરની ભાષા' વડે રજૂ કરી છે. પ્રચલિત લોકભોગ્ય લયમાં આખ્ખી રચના ચાલે છે. એક વધુ અભિવ્યક્તિનો કસબ 'અંજળ મારાં' નામક રચનામાંથી મૂકું. :

'લે
લઈ લે
આ તારા ઘરની ચાવી
આજ લગી તો આંખો આડા કાન કરીને
જાનડભાવડ ઊંચક્યું તારું આભ
આજ લગી તો થાગડથીગડ ટેકે ચાલી
લખમીબાઈના ઘરચોળાની ભાત
આજ લગી તો ભર્યા ગામને ટીંખે તપતું
ઓઠા જેવું એક ફલાણું નામ
મને થયું કે લાવ જરા ઉંમ્મરલાયક પડછાયાનું
અડિયલ મહેણું ટાળું.
લોકછભની આંખે ચડતું અમથેઅમથું ધસમસ કોતક
સાતેક ડગલે વાળું
અને પછી તો કંકુથાપે ઝમરખ વહેતી પાધરશેરી માણારાજ વટાવી.'

મનની ભાષા–મનની વાત કવિએ અતિ સૂચક રીતે અહીં વણી લીધી છે. લયદૃષ્ટિએ પણ ઉપરોક્ત ઉદાહરણ નોંધપાત્ર છે. કવિનો ભાવ રંગદર્શી હોવા છતાં અભિવ્યક્તિમાં સંયમ તો છે જ.

'જેમ તેમ'ની ૩૬ રચનાઓનું ભાવવિશ્વ નોખું–નોખું છે. પ્રણયની અનુભૂતિ છે તો નગરવિષયક રચના પણ છે : 'ચોકડી ચોકડી ચોકડી' નામક રચનામાંનો એક અંશ કવિની નગર વિષેની વિભાવનાનો ખ્યાલ આપે છે :

'અડખેથી પડખેથી આ અમદાવાદ
ઊંટિયું અમદાવાદ જ લોને
મૂળથી
જેવું વસ્યું એવું ફસ્યું
એની છટ્ઠી એનું કુતૂહલ એનો કમાલ
તો કહે :
એક થા બાદશાહ

એક થા કુત્તા
એક થા સસ્સા
કૂતરું કમબખ્ત ને સસલું સવાશેરિયું
બંને પર ફૂટ્યો કીમિયો : કાયાપલટુ
ચીલઝડપે આબાદ રીતે
ને શાહીનજર પાણી પાણી
કહે છે કે
એ ઘડીથી શાહ અહમદશાહની
આંખ ઊઘડી કે કપાળની કરચલી :
ઇતિહાસ હજુ બે મત છે
હા
તમે તેને પાણીપરચો કહો
પાણીપલટો કહો
કે પાણીપત પાણીપત
બનવાકાળ જે કંઈ બન્યું
સાબરમતીની સોળે કળાએ બન્યું"

ઇન્દુ ગોસ્વામી આ શહેરને આમ ઓળખાવે છે :

'જીવતામૂઆ શ્વાસનું'
એક નામ અમદાવાદ છે.'

જેમ તેમ'ની કવિતામાં અલંકારો એક નોખી ભાત પાડે છે. આ અલંકારો કવિની અભિવ્યક્તિને બળકટ બનાવે છે. ક્યાંક એ થકી કૃતિ નવું પરિમાણ પ્રાપ્ત કરે છે. અહીં થોડાક અલંકારો જોઈએ:

* 'અવાજના ઓછાયા જેવી ધરતીમાંથી છૂટીએ'
* 'અડદના દાણા જેવું ગામ ધ્રૂણતું"
* 'ઓઠા જેવું ફલાણું નામ'
* 'દૂરના ડુંગર જેવા સગપણની ધાર પર'
* 'કાચી નીંદર જેવી કિલ્લાની દોઢી'
* વગડાના ઢાળ જેવું રોક્યું રોકાય નહીં.'

ઇન્દુ ગોસ્વામીની આ કવિતા 'કુતૂહલ આશ્ચર્ય વિસ્મયના નાતે' લખાયેલી 'આનંદયાત્રા' છે. 'અંતરજાલ'માં કવિએ પ્રારંભે કહ્યું છે :

'રમતાં રમતાં
અરથને અડકવા જઉં છું ને
શબ્દો મારા
સસલું થઈ દોડી જાય છે અભયારણ્યમાં.'

# પાંપણની આડમાં પાંગરતો કવિ

## હરીશ વટાવવાળા

અલબત્ત : શ્રી હરેશ 'તથાગત' : પ્રકાશક : જયુમિરા સ્મૃતિ સંસ્થાન : રાજકોટ : વિક્રેતા : સુમન પ્રકાશન : ગાંધીમાર્ગ : અમદાવાદ : ૩૮૦ ૦૦૧ પૃષ્ઠ : ૧૧૧ : કિંમત : રૂ. ૨૦=૦૦

આધુનિક સંવેદનાને જુદા જુદા પરિપ્રેક્ષ્યમાં મૂકી, ભાષાનું પુદ્‌ગલ રચી તેમાંથી જુદાં જુદાં પરિમાણો ઉપસાવીને ગઝલનું સુંદર શિલ્પ ઘડી કવિ શ્રી હરેશ 'તથાગત'–'એટલે' (૧૯૭૪), 'સિસિફસ' (૧૯૮૪) અને 'અલબત્ત' (૧૯૯૦) ગઝલસંગ્રહો દ્વારા કાવ્યસૌન્દર્યની સતત માવજત કરતો રહ્યો છે.

અલબત્ત (૧૯૯૦)માં કવિ પોતાના આંતરવિશ્વમાં અનુભવાતી સંવેદનાને જુદા જુદા ઘટના-સંદર્ભોમાંથી પસાર કરી તેનું અનુભાવન કરી, કાગળઘોડે પલાણ થઈને કાવ્ય દ્વારા અભિવ્યક્ત કરી છે. 'તથાગત'નું માધ્યમ ગઝલ છે એમ કહેવા કરતાં ગઝલના મિજાજથી ગઝલ થઈને તે જીવે છે/શ્વસે છે એમ કહેવું યથાર્થ છે. ગઝલરૂપે એની પ્રતિભા દરેક સ્તરેથી તેજોમય થતી જોવા મળે છે. અને એટલે જ તે ગઝલના શેઅર દ્વારા વ્યક્ત થતો હશે કે—

—હું તરસનું શિલ્પ રચવા આથડું છું કૈંક યુગથી,
સાત ભવ પૂર્વે હતો એવો જ પથ્થર આ ક્ષણે છે ! (પૃ. ૧૭)

'તથાગત'ની ગઝલો તપાસતાં તેણે ખૂબ જ નિષ્ઠાપૂર્વકનું સર્જનકર્મ કર્યું છે. પોતાની આગવી પ્રતિભા ઉપસાવવાનો પ્રયત્ન કર્યો છે. પરન્તુ હજી પણ તેણે તેના પોતીકા શબ્દ દ્વારા પોતાની ઓળખ આપવાની બાકી છે. એટલે જ તો કવિશ્રી જયન્ત પાઠક કહેતા હશે કે— 'કવિ માટે કાવ્યરચનામાં પ્રવેશવું સહેલું હશે કદાચ, પણ એમાંથી હેમખેમ આરપાર નીકળી જવું એટલું સહેલું નથી.' 'તથાગત' હેમખેમ પાર ઊતરશે કે નહીં તે તો કાળ તેનાં લેખાંજોખાં કરશે. પરન્તુ ક્ષેમકુશળ કવિતામાંથી પાર ઊતરવાની ગતિ તેનામાં છે તે શ્રદ્ધા અસ્થાને તો નથી જ નથી. તેની ગઝલોમાં કેટલાંક નવાં પ્રતીક-કલ્પનો દ્વારા તેનો ઉઘાડ થતો જોવામાં આવ્યો છે:

—સરહદો અજવાસની અમથી વળોટી,
બસ તિમિરના માંડવામાં મ્હાલવું છે (પૃ. ૫)

*

—નક્ષત્રો સેંથી વચ્ચે ભરવા ખિચોખિચ,
આભને થોડુંક હેઠે લાવવું છે. (પૃ. ૫)

તેની ગઝલોમાં આવાં તો કેટલાંયે આશ્ચર્યજનક કલ્પનો ચાક્ષુસ થાય છે. તેમાંથી કેટલાંક–તર્કની ઝરેલ પાંપણ, જળ ઉપર લખજો તણખલેથી, કલ્પવૃક્ષોની કથા, પાંદડાની ટોચથી ઝૂલે કિરણ, નકશાની નદીમાં પગ પલાળી બેસ, અખબાર જેવી જાત, તરસનું શિલ્પ, ડાળખીને છાબ વચ્ચે ચૂંટવું મૂકી જુઓ, ફૂલની બે પાંપણ, આંસુનાં ખંડેર, સ્નેહમાં ડૂબેલ વ્હાણ, આગનો દરિયો, આંસુઓનાં કારવાં, ગ્હેકની ઝાંઝરી, રઝળતાં ડૂસકાં, કૂંડળીનું ઘર, ભરમની ગાંઠ, ખુશ્બુની નૌકા, પત્ર જેવી ઇચ્છા વગેરે કલ્પનો કવિની ઓળખ આપે છે. કેટલાંક પ્રતીકો તેની ગઝલોમાં પુનઃ પુનઃ જોવા મળે છે. રણ, દરિયો, સૂર્ય, કારવાં, કૂંડળી, હાંસિયા, ખંડેર ડાયરી, વાદળ વગેરે. આવાં પ્રતીકો અન્ય કવિઓએ પણ વારંવાર પ્રયોજ્યાં છે જેથી પ્રતીકો લપટાં પડી ગયાં છે. હવે કવિએ નવાં પ્રતીકોની શોધમાં નીકળવું જોઈએ. વારંવાર યોજાતાં કલ્પનો પણ કવિએ ત્યજવાં જોઈએ.

કૃતિએ કૃતિએ આધુનિક સંવેદનાને જુદા જુદા સ્વરૂપે આકારિત કરી ગઝલના પુદ્દગલમાંથી ગઝલનું શિલ્પનિર્માણ કરવાનો પ્રયત્ન 'અલબત્ત'માં કર્યો છે. તેમજ કૃતિએ કૃતિએ કશુંક નવું પ્રકટાવવાની ભાવનાથી સતત પરિમાર્જક તજજ્ઞતા ઉત્તરોત્તર પરિવર્તન પ્રેરતી જણાય છે :

—ઊગવાનો અર્થ ઢળવાની દિશામાં ચાલવું,
કે અહીં સમજણ બધાંની સૂર્ય જેવી પુખ્ત છે. (પૃ. ૬)

મૌલિક વિચાર, વૈચારિક સૂક્ષ્મતા, ઉચિત શબ્દપસંદગી, અરૂઢ નિરૂપણ, વૈચિત્ર્યપૂર્ણ અભિગમ, અર્થનિષ્પત્તિ, સૂક્ષ્મ ભાવાભિવ્યક્તિ અને વિલક્ષણતા તેની ગઝલોમાં જોવા મળે છે એની નિરીક્ષણ-શક્તિ પણ ખૂબ જ તીવ્ર છે. અહીં 'બહરે રજઝ મુસદ્દસ સાલિમ' છંદમાં લખાયેલા શેઅરમાં 'ડાળખી જે કૈં લખે' કલ્પન દ્વારા ગઝલમાં એક નવું જ ભાવવિશ્વ રચીને કવિએ ગઝલ સિદ્ધ કરી છે—

—જળમાં નદીનાં ડાળખી જે કૈં લખે લચી,
એ વાંચવા બિંદાસ વાદળ આવતાં હશે ? (પૃ. ૭)

અહીં ઊપસેલાં કલ્પનો દ્વારા કવિસર્જકતાનો ઊંડો અને પ્રબળ ઉન્મેષ જોઈ શકાય છે. આવાં કલ્પનોથી કૃતિને બળ મળે છે. ભાષા દ્વારા એક નવો જ રણકો પ્રકટાવવામાં કવિ સફળ રહ્યો છે. કલ્પનપ્રયુક્તિની શક્તિથી 'કવિમાં 'જિદ્દત(નવોન્મેષી)'નો ઉઘાડ થતો જોવા મળે છે. કવિએ શબ્દને illuminate કરીને કવિતામાં મૂકેલો જોઈ શકાય છે. 'બિંદાસ વાદળ આવતાં હશે'માં રહેલ visual image અને ગતિથી આ શેઅરની આસ્વાદ્યતા અને આકર્ષતામાં ઉમેરો કરનાર તગઝ્ઝુલ તત્ત્વને પામી શકાય છે. અભિવ્યક્તિની તિર્યક સભાનતા 'તથાગત'ની ગઝલોમાં ઠેર ઠેર દેખાય છે :

—ડાળખી ને છાબ વચ્ચે ચૂંટવું મૂકી જુઓ,
પિંજરા ને પાંખ વચ્ચે ઊડવું મૂકી જુઓ.
સ્પર્શના દીવા ઝળકશે ટેરવાંને ટોડલે,
રાત ને એકાંત વચ્ચે ઝૂરવું મૂકી જુઓ. (પૃ. ૨૦)

આ છે સર્જક-સભાનતા. કવિએ થોડાક જ શબ્દો દ્વારા કવિમનનું ભાવવિશ્વ ચાક્ષુસ કર્યું છે. છાબ, પાંખ, દીવા, ટેરવાં, રાત, પિંજરા જેવાં હાથવગાં પ્રતીકો દ્વારા કવિએ ઉપસાવેલાં કલ્પનોની તાજપ માણી શકાય છે. આ આંખી ગઝલ કવિના જ શબ્દોમાં કહીએ તો — 'આ શ્વાસથી આકાશની ઊંચાઈ લગ બધે' (પૃ. ૭) વિસ્તરેલી લાગે છે. તેથી જ તો કવિએ કરેલો ભાષાનો સર્જનાત્મક વિનિયોગ અહીં ધ્યાનાર્હ બને છે. કવિ પોતાનું કવચ તોડીને ગતિ કરતો જણાય છે. તેના કેટલાક શેઅરમાં રહેલી નવોન્મેષી તાજગી—

—હું હાંસિયો દોરી શકું છું દોસ્ત, અંગારા ઉપર,
મારી મથામણ શી હતી એ વાત તું સમજી ગયો. (પૃ. ૩૯)

—કોઈ મેઘલ સાંજથી અથડાઈને,
ગ્હેકતી તૂટી પડે છે ઝાંઝરી. (પૃ. ૬૦)

—અપેક્ષા, વૃત્તિઓ, અંધાર ને અજવાસની રમણા,
હજી જન્મી ન જન્મી ત્યાં જ લો બીડાઈ પાંપણમાં (પૃ. ૬૨)

—લોકને દર્પણ ધરી પ્રવંચના કરતો રહું,
ખૂબ હું થાકી ગયો છું જાતને દર્પણ ધરી. (પૃ. ૮૨)

—ઠેસ રૂપે સૂચનાઓ મોકલી તેં માર્ગ પર,
પણ અહીં એ વાતને સમજી ન શકશે કારવાં! (પૃ. ૮૮)

—મારા પોતામાંથી જન્મ્યું સૂરવું,
હું જ કરવત, કાષ્ઠ ને હું વ્હેરવું. (પૃ. ૧૧૧)

બાકસમાંથી એક પછી એક દીવાસળી કાઢીને ઘસરકો કરી અજવાળું કરીએ તેમ તેની દરેક ગઝલમાંથી એક વીજઝબકારો તણખાતો જણાય છે. એટલે જ તો 'તથાગત' ગઝલમાં ડૂબીને, ગઝલ-શ્વાસ લઈને ગઝલ દ્વારા ધબકતો જીવંત કવિ છે. 'અલબત્ત' પ્રતીક અને કલ્પન દ્વારા સુંદર ચિત્રો ઉપસાવવાનો તેનો પ્રયાસ લેખે લાગ્યો છે 'કૂંડળી પૂરી કરો'(પૃ. ૯૧)ની જ્યોતિષ ગઝલ :

—આંસુ સામે તર્ક મૂકી, કૂંડળી પૂરી કરો,
છો હૃદયરેખા વસૂકી, કૂંડળી પૂરી કરો.

'અર્થાત્ ભણકારા' (પૃ. ૯૨) અને નામે છેદન, રાખને (પૃ. ૯૪) લાંબા રદિફની ગઝલો ધ્યાનાર્હ બની છે. પૃ. ૮૨ પરની 'પાંખ કાપેલી પરી...' ગઝલના 'મત્લા'ના શેઅરમાં 'ખરી' કાફિયાને બે અર્થમાં વિભાજિત કર્યો છે. 'ઉલા' મિસરામાં 'ખરી' શબ્દ 'સાચું'ના અર્થમાં અને 'સાની' મિસરામાં 'ખરી' શબ્દને 'ખરવા'ના અર્થમાં સંયોજ્યો છે. એમ કરીને કવિએ ગઝલ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે.

[1] કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૧

—પર્ણનું ખરવું નથી ઘટના, હકીકત છે ખરી,
એક વેળા આપણે પણ આમ પડવાના ખરી.

'કર્કથી તે દર્દમાં...'(પૃ : ૩૧)માં કવિએ પોતાની રાશિનો નિર્દેશ કર્યો છે :

—હસ્તરેખા સૂર્યથી વાંચ્યા કરું છું પર્ણમાં,
જન્મથી રઝળ્યા કરું છું કર્કથી તે દર્દમાં.

'તથાગત'ની ગઝલો તપાસતાં વિષય, વિચાર, અર્થ, પ્રતીક, કલ્પન, ઉપમા, રૂપક, સંદર્ભ અને સંકેતવૈવિધ્યથી ઓપતી સપ્તરંગી ગઝલો આપવાનો પ્રયત્ન કર્યો છે, એટલું જ નહીં, તેની ગઝલોમાં સર્જનસભાનતા, કળાત્મક અભિવ્યક્તિની સજ્જતા, પ્રતીક-કલ્પનનો વિનિયોગ, ભાવસાતત્ય, લયમાધુર્યની ભાતીગળ મુદ્રાઓ અનેક સ્તરીય પ્રકટતી દિલચસ્પી માણી શકાય છે. જિન્દગીનું ઊંડું ચિંતન પણ થોડા શબ્દોમાં અત્યંત સરળતાથી વ્યક્ત થયું છે. માનવચેતનાના વિવિધ ભાવોને સરળ બાનીમાં ઘૂંટ્યા છે. વૈવિધ્ય એ એની એક બાજુ છે, તો વ્યાપકતા એની બીજી બાજુ છે. 'તથાગત' ગઝલ દ્વારા અનેક સ્તરીય ઊઘડતો જોવા મળે છે :

—છે નજર સામે જ તોયે કોઈને દેખાય છે ક્યાં ?
શ્વાસ ખુદ વણકર બનીને મૃત્યુની ચાદર વણે છે ? (પૃ. : ૧૬)

ગઝલના આ શેઅરમાં આધ્યાત્મિક રંગ જોવા મળે છે. અને મૃત્યુની રેતશીશી શ્વાસોચ્છ્વાસ દ્વારા ખાલી થતી જાય છે, તેનો પણ આડકતરી રીતે ઉલ્લેખ કરે છે. પુરાકલ્પના(MYTH)માં તે કેવોક ઊઘડે છે તે જુઓ—

—બેય પક્ષે ન્યાય દેખું છું હજી થોડોઘણો,
બે ઘડી કુંતી તરફ તો બે ઘડી છું કર્ણમાં (પૃ. ૩૧)

'તથાગત'ને 'રમલ' છંદ હદ્ય હોય તેમ જણાય છે, તેમ છતાં પણ રજઝ, હજઝ, મુતકારિબ વગેરે છંદોનું વૈવિધ્ય પણ તેની ગઝલોમાંથી તારવી શકાય છે. અહીં કવિની સર્ગશક્તિનો સુપેરે પરિચય મળે છે. તેનો શબ્દ બળવત્તર થતો આપણને જણાય છે. પરમ્પરાને પચાવીને આધુનિક શબ્દ આપવાની કવિની મથામણ અને યાત્રા અહીં દેખાઈ આવે છે. તેમ જ કવિની શબ્દોપાસનામાં ગંભીર પ્રક્રિયા જણાઈ આવે છે. તેથી તો 'તથાગત'ની ગઝલોમાં અણિયાળું સૌન્દર્ય માણી શકાય છે.

છેલ્લા દાયકામાં તો થોકબંધ ગઝલો પ્રકટતી રહી છે. અને એટલા જ પ્રમાણમાં ગઝલસંગ્રહો પ્રકટતા રહ્યા છે. એનું ખરાબ પરિણામ એ આવ્યું છે કે ગઝલને નામે ગઝલ ન કહી શકાય તેવી નબળી રચનાઓ પ્રકટ થઈ છે અને થતી રહે છે. ત્યારે જે ગઝલને વર્ષોથી સેવે છે, ગઝલની આરાધના કરે છે; ગઝલ માટે ઉજાગરા કરે છે તેવા કવિને જરૂર દુઃખ થાય. 'તથાગત' પણ તેના 'અલબત્ત' ગઝલસંગ્રહમાં આવી થોડીક ગઝલો પ્રકટ કરવાની લાલચને રોકી શક્યો નથી. એટલી રચનાઓનું



# આવો, આ વર્ષે વૃક્ષારોપણનું લોક-અભિયાન સફળ બનાવીએ

ગુજરાતને હરિયાળું રાજ્ય બનાવવા આ વર્ષે સઘન વૃક્ષારોપણ કાર્યક્રમને વ્યાપક
લોક-અભિયાનરૂપે હાથ ધરવામાં આવશે.

પર્યાવરણની સુરક્ષા માટે જાગૃત ગુજરાતનો એકેએક નાગરિક વૃક્ષ-ઉછેરની પ્રક્રિયામાં જોડાય
એ હેતુથી "પ્રત્યેક પરિવાર ઓછામાં ઓછું એક વૃક્ષ ઉછેરે"
એવો આપણો સંકલ્પ પાર પાડીએ.

જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં- રસ્તા, રેલવે-નહેરોની બંને બાજુએ, ખેતરો, તળાવો-કૂવાઓના કાંઠે, ગામની પડતર અને ગોચર જમીનોમાં, શાળા-કોલેજો અને રમત-ગમતોનાં પટાંગણોની સરહદી વાડોમાં આપણે વૃક્ષો વાવીએ અને ઉછેરીએ.

શાળા-કોલેજોના વિદ્યાર્થીઓ, યુવક-યુવતીઓ, પંચાયતો, ખેડૂતો, ઉદ્યોગગૃહો અને સ્વૈચ્છિક-સામાજિક સંગઠનો સૌ કોઇ વ્યક્તિગત અને સામૂહિક રીતે વૃક્ષ-ઉછેરના કાર્યક્રમમાં જોડાય એવી હું જાહેર અપીલ કરું છું.

– ચીમનભાઇ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય



સંમાર્જન કર્યું હોત અથવા તો મનેકમને દૂર કરી હોત તો તેની પ્રતિભા ઔર નિખરી ઊઠત. આવી ગઝલો જોતાં મને તેના આયનામાં ડાઘ માલૂમ પડ્યો છે.

'સાવ એટાએક ત્યાં...' (પૃ : ૩૨) ગઝલમાં કાફિયા નથી, માત્ર રદીફ 'સાંભરે છે !'થી કવિએ ગઝલ આપી છે. ગઝલની પ્રથમ શરિયત છે કે કાફિયા વગરની ગઝલ ન હોઈ શકે. ક્યારેક 'રદીફ' વગરની છૂટ લઈ શકાય. આવી છૂટ કવિએ તેમની મોટાભાગની ગઝલોમાં લીધી પણ છે અને માત્ર કાફિયા ગઝલો આપી છે. 'પાંચ પડછાયા અને...' (પૃ. ૨૫) ગઝલ માત્ર કાફિયા ગઝલ છે, તેમાં 'ગમનપળ' કાફિયાને કવિએ આયાસપૂર્વક મૂક્યો છે. આવી ગઝલો પોતાનો સૌંદર્યલક્ષી પ્રભાવ ગુમાવી બેસે છે.

—ઘર મને ભેટી પડીને ડૂસકે છે,
જો કદીયે સાંભરે તારી ગમનપળ.

આ ઉપરાંત પૃષ્ઠ : ૧૬, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૪, ૩૭, ૩૮, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૭, ૪૯, ૫૦, ૫૩, ૫૫, ૫૬, ૫૭, ૫૯, ૬૦, ૬૧, ૬૨, ૬૫, ૬૮, ૭૬, ૮૦, ૮૨, ૮૩, ૮૪, ૮૬, ૮૮, ૮૯, ૯૦, ૯૫, ૯૬, ૯૭, ૯૮, ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૯, ૧૧૦, ૧૧૧. માત્ર કાફિયા ગઝલો છે. મક્તા કે રદીફ–કાફિયા જેવા બાહ્ય વિશેષાંગો ગઝલને આકાર–સૌષ્ઠવ અર્પે છે. તેથી તો ગઝલનું પુદ્ગલ રચાય છે. પૃષ્ઠ : ૫, ૬, ૭, ૧૦, ૧૫, ૧૬, ૧૮, ૨૩, ૩૩, ૪૧, ૧૦૮, ૧૦૯માં બંધારણદોષ જોવા મળે છે.

—શ્હેરની સડકો ઉપર ભારે તનાવ છે,
માણસ : સભ્યતાનો લૂલો બચાવ છે. (પૃ : ૧૦)

ઉપરના શેઅરના 'સાની' મિસરામાં 'માણસ : સભ્યતાનો'માં 'તકરાર' નામનો સમાનાક્ષરી દોષ થતો જોવાય છે. અહીં ગઝલના મૂળ તત્ત્વ તગઝ્ઝુલનો અભાવ વર્તાય છે. 'કલહ, ઢૂંકળી, દિલ... (પૃ. ૬૧) ગઝલમાં કવિએ મત્લાના શેઅરમાં 'ઉલા' મિસરામાં કાફિયા 'વિમાસણ' અને 'સાની' મિસરામાં 'અકારણ' લીધા તે તો સમજી શકાય તેમ છે, પરન્તુ તે પછી ગઝલના બધા જ શેઅરમાં 'અકારણ' રદીફ તરીકે સ્વીકાર્યો છે. અને કાફિયાનો અભાવ છે.

ગુજરાતી ભાષામાં માતબર શબ્દભંડોળ હોવા છતાં પણ 'તથાગત'ની કેટલીક ગઝલોમાં–સરહદ, બાદ, અખબાર, જઝબાત, ફર્ક. પ્યાદાં, ઝૂલ્ફ, દિલ, કારવાં, ખ્યાત, રિશ્તા, બેરુખી, ફરાર, મજાક, ધડકનો, શતરંજ જેવી ઉર્દૂ પદાવલી–પરછાંય; ધૂપછાંવ, જેવી હિન્દી પદાવલી તેમ જ ડાયરી, આલબમ, ઝેરોક્ષ જેવી અંગ્રેજી પદાવલીઓથી કોઈ જ આશ્ચર્યકારક પરિણામો નિપજાવી શકાતાં નથી.

ભાઈ 'તથાગત', હજી પણ તારે તારા શબ્દની શોધયાત્રા ચાલુ જ રાખવાની છે. તારો શબ્દ બળવત્તર થઈને આવે તેની પ્રતીક્ષામાં...

– કવિલોક જુલાઈ-ઑગષ્ટ ૧૯૯૧



# આવો, આ વર્ષે વૃક્ષારોપણનું લોક-અભિયાન સફળ બનાવીએ

ગુજરાતને હરિયાળું રાજ્ય બનાવવા આ વર્ષે સઘન વૃક્ષારોપણ કાર્યક્રમને વ્યાપક લોક-અભિયાનરૂપે હાથ ધરવામાં આવશે.

પર્યાવરણની સુરક્ષા માટે જાગૃત ગુજરાતનો એકેએક નાગરિક વૃક્ષ-ઉછેરની પ્રક્રિયામાં જોડાય એ હેતુથી ''પ્રત્યેક પરિવાર ઓછામાં ઓછું એક વૃક્ષ ઉછેરે'' એવો આપણો સંકલ્પ પાર પાડીએ.

જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં- રસ્તા, રેલવે-નહેરોની બંને બાજુએ, ખેતરો, તળાવો-કૂવાઓના કાંઠે, ગામની પડતર અને ગોચર જમીનોમાં, શાળા-કોલેજો અને રમત-ગમતોનાં પટાંગણોની સરહદી વાડોમાં આપણે વૃક્ષો વાવીએ અને ઉછેરીએ.

શાળા-કોલેજોના વિદ્યાર્થીઓ, યુવક-યુવતીઓ, પંચાયતો, ખેડૂતો, ઉદ્યોગગૃહો અને સ્વૈચ્છિક-સામાજિક સંગઠનો સૌ કોઇ વ્યક્તિગત અને સામૂહિક રીતે વૃક્ષ-ઉછેરના કાર્યક્રમમાં જોડાય એવી હું જાહેર અપીલ કરું છું.

– ચીમનભાઇ પટેલ
મુખ્ય મંત્રી, ગુજરાત રાજ્ય



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ : ૨૦૪૭ : સળંગ અંક ૨૦૩ : દ્વિજ અંક ૧૩૧

કાવ્યો



તંત્રી

**ધીરુ પરીખ**

**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



**અવલોકન**



સલાહકાર

**રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત**

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ. ૧૨૫.૦૦ (હવાઇમાર્ગે), આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ. ૮
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે – ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં – પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ – ૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
મુદ્રણસ્થાન : દિગ્વિજય પ્રિન્ટિંગ પ્રેસ, સલાપસ રોડ, મિરઝાપુર, અમદાવાદ – ૩૮૦ ૦૦૧

શરદ, વિ. સં. ૨૦૪૭ **કવિલોક** સપ્ટે-ઓક્ટો. ૧૯૯૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

# ગીતમાં લયવિધાન

ગીતમાં લયનો વિભાવ અત્યંત સંકુલ, સર્વતઃ સ્પર્શી અને બહુપરિમાણીય સત્તા ધરાવતો હોય છે. ગીતને સાદ્યન્તપણે સંચારિત કરનારું અને વાણીગત દ્રવ્યને સૌન્દર્યરસિત કરનારું મહત્ત્વનું ઘટક છે. આ લય. પણ લય કેવળ છાંદસ સંધિએકમોની મિલાવટનો જ મામલો નથી કેમ કે એનો રસાત્મક પુદ્દગલ જેમાંથી બંધાતો હોય છે તે શબ્દ 'અવાજ' અને 'અર્થ'ની સૌન્દર્યસંયુક્ત પદઘટના છે. એટલે એમાં પ્રત્યક્ષ મૂર્તતાની કક્ષાએ ધ્રુવપદ/અંતરાની આંતરયુતિ, યમકાદિ પ્રાસ ને અર્થશૂન્ય પૂરકો (supprements)થી નિયંત્રિત થતા પંક્તિબંધોને સમાવતા અને માત્રિક સંધિએકમોના અંતરાલમાં સંગીતસંધિઓના મેળવણથી રસાયેલા પદ્યબંધોની બાહ્ય આકૃતિ તરત નજરે-કાને ચડતી ચીજ છે; તો ગીતના કેન્દ્રીય ભાવને રચનાના સાદ્યંતપટમાં વિલસાવવાની નોખનોખી તરેહો, ચરણોના પારસ્પરિક અન્વયમાંથી બંધાતા પાસાદાર અર્થસ્ફટિકો અને સમગ્ર નિબંધનમાંથી ઊપસતા ભાવવિવર્તોની ધ્વનનપ્રતીતિ રચનાના આંતરલયની અમૂર્તતાનો અણસાર આપે છે. ઊર્મિના સરલતરલ સંવેદનમાંથી ઉદ્દ્ભવેલું ગીત આજે માનવીય સંવેદનાના સૂક્ષ્મ–સંકુલ અનેકાનેક ભાવ-પ્રદેશોને વ્યક્ત કરવામાં સમર્થ નીવડ્યું છે એમાં લયની પ્રાણપ્રદતા મહત્ત્વની રહી છે. કહો કે, લય ગીતની સમગ્ર કાવ્યચેતનાનું મૂલાધારચક્ર છે. ગીતની કવિતાકોટિમાં રચનાગત લયપ્રવર્તન 'અવાજ' (sound) અને 'અર્થ' (mraning) - 'ભાષા' અને 'ભાવ'ની દ્વિસ્તરીય ભૂમિકાએ સંપૃક્તપણે સંચરણશીલ રહે છે. શ્રુતિ અને શ્રુતિખંડકોના કાલમાન પર આધારિત આરોહ-અવરોહનાં ધ્વનિ-કંપનો તથા સ્વર–વ્યંજનોની અન્વિતિમાંથી ઊઠતાં નાદસંચલનોની જુગલબંદી નાદાત્મક અવાજ-ની લયસંસૃષ્ટિ નિષ્પન્ન કરે છે; તો ગીતની નાદાત્મક સપાટી તળે આંતરસ્તરે સ્ફુટ-અસ્ફુટપણે વહેતો અર્થ' ભાવનિબંધનની વિવિધ રચનાતરેહો દ્વારા જ્યાં વ્યંજનાપ્રતીતિ પામતો હોય છે ત્યાં અર્થાત્મક-ભાવ-ની લયસંસિદ્ધિ પ્રકાશિત થતી હોય છે. ધ્રુવપદમાં સૂત્રરૂપે રહેલું ભાવબિંદુ અંતરાઓમાં તરંગાયિત થઈને ભાવસબલતા પામતું પામતું વિસ્તરતું જાય અને ધ્રુવપદનાં આવર્તનો એને ઘૂંટતાં જાય એવી ધ્રુવપદ/અંતરના અતિપ્રચલિત તરેહનાં અનેક ઉદાહરણો મળી રહેશે.

લાભશંકર પુરોહિત

(ફાર્બસ ગુજરાતી સભા ત્રિમાસિક એપ્રિલ–જૂન ૧૯૯૧માંથી)

# બંગાળી કવિતામાં રાષ્ટ્રિય ચેતના

## ચંદ્રકાન્ત મહેતા

ભારતના અન્ય પ્રદેશો કરતાં બંગાળમાં રાષ્ટ્રિય ચેતના વહેલી જાગ્રત થઈ હતી. ૧૭૮૩માં બંગાળના રંગપુર જિલ્લામાં અંગ્રેજોની જમીન મહેસૂલની નીતિની વિરુદ્ધ ખેડૂતોએ વિદ્રોહ કર્યો હતો, જે દર્શાવે છે, કે અઢારમી સદીના અંતમાં બંગાળના નિમ્નસ્તરના લોકોમાં અંગ્રેજ શાસકોની સામે વિદ્રોહની ભાવના જાગી ઊઠી હતી. બંગાળી ભાષા પર અંગ્રેજીના આક્રમણથી, :અને બંગાળીઓની બંગાળી ભાષા પ્રત્યેની ઉપેક્ષાથી દુઃખી થઈને રામનિધિ ગુપ્તે (૧૭૪૧-૧૮૩૯) 'સ્વદેશી ભાષા' નામનું કાવ્ય રચ્યું હતું. એ બંગાળી કવિતામાં રાષ્ટ્રીય ચેતનાનું પ્રથમ કાવ્ય છે. ઈશ્વરચન્દ્ર ગુપ્તે (૧૮૧૨-૧૮૪૯) એમના 'સ્વદેશ' કાવ્યમાં ભારતનો મહિમા ગાયો હતો. રંગલાલ બંદોપાધ્યાયે (૧૮૨૧-૧૮૪૧) 'સ્વાધીનતા' કાવ્ય દ્વારા સ્વતંત્રતાનું મહત્ત્વ દર્શાવી, ગુલામીની જંજીરો તોડવાની દેશવાસીઓને હાકલ કરી હતી. સુરેન્દ્રનાથ મજમુદારે (૧૮૩૮-૧૮૭૮) 'માતૃસ્તુતિ'માં ભારતભૂમિને સ્વર્ગથી પણ ગરિયસી કહી હતી. બંગાળમાં બ્રાહ્મોસમાજના અગ્રણી કેશવચન્દ્ર સેને (૧૮૩૮-૧૮૮૪) - બ્રાહ્મોસમાજ પર પશ્ચિમનો સારો એવો પ્રભાવ હોવા છતાં એમના એક પ્રાર્થના કાવ્યમાં કહ્યું છે :

તવ પદે લઈયા શરણ, પ્રાર્થના કરો ગ્રહણ
આર્યદેહ પ્રિયભૂમિ, સાધેર ભારતભૂમિ
અવસન્ન આછે, અચેતન હે,
એકવાર દયા કરિ, તોલો કર ધ
દુર્દશા આંધાર, તાર કરો મોહા

(તારા પદનું શરણ લઈને) (હું કહું છું મારી પ્રાર્થના તું સ્વીકાર. આર્યોની પ્રિયભ અમારી (જેને માટે) તીવ્ર ઝંખના છે તે ભા ભૂમિ, આજે અવસન્ન છે, નિશ્ચેતન જેવી તેને એક વાર કૃપા કરીને, તું હાથ પકડીને ( અને એની આસપાસ જે દુર્દશાનો અંધ છે તેમાંથી તેને મુક્ત કર.)

૧૮૮૧માં બંકીમચન્દ્રની 'આનંદમઠ' નવ કથાનું પ્રકાશન થયું. એમાં 'વન્દેમાતરમ્'નું હતું, જે આપણું સ્વાતંત્ર્યપૂર્વેનું રાષ્ટ્રગીત બ ને 'વન્દેમાતરમ્' શહીદોનો મુક્તિમંત્ર બ એ ગીતમાં બંકીમચન્દ્રે ભારતમાતાના સ્વરૂ સાકાર કર્યું. ભારતમાતાની છબિ આપણી સ તાદૃશ કરી. એ સમયે કલકત્તામાં ભરાયલા કો સના વાર્ષિક અધિવેશનમાં ગુરુદેવ રવીન્દ્રનાથે ગીત ગાયું હતું.

૧૮૫૭માં અંગ્રેજ ફોજના ભારતીય સૈનિક સરકાર સામે વિદ્રોહ કર્યો હતો. એ વિદ્રોહ શરૂઆત બંગાળની બારાકપુર છાવણીમાંથી મં પાંડેએ કરી હતી. એ વિદ્રોહથી પ્રભાવિત થઈ વિદ્રોહને બિરદાવતું 'સિપાઈ વિદ્રોહ' કાવ્ય ૧૮૫૮ ઈશ્વરચન્દ્ર ગુપ્તે રચ્યું હતું. જે 'સિપાઈ વિદ્રો વિષે રચાયેલું ભારતીય ભાષાઓમાં પ્રથમ કા છે, જે દર્શાવે છે, બંગાળના કવિઓની રાષ્ટ્રી કેવી જાગૃત હતી. ૧૮૫૯ થી ૧૮૬૨ સુધી ગળ

ારખાનાના અંગ્રેજ માલિકો, મજૂરો ઉપર અમાનુષી અત્યાચાર કરતા હતા. પરિણામે ગળીકામદારોએ વિદ્રોહ કર્યો હતો, ત્યારે એ કામદારોની ારિત કરતું 'નીલવિદ્રોહ' કાવ્ય હેમચન્દ્ર ગુપ્તે .૮૫૦માં રચ્યું હતું.

કોંગ્રેસની સ્થાપના પૂર્વે બંગાળામાં રાષ્ટ્રિયતાનાં પ્રચારના ઉદ્દેશથી 'હિન્દુમેલા'નું પ્રતિવર્ષ આયોજન થતું. અધિવેશનની શરૂઆતમાં 'જાતીય ાંગીત' (રાષ્ટ્રપ્રેમનાં ગીતો) ગવાતાં. જેમાં કવિઓ વરચિત રાષ્ટ્રપ્રેમનાં ગીતો ગાતો, જેમાં રવીન્દ્રનાથ ાણ ભાગ લેતા.

વિશ્વધર્મપરિષદમાં ભારતની શ્રેષ્ઠતા પ્રસ્થાપિત રનાર યુગપુરુષ સ્વામી વિવેકાનંદે પણ રાષ્ટ્રપ્રેમની ૃદ્ધિમાં ફાળો આપ્યો છે. એમના ભારતમાતા ાવ્યમાં એ કહે છે:

ભારતેર મૃત્તિકા, આમાર સ્વર્ગ
ભારતેર કલ્યાણે, આમાદેર કલ્યાણ
આર બોલો દિનરાત 'હે ગૌરીનાથ, હે જગદંબે,
આમાય મનુષ્યત્વ દાઓ
મા આમાર દુર્બલતા, કાપુરુષતા દૂર કરો.
આમાય માનુષ કરો.

(ભારતની માટી આપણું સ્વર્ગ છે, ભારતના ાલ્યાણમાં આપણું કલ્યાણ છે. દિનરાત કહો, 'હે ાૌરીનાથ, હે જગદંબા, અમારામાં મનુષ્યત્વનું ાંચન કરો, મા! અમારી દુર્બલતા, કાયરતા દૂર ારો, અમને માણસ બનાવો.')

ઓગણીસમી શતાબ્દીમાં રાષ્ટ્રપ્રેમની ભાવના ે પ્રગટેલી તેને અનેક કવિઓએ પોતાનાં ગીતો ારા પ્રજ્વલિત રાખી છે. તેમાં ઉલ્લેખનીય છે, ારલાદેવી ચૌધરાણીનું કાવ્ય 'નમો હિન્દુસ્તાન,' ાકુરંજન મલ્લિકનું 'ભારત મહિમા,' શ્વેતાલતા ચટ્ટોપાધ્યાયનું 'ભારતવર્ષ', હેમેન્દ્ર ચટ્ટોપાધ્યાયનું 'ભારતસંગીત'નાં રાષ્ટ્રપ્રેમનાં બે કાવ્યો સવિશેષ લોકપ્રિય થયેલાં, તેમાં એક છે પ્રખ્યાત નાટકકાર દ્વિજેન્દ્ર રોયનું 'આમાર દેશ' (આપણો દેશ). ઘણા સમારંભોમાં એ ગવાતું. એમાં ભારતમાતા કહે છે:

ભારત આમાર, જનની આમાર, આમાર દેશ.
કેનો ગો મા તોર શુષ્ક નયન,
કેનો મા તોર રૂક્ષકેશ?
કેનો ગો મા તોર ધૂલોય આસન,
કેનો ગો મા તોર મલિન વેશ?
ત્રીશ કોટિસંતાન જાર, ડેકે ઉચ્ચે આમાર દેશ.

o

કિસેર દુઃખ, કિસેર દૈન્ય,
કિસેર લજ્જા, કિસેર ક્લેશ,
ત્રીસ કોટિ સન્તાન જાર,
ડેકે ઉચ્ચે આમાર દેશ.

(ભારત આપણો, જનની આપણી, આપણો દેશ. હે મા, તારાં નયન કેમ શુષ્ક છે? તારા કેશ શા માટે રુક્ષ છે? મા તારું આસન ધૂળમાં શા માટે છે? તારો વેશ શા માટે મલિન છે? તારાં તો ત્રીસ કોટિ સંતાનો મારો દેશ એમ પુકારે છે. આ દુઃખ શાનું, આ દૈન્ય શા માટે, આ લજ્જા શાની, આ ક્લેશ કેવો? જ્યારે તારાં ત્રીસ કોટિ સંતાનો મારો દેશ એમ ઉચ્ચ સ્વરે પુકારે છે?'

બીજું દેશપ્રેમનું કટાક્ષ કાવ્ય છે હેમેન્દ્ર ગુપ્તનું 'બાજી સાત' ૧૮૭૫ના અંતમાં ઇંગ્લેન્ડના પ્રિન્સ ઑફ વેલ્સ (રાજા તરીકે એડવર્ડ) ભારતના પ્રવાસે આવેલા, ત્યારે એમણે બંગાળીઓનું અંતઃપુર જોવાની ઇચ્છા દર્શાવેલી. પણ કોઈ બંગાળી કોઈ

વિદેશીને પોતાના અંતઃપુરમાં દાખલ કરાવવા તૈયાર નહોતો. છેવટે કલકત્તા હાઇકોર્ટના જુનિયર સરકારી વકીલ મુકર્જીએ નોકરીમાં ઊંચી પદવી મેળવવાની લાલચે પોતાના અંતઃપુરમાં રાજકુંવરને પ્રવેશ કરાવ્યો, અને એની આશા ફળી. એ પ્રસંગે હેમેન્દ્ર ગુપ્તે વ્યંગ્ય કાવ્ય લખ્યું. એમાં એ પ્રસંગનું ઠઠ્ઠાચિત્ર દોરી, એમણે મુકર્જીના હીન કાર્યની નિંદા કરી છે.

જેમ કે :

ધન્ય હે મુખનર્જે ભાયા, બલિહારિ જાઇ
બહુ સસ્તા દરે આજ કરિબે સી. એસ. આઇ.

(હે, મુખર્જી ભાઈ! તને ધન્ય છે, હું તારી પર વારી જાઉં છું. બહુ સસ્તામાં આજે તું સી. એસ. આઇ.નો ખિતાબ મેળવશે.)

એની વહુને ઉદ્દેશીને કહ્યું છે :

આર, કેનો લો ઘોમટા, ખોલ...
લાઇટ પેટો રાઇટ હોયે પાર હોઉ.
ભય કિ તાતે, લજ્જા કિ તાય, કાલો વદનખાનિ
કુબ્જા ખૂલે દેખબે બાજુ, દેખબે કાનેર દૂલ.
દેખબે કૃષ્ટિ કંઠહાર, પિઠેર ઝાપા ફૂલ.
એગિયે એસો બડો ઠાકુરન, સાત પોયાતિર મા,
તખ્ત પાબેન તોમાર તિનિ, તાઓ કિ જાનો না?

(હવે ઘૂંઘટ શા માટે રાખ્યો છે, ખોલી નાખ, અજવાળું થાય એટલે જમણી તરફ જાઓ એ ડર શાનો, શરમ શાની? વદન કાળું છે તેથી શું થઈ ગયું? કાંડું (પકડીને) તમારો હાથ જોશે. કાનનાં લવેંગિયાં જોશે, પીઠ પરનું ફૂલ જોશે, ગળાનો હાર જોશે, એઈ મહાન ગૃહિણી! સાત છોકરાંની મા આગળ આવો તમારો 'એ' આજે સિંહાસન મેળવશે તેયે શું જાણતાં નથી?)

આ જ કવિએ બંગાળના નેતા સુરેન્દ્ર બેનરજીને ૧૮૮૩ની ત્રીજી સપ્ટેમ્બરે એમના એક લેખમાં અદાલતની ટીકા કરવા માટે બે મહિનાની સજા ફટકારી હતી, તેના વિરોધમાં 'સુરેન્દ્રાયન' કાવ્ય રચ્યું હતું. આ રીતે ઓગણીસમી સદીના રાષ્ટ્ર-પ્રેમનાં કાવ્યોમાં પ્રચુર વૈવિધ્ય દૃષ્ટિએ પડે છે.

વીસમી સદીની શરૂઆતમાં, ૧૯૦૫માં લોર્ડ કર્ઝને બંગાળનું વિભાજન કર્યું, જેને પરિણામે બંગાળીઓનો રોષ ભભૂકી ઊઠ્યો, અને બંગભંગ રદ કરાવવા પ્રચંડ આંદોલન શરૂ થયું. એ આંદોલનમાં કલકત્તામાં રક્ષાબંધનનો ઉત્સવ, એકબીજાને રાખડી બાંધી બંગભંગ રદ કરાવવાની પ્રતિજ્ઞા લઈને ઉજવાયો. એ ઉત્સવમાં રવીન્દ્રનાથે અને અન્ય ખ્યાતનામ સાહિત્યકારોએ અગ્રભાગ લીધો, અને કવિગુરુએ દેશમાતૃકાને અંજલિ આપતું ગીત ગાયેલું. એવો જ એક સમારંભ જુલાઈ ૧૯૦૫માં ખૂલનામાં બાહેરવાટમાં યોજાયો, જેમાં રવીન્દ્રનાથ, દ્વિજેન્દ્ર રોય, અતુલ સેન, ચારણકવિ મુકુન્દદાસ, વગેરેએ રાષ્ટ્રગીતો દ્વારા યુવાનોને ક્રાન્તિ કરવા પ્રેર્યા. એ વિદ્રોહ છ વર્ષ ચાલ્યો. અને છેવટે સરકારને બંગભંગ રદ કરવાની ફરજ પડી. આ છ વર્ષ દરમ્યાન અનેક દેશપ્રેમનાં ગીતો રચાયાં, જેમાં રવીન્દ્રનાથનાં અનેક ગીતોએ જનપ્રિયતા પ્રાપ્ત કરી. એમાં ભારતભૂમિને સંબોધીને રચાયેલું :

અયિભુવન મનમોહિની!
અયિ નિર્મલસૂર્ય કરે ઉજ્જવલ ધરણી!
જનકજનની-જનનિ!
નીલસિન્ધુજલ ધૌતચરણતલ
અનિલ વિકંપિત શ્યામલ અંચલ
અંબરચુંબિત ભાલ હિમાચલ,
શુભ્ર તુષાર કિરીટિની,

(આનો અર્થ સ્વયં સ્પષ્ટ છે, એટલે અહીં આપ્યો નથી.)

બીજા એક કાવ્યમાં રવીન્દ્રનાથ કહે છે :

સાર્થક જન્મ આમાર જન્મે છે એઇ દેશે
સાર્થક જન્મ માગો તોમાય ભાલો બેશે.

(આ દેશમાં મારો જન્મ થયો, તેથી એ જન્મ સાર્થક થયો, હે મા તને હું ચાહું છું, એ જ મારા જન્મની સાર્થકતા છે.) આ સમયમાં રચાયલું 'આમાર સોનાર બાંગ્લા આમિ તોમાય ભાલો બાસી' (મારી સુવર્ણમયી બંગભૂમિને હું ચાહું છું) ગીત, અત્યંત લોકપ્રિય થયું, અને એ આજે બાંગ્લાદેશનું રાષ્ટ્રગીત છે. આપણું રાષ્ટ્રગીત 'જનગણમન' પણ આજ સમયે રચાયું હતું, અને એ ગીત ૧૯૧૧માં કલકત્તામાં ભરાયલા કૉંગ્રેસ અધિવેશનમાં ગુરુદેવે ગાયું હતું. આમ એક જ કવિનાં બે ગીતો બે રાષ્ટ્રનાં રાષ્ટ્રગીતો હોય, એ વિશ્વભરમાં અજોડ દૃષ્ટાન્તની છે, જે બંગાળની રાષ્ટ્રપ્રેમની કવિતાની એક વિશેષતા છે.

બંગભંગ વિરોધી આંદોલન પછી, ગાંધીજીનાં અસહકાર; સવિનય કાનૂનભંગ આંદોલન તથા ભારત છોડો આંદોલનના કર્ણધાર ગાંધીજી હોવાને કારણે ગાંધીભક્તિનાં અનેક કાવ્યો લખાયાં છે. રવીન્દ્રનાથનાં બે કાવ્યો સુપ્રસિદ્ધ છે. એક જ મૃત્યુંજય અને બીજું 'ગાંધી મહારાજ'. 'મૃત્યુંજય' કાવ્યમાં, ગાંધીજીને મૃત્યુંજય કહ્યા છે. કાવ્યારંભે ગાંધીજીનો પરિચય કરાવતાં કહ્યું છે:

ઉર્ધ્વગિરિ ચૂડાય બસે આછે
ભક્ત તુષારશુભ્ર નીરવતાર મધ્યે,
આકાશે તાર નિદ્રાહીન ચક્ષુ ખોજે આલોકેર ઇંગિત.
મેઘ જોખન ઘનીભૂત, નિશાચર પાખી
ચિત્કાર શબ્દે જોખન ઊડે જાય,
સે બોલે, 'ભય નેઇ, ભાઇ,
માનવ કે મહાન બોલે જેને.'

(ઊંચા પર્વત શિખર પર તુષારશુભ્ર નીરવતામાં ભક્ત બેઠો છે. એનાં નિદ્રાહીન નયનો આકાશમાં પ્રકાશનું ઇંગિત ખોજે છે. જ્યારે ઘનઘોર ઘટા જામી હતી, નિશાચર પંખી ચિત્કાર કરતું જ્યારે ઊડી જાય છે, ત્યારે એ કહે છે 'ડર નથી ભાઈ' માનવને મહાનરૂપે પિછાનો.) પણ લોકો એની વાત સ્વીકારતા નથી, અને કહે છે, કે પશુશક્તિ જ આદ્યશક્તિ છે અને હિંસાને માર્ગે ચાલ્યા જાય છે. પણ જ્યારે વાદળો વિખરાઈ જાય છે, અને સૂર્ય પ્રકાશ દેખાયો, ત્યારે–

પુરુષેરા ઉપરેર દિકે ચોખ તુલલો.
જોડહાત માથાય ઠેકાલે મેયેરા
શિશુરા કરતાલિ દિયે હેસે ઉઠલ
প্রভাতের પ્રથમ આલો ભક્તેર માથાય
સોનાર રંગે ચંદન પરાલે
સબાઈ બોલે ઉઠલ. 'ભાઈ!
આમરા તોમાય વન્દના કરિ

(પુરુષોએ ઉપર તરફ આંખો ઊંચી કરી જોયું, સ્ત્રીઓએ માથા આગળ બે હાથ જોડયા. બાળકો તાળી દઈને હસ્યાં. પ્રભાતનું પ્રથમ કિરણ ભક્તના શિર પર સુવર્ણરંગી ચંદન લગાડી ગયું. બધાં બોલી ઊઠયા ભાઈ, અમે તમને વંદન કરીએ છીએ.)

'મૃત્યુંજય' દીર્ઘ કાવ્ય છે, જ્યારે 'ગાંધી મહારાજ' લઘુકાવ્ય છે. એમાં ગાંધીજીની હાકલે જેઓ જેલમાં ગયા, તેમને વિષે કહ્યું છે:

દલે દલે હરિણબાડી
ચલલ જારા ગૃહછાડિ

ધૂચલ તાદેર અપમાનેર શાપ-
ચિરકાલેર હાથકડિ જે
ધૂલાય ખસે પડલ નિજે
લાગલ ભાલે ગાંધીરાજેર છાપ.

(જેઓ ઘર છોડીને દલબદ્ધ રીતે જેલમાં ગયા, તેમનો અપમાનનો શાપ લુપ્ત થઈ ગયો, અને લાંબા સમયની હાથકડી, એની મેળે જ ધૂળમાં સરી પડી, અને તેમને કપાળે ગાંધીરાજની છાપ લાગી.) રવીન્દ્રનાથ સિવાય, બીજા ખ્યાતનામ કવિઓ જેમણે ગાંધીકાવ્યો રચ્યાં છે, તેમાં નઝરૂલ ઇસ્લામ, પ્રેમેન્દ્ર મિત્ર, અમિયાસ ચૌધરી, શક્તિ ચટ્ટોપાધ્યાય, સુકાન્ત ભટ્ટાચાર્ય, તથા વિષ્ણુદે છે. સુકાન્ત ભટ્ટાચાર્યે 'મહાત્માર પ્રતિ' કાવ્યમાં, મહાત્માને સંબોધીને કહ્યું છે:

તાઈ એખાને આખા ઘનિષ્ટ સ્વપ્નેર કાછાકાછિ
મને હોય શુધૂ તોમારઈ
મધ્યે આમરા બેંચે આછિ તોમારે પેયેછિ,
અનેક મૃત્યુ ઉત્તરણેર શેષે,
તોમારે જડાય પ્રાચીર,
ધ્વંસ વિકીર્ણ એ દેશે.

(એથી જ તો આજ અહીં ઘનિષ્ઠ સ્વપ્નની લગોલગ અમે હોઈએ એમ લાગે છે. ફક્ત તમારી અંદર જ અમે જીવીએ છીએ. અમે તમને અનેક મૃત્યુ વટાવીને પામ્યા છીએ. અમે આ ધ્વસ્ત અને વિખરાયલા દેશમાં તમારી દીવાલ રચીશું.)

ગાંધીજીની હત્યા વિષે અનેક હૃદયસ્પર્શી કાવ્યો બંગાળી કવિઓએ રચ્યાં છે, તેમાં પ્રેમેન્દ્ર મિત્રનું 'તિનટિ ગુલિ' (ત્રણ ગોળીઓ) ભારતીય કવિતામાં ઊંચું સ્થાન પામે એવું છે, એથી એ કાવ્ય અહીં પૂરું અવતાર્યું છે.

તિનટિ ગુલિર પર
સ્તબ્ધ એક કંઠરુદ્ધ રાત
ભૂલે ગેલ ચન્દ્રસૂર્ય
ભૂલે ગેલ કોથાય પ્રભાત.
તુમિ કત કિછુ દિલે
તપોદીપ્ત જીવનેર સમસ્ત વિભૂતિ
સૂર્યેર મતન દિલે પરમાયુ
વિદ્યુસિત પ્રેમે કરુણાય
તિનટ કઠિન ક્રૂર ગુલિ.
પ્રથમ ગુલિર નામ
અન્ધ મૂઢ ભય
દ્વિતીય આમાદેર નિરાલોક મને સંશય,
વિવર વિલાસી હિંસા
તૃતીય ગુલિર પરિચય.
તિનટિ ગુલિર શબ્દ
અન્તહીન તાર પ્રતિધ્વનિ
કેંપે કેંપે દિગન્ત છાડાય
માનુષેર ઇતિહાસ પાર હોતે જાય
અગણન માનુષેર બુકે બુકે બેજે
યુગ થેકે યુગાન્તરે
પ્રતિહત સેઇ શબ્દ નિજેરે ભોલાયે,
હયે ઓઠે પરિશુદ્ધ
મૃત્યુજીત વાણી વરાભય,
મોહન અસ્ત્રેર નાદ પરમ લજ્જાય
શાન્તિર અમૃત મંત્રે શેષે લય.

(ત્રણ ગોળીઓ પછી સ્તબ્ધ એક કંઠરુદ્ધ રા
ભૂલી ગઈ ચંદ્રસૂર્ય, ભૂલી ગઈ ક્યાં છે પ્રભા
તમે કેટલુંય દીધું, તપોદીપ્ત જીવનની સમ
વિભૂતિ, સૂર્યની જેમ આપ્યું પરમાયુ, વિકિ

૬) કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૯૧

પલટ અન બરા સાથ પલબ્ધ .

પ્રેમ અને કરુણાદીપ્ત. ત્રણ કઠણાકૂર ગોળીઓ! પહેલી ગોળીનું નામ છે અંધ મૂઢસ્ય, બીજી અમારા અંધકારમય મનનો સંશય, અને ત્રીજી ગોળીનો પરિચય છે, વિવરવિલાસી હિંસા. ત્રણ ગોળીનો અવાજ, એનો અન્તહીન પડઘો કાંપતો કાંપતો દિગન્ત છોડીને માનવના ઇતિહાસને પાર કરતો, માનવના ઉરઉરમાં વાગતો વાગતો યુગથી યુગાન્તરમાં ચાલ્યો જાય છે. પ્રતિહત એ અવાજ, પોતાને ભૂલીને પરિશુદ્ધ થઇ જાય છે અને મૃત્યુજીત નિર્ભયતાની વાણીમાં પરિવર્તિત થાય છે. મોહન શસ્ત્રનો અવાજ, શરમાઇને શાન્તિના અમૃત મંત્રમાં આખરે લય પામે છે.)

કવિએ ત્રણ ગોળીઓના અવાજને અથડાઇને પરિશુદ્ધ થઇને શાંતિના અમૃતમંત્રમાં વિલીન થતો દર્શાવી, ગાંધીજીની હત્યા દ્વારા હિંસાની પર અહિંસાના વિજયને દર્શાવ્યો છે, પરિણામે કાવ્ય એકમાત્ર વિલાપ કાવ્ય નહિ, પણ ચિંતનાત્મક કાવ્ય બન્યું છે.

જ્ઞાનપીઠ પુરસ્કાર વિજેતા કવિ વિષ્ણુ દેએ એમના '૩૦ જાન્યુઆરી, કાવ્યમાં ગાંધીજીને કહ્યું છે:

આમાદેર પાપ, તોમાર મૃત્યુર અભિશાપ.
(અમારાં પાપ, તમારા મૃત્યુનો અભિશાપ બન્યાં)
પછી ગાંધીજીને અંજલિ આપતાં કહ્યું છે-:

જીવને જીવન દિલે
મરણે જીવન તુમિ,
જીવનમૃત્યુર હલાહલે
ભેદ દિલ્ય મૂછે
ધૂએ દિલ્ય મંદાકિની
નિર્ઝર શીકરે.

(તમે જીવનમાં જીવન આપ્યું, અને મરણથી પણ જીવન આપ્યું. જીવનમૃત્યુના હલાહલનો ભેદ મંદાકિનીના નિર્ઝર શીકારથી તમે ધોઇ નાખ્યો, લૂછી નાખ્યો).

આ ઉપરાંત રાષ્ટ્રપ્રેમ-પ્રગટાવનારી અનેક ઘટનાઓ વિષે પણ બંગાળી કવિઓએ કાવ્યો લખી રાષ્ટ્રપ્રેમની ભાવનાને વાચા આપી છે. સુકાન્ત ભટ્ટાચાર્યે 'સિપાઇ વિદ્રોહ, વિષે પોતાનો ઉલ્લાસ વ્યક્ત કરતાં લખ્યું છે:

હઠાત દેશે ઊઠલો અવાજ હો. હો
ચમકે સબાઇ તાકિયે દેખે સિપાઇ વિદ્રોહ.
આગુન હોગે સારા દેશટા, ફેટે પડલ રાગે,
છેલે બુડ્ઢો જેગે ઉઠલ, નબ્બઇ સન આગે
એકશો વર્ષેર ગોલામીતે સબાઇ તખન ક્ષિપ્ત
વિદેશીર રક્ત પેલે તબેઇ હોબે તૃપ્ત.

(એકાએક દેશમાં હો હો અવાજ થયો. બધા ચમકીને નિર્નિમેષ દૃષ્ટિથી જુએ છે તો એ સિપાઇ વિદ્રોહ છે. આખા દેશમાં આગ ભભૂકી ઊઠી છે-દેશ ગુસ્સાથી ફાટી પડ્યો છે. બાળક, બુઢ્ઢા નેવું વર્ષ પૂર્વે જાગી ઊઠ્યો. એકસો વર્ષની ગુલામીને કારણે બધા રઘવાયા બન્યા હતા. અને વિદેશીઓના લોહીથી જ તૃપ્ત થાય એમ હતું. *)

પછી યુવાનોને ઉદ્દેશીને કવિ કહે છે:

નાનાસાહેબ, તાંતિયા ટોપી, ઝાંસીર રાણી લક્ષ્મી
એદેર નામે, દૃપ્ત કિશોર ખુલબે તોમાર ચોખટિ,

હે, રોષભર્યા કિશોરો, નાનાસાહેબ, તાંત્યા-ટોપી તથા ઝાંસીની રાણીનાં નામો તમારી આંખો ખોલશે.

દિનેશ દાસે 'ઓગષ્ટ ક્રાંતિ, અષ્ટિચિમુર (ભારત

* આ કાવ્ય ૧૯૬૦માં લખાયું હતું. એટલે સિપાઇવિદ્રોહનાં નેવું વર્ષ પછી

છોડો આંદોલન વખતે એ બે ગામોમાં અંગ્રેજ સૈનિકોએ સ્ત્રીઓ પર બળાત્કાર કર્યો હતો. 'ભારત છોડો' તથા સ્વાતંત્ર્યદિન નિમિત્તે '૧૫ ઑગસ્ટ' કાવ્યો રચ્યાં હતાં. '૧૫ ઓગસ્ટ, કાવ્યમાં એમણે સ્વાતંત્ર્યદિનનું સ્વાગત તો કર્યું છે, પણ બંગાળનું વિભાજન થયું તેથી વિષાદ પણ પ્રગટ કર્યો છે. ૧૯૬૨માં ભારત પર ચીને આક્રમણ કર્યું એ પ્રસંગે નંદગોપાલ સેનગુપ્તે એમના 'ભારત ૧૯૬૨' કાવ્યમાં ચીનને પડકારતાં કહ્યું છે :

. જનની ભારત વર્ષ તોમા કે પ્રણામ
બારબાર તોમાકે પ્રણામ
તોમાર જાગૃતમૂર્તિ,
ભાસ્વર રાખબ ચિરદિન
કોન દસ્યુ ક્ષુદ્ર દસ્યૂ,
મોગલ તાતાર હો વા ચીન
પારબે ના પા બાડાતે,
એ માટિતે આશ્વાસન દિલામ.

(જનની ભારતવર્ષ ! તને પ્રણામ કરું છું. વારંવાર પ્રણામ કરું છું. તારી જાગૃતમૂર્તિને અમે ભાસ્વતી રાખશું. કોઈ માથાફરેલ, ક્ષુદ્ર દસ્યૂ પછી એ મોગલ તાતાર હોય, કે ચીન હોય, તે આ ભૂમિમાં આગળ ડગલું ભરી શકશે નહિ તેની એની બાંહેધરી આપીએ છીએ.)

બંગાળના રવીન્દ્રનાથ પછીના સુવિખ્યાત કવિ નજરૂલ ઈસ્લામનું ૧૯૨૮માં ધૂમકેતુ પત્રિકામાં આગઝરતી વાણીમાં 'આનંદમયીર આગમને' વિદ્રોહની હાકલ કરતું કાવ્ય પ્રગટ થયું હતું. એ માટે એમની પર ગિરફતારનું વોરંટ કાઢવામાં આવ્યું હતુ. ત્યારે કવિ કુમિલ્લામાં જઈ છુપાયા હતા. પણ ત્યાંથી એમને પકડવામાં આવ્યા, અને એક વર્ષની જેલની સજા ફટકારવામાં આવી એ સમયે ખરાબ ખોરાકના વિરોધમાં એમણે અનશન કર્યું હતું. પરિણામે એમની માગણી સ્વીકારાઈ હતી. એ સમયે એમને હાથપગમાં બેડીઓ પહેરાવવામાં આવી હતી, ત્યારે એમણે લખ્યું હતું :

શિકલ પરાહલ, મોદેર એ શિકલ પરા હલ,
એ શિકલ પરે ઈ શિકલ, તાદેર કરબ રે વિકલ.

(મને બેડી પહેરાવવામાં આવી છે. એ બેડીઓની પાછળ બીજી બેડી છે, જેને હું વિફળ કરીશ.)

તથા.

ફાંસીર મંચે ગેયે ગેલ જારા જીવનેર જયગાન
અસિ આલક્ષ્યે દાંડિયે છે તારા, દિબે કોન બલિદાન?
આ જ પરીક્ષા જાતિર, અથવા જાતેર કરિબે ત્રાણ
દુલિતે છે તરિ, ફુલિતે છે જલ, કાંડારિ હોશિયાર.

(એ ફાંસીને માંચડે જીવનનું જયગાન ગાતા ચઢ્યા, એ લોકો (અંગ્રેજો) તલવારનું નિશાન લઈને ઊભા છે, ત્યારે કોણ બલિદાન આપશે? આજે રાષ્ટ્રની પરીક્ષા છે, રાષ્ટ્રનો ઉદ્ધાર કરવાનો છે. હોડી હાલકડોલક થાય છે, પાણી તોફાને ચઢ્યું છે. ખલાસી સાવધ રહેજે.)

નઝરૂલે માતૃ-વંદનાનાં કાવ્યો પણ સારા પ્રમાણમાં લખ્યાં છે. એમનું એક કાવ્ય.

. જનનિ ! મોર જન્મભૂમિ
તોમાર પાયે નોઆઈ માથા
સ્વર્ગાદપિ ગરિયસી, સ્વદેશ આમાર ભારત માતા

(હે જનની જન્મભૂતિ, હું તારાં ચરણોમાં શિર નમાવું છું. મારો સ્વદેશ મારી ભારતમાતા સ્વર્ગ કરતાં પણ મહાન છે.)

સુભાષ મુખોપાધ્યાય એમના કાવ્યમાં ભાર

માતાને સંબોધીને કહે છે:

આમિ જા કિછુ સ્પર્શ કરિ
સેખાનેઇ હે જનની તુમિ
આમાર હૃદયવીણા
તોમારઈ હાતે બાજે.
હે જનની!
આમિ ભય પાઇનિ
જારા તોમાર માટિતે ખાબા ખાડે
આમરા તાદેર ઘાડ ધરે
તાડિયે દેબ.

(હું જે કશાનો સ્પર્શ કરું છું, ત્યાં હે જનની તું છે. મારા હૃદયની વીણા તારા જ હાથથી વાગે છે. હે જનની! મને ડર લાગતો નથી, જે તારી માટીમાં ખાડા ખોદે છે, અમે એમનું ગળું પકડીને એમને હાંકી કાઢીશું.)

સ્નેહલતા ચટ્ટોપાધ્યાયે ભારત મહિમા ગાતાં એમના કાવ્યમાં કહ્યું છે:

આસમુદ્ર હિમાચલ જાર વન્દનાય રત,
નક્ષત્ર નિબિડ આકાશ, જાર રત્ન આભૂષણ,
આદિમ અરણ્યાનિ તે સ્નિગ્ધ,
સબુજ ચિરંતન જાર મહાભૂમિ,
વિશ્વસભાય પાય શ્રેષ્ઠ સન્માન,
યાર ઔદાર્ય મૈત્રી, પ્રીતિ સબ સમય.
હે આમાર ભારતવર્ષ! આમાર સ્વદેશ!
એર ચેયે આર કોન ગૌરવ, કોન પરિચય.

(આ સમુદ્ર હિમાચલ જેની વન્દનામાં રત છે, નક્ષત્ર નિબીડ આકાશ જેનું રત્ન આભૂષણ છે, આદિમ અરણ્યોથી જેમ મહાભૂમિ સ્નિગ્ધ અને લીલીછમ છે. જેનાં ઔદાર્ય, પ્રીતિ અને મૈત્રી વિશ્વસભામાં હંમેશાં શ્રેષ્ઠ સન્માન પામે છે એવો હે આપણો ભારતવર્ષ આપણો સ્વદેશ, એના કરતાં બીજું કયું ગૌરવ હોઈ શકે, બીજો કોઈ પરિચય હોય?)

અરુણમિત્ર એમના એક દેશપ્રેમના કાવ્યમાં કહે છે:

નિશ્ચયતાર આર એક નામ જન્મભૂમિ
આમાર જન્મભૂમિ હઠાત આ માકે દિશા.
હારા કરેના.
અમિ નામને પારિ એમન કોનો ખાદ એખાને નેઇ
આમિ એગિયે જેતે પારિ ના એમન કોનો
પથ એખાને નેઈ
સે આમારે ખૂબ દુઃખ દેય, ખૂબ આપન કરે
એવં આમારે સે તીવ્રતમ પરીક્ષાય રાખે.

(નિશ્ચિતતાનું એક નામ જન્મભૂમિ છે. મારી જન્મભૂમિ મને એકાએક રસ્તો ભુલાવતી નથી. હું ઢળી પડું એવો કોઈ ખાડો અહીં નથી. હું આગળ જઈ ન શકું એવો કોઈ રસ્તો અહીં નથી એ મને બહુ દુખી કરે છે, પણ આત્મીયતા પણ દર્શાવે છે, અને સતત મારી કડક પરીક્ષા કરતી રહે છે.)

આ રીતે બંગાળીની રાષ્ટ્રીય ચેતનાના કાવ્યોમાં પ્રચુર વિષયોનું, તથા આલેખનરીતિનું વૈવિધ્ય છે. સ્વાતંત્ર્યોત્તર કાળમાં પણ રાષ્ટ્રપ્રેમના કાવ્યો સતત રચાતાં રહે છે.

# જંતુર–મંતુર

ચંદ્રકાન્ત ટોપીવાલા

### ૧. કીડી

બૂટ પર ચઢેલી કીડી
આખરે
કાંઠાના ખડક પર ખંખેરાઈ ગઈ.
માંડ પડતાં પડતાં બચી
પગ ભરાવી લીધા ખડકમાં
મોઢું ઊંચું કર્યું
આંકડો હલાવતી ગર્જી:
'ખબરદાર, હટી જા, દરિયા,
કહું છું, હટી જા'
તસુ તસુ વધતો દરિયો અટકી ગયો
કીડીના પગ આગળ આવી,
ઓટ શરૂ થઈ
કીડીની મગરૂબીનો પાર નથી.

### ૨. મંકોડો

મંકોડાએ રસ્તો ઓળંગવો શરૂ કર્યો.
બાળકના હાથમાંથી છૂટેલો
બૉલ આવી અથડાયો,
મંકોડો બચી ગયો.
ચાલતો ચાલતો આવ્યો એક પગ
જરાક અટક્યો
અને ઉપરથી ગયો.
સાઇકલ પસાર થઈ ગઈ
એની હવાથી
મંકોડો જરાક દૂર ફંગોળાયો.
પૂર ઝડપે આવતા ખટારાની
નીચે
આરામથી ચાલ્યા કર્યું મંકોડાએ.
ઝાડ પરથી પાંદડું પડ્યું
એની પીઠે
મંકોડો ગભરાયો, સળવળ્યો
અને ઉપર ચઢી ગયો.
સૂકું પાંદડું મંકોડા ભેળું ઊડ્યું
ફૂટપાથ પર સીધું
મંકોડો રસ્તો ઓળંગી ગયો.
ફૂટપાથને છેડેથી કૂદ્યો ડાઘિયો
એક પંજો
ને મંકોડો હડપ.

### ૩. વંદો

ફાટમાંથી જુએ છે
અને
ફાટમાંથી એની બે મૂછ બહાર હલાવે છે
લાગે છે વંદાજી ગેલમાં છે.
ઉપરથી ગ્લોબ પ્રકાશ પાથરી રહ્યો છે
અને ગેલમાં છે બહાર એક હાથ,
જરાક દૂર
કાગળ પર ભભરાવી રહ્યો છે ચીકણી ભૂકી.
પછી થયું અંધારું
પછી રોફભેર વંદાજી નિસર્યા બહાર, પૂરપાટ.
પછી વંદાજી મૂછે દેતા તાવ.

માતાને સંબોધીને કહે છે:

આમિ જા કિછુ સ્પર્શ કરિ
સેખાનેઇ હે જનની તુમિ
આમાર હૃદયવીણા
તોમારઈ હાતે બાજે.
હે જનની!
આમિ ભય પાઇનિ
જારા તોમાર માટિતે ખાબા ખાડે
આમરા તાદેર ધાડ ધરે
તાડિયે દેબ.

(હું જે કશાનો સ્પર્શ કરું છું, ત્યાં હે જનની તું છે. મારા હૃદયની વીણા તારા જ હાથથી વાગે છે. હે જનની! મને ડર લાગતો નથી, જે તારી માટીમાં ખાડા ખોદે છે, અમે એમનું ગળું પકડીને એમને હાંકી કાઢીશું.)

સ્નેહલતા ચટ્ટોપાધ્યાયે ભારત મહિમા ગાતાં એમના કાવ્યમાં કહ્યું છે:

આસમુદ્ર હિમાચલ જાર વન્દનાય રત,
નક્ષત્ર નિબિડ આકાશ, જાર રત્ન આભૂષણ,
આદિમ અરણ્યાનિ તે સ્નિગ્ધ,
સબુજ ચિરંતન જાર મહાભૂમિ,
વિશ્વસભાય પાય શ્રેષ્ઠ સન્માન,
યાર ઔદાર્ય મૈત્રી, પ્રીતિ સબ સમય.
હે આમાર ભારતવર્ષ! આમાર સ્વદેશ!
એર ચેયે આર કોન ગૌરવ, કોન પિરચય.

(આ સમુદ્ર હિમાચલ જેની વન્દનામાં રત છે, નક્ષત્ર નિબીડ આકાશ જેનું રત્ન આભૂષણ છે, આદિમ અરણ્યોથી જેમ મહાભૂમિ સ્નિગ્ધ અને લીલીછમ છે. જેનાં ઔદાર્ય, પ્રીતિ અને મૈત્રી વિશ્વસભામાં હમેશાં શ્રેષ્ઠ સન્માન પામે છે એવો હે આપણો ભારતવર્ષ આપણે સ્વદેશ, એના કરતાં બીજું કયું ગૌરવ હોઈ શકે, બીજો શોકે, પરિચય હોય?)

અરુણમિત્ર એમના એક દેશપ્રેમના કાવ્યમાં કહે છે:

નિશ્ચયતાર આર એક નામ જન્મભૂમિ
આમાર જન્મભૂમિ હઠાત આ માકે દિશા.
હારા કરેના.
અમિ નામને પારિ એમન કોનો ખાદ એખાને નેઇ
આમિ એગિયે જેતે પારિ ના એમન કોનો
પથ એખાને નેઇ
સે આમારે ખૂબ દુ:ખ દેય, ખૂબ આપન કરે
એવં આમારે સે તીવ્રતમ પરીક્ષાય રાખે.

(નિશ્ચિતતાનું એક નામ જન્મભૂમિ છે. મારી જન્મભૂમિ મને એકાએક રસ્તો ભુલાવતી નથી. હું ઢળી પડું એવો કોઈ ખાડો અહીં નથી. હું આગળ જઈ ન શકું એવો કોઈ રસ્તો અહીં નથી એ મને બહુ દુખી કરે છે, પણ આત્મીયતા પણ દર્શાવે છે, અને સતત મારી કડક પરીક્ષા કરતી રહે છે.)

આ રીતે બંગાળીની રાષ્ટ્રીય ચેતનાનાં કાવ્યોમાં પ્રચુર વિષયોનું, તથા આલેખનરીતિનું વૈવિધ્ય છે. સ્વાતંત્ર્યોત્તર કાળમાં પણ રાષ્ટ્રપ્રેમનાં કાવ્યો સતત રચાતાં રહે છે.

# જંતુર-મંતુર

ચંદ્રકાન્ત ટોપીવાલા

### ૧. કીડી

બૂટ પર ચઢેલી કીડી
આખરે
કાંઠાના ખડક પર ખંખેરાઈ ગઈ.
માંડ પડતાં પડતાં બચી
પગ ભરાવી દીધા ખડકમાં
મોઢું ઊંચું કર્યું
આંકડો હલાવતી ગર્જી:
'ખબરદાર, હટી જા દરિયા,
કહું છું હટી જા'
તસુ તસુ વધતો દરિયો અટકી ગયો
કીડીના પગ આગળ આવી,
ઓટ શરૂ થઈ
કીડીની મગરૂબીનો પાર નથી.

### ૨. મંકોડો

મંકોડાએ રસ્તો ઓળંગવો શરૂ કર્યો.
બાળકના હાથમાંથી છૂટેલો
બોલ આવી અથડાયો,
મંકોડો બચી ગયો.
ચાલતો ચાલતો આવ્યો એક પગ
જરાક અટક્યો
અને ઉપરથી ગયો.
સાઈકલ પસાર થઈ ગઈ
એની હવાથી
મંકોડો જરાક દૂર ફંગોળાયો.
પૂર ઝડપે આવતા ખટારાની
નીચે
આરામથી ચાલ્યા કર્યું મંકોડાએ.
ઝાડ પરથી પાંદડું પડ્યું
એની પીઠે
મંકોડો ગભરાયો. સળવળ્યો
અને ઉપર ચઢી ગયો.
સૂકું પાંદડું મંકોડા ભેળું ઊડ્યું
ફૂટપાથ પર સીધું
મંકોડો રસ્તો ઓળંગી ગયો.
ફૂટપાથને છેડેથી કૂદ્યો ડાઘિયો
એક પંજો
ને મંકોડો હડપ.

### ૩. વંદો

ફાટમાંથી જુએ છે
અને
ફાટમાંથી એની બે મૂછ બહાર હલાવે છે
લાગે છે વંદાજી ગેલમાં છે.
ઉપરથી ગ્લોબ પ્રકાશ પાથરી રહ્યો છે
અને ગેલમાં છે બહાર એક હાથ,
જરાક દૂર
કાગળ પર ભભરાવી રહ્યો છે ચીકણી ભૂકી.
પછી થયું અંધારું
પછી રોફભેર વંદાજી નિસર્યા બહાર, પૂરપાટ.
પછી વંદાજી મૂછે દેતા તાવ.

પછી વંદાજીએ ખાધો ખાધાનો ઓડકાર
પછી વંદાજીને થયા બત્રીસે કોઠે દીવા.
અસંખ્ય ખેંચ અસંખ્ય તાણ
અસંખ્ય કંપ
અને હવે વંદાજી સાવ જંપી ગયા છે.

### ૪. પતંગિયું

વિમાની હોનારત જેવું
ચપ્પટ
તૂટી ફૂટી પાંખ સાથે
પડ્યું છે
પુસ્તકનાં ખૂલેલાં પાન વચ્ચે
એક સુકાયેલું સ્થિર પતંગિયું.
એક ફૂંક
અને નીચે વેરાવાને બદલે
ઊંચે ઊડ્યું ફરફર ફરફર
આંખમાં વરસાદ
અને
આંખ સાથે હવામાં ઝુલી રહે
આપોઆપ ઇન્દ્રચાપ!

### ૫. કરોળિયો

પિટ્યા, કરોળિયા, તું કોને તાકે છે?
તને ય કોઈ તાકે છે!
તારું મોઢું ઝરે છે લાળ
તારે માટે ય પાડે છે કોઈ લાળ.
તું કોઈને સપડાવવા ગૂંથે છે જાળ,
તારે માટે ય ગૂંથાય છે જાળ
તું હલ્યો,
તો તેય હલ્યો.
તું તરાપ મારવા તૈયાર
તો તેય તત્પર તારા માટે,
રોયા, તું લાવે કોઈનો અંત
એની ભેળો જ તારો અંત.
એલા કરોળિયા,
તેં બીજા કોઈ કરોળિયાને ભાળ્યો છે ખરો?

### ૬. મચ્છર

તું પૃથ્વીપાટે
કોઈ ક્ષુદ્ર નટરાજ નથી.
અંધારમાં તારું અદૃશ્ય નૃત્ય
સૌને સંભળાય છે.
તારા પગની ઠેકથી
ત્વચા કંપી ઊઠે છે.
તારી પાંખ શું તું શું ઝપટમાં લઈ લે છે.
તને અવાજ જ નહીં
અવાજની ભ્રમણા રચતાં પણ આવડે છે.
તું જેવોતેવો કીમિયાગર નથી,
તને આવડે છે પરકાયાપ્રવેશ.
તું પૃથ્વીપાટે
કોઈ ક્ષુદ્ર નટરાજ નથી.

### ૭. અળસિયો

એ આમનું અને એક આમનું
તારે તો ફક્ત બે જ મોઢાં છે, બાપલા
પણ અમે તો કેટકેટલાં મોઢાં લઈને ફરીએ છીએ.
તારે તો સદા પેટ રગડીને જ ચાલવાનું છે
પણ અમે તો અમસ્તા અમસ્તા
નાક રગડીએ છીએ બીજાઓ આગળ.
તું સુંવાળો
જરાક તને કોઈ અડકે

ને તું અંગેઅંગ સંકોચાય.
ને અમને કશુંક અડકતાં
ભડકીને ઝાડ થઈ જઈએ છીએ અમે.
ન ફૂંફાડા, ન ફુત્કાર
ન તને કોઈ દહાડો સાપ હોવાનો ભ્રમ.
તું તો ફક્ત મુલાયમ સરક્યા કરે છે, બાપલા
પણ અમે તો કણાની જેમ
ખૂંચ્યા કરીએ છીએ એકબીજાને
ઘડીક આમથી અને ઘડીક આમથી.

૮. જૂ

કહું છું
જૂ થઈ જા જૂ
જૂ વાળમાં.
દાંતિયા સામે દાંતિયા ન કર.
તારા ટાંટિયાથી તું ગમે એટલી વળગ
પણ દાંતિયાને તારી આવી ગઈ છે બૂ.
દાંતિયો દાંતિયાનું કામ કરશે જ,
આસન જમાવી
લોહી ચૂસવાનું છોડ
ટાંટિયા છૂટા કર, દોડ
દોડ, પાછળ દાંતિયો છે!
થૂ જૂ
તું કોઈ સલાહ માનવાનો નથી.
તું મારે માથે પડી છે!

૯. માખી

તું બહુ હઠીલી છે, માખી
તું નહિ સૂવા દે
તું ઊડે છે અને બેસે છે,
બેસે છે અને ઊડે છે
ને મારી ઊંઘ ઉડાડે છે.
હા, માડી, હા
લે ખોલી મારી આંખ.
તું મને ઘેનમાં નહીં પડવા દે
તું મને સ્વપ્નમાં નહીં સરવા દે
તારા શરીર પર અસંખ્ય
મારા મગજમાં અસંખ્ય તંતુ
તું ખરખર ખેરવે જંતુ
આગલા બે પગ ઘસી ઘસી.
પરંતુ
મારા મગજના તંતુઓનું શું?
કેમ ખેરવું? ક્યાં ખેરવું?
બેસવું તો આવે ધસી.
ગૂંચાય
હઠીલા છે
તારા જેવા જ સ્તો!
તું બહુ હઠીલી છે, માખી.

૧૦. ગરોળી

ગરોળી મા, નમું નમું!
મા તમે ક્યારે આવો છો,
ને ક્યાંથી ઊતરો છો,
કળાતું નથી.
મા, તમારી શોભા અપરંપાર છે!
અવકાશમાં આદિકાળ
સરકતો હોય
એમ
કોરી ભીંત પર તમે આદ્યશક્તિ જેવાં સરકો છો!

માથું ધૂણાવતાં
ડોળા ફેરવતાં
જીભ લપકાવતાં
મા, તમે હળવે હળવે કેવાં આગળ ધપો છો!
કેટલાય પ્રકાશ ભણી
દોડ્યા આવતા જીવોને
તમે સનાતન પ્રકાશ ભણી લઈ જાઓ છો!
મા, તમારી કૃપા અપાર છે!
ગરોળી મા, નમું નમું.

૧૧. ઉધઈ

ખઈ જા ખઈ જા
ઉપરથી નીચેથી
ડાબેથી જમણેથી
અંદરથી બહારથી
તું કાગળને નહિ, મને ખઈ જા.
કાગળનો કોઈ વાંક નથી
કાગળ બગડેલો નહોતો
કાગળને બગાડવામાં આવ્યો છે!
મેં જ બગાડ્યો છે કાગળને
હું અપરાધી છું ઉધઈ
હું અપરાધી છું.
તું કાગળને છોડ
તું મને ચાલ
તું મને ખઈ જા
ખવાય એટલો ખઈ જા.

૧૨. વીંછી

પગ આગળ જ જોયેલો
અને છળી મરેલો.
ઊભી પૂંછડીએ
એ
ભાગવા માંડેલો.
પણ ગભરાટમાં ને ગભરાટમાં
પાછળ પડી
ખાસડું મારી
મેં એના આંને છૂંદી નાખેલું.
હજી સુધી
મને ડંખ ઊતર્યો નથી.

# પાંચ કાવ્યો

## કિશોરસિંહ સોલંકી

### ૧. તારા સુધી

મારી આંખ
તાકે છે તારી આંખને
પીએ છે તને નખશિખ
એક પછી એક
પડળ ખૂલતાં જાય છે
તારામાં
અને મારી આંખ
ઊતરતી જાય છે
અંદર ને અંદર
તારા પાતાળના
અંધકારની પેલે પાર
જ્યાં તું
પવન પહેરીને ઊભી છે.

### ૨. મોગરો

આ મોગરો
જે હાથથી
રોપાયો, ઉછેર્યો, પાળ્યો, પોષ્યો.
કેવાં મઘમઘતાં ખીલ્યાં ફૂલ ?
ફોરમ
ફેલાઈ ગઈ આ વાતાવરણમાં....
એ હાથ
ક્યારે રોપશે
મોગરો
મારામાં ?

### ૩. હું તને ચાહું છું

'હું તને ચાહતી નથી'
એવું, કાન ઊંચા કરીને સાંભળી રહ્યું છે
આ ઘાસ
ઘાસને પણ વાગે છે ધક્કો લીલોછમ્મ અને
તેનામાં ઊંડે ને ઊંડે
ઊતરતા જાય છે ચાસ – આ ઘાસ.
સામે ઊભેલી બોગનવેલની આંખમાંથી
આંસુ સરે છે
એને, ઢેલની જેમ ચપોચપ
ભરી રહ્યો છે ચૈતરનો તડકો !
પાસે બેઠેલો મોગરો
આ સાંભળીને સ્તબ્ધ બની ગયો છે
એના પરસેવાની ગંધનો પમરાટ
ફરીફરી રહ્યો છે ચોમેરમાં.
આ ગુલાબની ડાળ ઉપર
બેઠેલા કાંટા
મસ્તક ઝુકાવી ગયા છે
અને ફૂલની ફોરમ
ભમરાની પાંખો ઉપર બેસીને
ઘૂઘવી રહી છે તારી આસપાસ...
આકાશની ઊંચાઈને તાગતો તાડ
એની કેડે તેડેલી ખજૂરી
મહોરતી મંજરીઓ
અને એની છાયામાં પોરો ખાતું આ ઘાસ –
કેટલાં બધાં સાક્ષી છે
–હું તને ચાહું છું, એનાં ?

## ૪. તું ચાહીશ નહિ

'તું મને ચાહીશ નહિ'
એવો એનો એક પત્ર આવ્યો છે
મારા ટેબલ ઉપર મેં મૂકી રાખ્યો છે
હરક્ષણ મારી નજર એનો પહેરો ભરે છે,
ભયથી.
એમાં એનું નામ નથી
નથી ક્યારેય એ કોઈ સંબોધન કરતી
કે ક્યારેય લખતી નથી લિખિતંગ....
બસ, લખી નાખે છે
ઉનાળામાં પાધર પડેલા ખેતર જેવું
સડસડાટ
એના અક્ષર હું ઓળખું છું
એના જેવા જ છે એ...
વારંવાર મારી આંખોમાં
વાગે છે શબ્દે, એનું વાક્ય પણ
આંગણામાં વિસ્તરેલી વેલનાં
લીલાંલીલાં પર્ણોમાંથી ચકલીઓનો
ચીં....ચીં આવે છે અવાજ
આસોપાલવની ડાળે બેઠેલું
પોપટ યુગલ
મત્ત છે પોતાનામાં
દરવાજા બહાર રીક્ષાનો
ઘરરાટ સંભળાય છે
હોર્ન વાગે છે અચાનક
જુઓ, ઠેકડા મારતી
હરણીની જેમ
એનાં પ્રવેશનો પદરવ
આવે છે અંદર....
નહિ ચાહવું એટલે શું ?
પ્રેમ
કોઈ ફ્રીઝમાં મૂકેલું ફ્રુટ્સ છે, તે
ના ખાશો?
ખરેખર, એ મને નહિ ચાહતી હોય ?
તો પછી
'ના ચાહશો' એવું, લખે કેમ?
ચાહે છે માટે લખે છે....
આ એના અક્ષરમાંથી, અપ્સરાની જેમ
બહાર નીકળીને
દોડતી આવીને
વળગી પડે છે મને, અને
બોલી ઊઠે છે :
'તું મને ચાહીશ નહિ....'

## ૫. દુઃખ સાથે દોસ્તી

દુઃખ સાથે મેં દોસ્તી બાંધી લીધી છે.
આમ તો દોસ્તી બાંધતાં મને ક્યારેય
ફાવ્યું નથી.
દોસ્તીને દોસ્તીમાં નહિ; જાળમાં, કાળમાં
અર્થ કે સ્વ–અર્થમાં જોડી છે જગત સાથે.
ક્યારેક ભીંજાયેલી આંખો લીંપણ લીંપતી
દોસ્તીની આરપાર જવા થનગનતી હોય,
પણ બારણામાં ગુંદળાતી ભીનાશ
ઘૂંટડે ઘૂંટડે પીતી હોય
ધરતીને, આકાશને, મને અને તને પણ !
શબ્દનાં ટોળા કોલાહલ કરે, કોઈ ન સાંભળે

આંખની નજરને, અંધકારના ઓળા
દોસ્તીની બાહુમાં દોસ્તી
હાથમાં લોહી તરસ્યાં ખંજર !
કેવું છે આ માનવજાતનું પણ ?
એક વાઢે, બીજો કાપે, ત્રીજો ફરી તાપણું
તાપે !
ક્યાં છે દોસ્તી ? દુઃખનું સહરા છે સહરા !
ટચલી આંગળી પર તોળાતા ગોવર્ધનની જેમ
દુઃખ તો ઊભું છે. અડગ આપણા બારણે
ટકોરે, ટપારે, નવા માટલાની જેમ આપણને !
દુઃખ તો સળગતો નીંભાડો
દુઃખ તો ઢોર–ઢાંખરનો વાડો
દુઃખ તો ઘર–કલહ ને ભવાડો
દુઃખની પીંછીથી ચીતરાય, રંગાય
સમજાય બધુ લાણુ – પાણુ, કાણુ – ઘાણુ,
કોઈ આવે
કોઈ જાય
આશ્વાસન, હૂંફના હૂંફાળા શબ્દો
પ્રેમની પાણી પોચી વાતો
માત્ર શબ્દો – ખોડંગાતા, હાંફતા, તાકતા !
દીવેલ પીધેલા ચહેરા
દંભનાં મ્હોરાં, ત્રાંસી નજર, મલકાટ....
માણસના સિક્કાની બીજી બાજુ !
તોય
હે મારા સ્વજન – દુઃખ
તારા વિનાનું જીવન નકામું
સાચો પાટ, સુન્દર ઘાટ, તારા હાથ !
–તેથી, મેં દુઃખ સાથે દોસ્તી બાંધી લીધી છે !

## પછી તે

બકુલેશ દેસાઈ

કરી ટો : છુપાયું શું શબ્દો પછી તે ?
રગતવરણું શું છે આ જખ્મો પછી તે ?
હતાશાનો અવતાર હું કેટલો સે. ?
કરો ડોકિયું પૂર્વજન્મો પછી તે ?
ચહેરો નથી, ભુલભુલામણી તુજ
નયન અશ્રુભીનાં તે સ્મિતો પછીતે !
ચરણ, કેડી, મોસમ....પ્રતિકૂળ સઘળું,
સફર, અંત, તર્કો વિતર્કો પછીતે.
તરંગો 'બકુલેસ,' હળવાસ આપે,
કમરતોડ બોજો છે તથ્યો પછીતે,

# ઓલવાતા અજવાળે

મણિલાલ હ. પટેલ

એમ્પ્લોયમેન્ટ એક્સચેઇન્જના
દરવાજે દાદરે માદરે વતનમાં
વેતનના દિવસે દાળવડાંની લારીએ
શારીએ નજરથી નાજુક નારીઓને
નવી માર્કેટમાં ગિરવે મૂકીએ જૂના દાગીના
મીનાકારી કોતરાવીએ મનમાં માનીતી માટે
ને જૂના ફળિયે જૂઠા મ્હાદેવને ઓટલે બેસી
સાંજ ગાળીએ પાછી વળતી શાકવાળીઓની સાક્ષીએ
શું કરીએ સહીઓ સિવાય આ મુલકમાં બીજું
ઊઠી આવ્યા છીએ પહાડોની પેલે પારથી
ઝાડોમાં પંખીઓ જેવી પાંખો લઈને
બેઠા છીએ આંખો લઈને પરપોટા જેવી
પલળતી સવારમાં
પેશાબની ધારમાં તણાતી કીડીઓ જોતા
રોતાં ઝરણાંની રોમેન્ટિક વાતોથી ઉબાયેલા
ઊભા છીએ દુભાયેલા એક પગે જુગજૂના ઝાડમાં
ક્યાડમાં ઊગેલા આંબાની
ને વાંઝિયાને ઘેર ડોસાઓ લાડમાં
ખાડમાં જાય ખારેક-કોપરાં ખાનારી
રોટલા ઘડનારી લાવણી ક્યાંથી-ની લ્હાયમાં
બારણે બારણે ખવાયેલી ખોપરી લઈ ને લસીએ લટકીએ
ટકીએ તો શેને આધારે ટકીએ
સત્‌ને તો પડછાયો ય નથી પડતો
તે અટકીએ હવે કઈ આશાએ આ મરત્ લોકમાં
રૂઝળપાટ રણમાં ઈરાક-સિરિયા કે શ્રીલંકાની રેલમાં
છેવટે તેલમાં માખ ડૂબે
લાકડાની ય કન્યા જોઈએ

આંખની નજરને, અંધકારના ઓળા
દોસ્તીની બાહુમાં દોસ્તી
હાથમાં લોહી તરસ્યાં ખંજર!
કેવું છે આ માનવજાતનું પણ?
એક વાઢે, બીજો કાપે, ત્રીજો કરી તાપણું
તાપે!
ક્યાં છે દોસ્તી? દુઃખનું સહરા છે સહરા!
ટચલી આંગળી પર તોળાતા ગોવર્ધનની જેમ
દુઃખ તો ઊભું છે. અડગ આપણા બારણે
ટકોરે, ટપારે, નવા માટલાની જેમ આપણને!
દુઃખ તો સળગતો નીંભાડો
દુઃખ તો ઢોર-ઢાંખરનો વાડો
દુઃખ તો ઘર-કલહ ને ભવાડો
દુઃખની પીંછીથી ચીતરાય, રંગાય

...પજાવ બનુ સાલુ-પાણુ, કાણુ-પાણુ,
કોઈ આવે
કોઈ જાય
આશ્વાસન, હૂંફના હૂંફાળા શબ્દો
પ્રેમની પાણી પોચી વાતો
માત્ર શબ્દો – ખોડંગાતા, હાંફતા, તાકતા!
દીવેલ પીધેલા ચહેરા
દંભનાં મ્હોરાં, ત્રાંસી નજર, મલકાટ....
માણસના સિક્કાની બીજી ઝાંય!
તોય
હે મારા સ્વજન – દુઃખ
તારા વિનાનું જીવન નકામું
સાચો પાટ, સુન્દર ઘાટ, તારા હાથ!
–તેથી, મેં દુઃખ સાથે દોસ્તી બાંધી લીધી છે!

## પછી તે

### બકુલેશ દેસાઈ

કળી લો: છુપાયું શું શબ્દો પછી તે?
રગતવરણું શું છે આ જખ્મો પછી તે?
હતાશાનો અવતાર હું કેટલાસે.?
કરો ડોકિયું પૂર્વજન્મો પછી તે?
ચહેરો નથી, ભુલભુલામણી તુજ
નયન અશ્રુભીનાં તે સ્મિતો પછીતે!
ચરણ, કેડી, મોસમ....પ્રતિકૂળ સઘળું,
સફર, અંત, તર્કો વિતર્કો પછીતે.
તરંગો 'બકુલેસ,' હળવાસ આપે,
કમરતોડ બોજો છે તથ્યો પછીતે,

# ઓલવાતા અજવાળે

મણિલાલ હ. પટેલ

એમ્પ્લોયમેન્ટ એક્સચેઇન્જના
દરવાજે દાદરે માદરે વતનમાં
વેતનના દિવસે દાળવડાંની લારીએ
શારીએ નજરથી નાજુક નારીઓને
નવી માર્કેટમાં ગિરવે મૂકીએ જૂના દાગીના
મીનાકારી કોતરાવીએ મનમાં માનીતી માટે
ને જૂના ફળિયે જૂઠા મ્હાદેવને ઓટલે બેસી
સાંજ ગાળીએ પાછી વળતી શાકવાળીઓની સાક્ષીએ
શું કરીએ સહીઓ સિવાય આ મુલકમાં બીજું
ઊડી આવ્યા છીએ પહાડોની પેલે પારથી
ઝાડોમાં પંખીઓ જેવી પાંખો લઈને
બેઠા છીએ આંખો લઈને પરપોટા જેવી
પલળતી સવારમાં
પેશાબની ધારમાં તણાતી કીડીઓ જોતા
રોતાં ઝરણાંની રોમેન્ટિક વાતોથી ઉબાયેલા
ઊભા છીએ દુભાયેલા એક પગે જુગજૂના ઝાડમાં
હાડમાં ઊગેલા આંબાની
ને વાંઝિયાને ઘેર ડોસાઓ લાડમાં
ખાડમાં જાય ખારેક–કોપરાં ખાનારી
રોટલા ઘડનારી લાવણી ક્યાંથી–ની લ્હાયમાં
બારણે બારણે ખવાયેલી ખોપરી લઈને ભમીએ ભટકીએ
ટકીએ તો શેને આધારે ટકીએ
સતને તો પડછાયો ય નથી પડતો
તે અટકીએ હવે કઈ આશાએ આ મરત્ લોકમાં
રઝળપાટ રણમાં ઇરાક–સિરિયા કે શ્રીલંકાની રેલમાં
છેવટે તેલમાં માખ ડૂબે
લાકડાની ય કન્યા જોઈએ

કવિલોક સપ્ટેમ્બર

કોઈ એ કામની કરવત મેલી છે તે
જતાં ય વ્હેરે ને વળતાં ય અંગઅંગમાં
આસોપાલવનાં અજવાળાં નહેરુબ્રીજને નાકે
છાકે છલકાતાં આલોકમાં ટ્રાફિક જામની પળમાં
થીજેલી નેળમાં બે બાર ને બસો ગાડાં સામસામાં
તે કોણ કોને મારગ આપેની વાટ જોતા
ખુશમાં ખળાઈને ખોટી થતા
કશેય ન જતા ઊભા છીએ કુંવારે કોડે
નદી સોડે
હોડે બળબળતી બપોરે
મોર ટાંકવાની સ્હાયમાં સુંદરીઓ
ગણુરાજ્યો ઘાંઘાં થાય ગોબેચોવમાં
ને ગુજરાત ગરીબોની સ્હાયમાં છાશ વ્હેંચે મફતમાં
વલખાંના વખતમાં સોનસ્હોરનાં શમણાં
ને બાવળને છાંયડે બે પાંદડે થવા
મનીપ્લાન્ટ ઉછેરવાના ઓફિસમાં-
સીધેસીધા ચલે જાના વર્ના–
પીરામીડોથી પેરેસ્રોઇકા
મોંએ–જો–દડોથી મિસાઈલ્સ
ત્રેતા પછીનો આ યુગ જ તરસનો
ત્રાસનો, દુકાળમાં અધિક માસનો
એક સાંધો ને તૂટે એકાવન બધે બાવનમાં
ચેતન ને ચરસ
વીજળી ને વેલ
ખેલ બધા અમારે ખસે જ નસે
અબેએએ.... મોરાલિટીની પૂંછડી
છડી પોકારાઈ છે સત્તાની તે
વોશિંગટન માન્યતા આપે એટલો જ
પ્રેમ કરવાનો પડોશીને

૦) કવિલોક સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૯૯૧

ન દેખા હરજાઈ
મૈં ઘરપે ચુનરિયા ભૂલ આઈ
તો ભલે

રેલો તો આ આવ્યો બધાંને પગ તળે
ને જળે ઝળહળાટ
ઝૂલે છે મર્યા પછીના ભારતરત્ન હિંડોળાખાટ
લક્ષ્મીનો વર શોધવા નીકળેલા બાપને
વરમાં મળે વિષ્ણુ વાઘરી દાતણ સાથે –
દાણચોરીનો માલ પ્હોંચાડે ધોળે દાડે
વાડે વાડે વેલા ચડે સોનાચાંદીના તે
જોયા કરવાના જાગતા રહીને અમારે
અવતારે અવતારે માગતા રહેવાનો મોક્ષ
ને કાછડી છોડી નાખતા કરવેરા પરોક્ષ
કાળું નાણું ધોળું કરવાની ધખનામાં
પાણી પાતળી પળમાં જીવવાનું
જળમાં પથ્થરની જેમ
કેમ કરીશું આ અંધેરી નગરીના કલ્ચરનું
આભલાં જ ઓઢવાં ને પાથરવાં
રિમઝિમ બરસે – ક્યાં છે એ બાદરવા
ભાદરવાના તાપમાં સોનાવરણી સીમ
બાવટાની બે વાર વેચાય છે ગામમાં
ઘરમાં ગોખલે વસાવ્યા છે
દયાથી દેવ વિસ્થાપિતોની જેમ
આરતની દીવડીએ પૂજીએ એને
અને પૂછીએ એને કે
અગણિત વાલિયાઓમાંથી વાલ્મિકી
બનાવવાની વેળા જ વસૂકી ગઈ છે શું ?
હેષાઓ સાથે હોંકારા સંભળાય
જમનો પાડો છૂટચાના

કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૯૧

જંઠેલી વેળા જેવા જ્વાળામુખીઓ વચ્ચે
સંબંધો તૂટયાના
ને અમે આંધળો પાડાની રમતમાં
લડકી – છાંયડીના દાવ નાખીએ બીજાને માથે હજીય
મોત મોટું થાય છે ગુહામાં ઘરમાં શેરીમાં શસ્ત્રોમાં
ને નથી થઈ શકાતું હવે વિક્રમ કે વેતાળ
એટલે તાલ – તમાલમાં ધમાલ જોતા
એબ્સર્ડ ચિત્રોમાં અર્થ શોધતા શોધતા
ક્હાંથી જઈએ છીએ માટી પગા મિત્રો સુધી
ને પામીએ છીએ ગુલામ મોહમ્મદ શેખના
ચિત્રોમાં આવતા કબ્રસ્થાન પાસેના નિર્જન ઝાડ તળે
ભૂપેન અખ્ખરના આદમી જેવા સન્ન સૂના
અનેકો વચ્ચે અટૂલા
વાટ જોઈએ છીએ
અધમધરાતે ખાટલે ખાંસતાં બિહામણી છાયાઓમાં
ચિત્રપીળા સૂર્યોદયની
વહરતા ક્ષયની ક્ષણે
નિરર્થક ભાસતા હોવાપણાને વેંઢારતા
ખોવાપણાની તો ક્યાં ખોટ છે આમે ય આ લોકમાં
ભીની રાતોમાં માલકોશનું માધુર્ય માણીએ
જળતરંગનો જાદુ જાણીએ તોય
ક્યાં પ્રમાણી શકીએ છીએ કથાયના ક–ને
કમ્પ્યુટરને કરપ્સન શીખવતા 'બાહોશ'-
પડોશીના પ્રભાવથી કયાં બચી શકીએ છીએ સ્હેજે ય
લટકી પડયા છે લખચોરાસીના ખભાઓ
ને વાય છે થાકેલા વાયરા ધુળિયાં મેદાનોમાં
રાગાવેગી રાતોનાં વસમાં તોફાનોમાં
અમે ય ક્યારેક તોરીલા તોખાર હતા
ક્યારેક અમારી જ રાજાજ્ઞા તો ક્યારેક શિરચ્છેદ પણ અમારો

૨) કવિલોક સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૯૯૬

સોક્રેટિસથી હરિશ્ચન્દ્ર સુધીની સત્યસંવેદનાઓ
ને ગોળીએ વીંધાયેલા ગાંધીની કરુણા હતા અમે
કિંમત ચૂકવી હતી વસંતસેનાને ચાહ્યાની
ને માણી હતી નગરવધૂઓ સાથે ઘેઘૂર રતિરાત્રીઓ
યાત્રીઓ હતા કે છીએ યાયાવર
વ્હાણુ કોલંબસનું કે
આણુ અમારે માથે મરી ફીટવાની ફ્રીગટમાં
આસનાલામાં ખોયા પ્રાણ
ન જાણુ અમને કે હતા અમારા જ હાથોમાં –
ધગધગતા સળિયાઓ કે ફૂટી હતી આંખો જ અમારી
ગંતુરના ચુંદુરમાં ટ્રેક્ટરે ચગદાયા પૂર્વે
શું અમે માલવપતિ મુંજ હતા
કેટકેટલા વેશ ને વળગણ
વરખ પ્હેરીને વલખવાનું
આશાએ આશાએ
પણ ક્યાં પોબાર પડે છે પાસાઓ
વ્હાલાં છે વાણી ને વખ
સગાઈ તો કહે આંગળીથી વેગળા નખ
છવાઈ જવાનું નમૂણી વેલ જેવું પરાધારે –
પોમ્પાઈથી પેરામ્બૂર સુધી
મંતરેલાં માદળિયાં નહીં કેપ્સૂલ સાઈનાઈડની
નિજના કારાગારમાંથી કરાવે મુક્તિ
જીવતર ને જુક્તિ
વેરવિખેર વેરાયેલા જાળ નીચેના દાણાઓ
કાફર કાણાઓ
પંખીઓ પણ ચણવા ન આવે
અવનવા આઘાતો લાવે છાપાંઓ
ને તોય ચા કડવી જ ના થાય

તો આ કઈ દોરડીના ફાંપાઓ ચચરે છે
વાગે છે ડેરા પગમાં નહીં બાંધેલા
ખડ ખાતા ભળાય સિંહો સવારમાં
ને આ દેવાના હય હણહણે છે
રણઝણે છે વ્હાલી વસ રાનમાં રાતભર
આ કાળા દિવસો ને ધોળી રાતોમાં
પીપળા પર બેસી રહ્યા છે બગલાઓ
સ્હામ સ્ક્રેપર પર સૂરજ પ્રગટવાની રાહ જોતા
એમ જ ખોતા અવતારો
જાતને ખણુતા ખોતરતા ખાતા ખવાતા ચવાતા ચૂંથાતા
ક્યાં સુધી પગલાંઓ સાચવીએ ધૂળમાં –
લોહીઝાણ લોકોચારોનાં
રઝળતા રખડતા પડતા પછડાતા રાતામાતા રોળાતા ઢોળાતા
આભડી ચૂક્યા છે ઓછાયા એકવીસમી સદીના
અમારી એરુ જેવી એષણાઓને
ડાકણી વિદ્યાઓ ને મસાણ સાધનાઓ
નવગજાપીર ને નાળિયેરની બાધાઓ
પથ્થરિયાં પાત્રો ને માટેરી ઢાભલાં
ભૂલતા ભાગતા આવી પહોંચ્યા છીએ
અમે ગ્લાસનોસ્તના ગરનાળે
ગાય બકરી ને દીકરીને દોરતા અંધારે
દીકરી પર થોકલા ચોંટાડી ઠગવા નીકળેલા
ખાલીખમતાના તબેલે મારેલું તાળું સાચવતા
ચાંદાસૂરજને ગજવે ઘાલવા લડતા ઝઘડતા તૂટતા
બેઠા છીએ કબાડી બજારમાં ખૂટતા
ઓલવાતા અજવાળે મલોખાં મીઠાં કરતા
કાળને કરગરતા
કસાઈની કૃપાદૃષ્ટિની વાટ જોતા
કાશીના કરવતને સંભારતા બલમ્
ઈતિ અલમ્
૨૪) કવિલોક સપ્ટેમ્બર–ઓક્ટોબર ૧૯૯૧

## ગ્રીષ્મની બપોર

### ભરત ત્રિવેદી

આમ તો અજગર બની મ્હાલી શકે,
ગ્રીષ્મની બપ્પોર જે ચાલી શકે.
ક્યાં જશે ઊકળાટ લૈ આખું નગર,
ડાળ પર ના પાંદડું હાલી શકે.
શેરીઓ લંબાઈ છે આ ઘરભણી,
બારણાંને કોઈ જો ઠાલી શકે.
હીંચકો બાંધો હવે તો આંગણે,
ઘેનના આ ભારને ઝાલી શકે.
કોઈ શું પડકારશે એને પછી,
ગ્રીષ્મની બપ્પોર જે ચાલી શકે.

## ગઝલ

### રમેશ ત્રિવેદી

ના સનાતન, ના ઋચા, ના વેદ છે,
તું સજાવત્ આયખામાં કેદ છે.
ડાળ ઝુકી શ્રાવણી આઘાતથી–
પણ ખરેલા પાંદડાને છેદ છે.
હસ્તરેખા તર્ક કરતી ચળ વિશે–
બંધ મુઠ્ઠીમાં અગોચર ભેદ છે.
દોડતાં રસ્તા બધા થાકી ગયા,
હયો, પુરાતન આવ–જા નિર્વેદ છે.
કર્ણકોમાં સ્તબ્ધ થઈ ડેલી છતાં,
ના બહેરા ઉંબરાને ખેદ છે.

## હવા જાતે જ....

### ધૂની માંડલિયા

ક્યાંક એમ જ બસ વહે છે ક્યાંક અટકી જાય છે,
આત્મહત્યામાં હવા જાતે જ લટકી જાય છે.
આંખથી નીકળ્યા પછી, ક્યાં માર્ગ નક્કી હોય છે,
આંસુઓ ગુમરાહ થઈને ક્યાંક ભટકી જાય છે.
ભાગ્ય રૂઠે તો જીવનમાં આમ અણધાર્યું બને,
બેઉ ચરણ હો ચાલતાં ને પંથ અટકી જાય છે.
આપણા વીત્યા સમયનું ચિત્ર ક્યાં દોરાય છે?
તું નથી તો સાંજની કોઈ ક્ષણ છટકી જાય છે.
સાદ દે દિવસે અને રાતે ફરારી થઈ જતા,
માછલીને ઝાંઝવાથી આમ ખટકી જાય છે.
આપણા સંબંધના અવશેષ ભેગા થાય ના,
રેખા મળે છે તો હથેળી ક્યાંક છટકી જાય છે.
ભીતર અખંડિત હોય છે સંવેદનાની ક્ષણ,
કાગળ ઉપર લેતાં જ, ગઝલ લટકી જાય છે.

## અનુવાદ

### હ્યુ સેલ્વીન મોબર્લી

(જીવનચરિત્ર અને સંપર્કો)૧

"ઉનાળાની ઉષ્ણતા આપણને છાંયડે બોલાવે છે"૨

– નેમેસિયેનસ, એક્‌લોગ ચતુર્થ

(પોતાની સમાધિ-પસંદગી માટેનું ઈ.પી. ઉદાત્ત કાવ્ય) ૩

(૧)

ત્રણ વર્ષ સુધી, પોતાના સમય સાથે વિસંવાદી,
કવિતાની મૃતકલાને ચૈતન્યયુક્ત
કરવા તે ઝૂઝ્યો
જૂના અર્થમાં, "ઉદાત્તતત્ત્વ" ને જાળવી રાખવા
પહેલેથી જ ખોટો–
ના, ભાગ્યે જ, પરંતુ અર્ધપાશવી,૪
સમયથી પાછળ
દેશમાં જન્મ્યો હોવાનું પ્રતીત થવાથી
દૃઢપણે વળ્યો ઓકવૃક્ષો પરથી
પોયણી નીચોવવા; કેપેન્યસ;૫
આભાસી ગલ માટે ટ્રાઉટ;૬
"કારણ, આપણે જાણીએ છીએ,
ટ્રોયમાં હતું તે બધું, તે બધી વસ્તુ"....૭
અવિરતપણે કાનમાં અથડાયા કર્યું;
ખડકોને નાની ઓથ–શો રસ્તો કરી
તોફાની દરિયાએ, તેથી, તે વર્ષે તેને જકડયો.
તેની ખરી પેનિલોપ૮ હતો ફ્લોબેર૯
જક્કી ટાપુઓથી પકડાયેલ તેણે
સર્સના૧૦ કેશકલાપનું સૌંદર્ય નિહાળ્યું
સૂર્યબિમ્બો પર અંકિત જીવનમંત્રો કરતાં.
"ઘટનાઓની કૂચ"થી વિરક્ત,
સોની સ્મૃતિમાંથી પસાર થઈ ગયો

"એકત્રીસમા વર્ષે પોતાની જિંદગીના૧૧";
આ પરિસ્થિતિમાં કવિતાદેવીના રાજમુગટમાં
કોઈ–રત્ન ઉમેરાતું નથી.

(૨)

તે યુગે બિહામણી બનતી જતી પોતાની
ગંભીરતાની મુદ્રા માગી,
કંઈક આધુનિક તખ્તા માટે,
કોઈ હિસાબે, પ્રાચીન લાવણ્ય તો નહીં જ;
આંતરિક દૃષ્ટિની અકળ કલ્પનાઓ તો
કદાપિ નહીં, નહીં જ;
પ્રશિષ્ટ કૃતિઓના પોપટિયા પદચ્છેદ
કરતાં જુઠાણાં સારાં !
તે "યુગે માગ્યું" મહદંશે એક પ્લાસ્ટરનું બીબું,
સમયની જરાપણ બરબાદી
એક ગદ્ય ચલચિત્ર,૧૨
અથવા પ્રાસ

ડાયોનિસસનું અનુગમન ખ્રિસ્ત કરે છે,
લૌકિક સુખ અને દૈવી અન્ન
અનશન માટે રસ્તો કરે છે;૧૬
કેલીબન એરિયલને હાંકી કાઢે છે૧૭
બધી વસ્તુઓ એક વહેણ છે,
સંત હિરાક્લિટસ કહે છે;૧૮
પણ તકલાદી અવમૂલ્યન
આપણા દિવસો કરતાં વધુ ચાલશે.
ખ્રિસ્તી સૌન્દર્ય પણ ખોડંગાય છે—
સેમોથ્રેસ૧૯ પછી;
આપણે જોઈએ છીએ "સૌન્દર્ય(૧૯અ)"ને
બજારમાં હૂકમાયેલ
દૈહિક વાસનાઓ આપણા માટે નથી,
કે નથી સંતની દિવ્ય દૃષ્ટિ.
આપણે તો પ્રેસ છે સાયંપ્રાર્થના માટે;
મતાધિકાર સુન્નત માટે.
કાયદાની નજરે સૌ માણસો સરખા છે.
પિઝિસ્ટ્રેટસ૨૦થી મુક્ત
આપણે લફંગા યા તો હીજડાને ચૂંટીએ છીએ
આપણા પર રાજ કરવા.
હે તેજસ્વી દિવાકર !
"કયો માણસ, કયો વીર, કયો દેવ,"૨૧
કયા દેવ, માણુસ, કે વીરને
હું આ ટીનનો હાર પહેરાવીશ !

(૪)

ગમે તેમ કરીને તેઓ લડયા,
અને કેટલાંક,
"પોતાના વતન માટે૨૨" આંધળુકિયાં માનીને,
કેટલાંક યુદ્ધમાં ચપળ,
કેટલાંક સાહસ કરવા,
કેટલાંક નિર્બળતાની બીકથી,
કેટલાંક લોકનિંદાની બીકથી,
કેટલાંક કલ્પનામાં કતલ કરવાના શોખથી,
પછીથી શીખતાં....
કેટલાંક બીકનાં માર્યાં, સંહારનો શોખ શીખતાં;
કેટલાંક માર્યાં ગયાં, દેશ કાજે,
નહીં "મધુર" કે નહીં "અને યોગ્ય"....૨૩
આંખો સમાણા નર્કમાં ચાલ્યા
વૃદ્ધોનાં જુઠ્ઠાણાં પર શ્રદ્ધા રાખી, પછી એને
ફગાવી ઘરે આવ્યા, એક નવા જૂઠ્ઠાણા પાસે,
ઘરે અનેક છેતરપિંડીઓ પાસે,
ઘરે જૂનાં જુઠ્ઠાણાં અને નવા કલંકો પાસે;
પાકટ, વયોવૃદ્ધ અને જાડી ચામડીના વ્યાજખોરે
અને જનસ્થળોના ઠગો.
અપૂર્વ શૌર્ય, ક્યારેય ન થયો હોય એટલો
શક્તિવ્યય. કિશોર લોહી, કિંમતી લોહી,
નમણા ગાલો, અને હૃષ્ટપુષ્ટ શરીરો;
અપૂર્વ સહનશક્તિ
અપૂર્વ નિખાલસતા,
જૂના જમાનામાં પણ ન સાંભળ્યો
હોય એવો અંધવિશ્વાસ,
ચિત્તભ્રમ, ખાડીમાં થયેલી કબૂલાતો,
મૃત શરીરો પરથી ફરકતું હાસ્ય.

## અનુવાદ

### હ્યુ સેલ્વીન મોબર્લી

(જીવનચરિત્ર અને સંપર્કો)૧

''ઉનાળાની ઉષ્ણતા આપણને છાંયડે બોલાવે છે''૨

– નેમેસિયેનસ, એક્લોગ ચતુર્થ

(પોતાની સમાધિ-પસંદગી માટેનું ઈ.પી. ઉદાત્ત કાવ્ય) ૩

(૧)

ત્રણ વર્ષ સુધી, પોતાના સમય સાથે વિસંવાદી,
કવિતાની મૃતકલાને ચૈતન્યયુક્ત
કરવા તે ઝૂઝ્યો.
જૂના અર્થમાં, "ઉદાત્તતત્ત્વ" ને જાળવી રાખવા
પહેલેથી જ ખોટો-
ના, ભાગ્યે જ, પરંતુ અર્ધપાશવી,૪
સમયથી પાછળ
દેશમાં જન્મ્યો હોવાનું પ્રતીત થવાથી
દઢપણે વળ્યો ઓકવૃક્ષો પરથી
પોયણી નીચોવવા; કેપેન્યસ;૫
આભાસી ગલ માટે ટ્રાઉટ;૬
"કારણ, આપણે જાણીએ છીએ,
ટ્રોયમાં હતું તે બધું, તે બધી વસ્તુ"....૭
અવિરતપણે કાનમાં અથડાયા કર્યું;
ખડકોને નાની ઓથ-શો રસ્તો કરી
તોફાની દરિયાએ, તેથી, તે વર્ષે તેને જકડયો.
તેની ખરી પેનિલોપ૮ હતો ફ્લોબેર૯
જક્કી ટાપુઓથી પકડાયેલ તેણે
સર્સના૧૦ કેશકલાપનું સૌંદર્ય નિહાળ્યું
સૂર્યબિમ્બો પર અંકિત જીવનમંત્રો કરતાં.
"ઘટનાઓની કૂચ"થી વિરક્ત,
માણસોની સ્મૃતિમાંથી પસાર થઈ ગયો
''એકત્રીસમા વર્ષે પોતાની જિંદગીના૧૧';
આ પરિસ્થિતિમાં કવિતાદેવીના રાજમુગટમાં
કોઈ-રત્ન ઉમેરાતું નથી.

(૨)

તે યુગે બિહામણી બનવી જતી પોતાની
ગંભીરતાની મુદ્રા માગી,
કંઈક આધુનિક તખ્તા માટે,
કોઈ હિસાબે, પ્રાચીન લાવણ્ય તો નહીં જ;
આંતરિક દષ્ટિની અકળ કલ્પનાઓ તો
કદાપિ નહીં, નહીં જ;
પ્રશિષ્ટ કૃતિઓના પોપટિયા પદચ્છેદ
કરતાં જુઠાણાં સારાં !
તે "યુગે માગ્યું" મહદંશે એક પ્લાસ્ટરનું બીબું,
સમયની જરાપણ બરબાદી વિના બને તેવું,
એક ગદ્ય ચલચિત્ર,૧૨ પરંતુ, સંગેમરમર
અથવા પ્રાસનું "શિલ્પ" તો ચોક્કસ નહીં જ.

(૩)

ટી-રોઝ, ટી-ગાઉન, ઇત્યાદિ
કોસનાં મસ્લીન૧૩ની જગ્યા લઈ લે છે,
સાફો૧૪ની વીણાની૧૫
"જગ્યા" પીયાનોલા "લઈ લે છે."

ડાયોનિસસનું અનુગમન ખ્રિસ્ત કરે છે,
લૌકિક સુખ અને દૈવી અન્ન
અનશન માટે રસ્તો કરે છે;૧૬
કેલીબન એરિયલને હાંકી કાઢે છે૧૭
બધી વસ્તુઓ એક વહેણ છે,
સંત હિરાક્લિટસ કહે છે;૧૮
પણ તકલાદી અવમૂલ્યન
આપણા દિવસો કરતાં વધુ ચાલશે.
ખ્રિસ્તી સૌન્દર્ય પણ ખોડંગાય છે—
સેમોથ્રેસ૧૯ પછી;
આપણે જોઇએ છીએ "સૌન્દર્ય(૧૯અ)"ને
બજારમાં ફૂકમાયેલ
દૈહિક વાસનાઓ આપણા માટે નથી,
કે નથી સંતની દિવ્ય દૃષ્ટિ.
આપણે તો પ્રેસ છે સાયંપ્રાર્થના માટે;
મતાધિકાર સુન્નત માટે.
કાયદાની નજરે સૌ માણુસો સરખા છે.
પિઝિસ્ટ્રેટસ૨૦થી મુક્ત
આપણે લફંગા યા તો હીજડાને ચૂંટીએ છીએ
આપણા પર રાજ કરવા.
હે તેજસ્વી દિવાકર !
"કયો માણસ, કયો વીર, કયો દેવ,"૨૧
કયા દેવ, માણસ, કે વીરને
હું આ ટીનનો હાર પહેરાવીશ !

(૪)

ગમે તેમ કરીને તેઓ લડયા,
અને કેટલાંક,
"પોતાના વતન માટે૨૨" આંધળુકિયાં માનીને,
કેટલાંક યુદ્ધમાં ચપળ,
કેટલાંક સાહસ કરવા,
કેટલાંક નિર્બળતાની બીકથી,
કેટલાંક લોકનિંદાની બીકથી,
કેટલાંક કલ્પનામાં કતલ કરવાના શોખથી,
પછીથી શીખતાં....
કેટલાંક બીકનાં માર્યાં, સંહારનો શોખ શીખતાં;
કેટલાંક માર્યાં ગયાં, દેશ કાજે,
નહીં "મધુર" કે નહીં "અને યોગ્ય"....૨૩
આંખો સમાણા નર્કમાં ચાલ્યા
વૃદ્ધોનાં જુઠ્ઠાણાં પર શ્રદ્ધા રાખી, પછી એને
ફગાવી ઘરે આવ્યા, એક નવા જૂઠ્ઠાણા પાસે,
ઘરે અનેક છેતરપિંડીઓ પાસે,
ઘરે જૂનાં જુઠ્ઠાણાં અને નવા કલંકો પાસે;
પાકટ, વયોવૃદ્ધ અને જાડી ચામડીના વ્યાજખોરો
અને જનસ્થળોના ઠગો.
અપૂર્વ શૌર્ય, ક્યારેય ન થયો હોય એટલો
શક્તિવ્યય. કિશોર લોહી, કિંમતી લોહી,
નમણા ગાલો, અને હૃષ્ટપુષ્ટ શરીરો;
અપૂર્વ સહનશક્તિ
અપૂર્વ નિખાલસતા,
જૂના જમાનામાં પણ ન સાંભળ્યો
હોય એવો અંધવિશ્વાસ,
ચિત્તભ્રમ, ખાડીમાં થયેલી કબૂલાતો,
મૃત શરીરો પરથી ફરકતું હાસ્ય.

(૫)

અગણિત મરી ગયાં
અને એમાંના સારામાં સારા, અન્ય સહિત,
દાંત પડી ગયેલ એક વૃદ્ધ બોખી કૂતરી ખાતર,
એક કોરડી સભ્યતા ખાતર,
સોહકતા, સુંદર મુખે રેલાતું સ્મિત,
ધરતીના ઢાંકણા તળે દબાઇ ગયેલી ચંચલ
આંખો.
બે ગ્રોસ ભગ્ન પૂતળાઓ ખાતર
હજારેક ચૂંથાઈ ગયેલાં પુસ્તકો ખાતર.
સાગર જેવી નીલી આંખો૨૪
ગ્લેડ્સ્ટનને હજીયે માન મળતું હતું,૨૫
જ્યારે જ્હોન રસ્કીને
"કિન્ગ્સ ટ્રેઝરીઝ" પ્રકાશિત કર્યું;૨૬
સ્વિનબર્ન(૨૭અ) અને રોઝેટી ત્યારે વખોડાતા
હતા
ગર્ભસ્થ બર્કનને અવાજ ઉઠાવ્યો(૨૭બ)
જ્યારે તેણીનું૨૮ સુંદર નાજુક મસ્તક
ચિત્રકારો અને વ્યભિચારીઓ માટે
ફુરસદ ગાળવાનું સાધન બન્યું.
બર્ન–જોન્સ કાર્ટનોએ૨૯
તેની આંખો સાચવી રાખી છે;
હજુય ટેટ સંગ્રહાલયમાં, અને શીખવે છે
કોફ્રેચ્યુઆને૩૦ સ્તુતિકાવ્યો રચવાનું
ઝરણાના જળ જેવી પાતળી
શૂન્યમનસ્ક અનિમેષ દૃષ્ટિ
એ વખતે
અગ્રેજી રૂબાઇયાતો૩૧
ગર્ભસ્થ–મૃત બાળક હતી.

. એવી જ નાજુક, સ્વચ્છ દૃષ્ટિ મીટ
હજીયે ઉદ્દયન કરે છે, અર્ધભગ્ન ચહેરા પરથી
પ્રતિશોધ કરતી અને નિશ્ચેષ્ટ....
'અરેરે, બિચારી જેનીની૩૨ દશા'....
એટલા માટે ભયથી આકુળવ્યાકુળ કે
દુનિયાને જરા પણ આશ્ચર્ય થતું નથી
તેના છેલ્લા ભડવાના૩૩ છીનાળવા વિરુદ્ધ.
"સિયેનાએ મને બનાવી;
મરેમ્માએ ખતમ કરી"૩૪
બરણીમાં આથેલા ગર્ભાશયો અને અસ્થિઓ વચ્ચે
સૂચિપત્રક ચકાસવામાં મશગૂલ
સ્ટ્રાસબર્ગ સેનેટ સભાસદ કુટુંબનો છેલ્લો વંશજ
મંશ્યોર વેરોગને૩૫ મેં જોયો.
બે કલાક સુધી તે બોલ્યા કર્યો ગેલિફેત૩૬
વિશે;
ડાઉસન(૩૭અ) વિશે; રાઇમર્સ ક્લબ૩૭બ વિશે;
અને જણાવ્યું કેવી રીતે જોનસન (લાયોનેલ)૩૮
મર્યો'તો
કોઈ પબના ઊંચા સ્ટૂલ પરથી પડી જવાથી....
પણ આલ્કોહોલનું કોઈ ચિહ્ન ન દેખાયું
ખાનગીમાં થયેલ શબપરીક્ષા વખતે
શિરાઓ સાચવી રખાઈ—શુદ્ધ ચેતા
ન્યુમન૩૯ તરફ ઊઠી જેવી વ્હિસ્કી ગરમ થઇ.
(સમય વિત્યો)
ડાઉસનને હોટેલ કરતાં વેશ્યાઓ સસ્તી લાગી;
હેડલામ૪૦ ઉન્નતિ માટે; ઇમેજ૪૧ પૂરેપૂરો
ભીંજાયો. બેકસ,૪૨ ટપીંશોર૪૩ અને ચર્ચ
પ્રત્યેના હર્ષાવેશ સાથે આવી રીતે "ધી
ડોરીયન મૂડ"તો લેખક૪૪ બોલ્યો,
મંશ્યોર વેરોગ તે દાયકાની કૂચથી અલગ

તેના સમકાલીનોથી વિખૂટો,
તેની શેખચલ્લી કલ્પનાઓને લીધે
નવોદિતો દ્વારા તિરસ્કૃત.

### બ્રેનણોમ[45]

આકાશ જેવી નિર્મળ આંખો,
ગોળાકાર શિશુની મુખાકૃતિ
કદી સૌમ્યતામાં વિશ્રાંતિ ન લેતી
પગથી માથા સુધીની અકડાઈ;
હોરેબ, સિનાઈ અને ચાળીસ વરસોની
ભારેખમ યાદો[46]
માત્ર ત્યારે દેખાઈ જ્યારે દિન પ્રકાશ
લગોલગ આડી બાજુએ ફેલાયો
"નિષ્પાપ" બ્રેનઓમના ચહેરા પર.

### મિ. નિકસન[47]

પોતાની સ્ટીમ યાટમાં, ક્રીમ કલરની ઢોળ
ચઢાવેલ કેબીનની અંદર બેઠાબેઠા મિ. નિકસને
મને સહાનુભૂતિપૂર્વક સલાહ આપી,
મોટા થવાને લીધે ઉદ્ભવતાં કેટલાંક જોખમોની
શરૂઆત કરીને.
"સમાલોચકને કાળજીપૂર્વક
ધ્યાનમાં રાખ."
"હું તારી જેમ જ ગરીબ હતો;
"પણ જેવું મેં શરૂ કર્યું,' ને મને મળ્યું,
"રોયલ્ટીમાં એડવાન્સ ખરું,
અડધું પડેલાં" નિકસને કહ્યું,
"મારું કહ્યું માન, અને એક કોલમ લઈ લે;
"ભલે મફતમાં કામ કરવું પડે, તોય.
"સમાલોચકને માખણ માર. પચાસથી ત્રણસો
સુધી
"હું અઢાર મહિનામાં જ વધી ગયો
"જેની સાથે કામ પાર પાડવું
મને સૌથી કઠીનતાભર્યું લાગ્યું
એ હતો ડો. ડન્ડસ.[48]
"મારી કૃતિઓનું વેચાણ કરનાર સિવાય,
મેં ક્યારેય અન્ય કોઈનું નામ છાપ્યું નથી.
"બક્ષિસ સારી વસ્તુ છે, સાહિત્ય વિશે કહું તો,
"એમાં કોઈ વ્યક્તિને વગર કામે
નક્કી આપતું પદ મળતું નથી.
"અને પહેલી નજરે સર્વોત્કૃષ્ટ કૃતિ
કોઈ જાણી શકતું નથી.
"અને એટલે જ કવિતા છોડી દે, મારા છોકરા,
"એમાં કંઈ વળે એમ નથી."

×

એવી જ રીતે ડબ્લ્યુ.એસ.મ[49]નાં મિત્રે એક વાર
મને સલાહ આપી:
કાંટાઓ સામે લાત ન માર
અભિપ્રાય સ્વીકાર. "નવમા દાયકા"એ
તાણી રમત જોઈ લીધી
અને રહી ગયા, એમાં કંઈ નથી.

### (૬૦)

ઢળી ગયેલા છાપરા નીચે
તે વિશિષ્ટ શૈલીકારે[50] આશ્રય લીધો છે,
વળતરવિહીન, ખ્યાતિવિહીન,
આખરે દુનિયાની ધમાલથી દૂર

[illegible] છે;
સૌમ્ય અને અમગુ ઘરવાળી સાથે
પોતાની કલાપ્રતિભાને તે કસે છે
અને તેની વેદના ધૂળમાં મળી જાય છે.
કૃત્રિમતા અને વાદવિવાદોથી બચાવતું
આશ્રયસ્થાન
પરાળ–રાડાના છાજમાંથી ચૂવે છે;
તે સ્વાદિષ્ટ ભોજન પીરસે છે, અર્પે છે;
બારણે કિચૂડાતો ભોગળ છે.

(૧૧)

'માઈલેઝીયન પ્રણાલિકા જાળવી રાખતી નારીઓ'૫૧
બુદ્ધિ અને લાગણીની પ્રકૃતિ
કદાચ. પણ ઇલિંગમાંપર
સૌથી વધારે બેન્ક–કારકુની ઇંગ્લિશમેન સાથે ?
ના, "માઈલેઝીયન" એક અતિશયોક્તિ છે.
તેણીમાં એવું કોઈ લક્ષણ બચ્યું નથી
તેનાં દાદીમા કહેતાં તેનાથી યે પુરાણું
કે જે તેની સ્થિતિને યોગ્ય હોય.

(૧૨)

"દાફ્નેને પોતાનો સાથળો વહાણમાં રાખી
તેણીનાં પર્ણ–શા હાથ મારી તરફ
ફેલાવે છે,"૫૩
સ્વાનુભવરસિકતાપૂર્વક. તેનાં રેશમી સુલાયમી
ડ્રોઇંગરૂમમાં હું લેડી વેલેન્ટાઈનના
આદેશની રાહ જોઉં છું.
એ જાણીને કે મારો કોટ હજુ સુધી ક્યારેય
ટ્રંકમાં એવી ફેશનનો રહ્યો નથી
કે જે તેનામાં ટકાઉ કામાવેશ ઉશ્કેરી શકે;
શંકાશીલ, કંઈક તો,
સજ્જડ સમર્થનની મહત્તા વિશે
સાહિત્યિક પ્રયત્નો વિશે,
પરંતુ લેડી વેલેન્ટાઈનની કર્તવ્યપરાયણતા
વિશે કદી નહીં.
કવિતા, તેના વિચારોની કિનાર,
તેની ફોર, સંદિગ્ધ પરંતુ અન્ય સ્તરો સાથે
મિશ્રિત કરવાનું એક સાધન
જ્યાં નિમ્નતર અને ઉચ્ચતર બન્ને છેડા
મળે છે;
લેડી જેનનું ધ્યાન ખેંચવાની એક આંકડી,
રંગભૂમિ તરફનું એક પરિવર્તન,
અને ક્રાંતિની બાબતમાં પણ,
એક સંભવિત મિત્ર અને હિંમત આપનાર

×

અન્યથા, એ સત્ત્વનું આચરણ કર,
'જેને સૌથી ઉદાત્ત સંસ્કૃતિઓએ પોખ્યું છે,'
ફ્લીટ સ્ટ્રીટનાં કરતાં જ્યાં
ડૉ. જ્હોનસન ફૂલ્યો ફાલ્યો;૫૪
આ સરિયામ રસ્તાની નજીક
થતાં જંગી વેચાણે
ઘણા સમયથી પીયરીયન ગુલાબોની૫૫
સંસ્કૃતિને અતિક્રમણ કરી જગ્યા લઈ લીધી છે.

**રાજદૂત(૧૯૧૯)૫૬**

જા, જન્મજાત મૂંગી ચોપડી,
તેણીને જણાવ જેણે એક વાર મારી પાસે પેલું
લોઝનું૫૭ ગાન ગાયું હતું :
કાશ, તુજ પાસ માત્ર તે ગાન હોત,
જ્યારથી તું વિષયોથી જ્ઞાત છે,
તો તુજ પાસ નૈમિત્તિક કારણો હોત જેનાથી
મારા પર લદાયેલી ભારેખમ ભૂલોને પણ
માફ કરી દેત

અને તેણીનાં ઐશ્વર્યનું નિર્માણ ચિરાયુ
કર્યું હોત
તેણીને જણાવ કે જે અંતરાલમાં
સુમધુર સૂરોનો ખજાનો રેલાવે છે
સ્વભાવતઃ સાહજિકપણે, કિંતુ તેનું લાવણ્ય
ક્ષણને જીવંતતા અર્પે છે,
મેં એ સૂરોને જીવંત રાખ્યા હોત
સ્વપ્નિલ તૃણમણિમાં સચવાઇને જીવંતતા
પામતા ગુલાબોની જેમ.
લાલ અને નારંગી ઝાંયથી ખૂબ જ મહેનત
કરીને સજાવેલ
સંપૂર્ણતયા એક જ તત્ત્વ અને એક જ રંગ
કાળનો હિંમતભેર સામનો કરતો.
તેણીને જણાવ કે જે સરી જાય છે
પોતાના હોઠો પર ગાન લઇને
પણ તેને ગાઈ શકતી નથી, કે નથી જાણતી
તેના રચયિતાને, કોઈ અન્ય મુખ
કદાચ, એના જેટલું જ મોહક,
કદાચ, નવ્ય યુગોમાં, તેના પૂજકોને પામે,
જ્યારે આપણી બન્ને ધૂલિ વોલરનીપ૮ સાથે
પધરાવાશે,
વિસ્મૃતિમાં ચળાયા જ કરશે, ચળાયા જ
કરશે,
પરિવર્તન સુધી કે જે બધું નષ્ટપ્રાયઃ બનાવી દે
એકમાત્ર **સૌંદર્યને** જાળવીને.

**મોબલી**૫૯

"તે ખાલી હવામાં બટકાં ભરે છે"૬૦

+

"જાકમાર્તની ઉદાત્ત
શ્રેષ્ઠતા"થી૬૧ બચ્યો.
સુગઠિત, સુડોળ મેસાલિનાના૬૨
મસ્તક સુધી :
"તેની ખરી પેનિલોપ
હતો ફ્લોબેર
અને તેનું ઉપકરણ
હતું તક્ષણકારનું.
દૃઢતા,
નહીં કે પૂર્ણ સ્મિત
તેની કલા એટલે
માત્ર રેખાંકિત કલા;
રંગવિહીન
પીયર ફ્રાન્સેસ્કા૬૩
અકાઇયા૬૪ ઘડીને મૂર્તિમંત કરવાના
કૌશલથી અનભિજ્ઞ પિઝાનેલો.૬૫

(૨)

"પ્રેમ વિશે તેઓ શું જાણે, અને પ્રેમને તેઓ શું સમજી શકે? જો તેઓ કવિતા જ ન સમજી શકતા હોય, જો તેમને સંગીત પ્રત્યે કોઈ લાગણી જ ન હોય; તો તેઓ આ ભાવાવેશ ક્યાંથી સમજી શકવાના જેન સાથે સરખાવતાં ગુલાબ અશિષ્ટ એને વાયોલેટની સુગંધ કઠોર છે?

—સૈયદ અલી૬૬

+

ત્રણ વર્ષ સુધી, રાક્ષસી પરિમાણમાં,૬૭
તેણે દેવી અમૃત૬૮ પીધું,
બધું પસાર થઈ જાય છે, 'જરૂરિયાત'૬૯
પ્રવર્તે છે,
અંત આવ્યો, આખરે, તે આર્કેડિયાનો,૭૦
તેની૭૧ ભ્રામક આકૃતિઓ મધ્યે તે ઘૂમી

ચૂકચો હતો,
તેની આકાશ ગંગાઓ મધ્યે
'રાત્રિની ભવ્યતા'૭૨

×

ઘસડાયો ... અકળાઈને તણાયો,
સમયને પૂછતો છુટકારા માટે ..
તેના ગભરાટમાંથી; નામનિદર્શન કરવા
તેણે શોધેલ નવ્ય કલ્પનાપ્રદેશનું૭૩....
કંઈક... કંઈક....જેવું
(અપાર્થિવ ફૂલો મધ્યે)
પૂર્વ તૈયારીનો સમય—
તણાતો ગયો
અંતિમ વિમુખતા સુધી;
આંતરિયાળ અંતરાય બનતી શૂન્યતામાં
અસમર્થ
કોતરાંમાંથી "ઉત્કૃષ્ટતા"૭૪
તેણે પોતાની ચાળણી શોધી ત્યાં સુધી....
છેવટે, તેનો શીઝમોથ્રાક્સ :
–તેને પોતાનો "મૂળભૂત ભાવાવેગ" માની,
પાંપણ અને ગાલ વચ્ચેના
સંબંધનો સંદેશો કહેવાની આ ઉત્કંઠા
શાબ્દિક અભિવ્યક્તિ દ્વારા;
ચંદ્રપદકોમાં સ્થિત વિલક્ષણ મસ્તકો
હારબંધ મૂર્તિમંત રજૂ કરવા—
તે પસાર કરી ચૂકચો હતો, વિવેકબુદ્ધિહીન,
વિસ્ફારીત નેત્રે,
વિશાળ પક્ષયુક્ત સેંઘતુષ્યો૭૫
અને બોટિસેલિયન(૭૫અ) ઝાંયોનો અર્થ
તેના વિયોગમાં સમજાયો.
એ ભાવશૂન્યતા એક વર્ષ બાદ નોંધાઈ,
અને મપાઈ, તેની ઘણી અસર પ્રગટ થઈ
(કલ્પનાપ્રદેશ), કામદેવનો ન્યાયિક
આદેશ, એક ગતાનુદર્શન.

※

ખાલી હૈવામાં બટકાં ભરતાં મુખો,
નિશ્ચલ, નિશ્ચેષ્ટ પાષાણ શ્વાનો
સ્વરૂપાંતરમાં ઝડપાયેલા તેઓ
તેને ઉપસંહારો માફક છોડી ગયાં.
"તે યુગે માગણી કરી"
(નોંધ : આ કવિતાની શરૂઆતમાં આવતી
કવિતા ક્રમાંક ૨ જુઓ) જેની
પ્રથમ પંક્તિ "તે યુગે બિહામણી"....છે
આ સતર્કતા સબળ કિસ્મતે
તેને સૌ માણસો કરતાં ગેરલાયક ઠેરવ્યો
સિથેરાના રથને ખેંચનાર સાંકળ માટે
લાલ ચાંચવાળા કબૂતરોની૭૬ જેમ.
ચિનાઈમાટીનો ચળકાટ
કોઈ સુધારાત્મક સૂઝ લાવ્યો નહીં
સામાજિક અસંબદ્ધતાની
તેની સમજશક્તિ માટે.
આમ, જેવું તેનું સૌન્દર્ય અને લાલિત્ય
તેની દૃષ્ટિ સમક્ષ આવ્યું
કે વિલાઈ ગયું જાણે કોઈ
ઢાળથી પૂર્ણતઃ આવૃત્ત હોય તેમ.
રાજ્યોના સંબંધોથી માંડી વ્યક્તિગત,
આ બાબતે, તરત જ તેણે કોઈ પ્રયોગ ન કરે
આ સૌન્દર્યની હયાતીને કારણે
તે મહિનો વધારે સમશીતોષ્ણ હતો.
તે પ્રવાલદ્વિપ, તે કેસરિયાળ રેતી

ચૂરેચૂર થઇ ગયેલી ચિનાઇ માટીના
કલ્પનાતરંગ પર તેના કલ્પનાજગતની
ભાવાવેગી મુગ્ધતાં.
સૌમ્યતા, નવનીત્શીયનછ૭ ઘોંઘાટ મધ્યે,
સ્નાતકપદવીઓની તેની સમજણ
તદ્દન અસ્થાને
વર્તમાન વેદનાના પ્રતિકાર વચ્ચે.
નિમંત્રણ, માત્ર સમજશક્તિને નિમંત્રણ
ધીમે ધીમે તેને વિયોજન તરફ લઈ ગયું
જેને આ ભેટસોગાદો
ઊંચ, વધારે સહનશીલ પરિક્ષણ નીચે
મૂકે છે.
સતત અપનયન દ્વારા
પષ્ટ સ્ફુટ જગતમાંથી
નીપજ્યું એક કવચ
તીવ્ર તંગદિલી અને ત્રાસ સામે
ન્દ્રાવસ્થી મીનોઅન ૭૮ હલનચલનને
ને હિંમત આપી, આપણે સ્વીકારીએ,
પરિસ્થિતિઓ વચ્ચે, દેખીતા,
હિંમત કરતાં ભાગ્યના સિદ્ધાંતો સામે.
ને જીવવાની તેની જિજીવિષા
ના અતિ ઉત્સાહી મિજાજ વચ્ચે
ચ્છિત થઇ ગઇ,
લિમ્પિયન અપાથેન ૭૯ અન્યો
ની કેટલીક સમજની હાજરીમાં.
વર્ણરંગી ઝાંખું, ઉપર્યુક્ત ઘાટનું
ણધારી હથેળીઓ,
ાક, કલાકારની અંતઃસ્ફુરણાનો વિનાશ
તી,
અળગો કર્યો, આનંદાતો, ભ્રામક
પહાડી-મોજાંનાં આભાસી શ્રવણ સાથે
જરા પણ ઉચ્ચારણ અને રચના કરવા અસમર્થ,
અનધિકૃત ભૂલસુધાર,
'વધારે સારી પ્રણાલિકા'નું જતન,
માધ્યમની સંસ્કારિતા, અનાવશ્યક આદબાકી
ભવ્ય આકર્ષણ અથવા એકાગ્રતા.
ટૂંકમાં, કશું નહીં, પરંતુ એક શેતલ
કબૂલાત
માનવીય આક્રમણથી બેપરવા
અતિ અવિચારી ઉતાવળ વચ્ચે, તરાપો તરે
અપાર્થિવ દૈવી અજ્ઞનો૮૦
તેના આત્મલક્ષી હોઝેન્નાના૮૧
મૂર્છિત સુસુરસનેટ૮૨ ઉપર ઉઠાવતો.
માનવીય ફાલતુપણાનાં
અંતિમ ખુલ્લેઆમ અપમાનો;
'તેનાથી શ્રેષ્ઠતમ' સ્વયં-શૈલીકારોની બેઇજ્જતી
લઇ જતી હતી, તે સુપેરે જાણતો હતો,
રાક્ષસોની દુનિયામાંથી
પોતાના અંતિમ રદીકરણ સુધી.

(૪)

છૂટાંછવાયાં મોલુકા દ્વિપો૮૩
અનભિજ્ઞ દિવસે દિવસે
પ્રથમ દિવસનો અંત, બીજી બપોરમાં;
નિર્મળ જળ
સિમૂનથી૮૪ અવિચ્છિન્ન
ઘટાદાર પર્ણગુચ્છા

ઉષ્ણ સૂર્યો તળે શાંત,
ભૂખરા સમુદ્રતટો
વિસ્મૃતિના કોબાલ્ટમાં ધોવાયેલ;
કે ધુમ્મસિયા પરોઢમાં
સત્યનિષ્ઠ રાજહંસોનાં
ભૂખરાં અને ગુલાબી વાદળ-ટોળાં,
એક પૃથક્ ચેતના
હોવું પરંતુ આ રહી રહીને
બહાર આવતી
અતિકલંકિત હારમાળા;
પ્રશાંત મહાસાગર-યાત્રાની નાની-શી હોડી
વણભાખેલ સમુદ્રતટ
પછી એક હલેસું
જેના પર લખેલ :
'હું તો,
અને હવે હું હયાત નથી;
અહીં તણાયેલ
એક આનંદવાદી.'

મેડેલયન૮૫

ચિનાઈમાટીમાં લૂઈની૮૬ !
બ્રાન્ડપિયાનો
ઉચ્ચારે છે ગાળોયુક્ત, નિન્દાત્મક વિરોધ
તેણીના સ્વચ્છ સોપ્રાનો૮૭ દ્વારા
સુવર્ણરંગી પીળાં ફ્રોકમાંથી
ચમકીલું મસ્તક ઊપસી આવે છે
રીનાક૮૮ ઊઘડતા પાને
ઊપસતી એનાડિયોમિનની૮૯ જેમ.
મધુ-રક્તિમ, અંડાકાર બંધ મુખાકૃતિ
રેશમગૂંથનકલા એવી ભાસતી હતી જાણે કે
તે રાજા માઈનોસનાં ભવનમાં ધાતુમાંથી
અથવા કઠીન તૃણમણિમાંથી ગૂંથાયેલ હોય
તેમ.
ચમકતા ઓપ તળે અંડાકાર મુખ
તેજસ્વી, વિનમ્ર કોરવાળું, જાણે,
અર્ધવોટ બિમ્બો તળે
પોખરાજ બની ગયેલી આંખો.

## પાદટીપ-સમજુતી

૧ આ કવિતા માટે પાઉન્ડે લખેલી ફૂટનોટ આ કવિતાને 'લંડનને વિદાય' કહીને વર્ણવે છે. તારીખ. ૯ જુલાઈ ૧૯૨૨ના રોજ ફેલિક્સ ઈ. શેલીંગને લખેલ પત્રમાં પાઉન્ડે જણાવ્યું છે કે આ કવિતાસ્વરૂપ 'હેન્રી જેમ્સ પ્રકારની નવલકથા ટૂંકાવવાનો પ્રયાસ છે.' પાઉન્ડનો કવિનાયક મોબર્લી સ્ટીફન ડિડેલસ નામના 'આર્ટીસ્ટ હિરો' સાથે એકદમ સામ્ય ધરાવે છે. વિવેચકોના મતે આ કવિતા ૨૦મી સદીની કલા-સંસ્કૃતિનો ઈતિહાસ છે, અને 'ટીપીકલ' આધુનિક કવિની જીવનકથા (briopraphy) છે, એ રીતે આ 'સબટાઈટલ' સૂચક છે.

૨ (લેટિન: વોકા એસ્ટસ ઈન અમ્બ્રામ'-કવિતાનો પુરાલેખ, ઉત્કીર્ણ) ત્રીજી સદીના લેટિન કવિ નિમેસિયેનસના ચોથા એકલોગમાંથી લેવાયેલ આ કવિતાના પ્રથમ ખંડનો પુરાલેખ મોબર્લીનું સાંપ્રત (તત્કાલીન) કલા-સાહિત્ય-સંસ્કૃતિ પરિવેશમાંથી સ્વતાપંણ સૂચવે છે

૩ (ફ્રેન્ચ: 'ઈ.પી. ઓડ પો' લ' ઈલેક્શન દ સોં સેપલ્કર') પાઉન્ડે પોતાની વિકતાને આપેલું આ ફ્રેંચ શીર્ષક મૂળ પીયરે દ રોન્સાર્ડ (૧૫૨૪–૧૫૮૫) ની કવિતાના શીર્ષક ('દ લ' ઈલેકશન દ સોં સેપલ્કર')નું રૂપાંતરણ છે.

૪ અમેરિકા

૫ થીબીસ પર હુમલો કરનારા સાત યોદ્ધામાંનો એક. ગ્રીક પુરાણકથાઓમાં કૅપેન્યસને એક બળવાખોર દેવ તરીકે ચીતરવામાં આવ્યો છે. ગ્રીક દેવ ઝીયસને યુદ્ધ માટે આવાહન કરતાં, વીજળીના પ્રચંડ કડાકાથી તેને ધરાશાયી કરવામાં આવ્યો.

૬ મીઠા પાણીની એક સ્વાદિષ્ટ ખાદ્ય માછલી

૭ (ગ્રીક: 'ઈદમેન ગા તોઈ પાન્થ હોસ ઍની ટ્રોઇ' (મહાકાવ્ય 'ઓડિસી,' સર્ગ દ્વાદશ. ઓડિસ્યુસે તેના સહનાવિકોના કાન મીણથી ભરી દીધા, જેથી તેઓ આ સાયરનનાં ગીતની પંક્તિઓ ન સાંભળી શકે, અને ગીતથી ન આકર્ષાઈ શકે, આમ કર્યા પછી તેણે પોતાના કાનને ખુલ્લા રાખી, શરીરને કૂવાથંભ સાથે સજ્જડ બાંધી દીધું, જેથી તે પ્રલોભનને અનુભવી શકે, સાયરનનાં ગીતને સાંભળી શકે.

૮ ('ઓડિસી') ઓડિસ્યુસની પત્ની, જે તેના 'પતિવ્રતા'ના ગુણ માટે ગ્રીક પુરાણકથાઓમાં પ્રખ્યાત છે. તેણે દીર્ઘકાળ સુધી ઓડિસ્યુસની વફાદારીપૂર્વક સેવા કરી. ભારતીય પુરાણકથાના પાત્ર સાવિત્રી સાથે પેનિલોપને સરખાવી શકાય.

૯ ગુસ્તાવ ફ્લોબેર (૧૮૨૧–૧૮૮૦) ફ્રેન્ચ નવલકથાકાર ફ્લોબેર એ સાહિત્યની 'પરફેકશનીઝમ' (પરિપૂર્ણતાવાદ) માટે પાઉન્ડનો આદર્શ છે, પાઉન્ડ, અહીં, પેનિલોપની ઓડિસ્યુસ પ્રત્યેની વફાદારી ને ફ્લોબેરની સાહિત્ય પ્રત્યેની વફાદારી સાથે સરખાવે છે.

૦ (ગ્રીક: પુરાણકથા) એઇયાના ટાપુ પર વસતી એક દેવી. ટ્રોયના યુદ્ધમાંથી પાછા ફરતી વખતે આ ટાપુ પર ઓડિસ્યુસ અણજાણપણે આવી ચડ્યો ત્યારે એણે સર્સને જોઈ, એનાં સૌન્દર્યથી આકર્ષાયો હતો. તેની સાથે આનંદપ્રમોદ કરવામાં એક વર્ષ વીતી ગયું અને ગૃહપ્રયાણમાં વિલંબ થયો.

૧ (ફ્રેંચ: 'લા'ન ટ્રેન્ટિઝમ/દ સોં ઍગ') ફ્રેંચ કવિ ફ્રાંકોર્ઇસ વિલોન(૧૪૩૧–૧૪૮૫)કૃત 'ગ્રાન્ડ ટેસ્ટામેન્ટ'ની પ્રથમ પંક્તિ અહીં પાઉન્ડે રૂપાંતરિત કરી છે. જ્યારે પાઉન્ડે પોતાની શરૂઆતનો કવિતાસંગ્રહ 'લસ્ટ્રા' પ્રકાશિત કર્યો ત્યારે તેની ઉંમર ૩૧ વર્ષની હતી.

૨ (ગ્રીક: 'કિનેમા') મૂળ અર્થ 'હલનચલન' પરથી 'સિનેમા' જેનો અર્થ આપણે 'ચલચિત્ર' કરીએ છીએ.

૩ કોસ, એક ગ્રીક દ્વિપકલ્પ, જે રોમનકાળમાં તેના મલમલનાં વસ્ત્રો (મસ્લીન) માટે વિખ્યાત હતો.

૪ ઈ.સ. પૂર્વ છઠ્ઠી સદીની ગ્રીક કવયિત્રી. પ્રશિષ્ટ કવિતા માટેનો પાઉન્ડનો આદર્શ. મોટા ભાગની સાફોની કવિતાઓ ખંડિત સ્વરૂપમાં પ્રાપ્ય છે. તેનાં બધાં ફ્રેગમેન્ટસ કાવ્યો મુક્ત જેવાં ટૂંકાં લયાન્વિત ગીતો છે.

. . (... ...... પાણી જેવુ એક વાદ્ય)

૧૬ (ગ્રીક પુરાણકથા) ઝીયસ અને સિમેલનો પુત્ર ડાયોનીસસ, પ્રકૃતિની ફળદ્રુપતા અને વાઈનનો દેવ જે સંગીત અને કાવ્યની પ્રેરણા આપે છે. ઉત્સવપ્રિયતા, આનંદપ્રમોદ અને ઈન્દ્રિયસુખ માટે ડાયોનીસસ સુવિખ્યાત છે. પાઉન્ડ સ્પષ્ટ કરે છે કે ડાયોનિસસના ભોગવિલાસનું સ્થાન ખ્રિસ્તીધર્મના અતિ રૂઢિચુસ્ત ઉપવાસોએ લીધું છે, શારીરિક દમને લઈ લીધું છે.

૧૭ શેકસપીયરનું નાટક 'ધ ટેમ્પેસ્ટ'નાં પાત્રો. કેલિબન, જેનું સ્વરૂપ અર્ધરાક્ષસી અને અર્ધપશુ છે, અહીં જ ગલીપણાનું પ્રતીક છે; જ્યારે એરિયલ, જે હવાઈ દૂતનું કામ કરે છે, તે અહીં વાયુતત્ત્વ અને નાજુકતાનું પ્રતીક છે. કેલિબન પાશવીપણાનું પ્રતીક છે.

૧૮ હિરાક્લિટસ (ઈ.સ. પૂર્વે ૫૩૫–૪૭૫) ગ્રીક તત્ત્વચિંતક. તેમના મત મુજબ, દરેક વસ્તુ આદિઅંત રહિત, શાશ્વતી પરિવર્તનને અનુસરે છે, અને તેથી કોઈ પણ વ્યક્તિ, પદાર્થ કે વસ્તુ તેના અંતિમ વિઘટનમાંથી બચી શકતી નથી.

૧૯ એજિયન સાગરનો એક ટાપુ. મકદૂની યહૂદીઓનો ખ્રિસ્તી ધર્માંગિકાર કરાવવા સેન્ટ પોલ આ ટાપુ પરથી પસાર થયા હતા. પાઉન્ડ, અહીં ખ્રિસ્તના તત્ત્વબોધ પરથી સેન્ટ પોલે રચેલાં સૂત્રાત્મક નીતિશાસ્ત્રોનો વિરોધ કરતાં હોય એવું લાગે છે.

૧૯અ (ગ્રીક : 'ટુ કેલન' = ઉદાત્ત સૌન્દર્ય)

૨૦ પિઝીસ્ટ્રેટસ (ઇ.સ. પૂર્વે ૬૦૫–૫૨૭) એથેન્સનો રાજકીય મુત્સદ્દી અને સૈનિક; ઈ. સ. પૂર્વે ૫૬૦ માં એથેન્સનો જુલમગાર આપખુદ બન્યો, બે વખત અપદસ્ત કરાયો, પરંતુ ફરીથી સત્તા પર આવ્યો.

૨૧ (ગ્રીક : ટીન આન્દ્રા, ટીન હિરોઆ, ટીન થીઓન') ગ્રીક ગીતકવિ પિંડાર (ઇ.સ. પૂર્વે ૫૨૨-૪૦૨) ની રચના 'દ્વિતીય ઓલિમ્પિયન ઉદાત્ત કાવ્ય'નો વાક્યાંશ. આ મૂળ પંક્તિમાં ('કયો ભગવાન, કયો વિર, કયો માણસ') માં પિંડારનો સૂર હાર્દિક પ્રશંસા વ્યક્ત કરે છે. અહીં ગ્રીક શબ્દ 'ટીન' (= 'શું', કયો) પર 'ટીન' (કલાઈની ધાતુ, ટીન) નો શ્લેષ અજમાવી પાઉન્ડ તીવ્ર કટાક્ષ વ્યક્ત કરે છે.

૨૨ (લેટિન : મૂળ સુક્તિ 'ડલ્સ એટ ડેકોરમ એસ્ટ પ્રો પાત્રિયા મોરી', = 'પોતાની માતૃભૂમિ માટે ખપી જવું સર્વથા મધુર અને યોગ્ય છે') આ વિખ્યાત સુક્તિ લેટિન કવિ હોરેસ (ઇ.સ. પૂર્વે ૬૫–૮) ની કૃતિ 'ઉદાત્ત કાવ્યો' III, ii, ૧૩ પંક્તિમાં આવે છે. દેશદાઝની આ લાગણીશીલ ઉદાત્ત ભાવના પર પછીની પંક્તિઓમાં 'મધુર' અને 'યોગ્ય' વિશેષણો આગળ નકારાત્મક 'નોન' શબ્દ ઉમેરી દેશપ્રેમની આ આંધળી માન્યતા પર પાઉન્ડ તીવ્ર કટાક્ષ કરે છે.

૨૩ ટીપ્પણીનોંધ ક્રમાંક ૨૨ જુઓ.

૨૪ (ફ્રેન્ચ : યુક્સ ગ્લાકસ) ૧૯મી સદીના પદ્યમાં સાંપ્રત (તત્કાલીન) કવિઓને સૌથી વધારે પ્રિય પ્રતીકોમાંનું એક. આ 'આંખો' એટલે પ્રિરેફ્લાઈટ અંગ્રેજ કવિ અને ચિત્રકાર દાન્તે ગેબ્રિયલ રોઝેટી (૧૮૨૮-૧૮૮૨) નાં કેટલાંક ચિત્રો માટે પ્રેરણાસ્વરૂપ મોડેલ સૌંદર્ય-સામ્રાજ્ઞી એલિઝાબેથ સિડાલ, જેની સાથે રોઝેટીએ તેણીનાં બે વરસ મૃત્યુ પૂર્વે (૧૮૮૨) લગ્ન કર્યાં હતાં (૧૮૬૨).

૨૫ વિલિયમ એવર્ટ ગ્લેડસ્ટન (૧૮૦૯–૧૮૯૮) દસ વર્ષ સુધી બ્રિટનના વડાપ્રધાન. રૂઢિગત વિક્ટોરિયન માન મોભાના એક ખૂબ જ રૂઢિવાદી નેતા.

૨૬ જ્હોન રસ્કીન કૃત 'સિસેમ એન્ડ લીલીઝ' (૧૮૬૫) ના પ્રથમ વ્યાખ્યાનનું શીર્ષક 'કીંગ્ઝ ટ્રેઝરીઝ' હતું, આકૃતિમાં રસ્કીને તથાકથિત અંગ્રેજ સભ્યતા અને અંગ્રેજો, જેઓ સાહિત્ય, વિજ્ઞાન, કલા અને નૈસર્ગિક સૌન્દર્ય, માનનીય હૂંફ અને કરુણાથી વિમુખ થઈ ધિક્કારતા, તેઓની આકરા શબ્દોમાં ઝાટકણી કાઢી છે, અને આ મામાં તેના પર તડોમત લામું પ્રસ્તુત કર્યું છે. રસ્કીનનાં કલા અને સમાજનાં આ પ્રકારનાં ચિંતન સાથે પાઉન્ડ સહમત હતા, તેથી અહીં પોતાનો સૂર તે રસ્કીનના આરોપ સાથે પૂરે છે.

૨૭ અ
૨૭ બ ] રોબર્ટ બકનન (૧૮૪૧–૧૯૦૦) એક સ્કોટસમેન, અને વિવેચક. "ધ ફ્લેશલી સ્કૂલ ઓફ પોએટ્રી (૧૮૭૧) નો લેખક, જે કૃતિએ પ્રિ-રેફેલાઇટ કવિઓની સખત આકરા શબ્દોમાં ઝાટકણી કરી, આ આલોચનાના મુખ્ય શિકાર હતાં દાન્તે ગેબ્રિયલ રોઝેટી (૧૮૨૮–૧૮૮૨) અને એલ્ગરનન ચાર્લ્સ સ્વિનબર્ન (૧૮૩૭–૧૯૦૯)

૨૮ "તેણીનું.... મસ્તક" એટલે ટીપણીનોંધ ૨૪ માં જણાવેલ એલિઝાબેથનું સુંદર મસ્તક, ચહેરો અને સુડોળ ગરદન.

૨૯ સર એડવર્ડ બર્ન જોન્સ (૧૮૩૩–૧૮૯૮) એક પ્રિ-રેફેલાઇટ ચિત્રકાર. ફ્રેંચ 'કાર્ટન'ને અંગ્રેજીમાં 'કાર્ટૂન' કહેવાય. તેનું ચિત્ર 'કિંગ કોફેચ્યુઆ એન્ડ ધ બેગર મેઈડ' લંડનની ટેટ ગેલેરીમાં છે, જેમાં એલિઝાબેથ સિડાલને ભિખારણના મોડેલ તરીકે પ્રદર્શિત કરવામાં આવી છે.

૩૦ સર એડવર્ડ બર્ન-જોન્સનાં ટેટ-ગેલેરીમાં પ્રદર્શિત ચિત્રમાં રાજા કોફેચ્યુઆ જેને પાઉન્ડ ભિખારણ એલિઝાબેથનાં સૌન્દર્યનાં વખાણ કરતાં સ્તુતિકાવ્યો રચતાં કલ્પે છે. ટીપ્પણીનોંધ ૨૯ જુઓ.

૩૧ એડવર્ડ ફિટ્ઝરાલ્ડ દ્વારા અંગ્રેજીમાં અનૂદિત "ધી રૂબાઈયાત ઓફ ઓમર ખય્યામ" ૧૮૫૯ માં પ્રકાશિત થઈ, પણ રોઝેટીએ તેની પ્રશંસા કરી સૌનું તેના તરફ ધ્યાન દોર્યું ત્યાં સુધી કોઈએ તેની નોંધ ન લીધી. પાઉન્ડ આ રૂબાઈયાતને ઉદાત્ત કવિતા માનતા.

૩૨ રોઝેટીની કવિતા 'જેની' એક વેશ્યા વિશે છે. બકનને, પોતાના કાલ્વિનીસ્ટીક વલણો સાથે પ્રિ-રેફેલાઈટ્સ કવિઓ પર આકરી ટીકા કરી તેમાં આ કૃતિ મુખ્ય હતી.

૩૩ (ફ્રેંચ=મેકવેરો, અંગ્રેજી='પિમ્પ') દલાલ, ભડવો.

૩૪ (ઈટાલિયન : 'સિયેના મિ ફે; ડિસ્ફેસેમિ મરેમ્મા) આદ્યકવિ દાન્તેના મહાકાવ્ય "ડિવાઇન કોમેડી"માંના 'પર્ગેટરીઓ' ખંડની પંક્તિ (સર્ગ ૫, પંક્તિ ૧૩૩), જ્યાં પિયા દ તોલોમી પોતાના સિયેનામાં થયેલાં જન્મ અને મરેમ્માામાં પોતાના પતિના હાથે જ મૃત્યુ થયાનું જણાવે છે. 'ડિવાઇન કોમેડી'માં પિયા છેલ્લી ઘડીએ મોક્ષ પામેલા આત્માઓનું પ્રતિનિધિત્વ કરે છે.

૩૫ લંડનની રોયલ કૉલેજ ઓફ સર્જ્યન્સનાં લાયબ્રેરિયન વિક્તર પ્લાર (૧૮૬૩–૧૯૨૯), જેણે આ કૉલેજની હસ્તપ્રતોનું કૅટેલોગ (સૂચિપત્રક) તૈયાર કર્યું હતું. મન્ટોર વેરોગ એ વિક્તર પ્લારના સ્વભાવ પર આધારિત પાઉન્ડીયન કાલ્પનિક નામ છે, જેને 'ટાઈપ' કહી શકાય.

જાય છે. કાવ્યનો આ પુરાલેખ કવિનાયકની (મોબર્લીની) પરિસ્થિતીને લાગુ પડે છે. (આ કવિતાના ખંડ દ્વિતીયની કવિતા ક્રમાંક (૨) નો પેહલો સ્ટાન્ઝા જુઓ, 'ખાલી હવામાં...'

૬૧ વિવેચક જોન જે. એસ્પીની આ કવિતાની રચનાપ્રક્રિયા પરની કૃતિમાં જણાવ્યા મુજબ ગોટિયરની કલાકૃતિનું જે. એફ. જાકમાર્ત (૧૮૩૭ ૧૮૮૦) દ્વારા થયેલું ચિત્રવિશ્લેષન તેની કૃતિ 'એમોકસ એટ કેમીઝ'ની ૧૮૮૪ની આવૃત્તિમાં જોવા મળે છે.

૬૨ રોમન એમ્પરર ક્લોડિયસની પત્ની, સંજોગોવસાત, જેનું મૃત્યુ તેણીના પતિ દ્વારા જ થયેલું. અહીં, તેની કોઈ પ્રાચીન પ્રશિષ્ટ છબીનો સંદર્ભ રજૂ કર્યો છે.

૬૩ પીયરો ડેલા ફ્રાન્સેસ્કા (૧૪૨૦–૧૪૯૨) ઈટાલીયન ચિત્રકાર, જે તેની રેખાત્મક કલા અને રંગોની ઝાંય અને 'ફોર્મ'ની પૂર્ણતા માટે સુવિખ્યાત છે.

૬૪ પ્રાચીન ગ્રીસ

૬૫ એન્તોનીયો પિઝાનેલો (૧૩૯૫-૧૪૫૫) ઇટાલીયન છબીકાર, પદકસર્જક અને ચિત્રકાર.

૬૬ કવિતા ક્રમ (૨) માટે સૈયદ અલીના નામે લખેલો પુરાલેખ વાસ્તવમાં પાઉન્ડે પોતે લખેલ છે.

૬૭ પ્રથમ ખંડ, પ્રથમ કાવ્ય, પ્રથમ પંક્તિનો પંદચ્છેદ. 'ડાયાબોલસ' (લેટિનમાં) એટલે 'રાક્ષસ'. અહીં, આ શબ્દ સંગીતની પરિભાષાના અર્થમાં પ્રયોજાયો છે, જેને એક પ્રકારનું 'ઇન્ટર્વલ' કહી શકાય, એવું 'ઈન્ટર્વલ' જેનો સંગીતકારે એ કદી ઉપયોગ ન કર્યો

૬૮ (ગ્રીક 'એમ્બ્રોઝિયા=દૈવી અન્ન) કવિ નાયક મોબર્લી આ અન્ન આરોગતો હોવાનું અનુમાનવામાં આવ્યું છે.

૬૯ (ગ્રીક ;'અનાંગકે'=નેસેસીટી (અંગ્રેજી) આવશ્યકતા, જરૂરિયાત. ટ્રેજિક કેરેક્ટરનું એક જરૂરી તત્ત્વ.

૭૦ (ગ્રીક પુરાણકથામાં) શાંતિપ્રિય, રમણીય નૈસર્ગિક ગ્રામીણ પ્રદેશ. અહીં, પ્રેમ અને સૌંદર્યના અનુસરણનું પ્રતીક.

૭૧ 'તેની' એટલે 'રાત્રિની'

૭૨ (ગ્રીક) "નુક્તોસ અગાલ્મા" ='ધ ગ્લોરી ઓફ નાઈટ' (અંગ્રેજી) ગ્રીક કવિ બાયનની કૃતિમાંથી લીધેલો વાક્યાંશ. પાઉન્ડ દોષપૂર્ણ ગ્રીકમાં લખે છે, વાસ્તવિક રીતે, 'નુક્તોસ' અગાલ્મા' હોવું જોઈએ.

૨૫ વિલિયમ એવર્ટ ગ્લેડસ્ટન (૧૮૦૯–૧૮૮૯) દસ વર્ષ સુધી બ્રિટનના વડાપ્રધાન. રૂઢિગત વિક્ટોરિયન માન મોભાના એક ખૂબ જ રૂઢિવાદી નેતા.

૨૬ જ્હોન રસ્કીન કૃત 'સિસેમ એન્ડ લીલીઝ' (૧૮૬૫) ના પ્રથમ વ્યાખ્યાનનું શીર્ષક 'કી ગ્સ ટ્રેઝરીઝ' હતું, આકૃતિમાં રસ્કીને તથાકથિત અંગ્રેજ સભ્યતા અને અંગ્રેજો, જેઓ સાહિત્ય, વિજ્ઞાન, કલા અને નૈસર્ગિક સૌન્દર્ય, માનવીય દર્દ અને કરુણાથી વિમુખ થઈ ધિક્કારતા, તેઓની આકરા શબ્દોમાં ઝાટકણી કાઢી છે, અને આ સ્પ ા ાતા ા તહોમતનામું પ્રસ્તુત કર્યું છે. રસ્કીનનાં કલા અને સમાજનાં આ પ્રકારનાં ચિંતન સાથે પાઉન્ડ સહમત હતા, તેથી અહીં પોતાનો સૂર તે રસ્કીનના આરોપ સાથે પૂરે છે.

૨૭ અ
૨૭ બ ] રોબર્ટ બકનન (૧૮૪૧–૧૯૦૦) એક સ્કોટસમેન, અને વિવેચક. "ધ ફ્લેશલી સ્કૂલ ઓફ પોએટ્રી (૧૮૭૧) નો લેખક, જે કૃતિએ પ્રિ-રેફેલાઈટ કવિઓની સખત આકરા શબ્દોમાં ઝાટકણી કરી, આ આલોચનાના મુખ્ય શિકાર હતાં દાન્તે ગેબ્રિયલ રોઝેટી (૧૮૨૮–૧૮૮૨) અને એલ્ગરનન ચાર્લ્સ સ્વિનબર્ન (૧૮૩૭–૧૯૦૯)

૨૮ "તેણીનું .... મસ્તક" એટલે ટીપ્પણીનોંધ -૪ માં જણાવેલ એલિઝાબેથનું સુંદર મસ્તક, ચહેરા અને સુડોળ ગરદન.

૨૯ સર એડવર્ડ બર્ન જોન્સ (૧૮૩૩–૧૮૯૮) એક પ્રિ-રેફેલાઈટ ચિત્રકાર. ફ્રેંચ 'કાર્ટન'ને અંગ્રેજીમાં 'કાર્ટૂન' કહેવાય. તેનુ ચિત્ર 'કિંગ કોફેચ્યુઆ એન્ડ ધ બેગર મેઈડ' લંડનની ટેટ ગેલેરીમાં છે, જેમાં એલિઝાબેથ સિડાલને ભિખારણના મોડેલ તરીકે પ્રદર્શિત કરવામાં આવી છે.

૩૦ સર એડવર્ડ બર્ન-જોન્સનાં ટેટ-ગેલેરીમાં પ્રદર્શિત ચિત્રમાં રાજા કોફેચ્યુઆ જેને પાઉન્ડ ભિખારણ એલિઝાબેથના સૌન્દર્યનાં વખાણ કરતાં સ્તુતિકાવ્યો રચતાં કલ્પે છે. ટીપ્પણીનોંધ ૨૯ જુઓ.

૩૧ એડવર્ડ ફિટ્ઝરાલ્ડ દ્વારા અંગ્રેજીમાં અનૂદિત "ધો રૂબાઈયાત ઓફ ઓમર ખય્યામ" ૧૮૫૯ માં પ્રકાશિત થઈ, પણ રોઝેટીએ તેની પ્રશંસા કરી સૌનું તેના તરફ ધ્યાન દોર્યું ત્યાં સુધી કોઈએ તેની નોંધ ન લીધી. પાઉન્ડ આ રૂબાઈયાતનો ઉદાત્ત કવિતા માનતા.

૩૨ રોઝેટીની કવિતા 'જેની' એક વેશ્યા વિશે છે. બકનને, પોતાના કાલ્વિનીસ્ટીક વલણો સાથે પ્રિ-રેફેલાઈટસ કવિઓ પર આકરી ટીકા કરી તેમાં આ કૃતિ મુખ્ય હતી.

૩૩ (ફ્રેંચ=મેક્વેરો, અંગ્રેજ='પિમ્પ') દલાલ, ભડવો.

૩૪ (ઈટાલિયન : 'સિયેના મિ ફે;' ડિસ્ફેસેમિ મરેમ્મા) આદ્યકવિ દાન્તેના મહાકાવ્ય "ડિવાઈન કોમેડીમાંના 'પર્ગેટરીઓ' ખંડની પંક્તિ (સર્ગ ૫, પંક્તિ ૧૩૩), જ્યાં પિયા દ તોલોમી પોતાના સિયેનામાં થયેલાં જન્મ અને મરેમ્મામાં પોતાના પતિના હાથે જ મૃત્યુ થયાંનું જણાવે છે. 'ડિવાઈન કોમેડી'માં પિયા છેલ્લી ઘડીએ મોક્ષ પામેલા આત્માઓનું પ્રતિનિધિત્વ કરે છે.

૩૫ લંડનની રોયલ કોલેજ ઓફ સર્જ્યન્સનાં લાયબ્રેરિયન વિક્ટર પ્લાર (૧૮૬૩–૧૯૨૯), જેણે આ કોલેજની હસ્તપ્રતોનું કેટલોગ (સૂચિપત્રક) તૈયાર કર્યું હતું. મન્ટોર વેરોગ એ વિક્ટર પ્લારના સ્વભાવ પર આધારિત પાઉન્ડીયન કાલ્પનિક નામ છે, જેને 'ટાઈપ' કહી શકાય.

જાય છે. કાવ્યનો આ પુરાલેખ કવિનાયકની (મોબર્લીની) પરિસ્થિતીને લાગુ પડે છે. ( આ કવિતાના ખંડ દ્વિતીયની કવિતા ક્રમાંક (૨) નો છેલ્લો સ્ટાન્ઝા જુઓ, 'ખાલી હવામાં...'

૬૧ વિવેચક જોન જે. એસ્પીની આ કવિતાની રચનાપ્રક્રિયા પરની કૃતિમાં જણાવ્યા મુજબ ગોટિયરની કલાકૃતિનું જે. એફ. જાકમાર્ત (૧૮૩૭ ૧૮૮૦) દ્વારા થયેલું ચિત્રવિશ્લેષણ તેની કૃતિ 'એમોકસ એટ કેમીઝ'ની ૧૮૮૪ની આવૃત્તિમાં જોવા મળે છે.

૬૨ રોમન એમ્પરર કલોડિયસની પત્ની, સંજોગોવસાત, જેનું મૃત્યુ તેણીના પતિ દ્વારા જ થયેલું. અહીં, તેની કોઈ પ્રાચીન પ્રશિષ્ટ છબીનો સદર્ભ રજૂ કર્યો છે.

૬૩ પીયરો ડેલા ફ્રાન્સેસ્કા (૧૪૨૦–૧૪૯૨) ઈટાલીયન ચિત્રકાર, જે તેની રેખાત્મક કલા અને રંગોની ઝાંય અને 'ફોર્મ'ની પૂર્ણતા માટે સુવિખ્યાત છે.

૬૪ પ્રાચીન ગ્રીસ

૬૫ એન્તોનીયો પિઝાનેલો (૧૩૯૫-૧૪૫૫) ઇટાલીયન છબીકાર, પદકસર્જક અને ચિત્રકાર.

૬૬ કવિતા ક્રમ (૨) માટે સૈયદ અલીના નામે લખેલો પુરાલેખ વાસ્તવમાં પાઉન્ડે પોતે લખેલ છે.

૬૭ પ્રથમ ખંડ, પ્રથમ કાવ્ય, પ્રથમ પંક્તિનો પંદચ્છેદ. 'ડાયાબોલસ' (લેટિનમાં) એટલે 'રાક્ષસ'. અહીં, આ શબ્દ સંગીતની પરિભાષાના અર્થમાં પ્રયોજાયો છે, જેને એક પ્રકારનું 'ઇન્ટર્વલ' કહી શકાય, એવું 'ઈન્ટર્વલ' જેનો સંગીતકારે એ કદી ઉપયોગ ન કર્યો

૬૮ (ગ્રીક 'એમ્બ્રોઝિયા=દૈવી અન્ન) કવિ નાયક મોબર્લી આ અન્ન આરોગતો હોવાનું અનુમાનવામાં આવ્યું છે.

૬૯ (ગ્રીક :'અનાંકે'=નેસેસીટી (અંગ્રેજી) આવશ્યકતા, જરૂરિયાત. ટ્રેજિક કેરેકટરનું એક જરૂરી તત્ત્વ.

૭૦ (ગ્રીક પુરાણકથામાં) શાંતિપ્રિય, રમણીય નૈસર્ગિક ગ્રામીણ પ્રદેશ. અહીં, પ્રેમ અને સૌંદર્યના અનુસરણનું પ્રતીક.

૭૧ 'તેની' એટલે 'રાત્રિની'

૭૨ (ગ્રીક) "તુકતોસ અગાલ્મા' =ધ ગ્લોરી ઓફ નાઈટ' (અંગ્રેજી) ગ્રીક કવિ બાયનની કૃતિમાંથી લીધેલો વાકયાંશ. પાઉન્ડ દોષપૂર્ણ ગ્રીકમાં લખે છે, વાસ્તવિક રીતે, 'તુક્તીસ' અગાલ્મા' હોવું જોઈએ.

૭૩ આ 'કલ્પનાપ્રદેશ' એટલે મોબલીં દ્વારા આવિષ્કૃત નવ્ય કલા-સૌંદર્ય, એક અવ્યક્તાવ્યક્ત ધ્યેય.
૭૪ (ગ્રીક) 'ટુ અગાથોન'= ટી બ્યૂટીફૂલ (અંગ્રેજી) આદર્શ શ્રેષ્ઠતા અને સૌંદર્ય.
૭૫ (ગ્રીક, અંગ્રેજી) 'આર્ઈરીટસ' અને 'આઈરીસાઝ' મેઘધનુષ્યનુ બહુવચન.
૭૫અ: સાન્ડ્રો બોટિસેલી (૧૪૪૫-૧૫૧૦) ફ્લોરેન્સનો ચિત્રકાર. તેનો ઉલ્લેખ અહીં રેખા-ચિત્રો અને રંગોની ઝાંયો માટેની તેની વિશિષ્ટ શૈલીની પ્રશંસા અર્થે થયો છે. પાઉન્ડ, લેખનકલા અને ચિત્રકલામાં આ પ્રકારના ગુણને હંમેશાં માન આપતાં.
૭૬ પાઉન્ડે અહીં દર્શાવેલ વાહક અશ્વો વાસ્તવમાં કબૂતરો છે, જેઓ સૌંદર્યની દેવી સિથેરા (અન્ય નામો; વિનસ, એફ્રોડાઈટ)ના રથને ખેંચનાર વાહક હતા.
૭૭ ફ્રેડરિક નિત્શે (૧૮૪૪-૧૯૦૦) ક્રાંતિકારી જર્મન તત્વચિંતક આ કવિતા રચાઈ તે દિવસોમાં તેઓ ખૂબ જ લોકપ્રિય હતા.
૭૮ ગ્રીસના નગર ક્રિટનો સૌથી પ્રખ્યાત રાજા માઈનેસનું વિશેષણ. આ વિશેષણ સામાન્ય અર્થમાં 'આળસુ' 'નિદ્રાપ્રેમી' અને 'તન્દ્રાવસ્થી' જેવાં કંઈ અર્થ (આકેંઈક) દર્શાવે છે.
૭૯ (ગ્રીક-'અપાથેન'= 'ઇન્સેન્સીબિલિટી') 'સંવેદનશૂન્યતા' (નામ, અને/અથવા 'અસંવેદનશીલ' (વિશેષણ)
૮૦ (બાઈબલમાં) ઇઝરાયલીઓને તેમનાં ચાળીસ વર્ષોના મરુભૂમિનિવાસ દરમિયાન દેવો દ્વારા આપવામાં આવેલ ખોરાક (અંગ્રેજી: મેન્ના)
૮૧ (હિબ્રુ) ઈશ્વર પ્રત્યેની ભકિત અને પ્રશંસા અભિવ્યકત કરતો સ્તુત્ય ઉદ્ગાર.
૮૨ (લેટિન: 'સુસુરસ') ધીમો ગણગણાટ, ગુસપુસ.
૮૩ ઈન્ડોનેશિયા અને ન્યૂગિની નજીકના ટાપુઓ.
૮૪ અરબસ્તાનનાં રણમાં ઊડતી ધૂળ, અને સૂકા, ગરમ પવનની ભયંકર આંધી.
૮૫ પ્રથમ ખંડના અંતિમ કાવ્ય 'રાજદૂત'ની માફક આ કાવ્ય પાઉન્ડના કવિનાયક મોબર્લીની કૃતિ છે, જે આ કવિનાયકની (અને પાઉન્ડની) કલાપ્રત્યેની અભિરુચિ, તેની પદ્ધતિઓ અને તેનાં સૌંદર્યવાદી વલણોનું અંતિમ 'જસ્ટીફિકેશન' છે.
૮૬ બર્નાર્ડિનો લુઈની (૧૪૮૧-૧૫૩૨) ઈટાલીના મિલાન નગરનો ચિત્રકાર અને લીઓનાર્ડો દ વિન્સીનો અનુયાયી.
૮૭ સ્ત્રી અને બાળકનો ગાયનનો સૌથી તીવ્રતમ સ્વર.
૮૮ સાલોમોન રીનાક (૧૮૫૮-૧૯૩૨) કલાનો ઇતિહાસકાર.
૮૯ સૌંદર્યદેવી વિનસને આપેલું વિશેષણ નામ. જેનો અર્થ 'ફિણમાંથી જન્મેલ' થાય. અહીં, પાઉન્ડ, રીનાક કૃત 'એપોલો' (૧૯૦૦) નામક કલા-ઈતિહાસમાં દર્શાવેલ એક ચિત્ર તરફ અંગુલિનિર્દેશ કરે છે.

## ...મારી ઊંઘે મને...

મારી કુંભકર્ણ શી ઊંઘમાંથી
જાગીને જોઉં છું તો
એક જ છત નીચે રહેતાં આપણે,
આપણાં શહેરમાં વીજળીની ગતિએ દોડતાં
પગલાં પર ભાગતાં
અસંખ્ય માથાંઓ જેવાં
– પાસેના પાસે અને યોજનો દૂર
કેમ લાગીએ છીએ?
જાગીને જોઉં છું તો તું ક્યાં ગયો દેખાય છે?
તું આવો તો ન હતો!!!
આજે શબ્દોથી દૂર, વાચાથી દૂર,
અકાળ મૌનનાં,
આંખોમાં શૂન્યતા ભરી
તું મારી સામે
કેવી રીતે – શાને માટે – જોઈ રહ્યો છે?
આપણે એક જ છત નીચે
વર્ષોથી જીવતાં આવ્યાં છીએ
એ તો તને યાદ છે ને?
કે પછી- મારી ઊંઘે મને...!!!

—પીયૂષ પંડ્યા-'જ્યોતિ'

ક્યારેક જીવનમાં કશુંક અજાણ્યે-અકળ રીતે પલટાઈ જાય છે. અને ત્યારે જીવન આખું જાણે સાવ ભિન્ન બની ગયું હોય એમ લાગે છે. 'સ્થિત્યંતર'ની અસ્વાભાવિકતા માણસને કઠે છે, એ કદીક કુતૂહલપ્રેરક અને કદીક વિસ્મયજનક નીવડે છે. નવ્ય સ્થિતિ કે વિપરીત પરિસ્થિતિની જાણ લાંબા સમયે સહસા થાય છે ત્યારે તો વળી એ આઘાતક બની રહે છે. નિદ્રામાંથી જાગૃતિમાં સરતાં પોતાની પલટાયેલી પરિસ્થિતિનું થતું ભાન આ કાવ્યની નાયિકાને પણ એવા આઘાતનો અનુભવ કરાવે છે. નાયિકા અર્થાત્ પ્રેમિકા જાગી જોઈ શકે છે કે એનો પ્રિયતમ સમયાંતરે પલટાઈ ગયો છે. 'તું આવો તો ન હતો!!' એવા એના ઉદ્ગારમાં એ દુઃખદ, આઘાત હકીકત પ્રકટ થાય છે. પ્રિયતમ બદલાઈ જતાં જે સ્થિતિ સર્જાઈ છે તેનું કથન 'પાસેના પાસે અને યોજનો દૂર' એ શબ્દોમાં થયું છે એ સાથે શહેરની ભારે ભીડમાં રહેતાં અને છતાંય એકાન્ત અનુભવતાં ત્વરિત ગતિએ સાથે સાથે દોડતાં અને છતાં આઘાંતને આઘાં રહેતાં માણસો સાથેનું એમનું સાદૃશ્ય પણ દર્શાવ્યું છે. નાયિકા જણાવે છે કે એક જ છત નીચે રહેતાં તેઓ બંને એકબીજાને ઘણાં ઘણાં દૂર હોય એમ લાગે છે. આમ કેમ થયું એ પ્રશ્ન છે. એ પ્રશ્નનો કોઈ ઉત્તર મળે કે ન મળે અને મળે તો અનુકૂળ મળે કે પ્રતિકૂળ મળે. વાસ્તવિકતા એ જ છે કે એનો પ્રિયતમ સદેહે તો પાસે છે પણ હૃદયથી અતિશય દૂર છે આ વાસ્તવિકતા પ્રત્યક્ષ છે અને એને સ્વીકારવી જ રહી. હૃદયથી દૂર સરી ગયેલા પ્રિયતમને નાયિકા વર્ણવે છે. એણે પૂછેલા પ્રશ્નમાં જ એ વર્ણન આવી જાય છે – કહો કે પ્રશ્નના અવલંબને આ વર્ણન થયું છે:

આજે શબ્દોથી દૂર, વાચાથી દૂર,
અકળ મૌનમાં,
આંખોમાં શૂન્યતા ભરી
તું મારી સામે

) કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૮૧

કેવી રીતે – શાને માટે – જોઇ રહ્યો છે ?

પોતાના પ્રિયતમનું આ દર્શન એટલે ખરું જોતાં તો પોતાની જીવનસ્થિતિનું દર્શન અને તેય વાસ્તવ દર્શન નાયિકાને, એ કહે છે તેમ, ઊંઘ-માંથી જાગતાં થાય છે. અહીં ઊંઘ એટલે અજ્ઞાન અથવા ભ્રાંતિ એમ તરત જ સમજાય છે. નરસિંહ મહેતાના પ્રસિદ્ધ પદના આરંભના શબ્દો 'જાગીને જોઉં તો...' નો ઉપયોગ અહીં થયો છે. તે જોતાં જ આપણને ઉક્ત અર્થ સ્પષ્ટ થઇ જાય છે. 'કુંભકર્ણ શા ઊંઘ' કહેતાં છ મહિનાની નહિ, પણ ઘણી લાંબી ઊંઘનો ખ્યાલ આવે છે. એટલે સમજાય છે કે નાયિકા પોતાના પ્રિયતમ વિશે અને પોતાની પરિસ્થિતિ વિશે સુદીર્ઘકાલ પર્યન્ત અજ્ઞ રહી છે. અલબત્ત, એ અજ્ઞતા એને માટે તો આશીર્વાદરૂપ હતી. કેમ કે વાસ્તવિકતાનું જ્ઞાન ભારે દુઃખદ નીવડે છે. શક્ય છે કે એ અજ્ઞાનતા તે ભ્રાંતિ પણ હોય. સુખનો અનુભવ થતો હોય તો ઘણી વાર ભ્રાંતિમાં જીવવું ઇષ્ટ છે. એ તથ્ય ભ્રાંતિભંગની વ્યથા ભોગવતી આ કાવ્યની નાયિકાના – 'કે પછી મારી ઊંઘે મને... !!!' એ ઉદ્‌ગાર પ્રતીત કરાવે છે.

કાવ્ય પરિસ્થિતિનું છે પણ પરિસ્થિતિજન્ય મનઃસ્થિતિનું યે છે. મન સ્થિતિને પ્રત્યક્ષ કરાવવા કવિએ નાટ્યરૂપ પરિસ્થિતિની અને તેમાં રહેલ પાત્રના ઉદ્‌ગારની રજૂઆત કરી છે. નાયિકાની ઉક્તિરૂપ રજૂ થતું કાવ્ય જાણ્યાં અને છતાં અજાણ્યાં બે જણની-વિચ્છિન્ન દંપીતની કથા અને વ્યથા પણ આલેખી છે.

તા. ૩-૧-૧૯૯૧ –હેમન્ત દેસાઈ
રાજકોટ

# નવતા અને તાજગીનો અનુભવ કરાવતી ગઝલો

ડૉ. મણિલાલ પટેલ

હમણાં ગઝલના બે નવાસંચયો પ્રગટ થયા છે. કવિશ્રી મનોજ ખંડેરિયાનો 'હસ્તપ્રત' સંગ્રહ- જેમાં ૧૦૧ ગઝલો ગ્રંથસ્થ થઈ છે. બીજો સંગ્રહ તે અશોકપુરી ગોસ્વામીનો 'અર્થાત્' - જેમાં ૬૬ (છાસઠ) ગઝલો પસંદ કરીને મૂકાઈ છે. 'હસ્તપ્રત' એના કવિનો ત્રીજો કાવ્યગ્રંથ છે અને સુરેશ દલાલના આયોજનમાં એ એસ. એન. ડી. ટી. યુનિવર્સિટીના નવા પ્રકાશનરૂપે તૈયાર થયો છે. 'અર્થાત્' એના કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ છે- પ્રથમ પુસ્તક પણ. એને 'કવિલોક' ટ્રસ્ટનું ઓનર મળ્યું છે ને કવિની ઉચિત સ્વીકૃતિને એ મ્હોર મારે છે એય યાદ રાખવા જેવું છે. મનોજ ગુજરાતી ગઝલનું મોટું નામ છે, આધુનિકતાના કાળમાં પ્રયોગખોરીની વચ્ચે ગઝલની અસલિયતને ખોયા વિના લખતા રહેલા એ નોખા કવિ છે. અશોક નવમા દાયકાની કવિપ્રતિભા છે. એમણે આરંભથી જ 'ગઝલિયત'ની ખેવના કરી છે. ગઝલ એમને માટે માત્ર કાવ્યપ્રકાર નથી, એ જીવનરીતિ અને સમજદારીનું દર્શન પણ બની રહે છે. છેલ્લા દાયકામાં ગુજરાતી ગઝલને એનાં અસલ મિજાજ-રૂપ – રૂખ – રંગ આપનારા અદમ જેવા કવિઓનાં પંગતમાં પ્રવેશવા માટે અશોકપુરીએ પૂરા સમજ-દારીથી ગઝલ લખી છે. મનોજ તો એ પંથના પ્રવાસી હતા જ, અને સ્યામ સાધુએ પણ એનના રાહ બદલ્યો નહોતા. પરિણામ આધુનિકતાના ગાળામાં પ્રયોગખોરીમાં વંઠી ના ગયેલા ઉક્ત કવિઓ

આજે પરિષ્કૃત ગઝલના ય પ્રણેતા બની રહ્યા ।

આદિલ, ચિનુ, મનહર, રમેશ, રાજેન્દ્ર શુક્ર ગઝલો સન્દર્ભે 'અનિલે' કહ્યું છે કે, 'એમણે પછી પ્રયોગોને નામે કેટલુંક એવું કર્યું છે વિવાદાસ્પદ જ બને છે. તેણે ફરી ગઝલની એ ખનો, એના આંતર સ્વરૂપનો પ્રશ્ન ઊભો કર્યો છે.' ('વિ' ગઝલ અંક પૃ.૬). હાઈકુ ગઝ અંજનિ જેવા છંદોમાં ગઝલ પ્રયોગ કરનાર ગ જની પણ આ મર્યાદા ગણાય. પણ મનોજ સં પ્રયોગખોરીમાંથી પાછા વળી ગયા, તે ત્યાં સુ આધુનિકતાને નામે કૃતક કે ઉછીનાં ભાવસંવેદ પણ એ અળગા થઈ ગયા અને એમણે ' નીડ' પ્રમાણે આપણી પરંપરામાં ગુજરાતીમાં ગઝલને નવતા અને તાજગી અર્પ સફળ પ્રયાસ કર્યો છે. 'અટકળ' પછી 'હસ્તપ્ર એમની એવી ગઝલોના ઉત્તમ નમૂનાઓ મળે ગઝલને એનું આગવું દર્શન હોય છે. કવિ અને સમ્બંધો વડે જીવનની પેલે પારનું - ઈશ્વ ચેતનામય જીવન પણ ગઝલમાં ચીંધી આં એનું દર્શન છે. મનોજ અને અશોકપુરી બ સંચયોમાં કાવ્યત્વ, ગઝલત્વ સાથે આવું જીવનદર્શન પણ પ્રગટે છે. મનોજની પ્રથમ ના આ શે'ર જુઓ

પકડો કલમ ને કો
આ હાથ આખેઆખે.
જ્યાં ની
સન

રોજની માફક સૂરજ ઊગી ગયો
ક્યાં જઈ સપનાની ખાંભી ખોડીએ?

(પૃ.૨૦)

વેદનાથી આખુંયે ઘર ટળવળે
જેમ સૂતો સાપ કોઈ સળવળે.
હું અહીં તારી પ્રતીક્ષામાં જીવું,
ચાંદની આકાશમાં ડૂસકાં ભરે.

(પૃ.૨૫)

એ સુગંધાતું રહે છે ભીતરે-
રાત-દિ' જે શૂળ થઈ ભોંકાય છે.

(પૃ ૩૬)

એક નાજુક આંગળી ખોળું અને-
સાવ કોરી રેતમાં દારયો જડે!

(પૃ. ૪૫)

જિન્દગીમાં એક એવી પળ હશે.
ઝાંઝવાને પી જવાનું બળ હશે.

(પૃ. ૩૯)

'સુગંધાતું' (પૃ ૩૬) કે 'સ્મરણવા' (પૃ.૧૪) જેવા નામના ક્રિયાપદ તરીકેના પ્રયોગો અહીં ક્વચિત્ જોવા મળે છે, પણ મુખ્યત્વે સાહજિક ભાવ-વિચારની અભિવ્યક્તિ માટે સાહજિક ભાષા પ્રફુલ્લા માટે પર્યાપ્ત નીવડતી જણાય છે. એમણે પ્રચલિત પાંચેક છંદોને મહદંશે પ્રયોજ્યા છે. એમાં 'ગાલગાગા ગાલગાગા ગાલગા' એમનો સૌથી વધુ પ્રિય છંદ છે. કેમ કે ૫૦માંથી ૨૨ જેટલી ગઝલો એ છંદમાં છે. 'ઉકેલી ના શકું એકાદ પહેલી જિંદગાનીની' (પૃ. ૨૭) કે 'માર્ગ શું, મંઝિલ શું ને મીત શું?' (પૃ. ૪૪) જેવાં સ્થાનોએ અર્થફેર થઈ જાય એવું 'પહેલી'નું 'પ્હેલી' ઉચ્ચારણ કરવું પડે કે 'મંઝિલ'માં 'ઝ'નું દીર્ઘ ઉચ્ચારણ કરવું પડે એવાં ઉદાહરણો બાદ કરતાં સર્વત્ર કવયિત્રીનો છંદ પરનો કાબૂ જણાઈ આવે છે.

પ્રફુલ્લા પાસે ગઝલનો મિજાજ છે, ગઝલના સ્વરૂપની આગવી શિરતનું પાલન કરવાની સજ્જતા પણ છે. પરંતુ જે ખાસ નોંધપાત્ર છે તે એ કે આ સંગ્રહમાં એમનું પોતાપણું-ખાસ તો સ્ત્રી-કવિ તરીકેનું પોતાપણું ઊપસતું જણાતું નથી. એમની હવે પછીની રચનાઓ પોતાપણાની મુદ્રાથી અંકિત હોય એવી આશા સાથે 'શ્વાસનો પર્યાય'ના અનુગામી સંગ્રહની પ્રતીક્ષા કરીએ.

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

હેમંત

૨૦૪૮

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૧ સળંગ અંક ૨૦૪ દ્વિજ અંક ૧૩૨

કવિલોક ગુજરાતી-કવિતાનું ઋતુપત્ર : હેમંત : ૨૦૪૮ : સળંગ અંક ૨૦૪ : દ્વિજ અંક ૧૩૨

કાવ્યો



ગદ્ય




તંત્રી
ધીરુ પરીખ

સલાહકાર
રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ. ૧૬૦ (હવાઈમાર્ગે), આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦

○ આ અંકની છૂટક કિંમત રૂ. ૮

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે – ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં – પ્રગટ થાય છે. તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : ધીરુ પરીખ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ – ૩૮૦ ૦૦૯.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
મુદ્રણસ્થાન : એસ. એ. પ્રિન્ટર્સ, રાયપુર ચકલા, અમદાવાદ – ૩૮૦ ૦૦૧. ફોન : પી.પી. ૩૪૮૮૧૧

હેમંત વિશેષાંક

# કવિલોક

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૧



।। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरआवीर्म एधि ।।

## કાવ્ય અને વિવેચન

કવિતા એ કોઈ મનોઘટનાની, કોઈ અનુભૂતિની, કંઈ સંવેદ્યું હોય કે સ્પષ્ટ થયું હોય તેની કોઈ લાગણીની કે વિચારની અથવા કોઈ ઝંખનાની કે ઉન્મેષની સમરૂપતા ભાષામાં શોધવાની ચેતનાની સભાન પ્રક્રિયા છે. કવિતા એ તત્ત્વત: આંતરિક અને એકાગ્ર અનુભૂતિ છે.

મૂલત: એ કોઈ પ્રવૃત્તિ નથી, પણ અનુભવ છે; ચેતનાના પૃથક અંશોની અમુક સંદર્ભમાં અમુક સમય પૂરતી એકરૂપતા છે. એ અનુભવ ઉત્કટ હોય છે અને વ્યક્તિની સમગ્ર શક્તિને પ્રવૃત્ત થવા સાદ કરે છે તેથી તો આપણે તેને પ્રેરણા કહીએ છીએ.

પણ એ જે હોય તે, એ અનુભવ ભાષામાં સ્ફુરતો નથી. એ સ્ફુરે તત્ક્ષણે એને ભાષા સાથે સંબંધ હોતો નથી. જેટલે અંશે આ આન્તરઅનુભવ ભાષામાં પ્રસવતો નથી તેટલે અંશે ભાષા એ અનુભવની અપેક્ષાએ બાહ્ય પદાર્થ છે. ભાષાને તો તેમાં લયરચના, પ્રાસરચના, પ્રતીકરચના વગેરે સાજ સહિત એક વાહન તરીકે (ભલે ગમે તેટલી ત્વરાથી), અવબોધના એક સંકેત તરીકે, પ્રયોજવામાં આવે છે. – જોકે અવબોધ અને તેનું પ્રામાણ્ય સૌપ્રથમ કવિ સાથે સંબંધ ધરાવે છે. કવિ જ પોતાની કૃતિનો પ્રથમ ભાવક છે અને એના પ્રામાણ્યનો પણ એ જ સાક્ષી છે. કવિને યોગ્ય લાગે તેવા અવબોધ અને સમરૂપતા દ્વારા જ આટલું સંભવે. અવબોધ નહિ તો પ્રામાણ્ય નહિ.

વિવેચક કવિતામાં પ્રસ્ફુટ થએલી આન્તરઘટનાનો તાગ લે છે, અને વિચાર, લાગણી તથા મૂલ્યોના વ્યાપક પ્રવાહો સાથે, પરંપરાગત બનેલી ચૈતસિક પ્રવૃત્તિ સાથે, સમાજની અર્ધચેતના સાથે અને મનુષ્યના સર્વસામાન્ય વારસા સાથે એનું અનુસંધાન કરી આપે છે. અનુભૂતિના ચૈતસિક સંદર્ભને અને પ્રેરણાની તથા સૌન્દર્યની અપૂર્વતાને એ પારખે છે અને દર્શાવે છે. અને આ રીતે સાંસ્કૃતિક મૂલ્યો અને ધોરણોને વિકસાવવામાં અને સ્થિર કરવામાં એ સહાયભૂત થાય છે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# રાજેન્દ્ર શાહનાં સૉનેટ

## હર્ષદ ત્રિવેદી

**આ**પણે ત્યાં ગુજરાતીમાં પહેલું સૉનેટ લખાયું. ઈ. ૧૮૮૮માં. પ્રથમ સૉનેટ કવિ કાન્તે આપ્યું કે બ.ક. ઠાકોરે એ વિવાદમાં કોઈ નવું પરિણામ આવવાની શક્યતા રહી નથી. કાન્ત અને ખંડકાવ્ય, સૉનેટ અને બલવંતરાય એકબીજાં સાથે જે રીતે જોડાયેલાં છે એ જોતાં મંદાક્રાન્તા છંદમાં લખાયેલું ઠાકોરનું 'ભણકારા' પ્રથમ કક્ષાનું અને પ્રથમ 'ગુજરાતી' સૉનેટ છે એ વિશે મતભેદ ન હોઈ શકે. ઠાકોરની ખડકાળ બાની અને છંદોના લાક્ષણિક પ્રયોગો પછી સૉનેટને વધુ પ્રવાહી અને સૌન્દર્યલક્ષી બનાવવામાં શેષ, ચન્દ્રવદન, રામપ્રસાદ શુક્લ, સ્નેહરશ્મિ, સુંદરજી બેટાઈ, મનસુખલાલ ઝવેરી, કૃષ્ણલાલ શ્રીધરાણી અને પ્રહલાદ પારેખ, હરિશ્ચંદ્ર ભટ્ટ આદિ સર્જકોનાં સૉનેટોએ મહત્વનો ફાળો આપ્યો. પરંતુ ગુજરાતી સૉનેટની આબોહવા ઊભી કરવાનો, એને ટકાવી રાખવાનો ને આ કાવ્યપ્રકારને સામર્થ્ય અને સાતત્યપૂર્ણ રીતે પ્રયોજવાનો યશ તો સુન્દરમ–ઉમાશંકરને જ જાય છે. ઉશનસ લખે છે તેમ – 'સુન્દરમ–ઉમાશંકર હોય નહીં ને ગુજરાતીમાં સૉનેટ જામે નહીં, ઊંડું–ઊંચું–પહોળું થાય નહીં.'[1]

ઉમાશંકર–સુન્દરમ નવા નવા વિષયો અને સંવેદનોમાં વૈવિધ્ય આણે છે છતાં એમ કહી શકાય કે એમનાં સૉનેટ મહદંશે ઠાકોરી ઘરાનાનાં હતાં ને એમના ઉપર ગાંધીજી છવાયેલા રહ્યા. ઉત્તર સુન્દરમમાં અને તે સમયના ગૌણ કવિઓમાં શ્રી અરવિન્દ તરફનો ઝોક પ્રગટ ને સ્પષ્ટ છે. પરંતુ ૧૯૪૦ પછીની આપણી કવિતા રવીન્દ્રનાથને આરાધ્ય માને છે. પ્રહલાદ–હરિશ્ચંદ્રને ઓળંગીને વાત કરીએ તો ગાંધીયુગ પછી ગુજરાતી સૉનેટનું સીધું અનુસંધાન રાજેન્દ્ર–નિરંજનમાં મળે છે. વળી રાજેન્દ્ર શાહમાં તો આ ઉપરાન્ત ગીતગોવિન્દકાર જયદેવની બાનીનો સંસ્પર્શ પણ મળે છે. ડૉ. સુરેશ દલાલે નોંધ્યું છે તેમ – 'ઠાકોર પછી આ સ્વરૂપને પૂર્ણતાથી નિરંજને આરાધ્યું છે અને સાતત્યથી ઉશનસે'[2] આ વિધાનની પૂર્તિ કરતાં એમ કહી શકાય કે એમાં વૈપુલ્ય સાથે લાલિત્ય બક્ષ્યું છે રાજેન્દ્ર શાહે.

નિરંજનમાં છંદ–પ્રાસ અને ભાષાની ચુસ્તીવાળાં, કહો કે ચારેય છેડેથી બરાબર બંધાયેલાં, નક્કર સૉનેટ મળે છે. એમનાં સૉનેટમાં પ્રત્યેક શબ્દ જાણે કે એરણ પરથી પસાર થઈને આવે છે. જ્યારે રાજેન્દ્રનાં સૉનેટ બાબતે આપણે સાધંત રીતે એમ નહીં કહી શકીએ. રાજેન્દ્રમાં પ્રવાહ નહીં ધોધ વહે છે. સ્વાભાવિક છે કે એનું સૌન્દર્ય પણ આગવું–નિરાળું હોય. અન્ય કોઈ કવિને એક પંક્તિ સાંપડે ત્યારે રાજેન્દ્ર પૂરું કાવ્ય આપે છે. અન્યને એક કાવ્ય મળે ત્યારે તેઓ પૂરી માળા કે ગુચ્છ આપે છે. આ જ સંદર્ભે આગળ જોઈએ તો એક જ વિચારધારા, સંવેદનના પ્રવાહને લઈને આખો કાવ્યસંગ્રહ પણ આપે એટલી એમની સર્ગશક્તિ પ્રબળ છે.

તેઓ એકસરખા પ્રભુત્વથી સૉનેટ અને ગીતની મુદ્રા ઉપસાવે છે. ગીત એ એમનો પ્રથમ પ્રેમ અને લગાવ છે એ જાણીતી વાત છે, પણ એમની સર્જક-ચેતનાએ સૉનેટને ય પારકું ગણ્યું નથી, બલકે એને પૂર્ણતાથી આરાધવાનો પ્રયત્ન કર્યો છે. સામાન્યપણે એમણે ગીતોમાં પ્રણયનું આલેખન અને રમતિયાળ ભાવોને વહાવ્યા છે જ્યારે સૉનેટમાં તેઓ ગહન–ગભીર ભાવોને વ્યક્ત કરે છે. ઊર્મિનો પ્રબળ આવેગ અને એનું કલાત્મક આલેખન તથા વૈવિધ્યસભર પક્વ સંવેદનશીલતા એમને ગુજરાતી સૉનેટના ઈતિહાસમાં સીમાસ્તંભરૂપ મહત્વનું સ્થાન–માન અપાવે છે. રાજેન્દ્રનું સૌપ્રથમ પ્રગટ થયેલું કાવ્ય ગીત

૧. રા.શા. અધ્યયન ગ્રંથ, પૃ. ૨

૨.. સમન્વય, પૃ. ૩૩ (પ્રસ્તાવના).

નહીં પણ સૉનેટ 'હોળી–ધૂળેટી'[1] હતું, એ હકીકત નોંધીને આગળ ચાલીએ તો એમણે 'સુધામય રાગિણી' (ધ્વનિ), 'ન વાત વ્યતીતની' (શાં.કો.), 'ઢળતી રાતે' (શાં.કો.) અને 'પુરાતન વડને' (ક્ષણ જે ચિરંતન) જેવાં સૉનિટયુગમાં, 'દેશવટો' (શ્રુતિ), 'ત્રિમૂર્તિ' (શાંત કોલાહલ) અને 'ઘનછાયું નભ' (ક્ષણ જે ચિરંતન) સૉનિટત્રયી તથા એમની સિદ્ધિના શિખરરૂપ સૉનિટમાળા 'આયુષ્યના અવશેષે' (ધ્વનિ), 'વનખંડન' (શ્રુતિ) તથા 'રાગિણી' (શાં.કો.) ઉપરાંત શતાધિક સૉનિટો આપ્યાં છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધ્વનિ' ૧૯૫૧માં પ્રગટ થયો ત્યારથી જ એક સિદ્ધહસ્ત સૉનિટકાર તરીકેનો તથા શેક્સપિયરશાઈ સૉનિટ પ્રત્યેના એમના અતિરાગનો પણ પરિચય મળે છે. એમની પાસેથી મિલ્ટનશાઈ અને અનિયમિત પ્રકારનાં સૉનિટો પણ પ્રાપ્ત થયાં છે.

સમર્થ સૉનિટકાર અને દુરારાધ્ય વિવેચક એવા બળવંતરાય ઠાકોર જેના પરબ વારી ગયેલા એવી યશોદાયી સૉનિટમાળા 'આયુષ્યના અવશેષે' માત્ર રાજેન્દ્રની જ નહીં ગુજરાતી કવિતાની પણ પ્રથિત અનવદ્ય ચિંતનોર્મિ સૉનિટમાળા રહી છે. એનો આરંભ જુઓ :

(હરિણી)

**'ખખડ થતી ને ખોડંગાતી જતી ડમણી જૂની,**
**વિજનપથને ચીલે ચીલે તમિસ્રમહીં ઘન :**
**સ્વપનમધુરી નિદ્રાનું તે દગે મહીં અંજન**
**ભરતી ઘુઘરી ધોરી કેરી મીઠા રણકારથી.**(ધ્વનિ, પૃ. ૧૭)

આ રીતે એક ઊર્મિસભર ચિત્રથી આરંભાયેલી યાત્રાનો અંત એક પ્રકારના દર્શનમાં પરિણમે છે. આખીયે સૉનિટમાળાની ગતિ એક અર્થમાં 'ઘરભણી'ની નહીં પરંતુ ઊર્મિથી ચિંતન ભણીની, સ્થૂળથી સૂક્ષ્મ ભણીની છે. અંતે :

**'ગહન નિધિ હું, મોજું યે હું, વળી ઘનવર્ષણ**
**અભિનવ સ્વરૂપે પામું હું સદૈવ વિસર્જન.** (ધ્વનિ, પૃ. ૨૦)

અહીં આપણને ખાતરી થાય છે કે કાવ્યનાયકની 'ઘર ભણી'ની મનોયાત્રામાંની પ્રારંભિક મુગ્ધતા, સ્મરણો, વ્યક્તિ અને વસ્તુઓ સાથેનો લગાવ વગેરે બાબતોથી અતિક્રમીને બધું સમ ઉપર આવી ઠરે છે; અને પૂરા બ્રહ્માંડની સહજ ગતિ સાથે અનુસંધાન રચે છે. રાજેન્દ્રની કવિતાની નાન્દીરૂપ કાવ્ય 'નિરુદ્દેશે'ની અંતિમ પંક્તિ : 'હું જ રહું વિલસી સહુ સંગે ને હું જ રહું અવશેષે'–માં જે દર્શન વ્યક્ત થયું છે તે શ્રી નિરંજન ભગતે નોંધ્યું છે તેમ આ સૉનિટમાળાની અંતિમ પંક્તિઓમાં એના અભિનવ સ્વરૂપે પ્રગટે છે. રાજેન્દ્રની કવિતાની ધોરી નસ અહીં પકડાય છે, કેમ કે અહીં જીવનનું જરા આઘે રહીને દર્શન થયું છે, અને એ દર્શન સદૈવ અભિનવ સ્વરૂપે પ્રગટતું રહેવાનું ને એમાં જ વિસર્જન પામવાનું છે.

કોઈ ચિત્રકારની પીંછી ફરતી હોય એવાં સુરેખ શબ્દચિત્રો જેવાં કે :

**'લઘુક દીવડે સૂતી સીમા બધી બનતી લહી**
**સજગ, તમ–ને ઓઢી પાછું જતી પડખું ફરી.**
(ધ્વનિ, પૃ. ૧૭)

અથવા

**'અહીં ઉપરની મેડી જોને કરી વલખી રહી !**
**પ્રિય ! ઊછળતાં બે હૈયાંનો થાય અહીં સંગમ,**
**અહીં પૂનમની રાતે મોજે ચડયાં ભરતી સમ :**
**ગગન ઝીલતી જાળી જાળાં થકી અવ આંધળી.'**
(ધ્વનિ, પૃ. ૧૯)

આવાં તો અનેક શબ્દચિત્રો એમણે આંક્યાં છે જે સતત મનમાં રમી રહે. મૂળે તો એમને ચિત્રકાર થવું હતું, પણ કવિ થયા. એટલે એમનામાંનો ચિત્રકારજીવ કવિતાની શરતે આ રીતે પ્રગટ થયા કરે છે. કેટલાય કવિઓ કોઈ ચિત્રને જોઈને કાવ્ય લખતા હોય એવું બને છે. રાજેન્દ્રમાં એથી ઊલટું એમનાં કાવ્યો પરથી સોમાલાલ શાહ જેવા ચિત્રકારે ચિત્રો બનાવ્યાં છે એ પણ ઉલ્લેખનીય વાત છે.

કાવ્યની પરાકાષ્ઠાએ આવતાં 'નિધિ', 'મોજું' અને 'ઘનવર્ષણ' જેવાં પ્રતીકો દ્વારા એમ લાગે કે આ કાવ્ય આપણને નરી સ્તબ્ધતાનો અનુભવ કરાવે છે. નેત્રોને વિસ્ફારિત કરી મૂકે છે, ક્યાંય સુધી કાનમાં ગુંજ્યા કરે છે

૧. 'કુમાર', સળંગ અંક ૧૭૩, ૧૯૩૭.

એનો સ્વ. આવો હરિણી ગુજરાતીમાં અ-પૂર્વ છે. ખુદ રાજેન્દ્ર પણ એ તાકાતથી આ છંદમાં ફરી ઊઘડ્યા નથી. બ.ક. ઠાકોરે તો કહ્યું જ છે કે, 'ઘરડા માણસનું મન જે લયમાં વિચારે તે લયનો છંદ રાજેન્દ્રએ આબાદ પકડ્યો છે.'[1] તો આપણા કવિ ઉશનસ્ આ છંદને 'રાજેન્દ્રના લોહીના સ્પંદનો છંદ' કહે છે.[2]

ભારતીય પરંપરામાં સમયને કાલના ખંડ તરીકે નહીં, પરંતુ નદીના પ્રવાહની માફક સાતત્યરૂપે જોવાયો છે. આ સૉનેટમાળામાં પણ અંતે જતાં ભૂત–વર્તમાન–ભવિષ્ય એમ બધાંનો વિલય થઈ શાશ્વત સમયમાં રૂપાંતર થાય છે, અને વિજનપથના અંધકારથી શરૂ થયેલી આ યાત્રા તમિસ્રમાંથી રહસ્ય–દર્શનમાં પરિણમે, નિર્વેદને બદલે જીવનના ઉલ્લાસમાં પરિણમે એ દર્શન રાજેન્દ્રને પૂર્ણ અર્થમાં ભારતીય કવિ તરીકે સ્થાપે છે.

અંધકારના ઉલ્લેખ સાથે એમનું અત્યંત જાણીતું સૉનેટ 'તમસો મા...' યાદ આવ્યા વિના ન રહે. આ કાવ્યનો વિષય પરંપરાગત, પણ અભિગમ આધુનિક કવિનો છે. પ્રારંભે ભારેખમ અંધકારનું વર્ણન, એનું આકર્ષણેય ખરું; અને અંતે તેજની સ્તુતિ. પ્રકાશને આહ્‌વાન ! તમસ **मा ज्योतिर्गमय** ની પરંપરામાં તો અંધકારમાંથી બહાર નીકળીને તેજ તરફ ગતિ કરવાની અભીપ્સા છે. અહીં પણ ગતિ તો તેજ તરફની જ છે અને અંધકારનો નકાર નથી, સ્વીકાર છે. કવિનું સંવિત જાગ્રત છે અને અંધકારનો પૂરેપૂરો બોધ છે, એ આધુનિક કવિનું લક્ષણ છે. કોઈ પણ પ્રકારના દૈન્યભાવ વિના અંધકારને અંધકાર તરીકે ઓળખી–સ્વીકારીને પછી કહેવાતું છે :

**'આવો વીંધી તિમિર શરથી અંશુના, આવો કાન્ત !**
**આવો મારાં અધીર બનિયાં દર્શનોત્કંઠ નેણ;**
**આવો હે સૂર્ય ! આવો મખમલ પગલે**
**પક્ષને ફુલ્લ પ્રાન્ત.** (ધ્વનિ, પૃ ૨)

આ પંક્તિઓમાં સૂર્યનું આહ્‌વાન એટલી પ્રબળતાથી થયું છે કે આખું કાવ્ય મંત્રરૂપ, પ્રાર્થનારૂપ બની જાય છે. આવો...આવો...નાં આવર્તનમાં આર્તનાદ સંભળાય છે. કદાચ આધુનિકયુગનો આ ગાયત્રીમંત્ર છે.

રાજેન્દ્રને અંધકારનું આકર્ષણ છે. 'શેષ અભિસાર'માં પણ અંધકાર દેખા દે છે પણ એ જરા જુદા પ્રકારનો, અતીતનો–સ્મૃતિનો અંધકાર છે. તેઓ વિવિધ રીતે અંધકારને પ્રયોજે છે ત્યારે એમ કહી શકાય કે એ આકર્ષણ ઉપરછલ્લું ને અમસ્થું નથી આવ્યું. પૂરાં શ્રદ્ધા–વિશ્વાસ ને પ્રીતિપૂર્વક અંધકારમાંથી પસાર થવાનું ને તેજોમય બનવાનું એ રાજેન્દ્રના ચિંતન–દર્શનનું બીજું પરિમાણ છે.

રાજેન્દ્રની બીજી સૉનેટમાળા 'વનખંડન'માં ચણ માટે ઊડેલું પંખી જ્યારે પાછું વૃક્ષની ડાળીએ બેસવા જાય છે ત્યારે ભોંઠું પડે છે કેમ કે વૃક્ષ તો ક્યારનું કપાઈ ચૂક્યું છે. યાદ કરો, વર્ષો પછી જૂના ઘેર આવતો 'આયુષ્યના અવશેષે'નો નાયક. એની અને આ પંખીની વિક્ષુબ્ધતા સમાંતરે ચાલે છે. અહીં પક્ષીનું ક્રંદન પણ તીવ્રતાથી આવે છે :

(હરિણી)

**'વિહગ તરુ–સૂના આકાશે ઝૂકે યદિ સાંજના,**
**ચરણ મૂકવા ડાળી ત્યાં ના લહી, ઊડતાં ફરી**
**વળી વળી ઝૂકે નીડે છેડું મૂકેલ સ્મરી સ્મરી,**
**ફફડી રહે પાંખો, રાત્રે ય રે જરી વાજ ના.'**

(સંક., પૃ. ૨૩૮)

'વનખંડન'માં વિનાશની સમાંતરે નવાંકુરિત થતી રહેતી જીવનધારા પ્રગટ થાય છે. અહીં પણ 'આયુષ્યના અવશેષે'વાળો છંદ હરિણી અને એ જ દર્શન પ્રાપ્ત થાય છે. કોઈ એક તત્ત્વ સાથેનું એકાત્મ, પછી એમાંથી છૂટા પડીને ફરી પાછું એ જ તત્ત્વ સાથે અનુસંધાન એ રાજેન્દ્રની કવિતાની મૂળભૂત અનુભૂતિ ને સુષમાપૂર્ણ અભિવ્યક્તિ છે. આ સિવાયનાં પણ અન્ય કાવ્યોમાં પણ આ વાતની પ્રતીતિ થાય છે. તરુખંડનનો સાક્ષી બનેલ નાયક વિક્ષુબ્ધ ચિત્તે પરત જવા કરે છે ત્યારે આકસ્મિક જ આવતી ચમત્કૃતિ વેદના અને આશ્ચર્યમિશ્રિત ભાવમાં આ રીતે વ્યક્ત થઈ છે.

૧. ધ્વનિ (પરિશિષ્ટ), પૃ. ૧૭૮.
૨. રા. શા. અધ્યયન ગ્રંથ, પૃ. ૯

(હરિણી)

'અવ અધિક ના આંહી મારો મુકામ, હું આખરી
નજર મુજ માંડું રે એને નિરોધ ન કો નડે;
ત્યહીં દરથી ડોકાતું ભીરુ લહું સસલું, અરે
ક્યહીં થડ તણા ખૂંટામાંથી ફૂટી લહું ડાંખળી !
(સંક., પૃ. ૨૩૯)

અહીં એક વાત ખાસ નોંધવા જેવી એ છે કે પ્રથમ સૉનિટમાં વન-વૃક્ષનાં સુંદર વર્ણનો અને રાજેન્દ્રીય સ્પર્શ હોવા છતાં આ ચિંતન પ્રભાવક બનતું નથી. એનું કારણ કદાચ એ કે 'આયુષ્યના અવશેષે'માં આ સંવેદના એટલી હદે પ્રબળ-તીવ્ર અને કાવ્યાત્મકતાથી સહજ રીતે આવી ચૂકી છે, એટલે આ સંવેદન ઝાંખું- પાંખું અને સત્ત્વહીન લાગે છે. ફરી એ પેલી ઊંચાઇએ નથી પહોંચતું. વળી, અહીંનો છંદ-લય પણ પૂર્વે આવેલો એટલી સ્વાભાવિકતાથી આવ્યો લાગતો નથી.

સામાન્ય રીતે જોવા મળ્યું છે તેમ રાજેન્દ્રમાં ક્યાંય પ્રગટ રીતે સામ્પ્રતની વિષમતાઓ-સમસ્યાઓ પડઘાતી નથી. તેઓ પોતાની ચાલે જ ચાલ્યા છે. પરંતુ, આ સૉનિટમાળા પૂરતું તો ચોક્કસ કહી શકાય કે એમણે ભલે પોતાની રીતે, પણ આટલા પૂરતો તો સામ્પ્રત સાથે નાતો જોડ્યો છે.

આપણે ત્યાં સુન્દરમે 'સપ્તરાગ' નામે સાત રાગોને અનુલક્ષીને સૉનિટમાળા આપી છે. રાજેન્દ્રની ત્રીજી સૉનિટમાળા રાગિણીમાં લલિત, તોડી, દેશી, મધુમાધવી, આશાવરી, કોશી, સોહિણી અને ભૈરવી એ આઠ રાગિણીઓ મળે છે. આ સૉનિટમાળા જોતાં પૂરેપૂરી ખાતરી થઈ જાય છે કે રાજેન્દ્રની, કહો કે ગુજરાતી કવિતાની ઉત્તમ સૉનિટમાળા 'આયુષ્યના અવશેષે' જ છે, જે એમણે ભરયુવાનીમાં આપણને આપી છે. રાગિણીનાં આઠ સૉનિટમાં સવારથી માંડીને રાત્રિ લગીનાં ગૃહિણીનાં વિવિધ રૂપો પ્રગટે છે. રાજેન્દ્ર ઉલ્લાસના કવિ છે. એમણે અન્ય પ્રકારના વિષમ ભાવોને નિરૂપવાનો પ્રયત્ન પણ કર્યો છે, પરંતુ એમનાં કાવ્યોની સમગ્ર અસર એમને સૌન્દર્યના ઉદ્‌ગાતા અને નિજમાં નિમગ્ન કવિ તરીકે જ ઓળખાવે છે. એમના કવિવ્યક્તિત્વને આલેખતાં ધીરુ પરીખ લખે છે : 'રાજેન્દ્ર શાહનાં કાવ્યો પરથી એમના કવિવ્યક્તિત્વને ઓળખાવવું હોય તો કહી શકાય કે એ ઋતુદૃષ્ટિ કવિ છે. એમનું માનવકાઠું ઋતાશ્રિત છે, અને એટલે કવિકાઠું પણ. એમની કાવ્યયાત્રા ફરી ફરીને ઋતુમાં વિરમે છે.'[1]

'રાગિણી'માં રાજેન્દ્રની અભિવ્યક્તિની કોઈ મોટી વિશેષતા જણાતી નથી. છતાં કહી શકાય કે આઠેય સૉનિટમાં પ્રસન્ન-મધુર દામ્પત્યની છબિ જરૂર ઊપસે છે. વસંતતિલકા છંદ લગભગ બધે જ ભાવાવેગથી વહે છે. ક્યાંક આપણે પણ એમાં લપસી જઈએ. કાવ્ય છૂટી જાય ને છંદનું ખોખું માત્ર રહે એટલી પ્રબળ એની ગતિ છે. ધીરજ અને ઉદારતાથી એની પાસે જનારને પ્રસન્નમધુર પ્રણયોર્મિઓની છાલક અચૂક વાગશે. આ બધી રાગિણીઓનો ક્રમ એના ગાનના સમયને અને ગૃહિણીની વિવિધ મુદ્રાઓને લક્ષમાં રાખીને થયો છે એ એક વિશિષ્ટ પાસું ગણી શકાય.

આ ત્રણેય સૉનિટમાળાઓને 'સૉનિટગુચ્છ' કહીએ તે વધુ યોગ્ય જણાય છે. ચૌદ પંક્તિઓના નિયત પરિમાણમાં બદ્ધ રહીને કથયિતવ્ય પૂરેપૂરું પ્રગટ નથી થયું ત્યારે એકના અનુસંધાને બીજાં સૉનિટ લખાયાં. પરંતુ તે પ્રત્યેક સૉનિટ અલગ રીતે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે કે કેમ ? એવા પ્રશ્નના ઉત્તરમાં આપણે બધે ઠેકાણે 'હા' નહીં કહી શકીએ. આમ છતાં રાજેન્દ્રનું જે તે વિષય સાથે ગજબનું સાતત્ય અને એમાંથી આપોઆપ પ્રગટી આવતો ચિંતનવિશેષ સૉનિટને વિશિષ્ટતા અર્પે છે.

આ કવિ પાસેથી પણ સૉનિટનું એક એવાં ત્રણ ગુચ્છ 'દેશવટો'માં (શ્રુતિ), 'ત્રિમૂર્તિ' (શાં.કો.) અને 'ઘન છાયું નભ' (ક્ષણ જે ચિરંતન) પણ મળે છે. 'દેશવટો' માં કાવ્યનાયક જન્મસ્થળમાં જ દેશવટાનો, પરાયાપણાનો, એકલતાનો અનુભવ કરે છે. એ ઊંઘવા મથે છે પણ

૧. રા. શા., પૃ. ૮.

ઊંઘી શકતો નથી કેમ કે વિશ્વમાં સર્વત્ર વ્યાપી વળેલો વિસંવાદ ચારે બાજુથી ઘેરી વળ્યો છે. 'વિયોગિની' છંદમાં લખાયેલાં આ સૉનેટોમાં દેખાય છે તે નાયકનું દ્વિધાયુક્ત માનસ કાવ્યને અધ્યાત્મની કૃતિ બનાવે છે. મજાની વાત એ છે કે અહીં નાયક પેલું રાજેન્દ્રીય 'સમાધાન' શોધતો નથી, પરંતુ ઘેરી રીતે વ્યાપી વળેલો નરી, નકરી એકલતાની સઘન અનુભૂતિમાં ડૂબેલો રહે છે.

'ત્રિમૂર્તિ' સૉનિટત્રયી 'દેશવટો'ની તુલનાએ વધુ સંતર્પક જણાય છે. આ ત્રણેય સૉનિટમાં કવિએ સ્ત્રીનાં વિભિન્ન રૂપ કન્યા, મુગ્ધપત્ની અને માતાને વ્યક્ત કરવા વસંતતિલકા, પૃથ્વી અને ફરીથી વસંતતિલકા એવો છંદક્રમ રાખ્યો છે. પ્રથમ સૉનિટમાં કન્યાનું ફૂલની કળી જેવું ગતિશીલ-મધુર ચિત્ર આલેખાયું છે.

**'તું (ગૌરી જેવી શિવને) મુજને ગમી'તી,**
**એકાન્ત મારું ભરી, ધ્યાન વિશે રમી'તી'.**

(સંક., પૃ. ૨૯૨)

આવું કહેવામાં કન્યાના ગૌરીપણાને કોઈ આંચ નથી આવતી પણ કાવ્યનાયકની પ્રૌઢિ છતી થઈ જાય છે. બીજા સૉનિટમાં સંયોગશૃંગાર જોવા મળે છે. પ્રેમનો આવેગ અને ઉત્કટતા રાજેન્દ્રનો જ શબ્દ લઈને કહીએ તો 'સુચારુ' ઢબે કાવ્યમાં કાવ્ય બનીને આવે છે. મુગ્ધ પત્નીનો પ્રથમ સહજ નકાર, અને અવઢવ અને પછી પ્રેમકેલિના સ્થૂળ-સૂક્ષ્મ આવિર્ભાવો પૂરી નજાકતથી મુકાયા છે. આ સૉનિટમાં રાજેન્દ્રનો પૃથ્વી પણ એક ડગલું આગળ વધ્યો છે.

**'નકાર તવ નૂરી, જેની પર વ્હાલ આરૂઢ હૈ**
**અનંગ સમ, પુષ્પને શર વીંધી ગયું અંતર**
**મદીય; નહિ ઘાવ, દંશ ત્યહીં સર્પનો, જે મીણો**
**ચડ્યો વિવશ હું તથૈવ સુખની લહી મૂર્છના,**

(સંક., પૃ.૨૯૩)

ત્રીજા સૉનિટમાં સ્ત્રીની ત્રીજી એટલે કે માતાની અવસ્થા પ્રગટે છે. એનો આરંભ અને અંત અદ્‌ભુત છે.

આરંભ : (વસંતતિલકા)

**'આ ભિન્નતા ઉભય અંગની ! એથી કિન્તુ**
**સાયુજ્યની અતુલ શી સુખ-ભુક્તિ-મુક્તિ.'**

(સંક., પૃ. ૨૯૩)

હવે અંત જોઈએ :

**'તારે ઉછંગ રમતું શિશુ દંતહીન,**
**એને અમીમય કરાવતી સ્તન્યપાન**
**રોમાંચવીચિ મહીં જ્યાં તવ ચિત્ત લીન,**
**ઉલ્લાસનું દ્રવતું અસ્ફુટ ત્યાંથી ગાન.'** (સંક., પૃ. ૨૯૩)

રાજેન્દ્રને જીવનોલ્લાસના કવિ કહેવા માટે આનાથી મોટા બીજા પુરાવાની શી જરૂર ? કન્યાના મુગ્ધપણાને વ્યક્ત કરવા માટે એમણે પ્રયોજેલો 'વસંતતિલકા' અને પ્રણયકેલિ માટે 'પૃથ્વી' છંદ સર્વથા ઉચિત નીવડ્યો છે. એ બંનેમાં ભાવાભિવ્યક્તિની અપેક્ષા મુજબની ગતિ પણ અનુભવાય છે. પરંતુ, મને સાભિપ્રાય એક તર્ક સૂઝે છે કે 'માતા'ને પ્રગટ કરવા માટે 'વસંતતિલકા'ને સ્થાને થોડો ધીર-ગંભીર રાજેન્દ્રને પ્રિય અને સિદ્ધ અનુષ્ટુપ કે એવો બીજો કોઈ છંદ યોજાયો હોત તો વધુ સારું પરિણામ આવી શક્યું હોત કે કેમ ?

'ક્ષણ જે ચિરંતન'ની 'ઘનછાયું નભ' નામની સૉનિટત્રયીમાં વર્ષા પૂર્વેની, વર્ષાની અને વર્ષા પછીના ઉઘાડની ત્રણ સ્થિતિ ચિત્રાત્મક રીતે પ્રગટે છે. વિયોગિની છંદમાં થયેલાં આ સૉનિટમાં ઉત્પ્રેક્ષાયુક્ત સુંદર ચિત્રો મળ્યાં છે, પરંતુ કાવ્ય જાણે કે આ ચિત્રોથી આગળ વધતું નથી. 'વર્ષણ'માં વર્ષાની નથી અનુભવાતી તડમ ઝીંક કે નથી સંભળાતો જલધારાનો સ્વ. 'ઉઘાડ'માં કવિ ત્રણેય લોકને લહી લેવાની વાત કરે છે તે પણ એટલી સઘન અને પ્રતીતિકર લાગતી નથી.

આ ત્રણેય સૉનિટમાળા અને સૉનિટત્રયીઓને જોતાં છંદોબદ્ધ કાવ્યોમાં, રાજેન્દ્રનો ઉત્તમ આવિષ્કાર 'આયુષ્યના અવશેષે'માં થયો છે એ અત્યંત જાણીતી વાતની નીચે એક વધુ લીટી દોરવાનું મન થાય છે.

આપણા આ સબળ અને સફળ સૉનિટકારે આ

સિવાય 'સુધામય રાગિણી' (ધ્વનિ), 'ન વાત વ્યતીતની' (શાંકો.), 'ઢળતી રાતે' (શાંકો.), અને 'પુનરાતન વડે' (ક્ષણ જે ચિરંતન) જેવાં ચાર સૉનિટયુગ્મો અને શતાધિક જેટલાં અલગ અલગ સૉનિટો આપ્યાં છે એ એમની ભવ્ય રિદ્ધિ અને સર્ગશક્તિનાં દ્યોતક છે. 'અદિલન', 'ઉદ્‌ગીતિ', 'ચિત્રણા' તથા 'મધ્યમા' જેવા કેટલાક સંગ્રહને બાદ કરતાં લગભગ બધા જ સંગ્રહોમાં એકાદ પણ સૉનિટ રચના મળી આવે છે એ એમની સૉનિટપ્રીતિ દર્શાવે છે. વળી, એમનાં સૉનિટોમાં ભારતીય અધ્યાત્મ-ચિંતન જ્યાં જ્યાં રસાઇને આવ્યું છે ત્યાં જે ઉત્તમ પરિણામો પ્રાપ્ત થયાં છે એને તો ગુજરાતી કવિતાની પૂંજીરૂપ જ કહી શકાય.

રાજેન્દ્ર શાહનાં ખૂબ જાણીતાં અને અન્ય કેટલાંક સૉનેટોને વિશે ઠીક ઠીક સમીક્ષા થઈ હોવાથી અહીં એની ચર્ચાનો ઉપક્રમ રાખ્યો નથી. પરંતુ 'સંધિકાળ', 'એકલ', 'નાગ', 'ગરુડ', 'પચાસમે', 'દીર્ઘ નિશામહીં', 'મારું ઘર' અને 'હે દીપજ્યોતિ', ઇત્યાદિ સૉનિટોની એના છંદોવિધાન, ભાષાની નજાકત અને ભાવાભિવ્યક્તિની દૃષ્ટિએ નોંધ લીધા વિના ચાલે નહીં.

હવે આપણે સૉનિટકાર રાજેન્દ્રની મર્યાદાઓ અને તરત ધ્યાન ખેંચે એવી વિશેષતાઓ ઉપર એક નજર કરીને વાત પૂરી કરીએ. મર્યાદિત શબ્દભંડોળ, એકના એક ભાવનું લગભગ એ જ શબ્દોમાં થતું પુનરાવર્તન, પ્રાસનું શૈથિલ્ય, અકારાન્ત પંક્તિઓ, વિશેષણોનો ભાર, ક્રિયાત્મકતાનો ક્યાંક દેખાતો અભાવ, વર્ણસંકર શબ્દવિન્યાસ, શબ્દાળુતા અને વારંવાર ડોકાતું રહસ્યમાર્ગી વલણ – આ બધું ક્યાંક ને ક્યાંક રાજેન્દ્રની કવિતાને અવરોધે છે. રઘુવીર ચૌધરીએ નોંધ્યું છે તેમ- 'બંગાળી-હિન્દીમાં ઘણું વહેલું પતી ગયું એ રહસ્યમાર્ગી વલણ એમની રચનાઓમાં ઠીક ઠીક નભ્યું'[1] આપણને એવું કહેવાનું મન થાય કે છંદોલયના સ્વામી એવા આ કવિએ કાવ્યના સ્વરૂપની માવજત બાબતે થોડી વધુ સભાનતા દાખવી હોત, – જે એમને માટે અઘરું નહોતું તો પોતે જ સ્થાપેલી પરંપરાને એકથી વધુ વખત કદાચ ઓળંગી શક્યા હોત.

વિશેષતા જો આ કવિ – કવિતામાં ન હોત તો તેઓ ગુજરાતી કવિતાના અવસરરૂપ લેખાયા જ ન હોત. વિવિધ છંદ પરનું પ્રભુત્વ, સૌન્દર્યની નિર્ભેળ ઉપાસના, કવિતાને મંત્રની કોટિએ લઈ જતી શબ્દશક્તિ, આગવું જીવનદર્શન, ભારતીય ચેતનાનું પ્રાગટ્ય અને અસાધારણ સર્ગશક્તિ, એક ઉત્તમ ચિત્રકારની સજ્જતાથી આંકી આપેલાં શબ્દચિત્રો અને વર્ણનમાં દર્શનને કાલવી દેવાની સ્વાભાવિકતા વગેરે વિશેષો રાજેન્દ્રને આપણા ઉત્તમ ઊર્મિકવિ, ગુજરાતી ભાષાના 'કવિવર' ઠેરવે છે.

સમકાલીનો અને પછીની પેઢીના કવિઓ ઉપર એક જબ્બર પ્રભાવક બળ બનીને છવાઈ જાય એ મોટા ગજાના કવિનું એક લક્ષણ છે. રાજેન્દ્રના ગજા વિશે તો કદીયે બે-મત ન હોય પણ વિલક્ષણતા એ છે કે એમનો પ્રભાવ એમના સમકાલીનો અને સૌન્દર્યદર્શી કવિઓ પ્રિયકાન્ત મણિયાર, પિનાકિન ઠાકોર, નલિન રાવળ, હસમુખ પાઠક અને હેમંત દેસાઈ જેવા કવિઓમાં પ્રારંભે જોવા મળતો હતો. અપવાદ રૂપે પિનાકિન ઠાકોર અને હેમંત દેસાઈ હજુ પણ એ વાતાવરણ અને ભાવ-ભાષામાં રમમાણ છે. આ બંને કવિઓ પોતાનાથી ઉફરા ચાલવા ગયા છે ત્યારે સફળતા એમનાથી વેંત છેટી રહી છે એમ કહી શકાય. આ સિવાય અનુગામીઓ પર રાજેન્દ્રનો પ્રગટ પ્રભાવ વરતાતો નથી એનું રહસ્ય કદાચ રાજેન્દ્ર પોતે જ છે. એક ઘેઘૂર વટવૃક્ષની છાયામાં બીજાં વૃક્ષો કઈ રીતે વિકસી શકે ? □

૧. અધુનન કવિતા, પૃ. ૩૩.

## સૂફી ભક્ત યારી શાહની* દૃષ્ટિએ

રાજેન્દ્ર શાહ

ઈશ્વરે
પ્રેમની કલમથી
શૂન્યને પૃષ્ઠે
ચિન્મય લખ્યું ગાન તે
સૃષ્ટિ......

* યારી શાહ, ૧૬૬૮–૧૭૨૫

## રવિ-પંથ

તનસુખ ઓઝા

કિરણકિરણે પંથાગારે રચી પગથી દઈ,
તરુપરણ અકેકે પાદે મૂકી સૂરજે ચડયો;
સ્વપન પરિ-પ્રેમે-સોપાને ચડે સંધિક જે સમે,
તવ જવનિકા ઉફુમાતે-ભરી, મૌન-રૂપેરિયે !

ચમકતું શું નેત્રાસ્ફાલ્ટે વિદ્યુત્શી-નિહારિકા,
તણખ ઝરતી અંધારામાં સ્ફુલિંગ ઉડુ રચી;
શશિયર સુધાસ્મિતા સ્ફિતા છલંત સ્વઊર્મિથી,
પ્રગટ ઉરના ભાવે લજ્જત ધરે દ્વય સંધિકા.

રજત વરણે જોતી નીચું લપાઈ તમિસ્રમાં,
અરુણ કિરણાંગુલિ જ્યારે, ઉઘાડત તેમને;
હળુહળુ બજાવી શ્હેનાઈ હશે કિરણો તણી,
ઘૂંઘટ ઊંચકે સાળે જાણે સ્રોદ્ઘટિતા થઈ.

પ્રતિ અવયવે વીશે વાને રસોત્પલોન્નતા
(કનકવરણાં પર્ણો, વૃક્ષો રૂપાવરણાં હશે)
ફળ, સ્તન હીરા વાળ્યાં પ્રતિશાખ લચંત જે !

# કિલ્લેબંધી

સંજુ વાળા

રમતાં રમતાં ભીત જડી
ને આંખે બાઝ્યાં જાળાં
ગોરમ્ભાતાં ઘટ્ટ અનાવિદ્ધ પડળ પોપચે
અહી–તહીમાં ભમતી–રમતી લખોટીઓ કાંઈ
દડી પડી
દડી પડ્યું રે
વિઝન.
શોધું ખોળું ને ફંફોળું
ફોગટ
જુગ–જુગાન્તર જૂની ભીતે
પસવારું જ્યાં હાથ, હાથમાં
કશું નહી–નો કાળો ઝંઝાવાત
સાત સાત સમુન્દર તળની નાગણીઓએ
કેશબંધ વિખેર્યા
હૈયાં સૂધ–બૂધ સંધાન
મેરકત મોતી હાથ ન લાધે
ચમકારો ના થતો, બાઈજી
બ્રહ્માંડ અખિલ ભાસે બહુ ભેદી
તદ્રુપનિબિડ જલસ્થલનું ધારણ રહ્યો વિચ્છેદી
પડ્યો ચંદ્રમા
ઘોર ઊંઘમાં
અમૃત સહુ દહોવાઈ ગયું રે
ઊટ ભરીને
કપડું કાળું
પથરાયું પાંપણ પગથારે
ફુત્કારે કાળી નાગ

વિખના અજલ ઓઘમાં સ્થાવર જંગમ ફૂસ્યો
ફૂસ્યો ગતિમતિના સઘળા કારોબાર
આરપાર તમતમતાં તમરાં ક્રોચે અસ્થિતળને
જળને તળિયે લપકે જ્વાળા
મહાઅનલ ભડભડતો ભીતર
શેકાતી માટીના ગોટંગોટ ધુમાડે ઘેરી વળતાં
જનમજનમનાં કરમ
અતીવમ ભીસે ભારેખમ
પોટલાંભર પથરાયો કાળમીઢ ઊકળાટ
ખળકતાં પૂર
તણાતો કોઈ બચાવો
ચીસ તાળવે બાઝી
વાચા ગુમ
હણાતો કોઈ બચાવો
બુઠ્ઠી ચાંચે
હાડચામમાં પેઠો
ઑરે માંસ–મજજામાં પેઠો
પેઠો ખૂણે ખાંચે જ્ઞાતાજ્ઞાતે
ખચ્ચ ખચ્ચ ખોતરતો ખાણકાટ
ખણાતો કોઈ............

સૂમસામ વિઝાતી અભેદ્ય કિલ્લેબંધી
કિલ્લા આગળ કિલ્લો, ઉન્મત્ત
લોહભર્યો ઊભરાટ ઊછળતો
નહી દરવાજો
નહી કોઈ રસ્તો
ગુહાગર્ભમાં કેદ
તસોતસ વણબાંધ્યો બંધાયો

ફસ ફસ ફાટી સકલ સંકુલા પૃથ્વી
ખદબદ પેટાળે ધરબાયો
વિકરાળ ભીષણ મહાકાય ઝરખનાં જડબાંમાં
જકડાયો.

હવડ ગંધની અંધ ડાકણો ફરે ફેફસે
કચકચાવે દાંત
ફીણમાં દળદળેદળ ડબક ડૂબતો ફરું
પડું આથડું
ઊઠું
અફળાતો
અફળાતો
ભાગું આમ, તો કિલ્લો
તેમ, તો કિલ્લો
ગૂંથાતી કાંઈ પરંપરાઓ કિલ્લાઓની
અડગ
અડીખમ ઊભી
આસપાસ
ચોપાસ સણકતી કિલ્લેબંધી
તુમુલ કાળું ઘાસ કચડતો
મદોન્મત તોખાર : તણખતી કિલ્લેબંધી
ભયસિક્ત થતો ચિત્કાર
ખળભળે દશદશ દિશ ભેંકાર : ભણકતી કિલ્લેબંધી
તોતિંગ તૂટતો કડડભૂસ અવકાશ
પગમાં પહેર્યાં ઝામણપાશ : ઝણકતી કિલ્લેબંધી........

મસ્તક માળા પહેરી અજંપ ધૂણે
આગળ
પાછળ
પીઠવિહોણી ભ્રમણા ભટકે
ગોળકુંડાળે ફરતી પીડ
અવળે પગલે
ખડખડ હસતું
રડતું
ઘસે વ્યથાવળ ધારું
ચહકતું શિર પછાડું
કીડિયારું થઈ કૌતુક ફૂટે લમણે
જમણે ડાબે
ડાબે જમણે ડાબે
નાચે
ગાય ઘોઘરો સમૂહ
વગાડે ડાક
ઊતરે
ચીરી-ચૂંથી સડેડાટ છાતીમાં
તીણા દર ખોતરે
કોરે
તસતસ-તો-રે
હચરક હો રે
ધૂસર ધૂસર
ઊભો આડો
તાણે આડો ઊભો વાણે
વાણે તાણે
બીજો કિલ્લો – ત્રીજો કિલ્લો
કિલ્લા પાછળ, આગળ, પડખે, અડખે
ઉપર
નીચે
વણે-ચણે રે
ચાર-પાંચ-છ-સાત

કરોળિયાઓ કાળા
પગપાળા ચાલુ તો વાગે કાળી કાળી ઠેશ
ટશિયે વળતી મેશ
ચડી વળે રે ધબ્બ આંધળી ખાલી, તર્કાતીત કંપનો
વચ્ચે
ફાટંફાટ લવક્તી રગો દબાવી
પેટ ઘસડતા
આગળ ધપતા
વૃદ્ધ સમયનાં સગડ સાંભળું, ઓ પાર ઘૂક્તા
ઘુવડની થરથરતી ગભરું પાંખ સાંભળું
આ પાર સાંભળું ધબકારે પછડાતા
ટીપતા–તોડતા
પ્રચંડ ઘણના બોદા સ્વર
સાંભળું લાખા નામે વણજારાની
ભૂલી પડેલી પોઠની વ્યાકુળ ઘૂઘરીઓની હીચ
સાંભળું મુઠ્ઠીમાં સળવળતો જમરખ જીવ
સાચવું
સંભાળું
સમ્મુખ સરક્તા સરિસૃપથી.

અડબાઉ ઊગેલાં અસિપત્રનાં વનનો પ્રહરી
અસંગ–અરૂપ
બહુનામી
કામી પુરુષ શો ખડતલ, ક્રુદ્ધ
આરૂઢ પવનની પીઠિ
મત્ત અફીણી વહેણ
ઊથલપાથલ મનઃસ્થિતિનો કર્તા,
અંધાધૂંધ રક્તમાં ઘૂમે
વિરક્ત
ખડખડતો કપ–રકાબી જેવો કર્કશ
ચસ ચસ ચૂસું અંગૂઠેથી ઝરતો
દડતો
મણિલાલની મુઠ્ઠિમાંથી
ભેજલભીનો
લય પીધેલો
ધૂંવાધાર તોરીલો કિલ્લો
લાંબાં રે એનાં મૂળ
છેક ઉદર લગ લંબાયા, ચૂસે
ચૂસે સંચિત રસકસ
ચસ ચસ જીભ લબકારી
વાંસ વાંભના લિસોટા થઈ પડ્યો અઘોરી
આભ આંબતા આંકડ ભીડી
બંધાયો તાણી તંગ
અડબંગ
અવાન્તર સળ પડેલો પરદો તંતોતંત
તું આદિ
તું અંત.

# સેતુ

સંજુ વાળા

દૂર મર્ક્યુરી લાઈટ
થોડુંક અજવાળું
ગઈ કાલના વરસાદમાં જન્મેલા થોડા કીટાણુ
ઊજવતા હશે અજવાળું.
વચ્ચે
એકાદ માઈલનું અંતર
શૂન્યવત.

બીજી બાજુ
સ્કાઇ-સ્ક્રેપરના આઠમા માળામાં
બળતી લાઈટ,
આંખ અને બારી વચ્ચે બંધાયેલો તગ સેતુ
ઈશ્વરની હયાતી જેવો જ
લટકાવ્યા કરે - ડોલવ્યા કરે
ફોલાવ્યા કરે મગફળી
ફોતરાંમાંથી ઘડી કાઢવાનું સમાધાન છે.
પતિ-પત્ની વચ્ચે બારી બંધ કરવા વિશે
થઈ હશે થોડી રકઝક
અને બંધ કર્યા પહેલાં જ ઊંઘી ગયાં હશે.

પસાર થાય..............
૦-૩ ની સુપરફાસ્ટ
ચિચિયારી પાડતી
ભૂલા પડેલ ઉતારુ જેવા વિચાર
ધમધમાટમાં અટવાઈને
ફરી પાછા ધીમી ગતિએ કરે આવ-જા
કંઈક અજાણ્યા મુલકમાં
દોરે તેમ દોરાવાનું
ને કોરે તેમ કોરાવાનું
આ
દો-રા-વું કો-રા-વું ની
સાપસીડી
ઊતરતા ચઢતા
ચામડી જેમ વળગેલો વર્તમાન ઉખેડવાનો નહી
કે, ટાળવાનો નહી પડખેના ઝૂંપડામાંથી આવતો
અલારખાનો તાવ ભર્યો ઊંહકાર.

પવન સૂસવતો બંધ થાય
તો આંખ મળે
ફળે પોપચાંમાં પથરાઈને પડેલી સુક્કી વૃત્તિઓની
કૂખ પણ એથી પવનને શું ?
એની સેન્સેટિવિટી ઉપર શંકા ઊપજે
ઊપજે આંગળી નહી મૂકી શક્યાનું ઊંડે ઊંડે દુઃખ.

મુન્નીબાઈની દીકરીએ આપઘાત કર્યાને
કેટલા દિવસ થયા હશે ?
ગૂંગળાઈ મરી હશે.........
પોતાના જ સાંકડા પડતા ઘરમાં
ભીંસાઈ મરી હશે.......
સાલ્લું
વર્ષો વીતી ગયાં હોય તેવું લાગે છે
ઠુમરી સાંભળ્યાને............

ઓહ !
૫-૩૦ની લોકલની વ્હીસલ
આટલાં વર્ષો પછીય હજુ એ જ ગતિ-

# બળવન્ત જતાં...ને

રાજેન્દ્ર શાહ

ક્રૌંચ મિથુનેથી એક નિષાદ–આહત.
પ્રાણહીન દેહ પર
ચીત્કાર શમને
ઢળી પડે છે અન્ય ગ્રીવા.
પ્રત્યક્ષ હું નિહાળું છું
ને સુણું છું
'મા નિષાદ...'
બોલનો ઉત્સર્ગ :
સ્થલકાલની આડે ન આવે કોઈ બાધા.

●

જે તરુણ ઉલ્લસિત કપોલ ઉપર
વિલસન્તી
નિત્ય સુકોમલ અરુણિમા,
અવ
આચ્છાદતી એને
વહી રહી તહીં
હૃદય ભેદીને આવી
ઊકળન્ત વેદનાની
અનર્ગલ ઊછળતી પ્રવાહી અગન.

●

બન્ધ હોઠ
ભીતરનાં વેણ
'રહી ન શકાય એના વિના.'
સમ્મુખ અહીં છે કોણ ?
શૂન્ય ઉરે પૂરી રહ્યું પ્રાણ !

ઉભયની સંધિને મુહૂર્ત
આવિર્ભૂત
ક્ષિતિજ ઉપર સોહામણી તવ
નૂતન સુષમા.

●

નૂતન સુષ્મા, અરુણિમા
વર્તુલાંશતણે આરોહણે
તેજસ્વિની વિશેષ વિશેષ,
ફેલાઈને પણ જતી દૂર દૂર :
મંગલ વિદાય ટાણે
નેત્ર સામે હશે
મહાશૂન્ય :
નહિ દિશા, નહિ અન્ત ને
નહિ નિધન.

●

મહાશૂન્યતણું ત્યારે
એકાકિની ત્હારે
કરવાનું ત્હારે જ ભેદન
હે સબલ,
એક લક્ષ્ય
પાવક પ્રેમના ત્હારા
સાયકે સવેગ.
અહીં ઈતિ; અહીં અથ –
(વ્યોમનાં ગહન ઊંડાણમહીં નિગૂઢ.)

●

## સેતુ

**સંજુ વાળા**

દૂર મર્ક્યુરી લાઈટ
થોડુંક અજવાળું
ગઈ કાલના વરસાદમાં જન્મેલા થોડા કીટાણુ
ઊજવતા હશે અજવાળું.
વચ્ચે
એકાદ માઈલનું અંતર
શૂન્યવત.

બીજી બાજુ
સ્કાઈ-સ્કેપરના આઠમા માળામાં
બળતી લાઈટ,
આંખ અને બારી વચ્ચે બંધાયેલો તંગ સેતુ
ઈશ્વરની હયાતી જેવો જ
લટકાવ્યા કરે – ડોલવ્યા કરે
ફોલાવ્યા કરે મગફળી
ફોતરાંમાંથી ઘડી કાઢવાનું સમાધાન છે.
પતિ-પત્ની વચ્ચે બારી બંધ કરવા વિશે
થઈ હશે થોડી રકઝક
અને બંધ કર્યા પહેલાં જ ઊંઘી ગયાં હશે.

પસાર થાય..............
૦-૩ ની સુપરફાસ્ટ
ચિચિયારી પાડતી
ભૂલા પડેલ ઉતારુ જેવા વિચાર
ધમધમાટમાં અટવાઈને
ફરી પાછા ધીમી ગતિએ કરે આવ-જા
કંઈક અજાણ્યા મુલકમાં
દોરે તેમ દોરાવાનું
ને કોરે તેમ કોરાવાનું
આ
દો-રા-વું કો-રા-વું ની
સાપસીડી
ઊતરતા ચઢતા
ચામડી જેમ વળગેલો વર્તમાન ઉખેડવાનો નહી
કે, ટાળવાનો નહી પડખેના ઝૂંપડામાંથી આવતો
અલારખાનો તાવ ભર્યો ઊહકાર.

પવન સૂસવતો બંધ થાય
તો આંખ મળે
ફળે પોપચાંમાં પથરાઈને પડેલી સુકી વૃત્તિઓની
કૂખ પણ એથી પવનને શું ?
એની સેન્સેટિવિટી ઉપર શંકા ઊપજે
ઊપજે આંગળી નહી મૂકી શક્યાનું ઊંડે ઊંડે દુ:ખ.

મુન્નીબાઈની દીકરીએ આપઘાત કર્યાને
કેટલા દિવસ થયા હશે ?
ગૂંગળાઈ મરી હશે.........
પોતાના જ સાંકડા પડતા ઘરમાં
ભીંસાઈ મરી હશે........
સાલ્લું
વર્ષો વીતી ગયાં હોય તેવું લાગે છે
ઠુમરી સાંભળ્યાને............

ઓહ !
૫-૩૦ની લોકલની વ્હીસલ
આટલાં વર્ષો પછીય હજુ એ જ ગતિ-

# બળવન્ત જતાં...ને

રાજેન્દ્ર શાહ

ક્રૌચ મિથુનેથી એક નિષાદ-આહત.
પ્રાણહીન દેહ પર
ચીત્કાર શમને
ઢળી પડે છે અન્ય ગ્રીવા.
પ્રત્યક્ષ હું નિહાળું છું
ને સુણું છું
'મા નિષાદ...'
બોલનો ઉત્સર્ગ :
સ્થલકાલની આડે ન આવે કોઈ બાધા.

•

જે તરુણ ઉલ્લસિત કપોલ ઉપર
વિલસન્તી
નિત્ય સુકોમલ અરુણિમા,
અવ
આચ્છાદતી એને
વહી રહી તહીં
હૃદય ભેદીને આવી
ઊકળન્ત વેદનાની
અનર્ગલ ઊછળતી પ્રવાહી અગન.

•

બન્ધ હોઠ
ભીતરનાં વેણ
'રહી ન શકાય એના વિના.'
સમ્મુખ અહીં છે કોણ ?
શૂન્ય ઉરે પૂરી રહ્યું પ્રાણ !

ઉભયની સંધિને મુહૂર્તે
આવિર્ભૂત
ક્ષિતિજ ઉપર સોહામણી તવ
નૂતન સુષમા.

•

નૂતન સુષ્મા, અરુણિમા
વર્તુલાંશતણે આરોહણે
તેજસ્વિની વિશેષ વિશેષ,
ફેલાઈને પણ જતી દૂર દૂર :
મંગલ વિદાય ટાણે
નેત્ર સામે હશે
મહાશૂન્ય :
નહિ દિશા, નહિ અન્ત ને
નહિ નિધન.

•

મહાશૂન્યતણું ત્યારે
એકાકિની ત્હારે
કરવાનું ત્હારે જ ભેદન
હે સબલ,
એક લક્ષ્ય
પાવક પ્રેમના ત્હારા
સાયકે સવેગ.
અહીં ઇતિ; અહીં અથ –
(વ્યોમનાં ગહન ઊંડાણમહીં નિગૂઢ.)

•

# એક કાવ્ય

પ્રવીણ દરજી

રંગલાજી, રંગ લાવો જી
હસી-મજાક કી કુછ બાત કરો ઐસી કે
ભઈ, લાજી મરે મૂરખ કાજી રે......
ખભે ખેસ ને ટોપી તીરછી, રાતો ઝભ્ભો કાળી પટ્ટી
આંખ મારો ને સીટી બજાવો ફિર પ્રેક્ષક સબ રાજી રાજી રે......
તાક ધિન ધિન તાક ધિન ધિન.

કોણ યહાં સબ જાનત હૈ ?
જાનત હૈ તો લ્યાનત હૈ !
ધોળે દિવસે અંધારું ને રાતે ક્રારઝોડ અજવાળું
વળગ્યું એટલે વળગ્યું જેમ વિજાણંદ ને શેણી રે...!
બોલો, તાક ધિન ધિન તાક ધિન ધિન.

ક્યો વેશ કે ક્યું નાટક
તહેનાત કરો છો નાયકજી ?
જસમા હો કે અસ્થમા, પરિત્રાણ કે તાણ સબ ચલેગા.
કરો એવું કે ફી ફી ફી હસીએ ને ઢીંગલી જેવી રંગલી આવી કરી દે પાણી પાણી રે.......!
ભૂંગળ, તબલાં, ઝાંઝ બજે ને બજે તમારી વાણી રે...
શાણા ડોલે, શાણી ડોલે ને ચઢે ઝોલે કાણોકાણી રે.....
ખૂન-ખરાબા, શોર-શરાબા લે આઓ કુછ બાત બનેગી બઢિયા
તપસી પણ લપસી પડે ને દોડે બળદ જે ગળિયા
ડિસ્કો-ફિસ્કો ઢીસૂમ ઢીસૂમ કંઈ પણ ચાલે
બધુ જ નાટક ને બધી જ ભવાઈ, જાનત હૈ તો લ્યાનત હૈ.

જુઓ, જગદીશજી અહીં -
કોરિન્થજી, ઓ રામજી ! સાજાજી કે માંદાજી
પથ્થર, પથ્થર રમતાજી કે ગુમસૂમ કંઈ બેઠાજી ?
ઊંચી ટેકરી, પથ્થર ભારે

દિન-રાત બસ કરે મથામણ, પરસેવે તો નાહતા જી.......
ચઢે માંડ પથ્થર ટોચે ત્યાં તો ગબડે પાછો નીચેજી.....
ઉપર-નીચેના, નીચે-ઉપરના હડસેલા એમ હાલે રે.......
કજાની શી કજા ? દમ તૂટે તો તન છૂટે સાચી વાત એ જાણે જી.......
કજા કને તો બેઠે બેઠે વેશ ઔર એક વધતો જી........

રંગલાજી, રંગ લાવો જી.........
ભૂંગળ બજાવો તાણીતાણી કાન ફૂટે બહેરાના જી...
નવો વેશ લાવો નાયકજી,
ચાચર ચોક પુરાયા મોતીડે, નટિયાંની ના ખોટ જી,
અંબેમાતા ખુશખુશાલ છે
વેશ કરો કે નાટક રે.....
દુરીજનને ના કાને ધરીએ
ગુણીજનને ગમતું કરીએ રે
વૈતરણી તરતાં શીખવો તો સદાય સુખિયાં થઈએ રે..
તા થૈ તા થૈ તા થૈ થૈ તાક ધિન ધિન.

રંગલાજી, રંગ લાવો જી......
કથા નવી અબ ભજવો જી....
કુળ-મૂળની ગૂંચ ઉકલન્તાં
ગોળ ફરવાનું ભૂલીએ જી.......
અરથ-બિરથની આંટી છૂટે તો બિલાડી પાળવી શીખીએ જી...
નિષધ દેશના નલને કહીએ દ્યુત રમવાનું છોડો જી.......
ભલો પુષ્કર તે આપ્યું વસ્ત્ર, છદ્મ કલિએ કીધું જી......
દિશાવસ્ત્રમાં રાજા ટટળે, દમયંતી પણ કકળે રે........
કર્કોટકના દંશે કીધો બાહુક – બાઘારામજી....
વર દો કે શાપ દો આખર બાત છે એક જ જી........
ફેરફૂંદડી ફર્યા કરો ને સુખનાં ઝાંઝર સુણ્યા કરો
પગ તો ખાલી ખાલી છે પાણી વિના બસ બૂડ્યા કરો.....
કંઈક તો નવું લાવો જી........

રંગલાજી, રંગ લાવો જી.......
દુરીજન નહિ ને ગુણીજન નહિ; હવા નહિ ને બવા નહિ,
આમ નહિ ને તેમ નહિ; તેમ નહિ ને આમ નહિ
સ્વર્ગ નહિ ને નરક નહિ, માણસ નહિ ને ફાનસ નહિ
એક રંગલો, એક રંગલી થા થા થૈ થા થા થૈ થૈ
ભૂંગળ બાજે પોલી રે....
ચાચર ચોકમાં કોઈ નહિ–નો વેશ થાય ને વેશ મહીં કોઈ હાજર નહિ !

છોકરાઓ !
પોતપોતાને ઘેર જાવ
ધાણી–ચણા વહેંચી ખાવ !

## ભીનો થૈ જાય છે

સુધીર પટેલ

એક પંખીનો ય માળો જો જુદો થૈ જાય છે,
વૃક્ષનો માહોલ સઘળો યે સૂનો થૈ જાય છે

આ દિવસનો માર એને પણ પડે છે જોઈ લ્યો,
સાંજ પડતાં તો સૂરજ રાતો–પીળો થૈ જાય છે !

આની–તેની સામે ઊંચા સાદથી બોલી શકું,
કેમ એ આઈનાની સામે ધીમો થૈ જાય છે ?

કેમ હું પામી શકું ખુદ જાતને ક્યારેય પણ ?
જેમ ઊંચો થાઉં, થોડો એ ઊંચો થૈ જાય છે !

રાજ કરવા ઈચ્છું મન ઉપર થઈ સૂબો અને –
એક પળમાં ભાંગી ભુક્કો મનસૂબો થૈ જાય છે !

કૈં ગઝલ ધરબેલી છે અકબંધ જીગરમાં "સુધીર",
જાઉં જ્યાં ઉતારવા, કાગળ ભીનો થૈ જાય છે !

# તને શોધતાં

મુક્ત ઓઝા

હું તને શોધવા નીકળ્યો ત્યારે.–
પંખીઓ પાંખો ફફડાવતાં પશ્ચિમ ભણી જઈ રહ્યાં હતાં
ડૂબતા સૂરજની લાલીમાં ઝબોળાઈ
ઝળુંબી આવેલા આખ્ખા આકાશમાં ઓગળી જવા –

પાદર સુધી આવેલી
ગોરજ ભેળી ઝણી ઝીણી વાગતી ટોકરીઓ ટોળામાં મને ઘેરી લે છે.
સીમ સાથે ધસી આવેલાં વૃક્ષોના લંબાયેલા પડછાયાઓમાં
આપણી પ્રથમ મિલનની લિપિ હજીયે લીલીછમ્મ છે.

પાછાં વળેલાં પગલાં કાનમાં પગરવતાં પગરવતાં
છેક ડહેલીએ આવી ઊભાં છે.
પાસેનાં છાપરાંઓમાંથી નીકળતો ધુમાડો છે મારો પરિચય –
કદાચ તું મને નહિ ઓળખી શકે !

પતંગિયાંની પાંખો જેવું અંધારું
પેટે ઘસડાતું – નાના બાળક જેવું છેક છેવાડાના
ઘરના ઓરડા સુધી પ્રસરી ગયું છે.
એમાં હાંફતા અશ્વોની તીણી હણહણાટી
મને ક્યારનીયે ઉઝરડી રહી છે...
તને થાય છે કોઈ બળતરા કાચા ન્હોર વાગ્યાની ? !

હવે આ આંખો મહુડાનાં ફૂલ જેવી ઘેનમાં ડૂબી છે
તારા સ્મરણ જેવું એકાદ પાંદડું ખરે છે. પછી –
પળમાં પાનખર અને વિપળમાં વસંત ખીલી જાય છે.

તેને શોધતાં –
હું હવે નદીની જેમ ખળખળ વહેતો કાળ બની ગયો છું.
તું મને મળીશ ક્યારેક –
અત્યારે તો તમરાં મને ગુંજતો કરી
આ વનમાં – પવનમાં દિશાશૂન્ય દશામાં ફરતો કરી દીધો છે....

## સ્થિતિ-સત્ર

### શિલ્પીન થાનકી

દિન-દહાડે શ્હેર સૂતેલું હતું,
સ્વપ્ન આ, પૂર્વેય જોયેલું હતું.

હર દિશામાંથી કદમના રવ હતા,
ને સમય-ઝરણું ન થમ્ભેલું હતું.

ઓગળ્યું ના હિમ કદી એકાન્તનું,
મન સકલ આદ્યન્ત થીજેલું હતું.

આ સ્થળે પણ આવશે તડકો કદી,
એમ માની પંડ ઊભેલું હતું.

## કવિ થવાના કોડ

### રમણીક સોમેશ્વર

કાગળ-કલમ સજાવી બેઠા અમથાજી કરજોડ,
અક્ષર બે શીખ્યા તે'દુના કવિ થવાના કોડ..

કરે પ્રાસના જાપ અને લયની લાકડિયું ભાંગે,
એક કવિતા કાજે અમથો અખંડ રાતો જાગે.

છાપેલા અક્ષરનો ચાખ્યો જે દિવસથી સ્વાદ,
ઠેર ઠેર ફેલાઈ જવાનો જાગ્યો છે ઉન્માદ.

ઘણું કરે, કરગરે, છતાં ના મળે કવિતા એક,
જીવતરના પાનામાં અમથો કરતો છેકાછેક.

ઘણું વિમાસે, ઘણું ચકાસે, કાંઈ ન નીકળે તોડ,
કાગળ-કલમ સજાવી બેઠા અમથાજી કરજોડ.

## કઈ ગાથા સુધી ઊભો ?

### જયંત કોરડિયા

આ ધરાથી નીકળી માથા સુધી ઊભો,
વાંસળીનો સૂર થૈ રાધા સુધી ઊભો.

નીર જમનાનાં પછાડે બેય કાંઠે શિશ -
વેદનાનો શે'ર આ નાતા સુધી ઊભો.

ગોપ, ગોપી, ગાય, કાદમ્બી બધી ડાળો,
ઝૂરતો વગડો અડગ આસ્થા સુધી ઊભો.

હાથમાં ગીતા લઈ ગોકુળ જવા માટે -
નીકળ્યો; તો માર્ગ પણ મક્કા સુધી ઊભો.

નેણ રાધાનાં હવે ગુલમ્હોરમાં ન્હાતાં -
કૃષ્ણ, તારો પ્રેમ કઈ ગાથા સુધી ઊભો ?

## ટળવળે છે શું ?

### જ્યોતિ એસ. ભટ્ટ

છું ખડકવત્ તોય ભીતર ખળભળે છે શું ?
છે હવેલી ચિત્રવત્ તો ઓગળે છે શું ?

ભાવશૂન્ય માછલી છે સ્તબ્ધ સાગર છે.
ચીતરેલા જળ મહીં પણ ઊછળે છે શું ?

સંભવોનાં સોગઠાં, ચોપાટ સગપણની,
ઝંખનાઓ છે જ ક્યાં, તો ટળવળે છે શું ?

હોઠ તો ખામોશ રાખું, કેમ સંતાડું વદન ?
અંધ પર્વત આંખમાં, તો પીગળે છે શું ?

બારણે તોરણ નથી, ના ફૂલ આંગણમાં,
ભીંત કેવળ ભીંત છે, તો ઊઘડે છે શું ?

# એક વેલીનું સમસ્યા ગીત

## સાગર નવસારવી

મારા અંદર મારગ છે કે હું મારગ પર જાઉં છું ?
મારા ઘરમાં સાજન છે કે હું સાજન-ઘર જાઉં છું?

કોણ કહે હું ક્યાંથી આવી ?
ક્યા વૃક્ષની વેલી છું ?
એટલું જાણું કે ઊગી છું !
ને ખુદ એક પહેલી છું !

ડૂબું છું હું દરિયામાં કે ઊંડે અંદર જાઉં છું ?
મારા અંદર મારગ છે કે હું મારગ પર જાઉં છું ?

અંદર સાવ અજાણ્યા રસ્તા
ખૂબ પરિચિત લાગે છે !
ને હું ભટકું વગડામાં તો
ચરણ સુતેલા જાગે છે !

મારી મર્યાદામાં છું કે એની બાહર જાઉં છું !
મારા ઘરમાં સાજન છે કે હું સાજન ઘર જાઉં છું?

# શરીરની પે'લે પાર–

## 'પ્રણય' જામનગરી

વૃક્ષ છે એક
જેનો પર્ણોત્સવ મ્હોરી ઊઠે છે
મારી સૂની ક્ષણોમાં
શરીરની પે'લે પાર.

શરીરની પે'લે પાર
મંદિર છે એક
જેની ઘંટડીઓનો રણકાર
રણક્યા કરે છે તારી દૃષ્ટિથી.

તારા અશરીરી સ્પર્શથી
તું ઊડતાં કરી દે છે અગણિત પક્ષી
જેના ટહુકારથી મારું જીવન
કલ્પવૃક્ષ બની રહે છે.

ગાઢ જંગલ છે
શરીરની પે'લે પાર
જેમાં મારો પડછાયો
ઘૂમ્યા કરે છે અચોક્કસ મુદ્દતથી
અચોક્કસથી વિરામ માટે.

શરીરની પે'લે પાર
વહે છે સોનેરી નદીઓ
એ નદીમાં વહી જવાનું નામ છે પ્રેમ.
હું અને તું મથી રહ્યા છીએ
શરીરની પે'લે પાર......

# ગઝલ

## દિલીપ ચવલ

કોક આવી જાય ક્ષણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું
ને તૂટે સૌ આવરણ કે તું કશું બોલી શકે ના હું કશું બેલી શકું.

મૌનની રેતી હટાવીને શબ્દના ઊંટ પર આંખો મીચી ચાલી નીકળ
છે વચાળે એક રણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું.

એકટક જોતાં રહ્યામાં રાત વીતે સ્તબ્ધ થઈને ચાંદ પણ જોયા કરે
છે અજાયબ જાગરણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું.

ને તરસ વ્યાકુળ થઈને કંઠને છોલી રહે ને સોસ પાડે તે પછી
શબ્દનું ખૂટે ઝરણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું.

લે પછી ભેંકાર શાન્તિ સાવ ઠંડું યુદ્ધ ને આંખો થકી વાતો બને
ને ઘવાતા બેઉ જણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું.

આપણે ભરવાડ જેવા થઈ પછી ફરતા રહ્યા વાતો તથા વગડા મહીં
કો ગુમાવ્યું શબ્દધણ કે તું કશું બોલી શકે ના હું કશું બોલી શકું.

# ગીત

## દિલીપ ચવલ

એકસામટી ઝાળ અમે તો ઇચ્છી'તી કે નથી ગમ્યું આ તણખા જેવું.
સૂરજને જઈ બાથ ભીડ્યાની ઈચ્છા રાખો અને મળે બસ તડકા જેવું.

બળું બળું એવું થાતું કે અગનમહેલનાં દ્વારો ઊઘડે,
શીતળ, કોમળ, ઝાકળ, વાદળ શબ્દ બધા ઠગનારા નીવડે;

હવે ઉનાળા જીવનને એ થાય, હવે આ જાય પડે કંઈ વર્ષા જેવું,
સૂરજને જઈ બાથ ભીડ્યાની ઈચ્છા રાખો અને મળે બસ તડકા જેવું.

ઘડી અહીં ને ઘડી ત્યહીં છું જીવનમાં કંઈ સ્થિર નથી ભૈ,
વમળ હંમેશાં ઊઠ્યા કરે છે શાંત રહે એ નીર નથી ભૈ;

જીવન છે કે ફર્યા કરે છે નામ હવે એને આપ્યું છે ચરખા જેવું,
સૂરજને જઈ બાથ ભીડ્યાની ઈચ્છા રાખો અને મળે બસ તડકા જેવું.

# ઘર

હેમંત ધોરડા

ક્યારેક તું ટપકે છે
અને ક્યારેક થઈ જાય છે અંધકારમાં ગરક.
હું તને ચાહું છું –
મારી જાતને સમરૂપ.

સવાર પડતાં જ ભાગી નીકળવાની તીવ્ર ઝંખનામાં
તારા સાન્નિધ્યે
સ્વપ્ન સાથેનો સંબંધ તૂટી ગયો છે.

મને શોધવા
તારા સુધી આવવાની લોકોને ટેવ પડી ગઈ છે
તેથી જ તારાથી અલગ હોઉં છું ત્યારે
અડીખમ જણાઉં છું
સાવ તૂટી ગયો હોવા છતાં પણ.

યુગાન્તરની ક્ષણો કદાચ અત્યારે જ હોય છતાં
તારી ભીતર કશુંય/કોઈ જ અવતરે
તે શક્ય નથી
અને એટલું જ અશક્ય છે
મારા પ્રત્યેક સ્ખલનનું સાર્થક થઈ જવું.

ખબર નથી
તું મને ક્યારે છોડી જશે
પરંતુ
મને ચોક્કસ ખબર છે – કે
હું તને છોડી જઈશ ત્યારે પણ
તું કોઈકની પૃથ્વીનો છેડો તો હશે જ.
તારી ભીતર જ્યારે કશુંક ટપકતું હોય –
ભરાઈ જતો હોય અંધકાર –
ત્યારે હું પ્રતિક્રિયા રહિત સાંભળતો હોઉં છું.
માતૃદેવો ભવ:..................
છંદાસી યસ્ય પર્ણાની............
તત્વમસી..............
અને ઘણું બધું.
તું મારું ઘર છે –
જાણું છું,
તું મારું ઘર છે –
ક્યારેક ટપકે છે
અને ક્યારેક થઈ જાય છે અંધકારમાં ગરક.
તું મને ચાહે છે
સમગ્રને સમરૂપ.

## ભગ્ન ભાગીરથી

**વારિજ લુહાર**

ગંગા કિનારે ગ્રીષ્મ આવેગથી
ભીજાતો સૂર્ય
પાવક ફીણની લંગોટ પહેરી
ગર્ભ કોતરોમાં અથડાતો
ફૂટાતો
અવતારી ચહેરો.

સ્તનપરસ્ત સુગંધી ધરા પર
સ્પર્શ ઋચા,
રમ્ય રાગે
જિહવા
ચઢી બેસે
શબ્દ રાંગે.

ઘટમાળ ઘેટાંની
જાતરા ખૂબ છેટાની
ગર્ભ કોતરોમાં હરેફરે
ચરે ઘેટાંઓ.
મોક્ષ ઈપ્સિત
જટાદાર જીવાણુ
ગાતાં રહે
નિયત જથ્થામાં ભયભીત ગાણું
અને
આચરે સ્નાન વિધિ.

મોં ફાડતું
ફૂંફાડતું જળ
ડંખ પછી ડંખ
પછી ડંખ
ગર્ભ કોતરોમાં
ભભૂકતો શંખ
વંધ્ય
રસાતળ પિંડ
પિંડ પંડા પિપૂડી
ચચરાટ વેઠીને
રઝળતી ત્વચા
અડાબીડ અટૂલી...

દેહ પર લટકતા
તાંતણાં તાગડાં તંતુ
ગંગા કિનારે ભટકતા
ભગવા જંતુ
પછી
પરંતુ
પરંતુ પછી કિન્તુ
સૂકાતું ગળું
મન ફંગોળાતું હળુ હળુ.

અસ્થિ કુંભ
વિસર્જિત કરતા શ્વેત હસ્ત
ચરણ ભયગ્રસ્ત
સૃષ્ટિ સમસ્ત
ભૂલોક-બ્રહ્માંડે
કર્મકાંડે

] કવિલોક : નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૧

રેલાતી વૈતરણી
ડગમગે
હચમચે
કાષ્ઠ–નિસરણી
વલવલે વેદોક્ત છાયા.
❑
દદડતી
    વહેતી
        વલયાંકિત
            ભગ્ન ભાગીરથી.
ઠુમક ઠમ ઠુમક ઠમ
            લયાન્વિત
                નગ્ન ભાગીરથી
પ્રાત:સ્મરણીય
ઉન્મત્ત આબોહવા
ખદબદે બદબૂ
જળ હૂબહૂ
ઘૂઘવે શોણિત શ્વાસો.
❑
ગંગા કિનારે
ભીષ્મ આવેગથી પીડાતો
તપ્ત શિસ્નાયુ
લચે
અંગાંગ
ઋતાંગના
પ્રજ્જ્વલિત પ્રકોપ પુણ્યનો
ધસે
ધસમસે
ગર્ભ કોતરોમાં
સૂર્ય સંક્રાંત
સન્નાટો
કરે રાતવાસો
તાજપ વહોરી
પાછા ફરે
મૃત્તક રૂઢિગાણો
પ્ર
  લ
    ય
      થી
    ય
  લ
વ
રક્ષિત કાંચળીમાં
ના વસ્ત્ર લબ્ધિ
ના છિદ્ર ઉકલે.
❑
અટવાય અંતર
દૂર–સુદૂરથી
હલેસાતી કૈંક નૌકા
ફીણની લંગોટ
દેહ પર વીંટ્યા પછી
નગ્નતા શોધવા
ઝળબિંદુઓ
ઝળહળે
લમણે પ્રસ્વેદ લઇ
જંતુઓ
તંતુઓ
પરંતુઓ
ગર્ભ કોતરામાં વિસ્તરે
            સ્તરે
            તરે.

# અમાસ નથી ને !

અભિજિત વ્યાસ

હું આકાશગંગામાં તરતો હતો
નક્ષત્રોના પ્રદેશોમાં
સ્વાતિ અને ચિત્રાને શોધતો હતો
પણ પૂનમનો પ્રકાશ
કવચ થઈ પથરાઈ ગયો હતો
જેને ભેદતાં ભેદતાં
પહોંચી ગયો પ્રભાતના કિનારે
અને એમ જ
એક પછી એક દિવસ
ખરતા ગયા મારા જીવનમાંથી
અત્યારે ઊભો છું
મધ્યાહ્નના તાપ નીચે
મીણની જેમ બળી ઓગળતો
સંધ્યાની પ્રતીક્ષામાં
સંધ્યા ડૂબે છે
ક્ષિતિજના સમદ્રમાં
અને
ચંદ્ર દિવસે દિવસે ક્ષયગ્રસ્ત
હવે તો મારી આંખોમાં પણ
ચમકે છે તારાઓ
કદાચ
મૃત્યુ એ માણસના જીવનની
અમાસ નથી ને !

# નામ

જગદિશ ત્રિવેદી

વૃક્ષને એનું નામ પૂછ્યું –
એણે કહ્યું : 'છાયા.'
પણ આંબલો આંબલી લીમડો વડ
એમાંનું કાંઈ નહિ ?
ના, ના, ના.

ફૂલને એનું નામ પૂછ્યું –
એણે કહ્યું : 'સુગંધ.'
પણ ગુલાબ મોગરો ચમેલી જૂઈ
એવું કશું નહિ ?
ના, ના, ના.

પંખીને એનું નામ પૂછ્યું –
એણે કહ્યું : 'ટહુકો.'
કોયલ બુલબુલ મેના કબૂતર
એવું કશું નહિ ?
ના, ના, ના.

કેવળ નામથી જ ઓળખાતા
અમે તો માણસો !

## ક્યાં લગી તોળાઈએ

### કૃષ્ણ દવે

હાથમાં રહી આમ એના ક્યાં લગી તોળાઈએ ?
ચાલ ને જાતે જ અવ તો દૂર ફંગોળાઈએ.

ઓગળી જઈએ ભળી વહીએ પ્રવાહે ત્યાં સુધી
કોઈ ના પહોંચી શકે, ના કોઈથી ખોળાઈએ.

ને ફરીથી કોઈ શંકર હોઠ માંડી ના પીએ
ત્યાં લગી છો પાત્રમાં ને પાત્રમાં ઘોળાઈએ.

સાવ છલ્લો છલ ભરેલાં, દોટ મૂકી માર્ગ પર,
ઠેસ વાગે સામટી ને તોય ના ઢોળાઈએ.

હાથ લંબાવી સ્મરણના કાળના પેટાળમાં,
કોક ભૂલેલી ક્ષણોની જેમ ફંફોળાઈએ.

## દીવાસળી

### શિવજી રૂખડા 'દર્દ'

રાતની આ પીઠ પર એવી ઘસી દીવાસળી,
તેજની ધારા વછૂટી રાત ગઈ એમાં ભળી.

રાત ટળતાં ભોર ભઈ ને આંગણે કંકુ ખર્યાં,
રંગ ભગવા તાલમાં થા થૈ કરી નાચે ફળી.

બુંદ જેવી પારદર્શક એષણા એવી ઢળે,
કે કમળનાં પાંદ પરથી જાય છે ઝાકળ ઢળી.

કારણો ઢળતાં જ હળવાં ફૂલ જેવાં થઈ ગયાં,
એમ હળવી હર પળોની કૈંક માળાઓ મળી.

જ્યારથી ઝળહળ મળ્યાં દીવાસળીનાં તેજ આ,
ત્યારથી તસ્બી મળી ને ઝળહળી ગઈ આંગળી.

## સાંભરણ

### જિતુ પુરોહિત

એક ઝરણું એક દૃષ્ટિ એક રણ,
એષણાનું આ પડળ કેવું કઠણ ?

સાત સાગર શ્વાસ માથે ઘૂઘવે છે,
એક હોડી સાવ કાણી આજ પણ.

એક પંથી એક રસ્તો એક ઘર,
આ સફરનું સાવ નોખું છે વલણ.

આભ વરસે રાત'દિ અવસાદનું,
એક પીછું હાથમાં છે સાંભરણ.

## સાતત્ય

### આહમદ મકરાણી

હરું છું, ફરું છું નગરમાં સતત,
છતાં કેમ લાગું કબરમાં સતત ?

વસંતો ઉગાડું હથેળી મહીં,
પડે મ્હોરવું પાનખરમાં સતત.

ન તખ્તો, ન નાટક અને પાત્ર ના :
ફરે શૂન્ય પરદો નજરમાં સતત.

કરું હરઘડી હું સમાધાન પણ
મને કોઈ જોડે સમરમાં સતત.

# બે ગીત

## રાજેશ પંડ્યા

(૧)
પીંજર છોડીને ગયો ટહુકો ઊડી ને ઊંચા અંકાશે જઈ બેઠો હો..
ખાલી પીંજર અને આણોસરું ઝાડ પછી તાકી તાકીને જુએ આભ.
        ડાળખીએ ટીંગાતું પીંજર છે ખુલ્લું
                ને ટહુકાઓ સળિયા પર ઝૂરે,
        ટહુકા જેવું જ એક કલરવતું ઝાડ
                પછી ઝૂકીને નળિયાં પર ઝૂરે.

પીંજરની પાસે એક ફાનસ ને ફાનસને અજવાળે ડહોળાતો કાચ,
ખાલી પીંજર અને આણોસરું ઝાડ પછી તાકી તાકીને જુએ આભ.

        પવનની લ્હેરખીનું ઓચિંતા આવવું
                ને ભીંતિથી કાંકરીનું ખરવું,
        બેઉ ઘટનાની વચ્ચે ફળિયાના ઝાડ જેમ
                ધ્રૂજી જવાનું મૂળ સોંસરવું.

આજુબાજુનો ગાઢ સન્નાટો તોડવા સૂનમૂનતા વીંઝે છે હાથ.
ખાલી પીંજર અને આણોસરું ઝાડ પછી તાકી તાકીને જુએ આભ.

(૨)
પગલું પાછું વાયરે ઊડી જાય એ પ્હેલાં લાવ હું માથે
                                ડામર જેવા ભારતને મૂકી દઉં.
        બખિયા મારી મારી માઝમ
                ભીંગડા જેવી રાતને સીવી હોય.
        તોય તે મારા લોહીમાં અકળ
                નામ બનીને સળકી જાતું કોઈ.
સપનું પાછું આંખમાં ડૂબી જાય એ પ્હેલાં રાતનું ટેકણ
                                લાકડી જેવું નામ હું ભૂલી જઉં.

બાથમાં હાંફળ-ફાંફળ હવા
        વલખાં મારે નીકળી જવા બ્હાર.
બારીએ જરી ચકલી ઘસે
        ચાંચ ને ત્યાં તો લોહીની ધડ્ડ ધાર.

પગલું, પવન, સપનું, સગી આંખ ને બારી, ચકલી ભીંસે
                                        જીવન ચારેકોર મળીને સઉ.

## એક દરિયાઈ ગીત

**લાલજી કાનપરિયા**

એક દરિયો હતો...એક દરિયારાણી,
એની દંતકથા ઘેર ઘેર મંડાણી.
એક દરિયો હતો...

મોજાંનું ખળભળતું રાજપાટ લઈને દરિયો તો હિલ્લોળા લેતો,
જળજળિયા કિલ્લામાં દરિયાગીરી કરી કાંઠાને હોંકારા દેતો.

એક પરપોટો થઈને ફૂટવાના કિસ્સામાં આયખું આખુંય ધૂળધાણી,
એક દરિયો હતો.....એક દરિયારાણી......

સોનેરી છીપના બેટમાં આવેલ એક દરિયારાણીનું હિજરાવું,
નખશિખ ભીજવાના વહેવારનું તૂટીને ફીણ ફીણ થૈ પથરાવું..

હળતા-મળતાય હવે થઈ ન શકે એક સ્મિત જેવા સ્મિતની ઉઘરાણી,
એક દરિયો હતો....એક દરિયારાણી.......

એક દરિયો હતો....એક દરિયારાણી,
એની દંતકથા ઘેર ઘેર મંડાણી.
એક દરિયો હતો....

# વૃક્ષ

## કૃષ્ણ દવે

નીરખ ત્યાં મરૂથલે સહજ ઊગી શકે વૃક્ષ પણ કોઈનાયે સહારે નહી
એ મહાપ્રલયના અર્થ ભેદી ઊભું, વૃક્ષ છે વૃક્ષ કે એમ હારે નહી.

ટોચ પર કે પછી ગહન ઊંડાણમાં
મૃદુલ માટી અગર લોહ પાષાણમાં
બાળકના પ્રથમ કો હાસ્ય જેવું ઊગી
વિકસવું તો સ્વયં વૃક્ષના પ્રાણમાં;

આપણે ભેદ તોડી શક્યાં ના હજુ, ભેદ તોડી ઊગે વૃક્ષનું એ ગજુ,
લક્ષ્યની પાર પ્હોંચી જતુ તે છતાં એ કદી કોઈ પણ લક્ષ્ય ધારે નહી.
વૃક્ષ છે વૃક્ષ કે એમ હારે નહી......

બુદ્ધ થઈ એ વળી પર્ણ ત્યાગી શકે
વાદ્ય થઈ કૂંપળે એ જ વાગી શકે
બંધ આંખે નિહાળી વળી વિશ્વને
કો મહર્ષિ સમું એ જ જાગી શકે;

આપણે આપણામાં જ શું શોધીએ ? ચાલને વૃક્ષના અર્થ સંશોધીએ,
એ વસે એ શ્વસે સાવ ખુલ્લા મને આપણી જેમ કે બંધ દ્વારે નહી.
વૃક્ષ છે વૃક્ષ કે એમ હારે નહી.......

એક એવો હવે વૃક્ષનો દેશ હો
વૃક્ષના શ્વાસ હો વૃક્ષનો વેશ હો
પર્ણની ઝાલરે વૃક્ષની આરતી
વૃક્ષના મંદિરે વૃક્ષ સંદેશ હો;

આપણે આપણી જાત પણ ના સહી, વૃક્ષને વૃક્ષની કોઈ સીમા નહી,
આપણે આપણામાં જ આ વૃક્ષને વાવીએ તે પછી કે વધારે નહી.
વૃક્ષ છે વૃક્ષ કે એમ હારે નહી....

--

## ઋષિનું કુળ

કરસનદાસ લુહાર

સ્વાસ્થ્ય સાનુકૂળ ક્યારે હોય છે ?
ને સૂર્ય પીતાં મૂળ ક્યારે હોય છે ?

છે ક્ષુદ્ર કંકાસો સદાના જાતથી,
પણ યુદ્ધ ક્યાં તુમુલ ક્યારે હોય છે ?

સ્પર્શી સડેલા વંશ–વેલા આખરે,
કોઈ ઋષિનું કુળ ક્યારે હોય છે ?

આ સૂર્યની સામે ઉડાડું પણ કહે –
તારા નગરમાં ધૂળ ક્યારે હોય છે ?

## વસ્ત્રાળ માણસો

કરસનદાસ લુહાર

ફૂલોને પથ્થરોની દઈ ગાળ માણસો,
નીકળી ગયા છે બાણથી રેતાળ માણસો.

પોતા ઉપર પોતે જ હવે આળ માણસો,
જાણે થઈ ગયા છે ગલિચ ગાળ માણસો.

ટોળા મહીં એ આખરે ભૂલા પડી ગયા –
રાખી શક્યા ન ખુદની જે સંભાળ માણસો.

ઝબકી ગયું વિચાર મહીં નગ્ન સત્ય ને –
ભોંઠા પડી ગયા પછી વસ્ત્રાળ માણસો.

ના ખ્યાલ પણ રહ્યો કે, શેં આવું બની ગયું ?
પર્યાય જળનો પહેરી થયા જવાળ માણસો.

## પાનખરની એક ડાળનું ગીત

જગદીપ ઉપાધ્યાય

લીલા ઉજાસ જોઉં પાંપણેથી ખરતાં ને કાળજામાં ઊઠે સનકારો,
ટૌકાવછોયા કંઠ બુલબુલના જોઈ મેં તો ચાંપી દીધી છે સવારો.

હણહણતું રણ હવે ઘૂઘવે છે લોહીમાં ને શ્વાસ થયા કોરાધાકોર,
શમાણું ભીનાશનું અવાક્ મારું એકલું ને ચારે કોર ઊછળે છે થોર;
ફૂલોના કાફલા તો છૂટી ગયા ને થયો જીવતરનો પંથ બહુ અકારો,
લીલા ઉજાસ જોઉં પાંપણેથી ખરતા ને કાળજામાં ઊઠે સનકારો.

તપતા સૂરજ તમે આવીને આંખમાં રેલો ઓ વૈશાખી સૂર,
ફૂલોનાં નામ તમે બાળો કે હવે મને શૂળની છે વેદના મંજૂર;
ઝંખનાઓ ફોડીને ઊભેલી શાખાઓ કરશો ના અમથો લવારો,
ટૌકાવછોયા કંઠ બુલબુલના જોઈ મેં તો ચાંપી દીધી છે સવારો.

# ચાર ગઝલ

અશોકપુરી ગોસ્વામી

(૧)

કોઈ ન પારખી શક્યું એવી લકીર છું.
હું બાદશાહ છું ને, છતાંયે ફકીર છું.

હું પણ મને મૂકી અહીં ચાલ્યો જઈશ પછી,
પહેરણની જેમ આમ તો પહેર્યું શરીર છું.

પ્રતિબિંબ પૂર્વજન્મનાં જોયાં છે ત્યારથી,
આંખોથી અંધ છું અને કાને બધિર છું.

ઊગરી ગયા પછીય પીડાવાનું હોય તો,
ડૂબી જવા તારા મહીં હું પણ અધીર છું.

રોકી શકાય એવી હવે શક્યતા નથી,
આજે કમાનમાંથી હું છૂટેલ તીર છું.

(૨)

કિનારે પહોંચતાં પહેલાં જરૂર એવું કશું બનશે,
બધું ભૂલી અને લોકો પેલા નાવિકને કરગરશે.

મળી છે છિદ્રવાળી નાવ મધદરિયે મુસાફર તો,
ફરક ઘટના દુર્ઘટના તણો ત્યારે જ સમજાશે.

હું પરપોટા સમો હદથી વધુ વિસ્તાર પામું છું,
દશા કે દુર્દશા મારી જ મારા હાથે સરજાશે.

અહીંના લોક બીજાને અરીસાઓ બતાવે છે,
અસલ ચહેરો પછી કેવી રીતે પોતાનો દેખાશે ?

મને સૂરજ ઊગ્યાના સુખનું સંવેદન નથી થાતું,
રજ પણ આખરે તો સાંજ પડતાં આથમી જાશે.

] કવિલોક : નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૧

(૩)

તિરાડો પ્રથમ તાવડીમાં પડે છે,
અને ઘર અગનથી તરત આભડે છે.

પડે છે ખબર ખૂબ મોડી પડે છે,
સમસ્યા બધે એક સરખી નડે છે.

બધે માત્ર અંધાર જોયો છતાંયે
નવાં સ્વપ્ન કાં આંખને સાંપડે છે ?

વજનહીન વસ્તુની માફક હયાતિ,
ન નીચે, ન ઉપર, સતત આથડે છે.

ફક્ત વાલ સોનાથી જોખ્યું જગતને,
ગઝલનો બરાબર કસબ આવડે છે.

(૪)

આધેડ વયનું આ જગત જાણે ઠરેલી તાપણી,
શોધ્યા કરે છે રાખમાં અંગાર મારી લાગણી.

છેને ખબર કે રોગ થૈ પીડ્યા કરે છે તું સતત,
પણ તું કહે કે ક્યાં કરેલી છે દવાની માગણી ?

ઝઝક ન કર હે માટીની પૂતળી તું ઓગળવા વિશે,
તું થા પ્રવાહી તો તને સમજણ પડે થોડીઘણી.

કેદી રહે કે મુક્ત એને મન બધું સરખું જ છે,
ચિત્તમાં કિરતાર જ્યાં કરતાલ તારી રણઝણી.

હદથી વધુ મારો ઉમળકો હે ગઝલ, હું શું કરું ?
પર્વત તરફ ધસતી નદી જેવી સ્થિતિ છે આપણી.

# ત્રણ રચના

નટરાજ બામભટ

## (૧)

પડખે બેઠાં પાન બોલ્યાં આ ફૂલને ભારે ફાંકો,
આંખ કાઢીને બોલતો કાંટો પોતપોતાનું ઢાંકો.

ફૂલ બિચારાં ફૂલ જેવાં તે મુખ તો ક્યાંથી ખોલે ?
બેય બાજુનું દુઃખ ડાળીને એય તે ક્યાંથી બોલે ?
એક તો મફત મ્હેક માણો ને બોલ રે બોલો વાંકો !
આંખ કાઢીને બોલતો કાંટો પોતપોતાનું ઢાંકો...

આસપાસેનાં પંખીડાંએ ઠાવકી ભરી નાત
સાત પેઢીની આપણી સોબત હોય ન બીજી વાત
ડાળી ડાળી ડાયરા કરો, રંગ કસુંબા હાંકો.
પડખે બેઠાં પાન બોલ્યાં, આ ફૂલને ભારે ફાંકો,
આંખ કાઢીને બોલતો કાંટો પોતપોતાનું ઢાંકો...

## (૨)

તમે શું લેવા વાંસળીની પાછળ પડી છો
મારા તે સમ તમે બોલો,
તમે સાચું ક્યો કોના તે વાદે ચડી છો
મારા તે સમ તમે બોલો.

ગોકુળીયું ગામ મારો સુગંધી શ્વાસ છે,
ને વાંસળી તો બહુ બહુ તો મારો ઉચ્છ્વાસ છે.
તમે બેઉ મારા જીવતરની સાથે જડી છો...
મારા તે૦

હૈયાનું હીર બધું ઓળઘોળ તમને ને
ઓળઘોળ વ્હાલપનું ગામ
વાંસળીને સમ ખાવા હોઠ બે'ક આલું
ત્યાં સળગી ઊઠો છો તમામ
તમે એટલું તો સમજો કે એથી વડી છો...
મારા તે૦

એની વિંધાવાની વેદનાને ઠારવા
આપું છું શીળી રે ફૂંક
મોઢે ચડીને તમે માગવાનું માગો
ને એ તો બિચારી છે મૂક
તમે કારણ વિનાની એને કેટલી નડી છો.?....
મારા તે૦

## (૩)

થયો પગરવ ને બારણું મેં ખોલ્યું
હું તો સાવ રે અવાક થૈને ઊભી
ત્યાં તો ઘર આખું આવોને બોલ્યું.

ઉંબરાએ જાળવીને લોપી મરજાદ
અને મેડીએ કીધો કે ચાળો
ડેરા તંબુ તાણી બેઠા અજંપાએ
સામટો ભર્યો રે ઉચાળો
હરખના હડસેલે અવઢવ રે થાય
પહેલાં આપું શું આ કે પછી ઓલ્યું...થયો પગરવ૦

હાંફતા રે વેઢાનો હળવે હળવે હવે
હેઠો તે બેઠો છે શ્વાસ
સોળે શણગાર સજી આંખ્યુંમાં ઓપતા
સપનાને લાગ્યું ખગ્રાસ
દીવાને ફૂંકે શું કાનમાં કીધું કે
આખા ઓરડાનું અંધારું ડોલ્યું....થયો પગરવ૦

# એક કાવ્ય

નલિન પંડ્યા

મારા દાદાને મેં માર્કોનીની જૂની રેકર્ડ
પરનું ગીત સાંભળતા જોયેલા,
એ ગ્રામોફોનની આજે તો ચાવી પણ
ખોવાઈ ગઈ.
આજે એ બગડેલું ગ્રામોફોન
અને એનાં ભૂંગળા જેવાં સ્પીકરો
ભંગારમાં વેચી દેવાયાં.
પહેલાં તો એ જૂની રેકર્ડ
આંગળીથી ફેરવીને
હું ગીત વગાડતો
ત્યારે ચીચૂડ...ચીચૂડ અવાજ
અને થરડાતું ગીત સાંભળવાની
ખૂબ મજા આવતી,
રમત પણ લાગતી.
હવે મારા બૌદ્ધિક વિ.સી.આર. પર
થોકબંધ વિકૃતિઓ
દૃશ્યમાન થઈ ફૂલેફાલે,
વિચારો પસ્તી થઈ જાય.
કોઈ જૂના તૈલચિત્રની જેમ
બાળપણ ઊપસતાં ઊપસતાં
દૂર....દૂર.... હડસેલાય
ને કોમ્પ્યુટર વાઈરસ થઈ આસપાસ ફેલાય...
ત્યારે દાદા ફોટામાંથી ગાતા લાગે :
"એક બંગલા બને ન્યારા..."

# તૂટેલો આકાર..

મંગળ રાવળ 'સ્નેહાતુર'

હું સરી રહ્યો છું તૂટેલ પ્હાડમાંથી,
મને હલેસે છે પરજનમનો પડછાયો હાડમાંથી.
પડછાયામાં જોઉં છું મારો ચ્હેરો છિન્નભિન્ન
હું વિખેરાઈ ગયો છું
'ક' 'ખ' 'ગ' કે 'ઘ'ની દિશામાં !
હવે હું ક્યાં ?
છિન્ન-ભિન્ન ચ્હેરે ઈચ્છું છું,
ફૂટેલા આ ઘાસ તળે મન સ્થિર થઈ રહે.
મારું મૃત્યુ બેઠું થાય.
મને હું જાણું છું કે :
સવાલાખ શિલાઓ બાંધીને પડ્યો છું.
મને જોઈને આ વ્હેતાં ઝરણાં થંભી ગયાં.
પૂછે છે મને કે,
તારી આ દશા દમામભરી કે દયાભરી ?
જેનો ઉત્તર શોધવા હું
વરસોના વરસ લગી વાદળ સાથે વરસતો રહ્યો છું
પણ –
ઉત્તર ક્યાં ? હું ક્યાં ?
મારા થાકેલા ચરણને જોઉં છું હથેલીમાં !
– ને ફફડી ઊઠે છે મારો ચ્હેરો !
હજુયે ઉત્તર શોધે
ભાંગેલ શબ્દોથી પૂછું છું
પણ....
કોણ જાણે કેમ ? મને તૂટેલો આકાર નડે છે !!!

## બેડી વચાળ

### શૈલેશ ટેવાણી

એવી રીતે મળું છું કોઈ ગુમની ભાળ મળતી,
મારી કદી કદી તો બાહરથી ભાળ મળતી.

નિજની અનિત્ય રાતો નિજની અનિત્ય વાતો,
છતાં પળેક માંહી ક્યાંથી સંભાળ મળતી.

ગમતું મળે છે તોયે ગમતું નથી અહીં પણ,
ક્ષણ જે મળે છે પુષ્કળ ઊંચક ઊલાળ મળતી.

મારી સમીપ ચહેરા, અકબંધ અનેક દૃશ્યો,
મૂકો જરીક આઘે ત્યાં ફિર જંજાળ મળતી.

કહેવું ઘણુંય મારે, ગાવું ઘણુંય મારે,
ચરણ અને આ પાંખો બેડી વચાળ મળતી.

## આંકી લીધી છે

### શૈલેશ ટેવાણી

મેં પીધી સવારો ને સાંજો પીધી છે,
ઈચ્છાઓ સઘળી પ્રમાણી લીધી છે.

ઘણું ખોટું છે તે ઘણું છોડી દઉં તો,
રહે જે ગરથમાં અસ્સલમાં રિદ્ધિ છે.

અહીં મારી વાતો કહું તો હું કોને ?
મેં સૌની તરફ ભોગળો દઈ દીધી છે.

હજુ હું વિમાસું ફરી કોઈ આવે,
જરા સરખી બારી મેં ખુલ્લી કીધી છે.

અહીં છે રુદન ને વ્યથાઓ ને ચિંતા
મેં સઘળાંની હદ અહીંયાં આંકી લીધી છે.

## હું હતો

### સ્પર્શ દેસાઈ

ચામડીના દેશ વચ્ચે હું હતો,
ખોખલા ગણવેશ વચ્ચે હું હતો.

શ્વાસ બાકી, આંગળી વેઢે રહ્યા.
ટેરવે આશ્લેષ વચ્ચે હું હતો.

ગામ, શેરી, સીમ, કેડી, કોતરે,
વણ છૂટ્યા આદેશ વચ્ચે હું હતો.

યાદના ખંડેરમાં અડિખમ ઊભો,
કાળના અવશેષ વચ્ચે હું હતો.

શૂન્યતા, રણ, તાપ, રેતી, ઝાંઝવાં;
સ્તબ્ધતાના વેશ વચ્ચે હું હતો.

ભાન જ્યારે ભીંત ભૂલ્યાનું થયું,
ઉંબરે હંમેશ વચ્ચે હું હતો.

લાગણી ભાષા ભૂલી ગઈ હર્ષમાં;
સ્પર્શના ઉન્મેશ વચ્ચે હું હતો.

# એક કાવ્ય

**આકાશ ઠક્કર**

મૃતદેહને ચૂમવા જેવું
હાથ પછાડી હસવા જેવું
ખાડા જેવું, કોતર જેવું ખાણ જેવું
આજુબાજુ હસતું
મોટે મોટેથી
ખડખડ ખડખડ ખડખડાટ
બીકના નાકે શિંગડું ફૂટ્યું હોય એવું.
એવું એવું કંઈક
કંઈક
આજુબાજુ હસતું
નાચતું, કૂદતું
અધ્ધર હવામાં હલબલતું, પડઘાતું,
ભોંય પડી પછડાતું, ઊછળતું, હસતું,
જે છે તે કંઈક
કંઈક તો છે.
અડધી રાતે
ખૂલી આંખે
પથારીમાં બેઠા બેઠા
ના, ના, અડધા બેઠા, અડધા સૂતા
આ નહી કે તે નહી – એકે પડખે નહી
પીજ્યા કરવાનું સ્ખલન.
જડબાં ખોલી ઉત્સુક
ખૂણે ઊભો અરીસો
વિચારે :
ધબાક લઈને ગળી જાઉં.
આખેઆખી ખીણને.

# જિગર રોતું રોતું

**સુલતાન લોખંડવાલા**

હતો એ સમય કે દરદ એક નો'તું,
હવે છે અમારું જિગર રોતું રોતું.

અને આંખ મારી બની ગઈ છે દરિયો,
હું તળિયે જઈને છબી તારી ગોતું.

મને એમ દુનિયાએ ફેંકી દીધો છે,
કે ફળિયે પડ્યું જેમ શ્રીફળનું છોતું.

સમાચાર એવા મળ્યા છે અનેરા,
કે રેશમનું કપડું બન્યું છે મસોતું.

છે ઘરની ફરસ પર એ આગમતાં પગલાં,
ભરી લાવ પાણી ને મારી દે પોતું..

# પરાશર

**પાર્થ મહાબાહુ**

તેં ભલે પરબીડિયાં પાળ્યાં અનુત્તર
એક દિવસ તારથી આપ્યા કબૂતર.

તું હરખેલી બની સ્મરણે મળે ત્યાં,
પેનથી છલકાય પીડાનું સરોવર..

ઊંઘમાં ઢળતી રહી સાંજો અવિરત,
આપણે મળતા રહ્યા એમાં પરસ્પર.

કાગળોમાં નામ તારું ચીતરું ત્યાં
હું રૂપાંતર પામતાં થાઉં પરાશર.

## હોંશિયાર દુકાનદાર

**સંસ્કૃતિરાણી દેસાઈ**

ઈશ્વર પોતાની વસ્તુઓને ઢાંકી દે છે ઊંઘની ચાદરથી
ને સવારે ચાદર ઉઠાવી
તડકાથી માંજી
ચકચકાવીને છાજલી ઉપર
લોભામણી રીતે ગોઠવી વેચવા મૂકી દે છે,
ને બધા સવારથી નીકળી પડે છે
ઈશ્વરની દુકાનમાં.
નાનું અમથું shopping અને મોટે ભાગે window shoppingમાં
જિંદગી પૂરી કરી નાખીએ છીએ આપણે.
ખરેખર ખૂબ હોંશિયાર દુકાનદાર છે
આ ઈશ્વર !

## તમે શું માનો છો ?

**સંસ્કૃતિરાણી દેસાઈ**

ક્ષિતિજનું ગિલોટિન રોજ સવારે
ખચ્ચ કરીને
દિવસને વધેરે છે,
ધડથી અલગ થઈ જાય છે માથું
ને ગબડી પડે છે સૂર્ય.
દેવી પ્રસન્ન થશે એ વિચારથી
બત્રીસ લક્ષણા દિવસનો રોજ બલિ ચઢાવાય છે,
ને રોજ ગિલોટિન ખચ્ચ દઈને કાપે છે માથું.
હજારો વર્ષોથી આટલાં બધાં બલિ ચઢાવ્યા છતાં
કોઈ ફાયદો નથી.
તો શું...
બલિ બરાબર રસમ પ્રમાણે ચઢાવાતો નથી ?............કે
દુનિયા સુધરવાને લાયક નથી ?..........કે
સૂર્ય બત્રીસ લક્ષણો નથી !

## સીતામાઈ

### પ્રીતિ સેનગુપ્તા

જોયું હરણું, મન મોહ્યું, સીતામાઈ,
સોના સરીખડું સોહ્યું, સીતામાઈ.

વલ્કલના વેશથી તો થાક્યાં, સીતામાઈ,
છાલને ઘસારે દુભાયાં, સીતામાઈ,
પહેરું જો સોનેરી કાંચળી, સીતામાઈ,
માનું કે માનતાઓ ફળી, સીતામાઈ.

દર્પણ તોડું ને છોડું કંકણ, સીતામાઈ,
છોડું રતન કેરાં વળગણ, સીતામાઈ,
રાજપાટ ના યાદ કરું, સીતામાઈ,
જંગલમાં હરખાતી ફરું, સીતામાઈ,
લાવો તો વાદળી શી ઝરું સીતામાઈ,
આપો તો હા, નકર મરું, સીતામાઈ.

આવું તે શું અરે, બોલ્યાં, સીતામાઈ,
શરતોથી વ્હાલ કેમ તોલ્યાં, સીતામાઈ,
લેવાશે હઠના હિસાબો, સીતામાઈ,
ખોલાશે જૂની કિતાબો, સીતામાઈ.

લોકો ચડાવશે આળ, સીતામાઈ,
ક્રોધે ભરાશે પાતાળ, સીતામાઈ,
માનો તો મોહ દૂર મેલો, સીતામાઈ,
જીવતર વરસે તેમ ઝીલો, સીતામાઈ.

મનને વારીને હવે રહેવું, સીતામાઈ,
ગમતું'તું શું કોને કહેવું, સીતામાઈ.

## પ્રેમકુંવરબા

### પ્રીતિ સેનગુપ્તા

મરક મરક શું મલક્યાં રે, પ્રેમકુંવરબા,
હવા સરીખડું સરક્યાં રે, પ્રેમકુંવરબા.

ઊડતાં પંખી પાછળ ઊડતી આંખો રે,
ગગન નીરખતાં આવે મનને પાંખો રે,
કાયાનો જો ભાર ખરે, ને પગ ઊખડે તો
ડાળે માળો બાંધે રે, પ્રેમકુંવરબા,
વિહંગ કેરે વાદે રે, પ્રેમકુંવરબા.

ખાટ-હિંડોળા જીવથી આઘાં કીધાં રે,
રાચ-રચીલાં સઘળાં હેલે દીધાં રે,
સોના-ચાંદી, હીરા-મોતી, માલ-અસબાબ
વિનાનાં સાવ ભૂલાયાં રે, પ્રેમકુંવરબા,
ન્હોતાં ખાલી તોયે ના ઝીલાયાં રે, પ્રેમકુંવરબા.

ઊડિ ઊડિ મ્હાલ્યાં રે, પ્રેમકુંવરબા,
નિજમાં શું હરખાયાં રે, પ્રેમકુંવરબા.

# સંભારણાં

મહેશ એમ. ત્રિવેદી

પોપટડો આવ્યા ને ગ્યો મૂઈ !
એલો કલરવ હજી મને યાદ છે;
પાદરે ઊભેલી ઓલી પાળિયાની હાર્યમાં
શમણાંનો મધમીઠો સ્વાદ છે. – પોપટડો....

ઠાલાં આ ઘોડિયાં ને ભાતીગળ ખોયાંને,
ફૂલડાં – પતંગિયાંનો ભાર છે;
હળવેથી બોલ્ય મૂઈ ! મંદિરમાં દેવ નૈ ને
દીવડા પ્રગટીને શું સાર છે. – પોપટડો....

કૂવાને કાંઠડે હેલ્યું છલકે છે બવ,
મૂંગાં સિંચણ ઘડૂલાને બાથ દે;
પાણિયારું ઝંખે છે ઉજમાળો હાથ ને
સૂની ઈંઢોણિયું ખીંટિયુંને સાથ દે. – પોપટડો.....

ચોપાટે સોગઠાનું ગાંડા થવું ને,
રોજ આંગળિયે ઊગે સંભારણાં;
સોણલાં સમેત વહે સગપણ ચોધાર,
બેય આંખોનાં ખોલી દઈ બારણાં – પોપટડો.....

## હેલન

**ઓડિસિયસ એલાઈટિસ ◻ અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ**

પહેલા વરસાદી ફેરા સાથે ખતમ થયો ઉનાળો.
વાર્તારૂપ જે હતાં તે સઘળાં વક્તવ્યો ગયાં ભીંજાઈ
એ સઘળાં વક્તવ્યોનું અનોખું લક્ષ્ય હતી કેવળ : તું !
હવામાન જ્યારે આપણા પર અવલંબિત નથી રહ્યું ત્યારે
આપણે કઈ તરફ લંબાવીશું આપણા હાથ ?
સુદૂરની રેખાઓ વાદળો દ્વારા અવગણાઈ છે ત્યારે
આપણે કઈ તરફ સ્થિર કરીશું આપણી આંખો ?
અને હવે તારી આંખની પાંપણો બંધ થઈ છે અમારાં ભૂમિદૃશ્યો પર
અને અમે છીએ એકાકી –
અમારી ભીતરથી પસાર થયેલ ધુમ્મસને લીધે –
એકાકી, તારી મૃત છાયાઓથી વીંટળાયેલાં તદ્દન એકાકી.
સઘડી સામે કપાળ ધરી અમે નિહાળીએ છીએ નવી વેદના;
કેમ કે તું ધરાવે છે અસ્તિત્વ,
અને સુદૂર ક્યાંક તને પૂરેપૂરી સજીવ કરવા
અને અમારી આશા
તને જે રીતે દૂરથી વસ્ત્રાન્વિત કરે છે તે રીતે
નજીકથી તને પોષાક પહેરાવવા પવન છે
તેથી અમને ભોંય પછાડે તેવું મૃત્યુ નથી.
જ્યાં સુધી સૂર્ય તેને ગુપચુપપણે કહે છે કે અમે પુનઃ મળવા જઈ રહ્યા છીએ
ત્યાં સુધી બધાં હરિયાળાં મેદાન તારા સ્મિતથી છે દૂર–સુદૂર
ના, એ મૃત્યુ નથી જેનો અમે સામનો કરીશું,
પણ એ તો છે શરદકાલીન વરસાદનું નાનું ફેરું
ભયાનક કષ્ટપ્રદ સંવેદન.
કાળના વહેવા સાથે ઓસરતી
અમારા આત્માઓની ભીની માટીની સોડમ

અને જો તારો હાથ અમારા હાથમાં ન હોય તો
અને જો અમારું લોહી તારાં શમણાંની વર્ષામાં ન હોય તો
પવિત્ર આકાશનો પ્રકાશ
અને ઓહ ! અમારી ભીતરનું અદૃશ્ય ઉદાસ સંગીત
વસ્તુઓની પાસેથી પસાર થનાર
જે હજી અમને આ વિશ્વમાં ધારી રહ્યાં છે.
શું શરદકાલીન ભીની હવા, વિયોગ,
ઉદાસીને ફંફોસતી સમચોરસ બારીના પછવાડે
નિશા આપણને જ્યારે પ્રકાશથી અળગા પાડવા મથે છે ત્યારે
આવી ચડતી સ્મૃતિમાં કોણીનો ક્રુદ્ધ આધાર
શું ક્શુંય નથી નિહાળતો ?
કેમ કે તે
દીવાલ પરની બૃહદ લોલક ઘડિયાળના અગ્નિ સ્ફુલિંગ પ્રતિ
અદૃશ્ય સંગીતમય જ્યોત બની ચૂક્યો છે.
કેમ કે તે
કવિતા બની ચૂક્યો છે,
અન્ય પથ્થરના ઘુઘવાટ સાથે,
વર્ષા, અશ્રુઓ અને વક્તવ્યોની સમાંતર.
વક્તવ્યો, અન્ય સદૃશ નહીં,
પણ પ્રત્યેક તેના પોતાના લક્ષ્ય સાથે : તું.

## નવા સરનામે પત્ર લખવાની પીડા

### દિવીક રમેશ ❑ અનુ. અશોકપુરી ગોસ્વામી

મેં તમને પત્ર લખ્યો હતો, પરદેશીભાઈ.
પત્ર પરત આવ્યો છે;
તમે કે તમારું કુટુંબ સદર ઠેકાણે ન હોવાની નોંધ સાથે.

આ કંઈ પહેલો પત્ર નથી, જે પરત થયો છે. બીજા
કેટલાય આ પહેલાં પરત થયા હતા; એ નોંધ
સાથે કે; કોઈ નથી મળ્યું. એ ઠેકાણે તાળું છે.

આવા તો ન હતા તમે પરદેશીભાઈ. આ અનુભવ નવો છે મારે માટે.
હજુ પણ આંખોમાં વસ્યું છે તમારું ગામ. ગામમાંનું
તમારું ઘર, આંગણું. આંગણામાંનું વિશાળ અખરોટનું
વૃક્ષ, અને....તથાસ્તુની મુદ્રામાં ઊભેલું ચિનાર પણ.
અને હા,
ચિનારની પાસે જ ઊછળતી કૂદતી એ ચંચળ નદી, દૂરદૂર
સુધી ફેલાયેલા તમારા સફરજનના બગીચા પણ.
મારી આંખોમાં એ દૃશ્ય બિલકુલ એવું જ અકબંધ છે.
તમે મારાં બાળકોને ઊંચકી ઊંચકીને કહ્યું હતું :
'લો તોડો, ખૂબ તોડો. સફરજન. આ બધું તમારું જ છે.'
અને,
મેદાની ઇલાકામાંથી આવતાં મારાં બાળકો, બાળકો જ નહી
સ્વયં અમે પણ કેટલી સરળતાથી ચઢી ગયા હતા આકાશના ખભા પર.
હું ભૂલ્યો નથી, રહી રહીને યાદ આવે છે મને એ સઘળી વાતો.
કાશ્મીરથી કન્યાકુમારી સુધીની આપણે સેવેલી એ
તમામેતમામ વાતો, જે આપણે ઝરણાની પાસે કર્યા
કરતા હતા. અને ત્યાં જ તો લઈ આવતી હતી ભાભી
સિરપુટ[૨], અને કહવા[૩].
પણ............
તમને લખેલા પત્રો પરત આવ્યાની વખતે વર્તમાનપત્ર
વાંચતાં વાંચતાં ખૂબ જ ચોંકી ઊઠું છું મિત્ર.
દરેક વાર નોટબુક જોઈ હું રાહત મેળવવા મથતો.
દરેક વખત આજ તો લખ્યું હતું સરનામું.
ગામ : ખરબરારી, પો. : બુગામ, અનંતનાગ.
આજે પહેલી વાર,
એક રીતે પહેલી જ વાર આવ્યો તમારો પત્ર જમ્મુની કોઈ કોલોનીથી. (નિર્વાસિત કોલોની)
તો મને લાગ છે કે, કેમ જાણ્યા તમારા સમાચાર ?
કેમ આવ્યો તમારો પત્ર ?
ખરાબ રીતે ભીજાયેલો; ક્યાંક ક્યાંક ફાટેલો.
તમે એવું કેમ લખ્યું ?
'ખબર નથી કે ભવિષ્યમાં ફરી એ જ મારું સરનામું. એ જ ઠેકાણું હશે કે નહી
એ સરનામે પત્ર લખવાની મને ટેવ છે. ખૂબ અઘરું છે ને ?
વધતી ઉંમરે ટેવ બદલવાનું ?

અને એ ટેવ પણ જ્યારે ખૂબ જ પોતિકી બની ગઈ હોય.
પરદેશીભાઈ,
'તમને યાદ આવે છે ? જ્યારે મેં પૂછ્યું હતું કે;
'કેટલાક લોકો કેમ અનંતનાગનું નામ બદલીને બોલે છે ?
તમે મૂંગા થઈ ગયા હતા.
ઈશારાથી મને ચૂપ કરી દીધો હતો, ખીચોખીચ ભરેલી બસમાં.
તમારું સરનામું બદલાયાનું મને દુઃખ છે પરદેશીભાઈ.
બરાબર એવું દુઃખ
(જેવું) માની સાથે થયેલા બળાત્કારની ખબર જાણીને થતા (દુઃખ જેવું)
ના,
કોઈ બીજો શબ્દ પસંદ કરવો પડશે હવે દુઃખને બદલે
કોઈ બીજો. એક મજબૂત શબ્દ પરદેશીભાઈ
ગનીમત છે તમે નિમંત્રણ મોકલ્યું છે દીકરીના લગ્નનું.
હું અનુભવી શકું છું.
કેટલા રડ્યા હશો,
કેટલા રડ્યા હશો જ્યારે પત્રના ખૂણે તમારે લખવું પડ્યું હશે....
'કેટલી હોંશ હતી દીકરીના લગ્નની. પણ.....'
અને છોડી દીધું વાક્ય તમે અધૂરું જ ....

હું સમજી શકું છું મિત્ર,
તમે બેચેન થઈ ગયા હશો.
વારંવાર તમે
આંગળિયો અને અંગૂઠા વાળીવાળીને (ભીંસી હશે હથેળિયો)
વારંવાર
વારંવાર.

---

૧. પરદેશીભાઈ : કાશ્મીરી કવિ. આ કાવ્ય લખનારના કવિમિત્ર.
૨. સિરપુટ : કાશ્મીરી વાનગી.
૩. કહવા : કાશ્મીરમાં પિવાતું પીણું.

**આસ્વાદ**

# ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?

ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?
નાની એવી જાતક વાતનો મચવીએ નહિ શોર.
ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?

ભારનું વાહન કોણ બની રહે નહિ અલૂણનું કામ,
આપણે તો બડભાગી, ખમીરનું આજ ગવાય રે ગાન,
સજલ મેઘની શાલપે સોહે રંગધનુષની કોર.
ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?

જલભરી દેગ સાગર પેખે, હસ્તી કમળફૂલ,
કોકડું છે પણ રેશમનું એનું ઝીણું વણાય દુકૂલ :
નિબિડ રાતના કાજળ પાછળ પ્રગટે અરુણ ભોર.
ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?

આપણે ના કંઈ રંક, ભર્યો ભર્યો માંહ્યલો કોશ અપાર,
આવવા દો જેને આવવું, આપણે મૂલવશું નિરધાર :
આભ ઝરે ભલે આગ, હસી હસી ફૂલ ઝરે ગુલમ્હોર
ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?

–રાજેન્દ્ર શાહ

ફિલસૂફી વિષય સાથે સ્નાતકની પદવી મેળવનાર કવિશ્રી રાજેન્દ્ર શાહે ગુજરાતી ભાષાને અનેક ઉત્તમ કાવ્યો આપ્યાં છે. એમનાં ઉત્તમ કાવ્યોમાં આ ગીત તેમજ અન્ય કેટલીક ગીતકૃતિઓને શ્રી ઉમાશંકર જોશીએ ('સંસ્કૃતિ' મે– જૂન –૧૯૫૨માં) 'મનમાં વસી જાય એવી' કૃતિઓ તરીકે ગણાવી છે. તા. ૧/૧૦/૧૯૪૫ના રોજ લખાયેલું આ ગીત આપણી ગુજરાતી ભાષાનું એક નોંધપાત્ર ગીત છે.

લોકભાષાની અને બોલચાલની ભાષામાં લખાયેલી બાલમુકુન્દ દવે અને વેણીભાઈ પુરોહિતની ગીતરચનાઓ જ્યારે ગુજરાતી પ્રજાને આનંદિત કરી રહી હતી એ સમયે ગુજરાતી ભાષામાં નિરંજન ભગત અને રાજેન્દ્ર શાહ પોતાની નાવીન્યતા ભરેલી કૃતિઓ લઈને આવ્યા અને ગુજરાતી કવિતામાં છવાઈ ગયા.

કવિ રાજેન્દ્રભાઈની કાવ્યશૈલીમાં બે મુખ્ય બાબતો ધ્યાન ખેંચે છે : એક તે એમની સંસ્કૃત, વ્રજ શબ્દોથી સભર નાઝુકી અને બીજી તે શ્રી રવીન્દ્રનાથ ટાગોર જેવી અખંડ શ્રદ્ધાસભર એમની આંતરજગતની સમૃદ્ધિ. રાજેન્દ્ર શાહનાં છાંદસ કાવ્યો અને ગીતો, સૉનેટો આ બે બાબતે એમને અન્ય કવિઓથી જુદી રીતે પ્રસ્થાપિત કરી આપે છે.

જીવન એટલે સુખદુઃખનો સુયોગ, પણ માનવી માત્રને સુખનો મોહ હોય છે જ. રજ સરીખું દુઃખ પણ માણસને અસ્વસ્થ કરી મૂકે છે. આપણે એકલા સુખ કે દુઃખથી કંટાળીએ એય સાચું જ છે. જીવન આપણને એટલે જીવવું ગમે છે કે એમાં સુખ અને દુઃખ બન્ને છે. જેમ દુઃખ આપણને અસ્વસ્થ કરી મૂકે છે એમ સુખ પણ શું આપણને લાંબા ગાળે અસ્વસ્થ કરી મૂકતું નથી ?

જીવનમાં આશ્ચર્યની વાત એ છે કે સહુને પોતપોતાનું દુઃખ હમેશાં મોટું લાગે છે. જીવનમાં જો આપણે જરાક પણ અન્યનાં દુઃખો તરફ પણ મીટ માંડીએ તો આપણું દુઃખ આપણને દુઃખી થવા જેવું લાગે જ નહી પણ આપણે તો દુઃખમાં કેવળ સ્વકેન્દ્રી જ બની જઈએ છીએ – ન કોઈની સાથે વાત કરવા તૈયાર હોઈએ છીએ ન તો કોઈને મળવા. એક પ્રકારની હતાશા અને કંટાળો ભીતર છવાઈ જાય છે.

પણ આ કવિ તો આપણને ગીતની ધ્રુવપંક્તિમાં જ કહે છે કે આપણાં જ દુઃખનો પારકા પાસે જઈને ગોકીરો કરવો જરૂરી નથી. કારણ કે આ અખિલ વિશ્વમાં આપણું દુઃખ કેવળ આપણી દૃષ્ટિએ જ મોટું હોય છે, અને કોઈ દુઃખ ક્યારેય સ્થાયી નથી હોતું. દુઃખનો સમય સ્વસ્થતાથી વીતાવવો એ જ આ ધરતી પરના માનવીની ખરી મહાનતા છે. સુખ–દુઃખો ક્ષણિક હોય છે અને આપણાં દુઃખો સાંભ–ળવાની કોઈને ફુરસદ હોય છે ખરી, કે સાંભળવામાં કોઈને રસ હોય છે ખરો ? છતાં આપણે આપણી વીતકકથા વર્ણવ્યે જ રાખીએ છીએ, પણ એ સમયે આપણે એ ધ્યાનમાં લેવું જોઈએ કે આપણી સામે રહેલ દરેક વ્યક્તિ આપણા જેવી જ છે. એથી જ કવિ કહે છે કે, 'આપણા દુઃખનું કેટલું જોર ? '

અહી આ અનુસંધાને આ જ કવિનું 'ઉર હે' કાવ્ય પણ યાદ કરવા જેવું છે. એ કાવ્યમાં કવિ પોતાના ઉરને કહે છે :

**ઉર હે, તવ કારમી વ્યથા**<br>
**સુણશે કોઈ ન, બોલવું છ જ્યાં**<br>
**સહુને, ત્યહીં ગર્જના મહીં**<br>
**લઘુ તારી મર મૂક હો કથા**

માનવી માત્રને કુદરતે દુઃખની સાથે જ સહન કરવાની શક્તિ પણ આપી જ છે, પણ માણસ અકારણ જ હતાશ થઈ બેસતો હોય છે. દુઃખ સહન કરવાં એ કૈ જેવીતેવી વાત છે ! દુઃખ તો ભાગ્યશાળીઓને જ મળે છે. કારણ કે દુઃખની આગમાં તપીને જ જીવનનું સોનું વધુ ચમકીલું બની રહે છે, અને જગત પણ એવા જ માનવોની નોંધ લે છે કે જે ખમીરતાથી આ દુઃખોનો સામનો કરી હિમ્મત અને સ્વસ્થતા ભરી રીતે, સ્મિત સાથે ટકી રહે છે. કવિ પ્રકૃતિમાંથી આ સંદર્ભે ઉદાહરણ પણ કેવું સરસ આપણી પાસે મૂકે છે.

**સજલ મેઘની શાલ પે સોહે રંગધનુષની કોર !**

જીવનમાં પણ દુઃખો સહન કર્યા બાદ સાત રંગો તો શું, સત્તરસો રંગો પ્રગટી ઊઠતા હોય છે. દુઃખોએ જેને તાવ્યા હોય એવી વ્યક્તિના ચહેરા પર કેવી અજીબ પ્રકારની ચમક હોય છે !

બીજા અંતરામાં જ્યારે આપણે આવી પહોંચ્યા છીએ ત્યારે આપણને કવિના આંતરજગતનો અણસાર પ્રગટ થતો જોવા મળે છે. કવિના જીવનનો માત્ર આ ગીત પૂરતો જ નહિ પણ સમગ્ર કવિતામાં મહદ્અંશે સૂર આશાવાદી રહ્યો છે. કવિ નિબિડ રાતથી, કાજળ ભર્યા અંધારથી

અકળાઈ ઊઠતા નથી, આક્રોશિત થઈ ઊઠતા નથી. ઋજુતાનો એમના વ્યક્તિત્વનો ગુણ એમની કવિતામાં પણ મ્હોર્યો છે. આપણા બે ભારતીય કવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોર અને શ્રી સુમિત્રાનન્દન પંતની કવિતામાં આપણને આવી ઋજુતા અનુભવવા મળે ખરી, પણ ગુજરાતી કવિતામાં આ કવિએ આ સિદ્ધિ મેળવી અને એમની કવિતાને ખૂબ ઊંચું સ્થાન અપાવ્યું છે.

જીવન પોતે એક કોકડું માત્ર છે એને જો ઉકેલવાનો કસબ આવડી ગયો તો જીવન આનંદરૂપ બની રહે છે, અને જો ઉકેલતાં ન આવડ્યું ને ગૂંચવાઈ ગયું તો પછી ઉકેલવું મુશ્કેલ. આપણે ત્યાં લગ્નવિધિ બાદ છેડાછેડી છોડવાની વિધિ હોય છે. ગાંઠ લગાવનારે જો એમાં કાળજી ન રાખી હોય અને ઉકેલનાર જો કુશળ ન હોય તો પછી મહામુશ્કેલી થાય કારણ કે છેડાછેડીને છોડવી જ પડે. એને તોડી શકાય નહીં. એને તોડવું પડે એ અપશુકન ગણાય. આ જીવનનું કોકડું પણ હળવા હાથે ઉકેલતા-ઉકેલતા એના તંતુઓમાંથી ઝીણું-ઝીણું દુકૂલ વણવાનું છે. પણ કેવી કમનસીબી છે કે આપણે દુકૂલ વણવા ઇચ્છીએ છીએ, અને વણાય છે શું ? વણાય છે કેવળ વેદનાનું ચીંથરું – પણ આ કવિ શ્રદ્ધાવાન છે. સંવાદિતા એ એમની કવિતાનો આંતરિક ગુણ છે. એથી જ 'વહ સુબહા કભી તો આયેગી' (કવિ : 'સાહિર' લુધ્યાન્વી) ની જેમ એમની કવિતા પણ ગાઈ ઊઠે છે :

**'નિબિડ રાતના કાજળ પાછળ પ્રગટે અરુણ ભોર.'**

પણ માત્ર સવારની પ્રતીક્ષા કરીને બેસી રહેવું સહેલું નથી હોતું. ઘણી યે એવી ક્ષણો હોય છે કે જેમાં શ્રદ્ધા ડગુંડગું થઈ ઊઠે. એ સમયે શ્રદ્ધા જો અડગ ન હોય તો ડગી પણ જવાય. આંતરિક સમૃદ્ધિ અને સાચુકલા વિશ્વસ્નેહની સંપત્તિ એ સમયે જો હોય તો આપણે અવશ્ય ટકી શકીએ. શ્રદ્ધા જોઈએ આપણા ભીતરી વિશ્વ તરફની આપત્તિઓથી ગભરાવાનું નહીં, આપત્તિઓને આવકારવાની. દુ:ખોમાંથી જ્યારે માણસ બહાર આવે છે ત્યારે એ કેવો પ્રકાશથી ઝળહળતો હોય છે ! એના ચહેરા પર ચમક હોય છે માનવીય ગૌરવની. એથી જ આ કવિ પણ કહે છે કે, 'આપણે કંઈ રંક નથી. અહીં યાદ કરી લઈએ કવિ શ્રી મકરંદ દવેની આ પંક્તિને–

**કોણે કીધું ગરીબ છીએ કોણે કીધું રાંક,**
**કાં ભૂલી જા, મન રે ભોળા આપણા જુદા આંક.**

આપણી ભીતર તો ઘણું બધું ભર્યું છે. અને વળી 'આવવા દો જેને આવવું' એમ જ્યારે આ કવિ કહે છે ત્યારે એમાં બોલચાલની ભાષાનો લય અને ખરી ખુમારીનો રણકો આપણને સંભળાય છે. કવિ પ્રકૃતિમાંથી કેવું સરસ ઉદાહરણ લઈ આવે છે.

આભ ઝરે ભલે આગ, હસી હસી ફૂલ ઝરે ગુલમ્હોર જેમ આકાશ ગ્રીષ્મમાં વૈશાખે આગ વરસાવે એમ ગુલમ્હોર મબલખ ખીલે. એવી જ રીતે માનવ માત્ર પર કુદરત જેમ ડંએ-ડંએ દઝાડનારી વેદનાઓ આપે ત્યારે જ ખરી ખુમારી, ખરો અટલ સ્નેહ અને ખરી શ્રદ્ધા પ્રગટી ઊઠતાં હોય છે. આવાં દુ:ખો સહન કર્યા પછી દુ:ખો દુ:ખ આપનારાં રહે છે ખરાં ! દુ:ખો સહજ બની જાય છે. દુ:ખ પોતાનું દુ:ખપણું જ ગુમાવી બેસે છે, એટલે તો વળી કાવ્યને અંતે કવિ આપણને એ જ પ્રશ્ન કરે છે કે –

**ભાઈ રે, આપણાં દુ:ખનું કેટલું જોર ?**

**–રાઠોડ પ્રવીણકુમાર પી.**

# સાંભળવાની ગઝલો વાંચતાં

## જગદીશ વ્યાસ

અમર પાલનપુરીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ઉઝરડા' * હાથમાં આવતાં જે પહેલો પ્રતિભાવ જન્મે છે તેને એક જ શબ્દમાં મૂકી શકાય – આકર્ષક મુખપૃષ્ઠ, કાગળની જાત, મુદ્રણ, વિવિધ છબીઓ, સમગ્ર સંગ્રહનો ઉઠાવ – એમ અનેક રીતે આ સંગ્રહ આકર્ષક છે. સંગ્રહથી આમ આકર્ષવાની આપણે જે કિંમત ચૂકવવાની છે તે છે પૂરા ૯૧-૦૦ રૂ. – જે અવશ્ય વધારે છે.

૧૮૦ પાનાંના આ સંગ્રહમાં મુક્તકોના વિભાગમાંની ૧૨, ગઝલોના વિભાગમાંની ૯૪ અને ગીત-ભજનના વિભાગમાંની ૧૮ રચનાઓ મળીને કુલ ૧૨૪ રચનાઓ સમાવવામાં આવી છે, છૂટાં-છવાયાં પૃષ્ઠે પસ્તા પ્રકીર્ણ શે'ર જુદા. ઉક્ત વિભાગોનું આયોજન ચુસ્ત નથી. ગઝલોના વિભાગમાં 'ભ્રમ' અને 'વસ્તી અને વેરાન' જેવી ગઝલેતર ગેય રચનાઓ મળે છે તો ગીત-ભજનના વિભાગમાં 'શબ્દ', 'પરિવર્તન' જેવી વિવિધ પરંપરિત માત્રામેળ છંદની પાંચેક ગીતેતર રચનાઓ પણ મળે છે. કવિનું મુખ્ય કામ ગઝલમાં છે એટલે એની જ વાત અહીં કરીએ.

'ઉઝરડા'ની ગઝલો સ્પષ્ટપણે 'મરીઝ' વગેરેની પેઢી સાથેનું પોતાનું અનુસંધાન દર્શાવી આપે છે. આદિલ મન્સૂરી વગેરેની પેઢી બાદ ગુજરાતી ગઝલમાં આવેલા વળાંકથી સંગ્રહની ગઝલો અસ્પૃષ્ટ રહી છે. આમ, ૧૯૮૯માં પ્રકાશિત થયેલો આ સંગ્રહ બેએક દાયકા મોડો પડયો હોવાનું પ્રતીત થાય છે. હરીન્દ્ર દવે સંપાદિત 'મધુવન' (પ્ર.આ. ૧૯૬૧)માં અમરની બે ગઝલો સમાવાઈ છે એ આ સંદર્ભમાં યાદ આવી જાય છે. 'મરીઝ'ની પેઢીના દરેક સમર્થ ગઝલકારને પોતાની કોઈ ને કોઈ વિશેષતા છે. 'મરીઝ' હોય કે 'ઘાયલ', 'ગની' હોય કે 'બેફામ'– દરેકે પોતાની કોઈ ને કોઈ વિશેષતાથી સ્વતંત્ર કવિ-વ્યક્તિત્વ ઊભું કર્યું છે. એમની પરંપરામાં ગઝલો રચતા અમર, આ સંગ્રહમાં, એવું વ્યક્તિત્વ ઊભું કરતા જણાવાને બદલે પોતાના નજીકના પુરોગામીઓનો પ્રભાવ સ્વીકારતા જણાય છે. ક્વચિત એમની સાથે પ્રગટ સામ્ય ધરાવતા શે'ર રચવાનું પણ અમરે પસંદ કર્યું છે :

**જો હૃદયની આગ વધી 'ગની'તો ખુદ ઈશ્વરે જ કૃપા કરી,**<br>
**કોઈ શ્વાસ બંધ કરી ગયું કે પવન ન જાય અગન સુધી.**

**–ગની દહીંવાલા**

**શ્વાસ રોકે 'અમર' કોઈ રીતે,**<br>
**આગ ભડકે છે ઑર જ પવનથી.**

**(પૃ.૧૧)**

એમની ગઝલોમાં વારંવાર યોજાતા શબ્દો – દીવાનગી, મિલન-વિરહ, સુરા-સુરાલય-સાકી, મુકદ્દર-નસીબ-વિધિ, ચમન -ફૂલ-કંટક, બહાર-પાનખર, રૂપ-યૌવન, રૂપ-પ્રણય, મંઝિલ-રસ્તો, કિનારો-નાવ-ભંવર, આંખડી, નયન-તીર, ઝૂલ્ફ -પરંપરાગત ગઝલ સાથેના એમના ઘનિષ્ઠ અનુબંધની ગવાહી આપે છે. આ ઉપરાંત દર્દ-ઉપચાર, બીમાર, રોગ-તબીબ, પીડા-સારવાર વગેરેના ઉલ્લેખો ધરાવતા શે'ર પણ આ સંદર્ભમાં જોઈ શકાય.

મિત્રોની બેવફાઈ વિશે પરંપરાગત ગઝલોમાં અનેક શે'ર મળે છે. જુદા શબ્દોમાં એનું પુનરા ગઝલોમાં પણ થાય છે :

* 'ઉઝરડા'– અમર પાલનપુરી, પૃ. ૧૮૦, પ્રથમ આવૃત્તિ : ૧૯૮૯, કિંમત રૂ. ૯૧-૦૦, પ્ર. મિનાક્ષી મારફતિયા, 'બેલા', ૭૭ આદર્શ સોસાયટી, અઠવા લાઈન્સ, સુરત – ૩૯૫ ૦૦૧.

ભૂલ્યા કેમ ભુલાશો મિત્રો ?
ઘાવ હજુ તાજા છે બરડે !
(પૃ. ૫૩)

પૃ.૮૯, પૃ.૧૧૪, પૃ.૧૧૮ અને પૃ.૧૩૫ પરની ગઝલોમાં પણ એ વિચારનું શબ્દફેરે પુનરાવર્તન થતું રહ્યું છે. આવું બને છે ત્યારે 'નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા'નો સાક્ષાત્કાર કરવાની ભાવકની અપેક્ષા સંતોષાતી નથી. આમ છતાં પરંપરાપ્રિયતાની મર્યાદામાં રહીને પણ અમરે 'બાકી રહ્યું નથી, 'મને એનો રંજ છે' 'હાય, રેવાઈ ગયું !', 'અમર હમણાં જ સૂતો છે...' વગેરે જેવી કેટલીક ગઝલો આપી છે જે એમને સિદ્ધહસ્ત ગઝલકાર ઠેરવે જ છે. અન્ય ગઝલોમાંથી આસ્વાદ્ય શે'ર પણ અવારનવાર મળતા રહે છે :

પાણીની જેમ આંખડી ખર્ચે - નાતીઓ,
દિલમાં તમારી યાદના મહેલો ચણાય છે..
(પૃ. ૫૩)

પ્રણય ને રૂપનો આ મેળ તો વાસંતી લીલા છે,
હવે ખુશ્બૂમાં રંગો છે, અને ખુશ્બૂ છે રંગોમાં.
(પૃ. ૫૮)

રસ્તા તમામ વિશ્વના વાળું હું આ તરફ,
કહી દે કે આવવું છે મારે તારા ઘર સુધી.
(પૃ. ૬૫)

હર દિલમાં દર્દ હોય છે એના ગજા મુજબ,
લાંબી ન હોય તેગ 'અમર' મ્યાનથી વધુ.
(પૃ. ૭૬)

ગટગટાવે છે કાચી મદિરા,
કાલ પીતા જે ગાળીને પાણી.
(પૃ. ૮૫)

મહોબતનો અંજામ કોઈ શું કહેશે ?
તને પણ ખબર છે, મને પણ ખબર છે !
(પૃ. ૧૦૪)

અન્યથા સિદ્ધહસ્તતા દર્શાવતા અમર કેટલીક નજીવી ક્ષતિઓ પણ પોતાની રચનામાં રહેવા દે છે :

રહેવા દે વેરવાં હવે અશ્રુ દુ:ખી નયન,
ધરતી પર જોઈ તારલા સળગી જશે ગગન !
(પૃ. ૬૬)

વિશ્વાસે દગો દીધો,
અમને શ્વાસે દગો દીધો.
(પૃ. ૧૦૯)

અહીં પહેલા શે'રમાં 'ધરતી' પછી એક લઘુના સ્થાને 'પર'ના બે લઘુનું ઉચ્ચારણ કરવા જતાં છંદ તૂટે છે, તો બીજા શે'રમાં છંદ જાળવવા માટે 'વિશ્વાસે'નું 'વિશ્વ-આસે' જેવું કૃત્રિમ ઉચ્ચારણ કરવું પડે છે.

ગઝલોના વિભાગમાં છેલ્લે મુકાયેલી ટૂંકા માપના છંદની ગઝલોમાં કવિનું બદલાયેલું વલણ જોઈ શકાય છે. એમાં ગંભીર વિચાર રજૂ કરતા શે'રની સાથે રમતિયાળપણું દર્શાવતા શે'ર કે પ્રાસબદ્ધ જોડકણાંની કવિએ કરેલી ગોઠવણ વૈચિત્ર્યનો અનુભવ કરાવે છે.

અમર વર્ષોથી મંચ પરથી ગઝલો રજૂ કરીને મેદનીઓને ડોલાવતા આવ્યા છે. રજૂઆતની કુશળતાને લીધે ઢંકાઈ જતી મર્યાદાઓ વાંચતી વેળાએ આપણી સામે આવે છે, તેથી સાંભળતી વખતે આ ગઝલો જેટલી મોહક નીવડી શકે એટલી વાંચતી વખતે મોહક નીવડતી નથી. આમ છતાં અનેક કવિસંમેલનો કે મુશાયરાઓમાં આમાંની ગઝલો સાંભળીને એનો મુદ્રિત પાઠ મેળવવાની ઇચ્છા ધરાવનાર શ્રોતાઓને આ સંગ્રહ અવશ્ય ઉપયોગી થઈ પડશે. □

# મુખ્યમંત્રીશ્રી ચીમનભાઇ પટેલ અને રાજ્ય મંત્રીમંડળના સભ્યો ગુજરાતનાં પ્રજાજનોને પાઠવે છે દીપાવલિની શુભકામનાઓ અને નૂતનવર્ષાભિનંદન





"નવા ગુજરાત'ના નિર્માણની મંગલ-યાત્રા આપણે આરંભી છે અને અનેકવિધ પડકારો વચ્ચે ગુજરાતના સર્વાંગી વિકાસની યાત્રા અવિરત ચાલુ રહી છે. આની સાથોસાથ, રાજ્યની સમૃદ્ધિના નવા આધાર સમી નર્મદા યોજનાને પરિપૂર્ણ કરવા, ગુજરાતની અસ્મિતાને પુનઃપ્રસ્થાપિત કરવા તેમજ ગુજરાતના સ્વપ્નનું સાકાર થાય અને તે સાથે દેશના વિકાસમાં રહી ફરી પોતાનું યોગદાન આપી શકે તેવી સ્થિતિનું નિર્માણ કરવાનો આપણો સંકલ્પ છે

નવા વર્ષે, આ સંકલ્પને સાકાર કરવાના પુરુષાર્થમાં આપણે સૌ યોગદાન આપીએ."

— ચીમનભાઈ પટેલ

— માહિતી

સ્વપ્નોત્સવ

# મોસમ

પછી

હવે

કવિશ્રી બાબુભાઈ પટેલનો

ત્રીજો ગઝલ - સંગ્રહ

# છાલક

મીઠી નદીઓ પીને 'બાબુ',

દરિયો મારે ખારી છાલક.

કિંમત : રૂપિયા પચાસ


નવભારત સાહિત્ય મંદિર

જૈન દેરાસર પાસે

ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧.

ફોન :

તંત્રી
## ધીરુ પરીખ

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**મુલાકાત**



**અવલોકન**



**સલાહકાર**

**રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત**

* દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ. ૧૭૫ (હવાઈમાર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
* આ અંકની છૂટક કિંમત રૂ. ૮
* 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે – ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં – પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું:
ધીરુ પરીખ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ – ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦

મુદ્રણસ્થાન : એસ. એ. પ્રિન્ટર્સ, રાયપુર ચકલા
અમદાવાદ – ૩૮૦ ૦૦૧. ફોન : ૩૪૪૦૭૨

શિશિર વિ. સંવત ૨૦૪૮ કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि ॥

## ગદ્યકાવ્ય

કાવ્યની ભાષામાં એક માપ હોય છે, સંયમ હોય છે, તેને જ છંદ કહે છે. ગદ્યમાં કોઈ વિવેક હોતો નથી, તે છાતી કાઢીને ચાલે છે. એટલે જ રાજકારણ વગેરે રોજિંદાં કામોમાં સ્વચ્છ ગદ્યમાં લખીએ તો ચાલી શકે છે. પરંતુ ગદ્યને કાવ્યની પ્રેરણાથી કલામય બનાવી શકાય છે. ત્યારે એ કાવ્યની ગતિમાં એવું કંઈક પ્રકટ થાય છે, જે ગદ્યના રોજિંદા ઉપયોગની પહોંચ બહારનું હોય છે. એ ગદ્ય છે એ જ કારણે એમાં અતિમાધુર્ય–અતિલાલિત્યની માદકતા હોઈ શકતી નથી. કોમળ અને કઠણ મળીને એક સંયમભરી રીતિ આપોઆપ ઉત્પન્ન થાય છે. નટીના નાચમાં શિક્ષણથી મેળવેલા કૌશલથી અલંકૃત પગલાં હોય છે, બીજી બાજુ સારું ચાલતી હોય એવી કોઈ તરુણીની ચાલમાં વજન સાચવવાનો એક સ્વાભાવિક નિયમ હોય છે. એ સહજ સુંદર ચાલવાની ભંગિમાં એક પ્રકારનો અશિક્ષિત છંદ તેના લોહીમાં હોય છે, તેના દેહમાં હોય છે. ગદ્યકાવ્યની ચાલ તેના જેવી છે – એ અનિયમિત ઉચ્છૃંખલ ગતિ નથી હોતી. સંયત પદક્ષેપ હોય છે.

રુચિભેદ વિશે ચર્ચા કરવાથી કશો લાભ થતો નથી. હું માત્ર એટલું કહી શકું કે મેં અનેક ગદ્યકાવ્યો લખ્યાં છે, જેનું વિષયવસ્તુ બીજે કોઈ રૂપે હું પ્રકટ ન કરી શકત. તે કાવ્યમાં એક પ્રકારનો સ્વાભાવિક રોજિંદો ભાવ છે. કદાચ તેમાં શણગાર નહિ હોય પણ રૂપ છે અને એટલા માટે જ તેઓને સાચાં કાવ્ય–ગોત્રનાં સંતાન માનું છું. કોઈ એવો પ્રશ્ન ઉઠાવે કે ગદ્યકાવ્ય શું છે ? હું કહીશ કે એ શું છે અને કેવું છે એની મને ખબર નથી, માત્ર એટલી ખબર છે કે એનો કાવ્યરસ એક એવી વસ્તુ છે જે દલીલોથી સાબિત કરવાની હોતી નથી. જે મને વચનાતીતનો આસ્વાદ અર્પે છે, તે ગદ્યરૂપે કે પદ્યરૂપે આવે તો ય તેને કાવ્ય તરીકે સ્વીકારવામાં હું પાછો નહિ પડું.

**રવીન્દ્રનાથ ટાગોર**

# માટીની મહેંકથી રાજી થયેલો કવિ રાવજી પટેલ

## હરીશ વટાવવાળા

જીવનમાંથી પ્રગટેલો શબ્દ જ છેવટે આપણો અવાજ લઈને જીવે છે.

– રાવજી પટેલ

ગુજરાતી સાહિત્યના બદલાતા કલેવરમાં સ્વાતંત્ર્યોત્તર પ્રવાહે સૌનું ધ્યાન ખેંચ્યું છે. ખાસ તો વાર્તા અને કવિતામાં. કવિતામાં ખાસ કરીને ગીત, ગઝલ, સૉનેટ અને ગદ્ય કવિતામાં. તે સંદર્ભે કવિતાનો પ્રવાહ તપાસતા એમાં આવેલી સ્વ–રૂપગત અને અભિવ્યક્તિની નવીન તાજગી જોઈ શકાય છે. ખાસ કરીને ગીતોમાં જાનપદી તત્ત્વોનો રસાત્મક વિનિયોગનો દિશાઉઘાડ ઈ.સ. ૧૯૫૦–૫૫ ના ગાળામા પ્રદ્યુમ્ન તન્નાની કવિતાઓથી જોવા મળે છે. તે પછીથી મણિલાલ દેસાઈ (રાનેરી) અને રાવજી પટેલ (અંગત)ની કવિતામાં જાનપદી ભાષાવ્યવહારનો સંચાર ધ્યાન ખેંચે છે.

આમ, પ્રદ્યુમ્ન તન્નાથી ઉઘાડ પામેલી જાનપદી કવિતાનો અસલી રંગ તો રાવજીની કવિતામાં પકડાય છે. 'નિજત્વથી ભર્યો ભર્યો કવિ, કશા અભિનિવેશ વિના, સર્જનક્ષેત્રે નવી ક્ષિતિજો કેવી રીતે સર કરે છે તેનું સર્વોત્તમ ઉદાહરણ અદ્યતનકાળમાં રાવજીની કવિતા પૂરુ પાડે છે.'[1] આપણા વિવેચકોએ રાવજીને કૃષિકવિ તરીકે ભલે સ્વીકાર્યો, પરન્તુ તેની સમગ્ર કવિતા તપાસીએ તો તેણે જનપદને હિસ્સેદાર બનાવ્યુ છે. તેની કવિતાઓમાં જાનપદી ભાષાપ્રયોગ થયેલો જોવા મળે છે. તેની કવિતામાં સમગ્રતયા કૃષિ ઉપકરણોનો વિનિયોગ ઝાઝો થયેલો જોવા મળે છે. અને એટલે જ તેનો 'કૃષિકવિ' તરીકે સ્વીકાર થયો હશે. પરન્તુ ડૉ. પ્રવીણ દરજી કહે છે તેમ, 'પારિભાષિક શબ્દોની પળોજણમાં પડ્યા વિના રાવજીએ જે કંઈ સિદ્ધ કર્યું છે તે એની સ્વકીય પદ્ધતિએ, ભાષાભિમુખતાનું ડિમ ડિમ વગાડ્યા વિના પણ જીવનમાં ફૂટી નીકળેલા એના શબ્દે ભાષાની અનેક નૂતન તાજી છટાઓ દાખવી બતાવી છે... એનો અવાજ પોતીકો અવાજ, ખુદની બુલંદી.'[2] આ ચિરંજીવ કવિ શબ્દના ગર્ભમાં પ્રવેશીને નવો શબ્દ લઈ આવ્યો છે.તેની કવિતામાં આગવો અવાજ છે, તો – કલ્પન, પ્રતીક, લય, શબ્દલાલિત્ય વિશે થયેલા સભાન પ્રયોગો પણ ધ્યાનાર્હ બન્યા છે. આ સત્વશીલ કવિએ નવા પરિમાણો સિદ્ધ કર્યા છે.

" મારી પાસે કવિતાનો નથી કશો નર્થ ! – થી કાવ્યપ્રવૃત્તિનું એક નવું લક્ષણ પ્રકટ થવા લાગ્યું "[3] આમ રાવજીએ 'અર્થ'ની સાથે 'નર્થ'ને મૂકી નવી જ અર્થચ્છાયાઓ ઉપસાવી છે, એટલું જ નહિ, બોલચાલની ભાષાના શબ્દો અને સાવ સામાન્ય પ્રતીકો અને લય–લ્હેકા દ્વારા નવાં જ કલ્પનો ઊભાં કરવાનું સામર્થ્ય તેનામાંથી પ્રકટ થયું છે. પંજેડી, ખેતર, તમાકુ, ડૂંડાં, છોડ, વેલો, કણસલાં, ઘાસ, બળદ, હળ, ઘર, નળિયાં, ઠીબ, ઢોચકી, છાસ, પંખી, સારસી, પીછાં, ચલમ, નાપણી, અગની, મહુડી, આભ જેવાં હાથવગાં પ્રતીકો દ્વારા કવિતામાં નવાં જ કલ્પનો આગવા ધ્વનિ સાથે પ્રકટ થયાં છે રાવજીને મન કવિતાનું મહત્ત્વ છે. કલ્પન કે પ્રતીકનું નહિ. એણે કલ્પન અને પ્રતીકને કવિતા ખાતર ખપમાં લીધાં છે. તેથી જ તો કવિતા તેની આંતરચેતનામાંથી પ્રકટ થઈ છે. તેણે લખવા ખાતર ક્યારેય લખ્યું નથી. તેની અંદરથી કશુંક પ્રકટ થયું છે, બહાર આવવા ઉધામા માર્યા છે અને કવિતા તેની જરૂરિયાત બની છે ત્યારે જ તેણે કલમ ઉપાડી શબ્દને

કાગળબદ્ધ કરીને કુશળતાપૂર્વક રાવજીએ કવિતા સિદ્ધ કરી છે.

ખેતરની માટીની મહેકથી રાજી થયેલો અને અમદાવાદની મિલોના ધુમાડાથી ગૂંગળાયેલો કવિ રાવજી પટેલ(૧૫-૧૧-૧૯૩૯ – ૧૦-૮-૧૯૬૮) ની ઈ.સ. ૧૯૬૨ થી ૧૯૬૮ સુધીની કાવ્યયાત્રામાં તેણે જાનપદી કવિતા આપી. નગરસંસ્કૃતિની પણ કેટલીક કવિતાઓ ધ્યાનાર્હ બની છે. મિત્રો માટે પણ તેણે કવિતાઓ લખી છે. અઠ્ઠાવીસ વર્ષ ને નવ માસ તેણે આપણી વચ્ચે શ્વાસ લીધો અને તેની કવિતા દ્વારા આજે પણ આપણી વચ્ચે ધબકતો રહ્યો છે. તેની કવિતામાં અનુભૂતિની સચ્ચાઈ, અભિવ્યક્તિની તાજગી, ઉચિત કલ્પન-પ્રતીકનો વિનિયોગ, જનપદલયનો પ્રયોગ, પોતાની આગવી મૌલિક અસ્મિતા, સ્થાન તેમજ મહત્વને બરાબર સમજી લીધા બાદ પોતાની અને મૌલિક રચનારીતિ ઘૂંટાઈને આવી છે. તત્વતઃ એ નિજત્વથી ભર્યો ભર્યો રહ્યો છે, એટલો જ તેની કવિતામાં તાજો રહ્યો છે. રાવજી પ્રમાણમાં ઓછું લખીને પણ યાદગાર સાહિત્ય આપી ગયો અને એટલે જ રાવજીએ એના એક પત્રમાં લખ્યું છે કે, " જીવનમાંથી પ્રગટેલો શબ્દ જ છેવટે આપણો અવાજ લઈને જીવે છે." એટલે જ બે દાયકા પછી તેની કવિતા એટલી જ તાજી તાજી છાલક મારે છે.

'મારી આંખે કંકુના સૂરજ આથમ્યા' કવિતામાં મધ્યકાલીનયુગની પરમ્પરા જોવા મળે છે. આમ કરીને રાવજીએ પરમ્પરામાંથી પણ નિજનાવીન્ય પ્રકટાવીને તાજપભર્યું કવિકર્મ કર્યું છે. આ રીતે રાવજીએ લોકગીત, લગ્નગીતો, મરશિયા જેવા લોકઢાળોને કુશળતાપૂર્વક ખપમાં લઈને જનપદને હિસ્સેદાર બનાવી જનપદ સુધી પહોંચ્યો છે. મધ્યકાલીન યુગની કવિતામાં પણ મૃત્યુને લગ્નની પરિભાષામાં મૂકી આપી એમાં રહેલા ભયના તત્વને બદલે મંગલતત્વની પ્રતિષ્ઠા કરવાની પદ્ધતિ હતી. નરસિંહ મહેતાએ પણ 'બાલા તે વરની પાલખી.' એ પદમાં પણ શબયાત્રાને વરયાત્રા રૂપે વર્ણવી છે.

મધ્યકાળની પરમ્પરામાંથી રાવજીની 'મારી આંખે કંકુના સૂરજ આથમ્યા' કવિતા પોતાનું નવોત્થાન સર્જે છે. મધ્યકાળનું ભક્તિતત્વ આ કાવ્યમાં નથી. ત્યાં રાવજી અલગ પડતો જણાય છે. અહીં તેની કવિશક્તિ અને કાવ્યશક્તિનાં દર્શન થાય છે. આ કાવ્યમાં પરિભાષા લગ્નની છે, અને નથી. 'વેલ શંગારો વીરા'માં સ્પષ્ટપણે કન્યાવિદાયનું સૂચન છે. તો – 'મને રો કે પંછાયો એક ચોકમાં'માં રાવજી મૃત્યુનો રહસ્યોદ્ઘાટ કરી મૃત્યુ વેળાની પરિસ્થિતિને ચાક્ષુસ કરે છે.

ઉપર જોયું તેમ રાવજીની કવિતાઓ વૈયક્તિક અંશો પ્રકટ કરે છે. તે માટે તેનું અંગત જીવન, અંગત લાગણીઓ, અંગત સંબંધો આ બધાં તત્વો તેને તેના અંગત શબ્દો સુધી લઈ ગયાં છે. અને એ શબ્દ રસાઈ ગળાઈ ચળાઈને એક રસાયણ થઈને તેની કવિતામાં ઓગળ્યો છે. તેથી જ તો રાવજી શબ્દમાં રોપાયો છે . એટલું જરૂર કહેવાનું મન થાય કે રાવજી માત્ર શબ્દોની વચ્ચે રમ્યો નથી / રહ્યો નથી, પરન્તુ શબ્દો સાથે અવિનાભાવી સંબંધ કેળવીને, તેની સાથે સાયુજ્ય રચી સતત સંવાદ કરીને નવતર રાવજીને પ્રકટ કર્યો છે. રાવજી પોતાની અભિવ્યક્તિ આટલી સચોટ અને સ-રસ રીતે કવિતામાં રોપી શક્યો છે તેની પડછે તેનું તાર તાર થઈ ગયેલું જીવન છે. એ સતત સંઘર્ષમય જીવન જીવ્યો. જીવવા માટેની જિજીવિષા પણ અધૂરી રહી. તેને જીવવું હતું ત્યારે જ તરુણ વયે જ ક્ષયની બીમારીએ તેને પકડ્યો, જેથી તેનામાં રહેલી વૃત્તિઓને તે સંપૂર્ણ રીતે ભોગવી શક્યો નહિ, જીવનને પૂર્ણરૂપે મ્હોરેલું જોવાની ઈપ્સા પણ અધૂરી રહી. જ્યારે જીવને ભોગવવાની તાલાવેલી હોય, ઉમંગ હોય, આશાઓ હોય, અરમાનો હોય અને કંઈક કરી છૂટવાની ઇચ્છા હોય, હજી તો તેણે લગ્નસુખ પણ સુખરૂપે ભોગવ્યું નથી. 'પત્નીનો નિદ્રા સ્પર્શ' પણ

માણ્યો નથી. આવા અધૂરા જીવને જ મૃત્યુનો પડછાયો તેને વળગી પડયો ત્યારે તેને પોતાના અસ્તિત્વનો અંત નજીક આવતો જણાયો. તે મનથી ડરી ગયો. ઘડી બે ઘડી મૃત્યુની વંચના કરી રાવજી પોતાના પાર્થિવ જીવનને આસક્તિથી વળગવા જાય ત્યાં તો અસ્તિત્વનું મિથ્યાપણું અને શૂન્યાવકાશ તેની આંખ લગોલગ આવી ઊભાં રહે છે. જીવન અને મૃત્યુની સંવેદનાનો તે એકસાથે અનુભવ કરે છે. આવી ક્ષણોમાં જ્યારે તે તૂટી રહ્યો હોય છે, પોતાની વૃત્તિઓ પણ અધૂરી રહી ગઇ છે, ત્યારે પણ તે શબ્દોની વચ્ચે જીવ્યો છે – એ આપણા માટે મોટું આશ્વાસન છે. તેના અંતરની તીવ્રતમ લાગણીઓ ઘનીભૂત થઈને શબ્દરૂપે પ્રકટ થઈ છે. પ્રા. પ્રમોદકુમાર પટેલ કહે છે તેમ, 'અંગત લાગણીઓનો આટલો સજીવ અને ઉત્કટ ધબકાર આપણા બહુ ઓછા કવિઓમાં સાંભળવા મળશે.'

તેની કવિતાઓ તપાસતા તેમાં વિચ્છેદની વ્યથા ઘૂંટાયેલી છે. સાથે સાથે તે જનપદ સાથેના મજ્જાગત લોહીના લયને પકડી શક્યો છે. અને એટલે જ તેની કવિતા વધુ ખીલી છે, વધુ સમૃદ્ધ બની છે.આ કારણે જ રાવજી વધુ ને વધુ વંચાયો છે અને વધુ ને વધુ ચર્ચાયો છે. અને આવતી પેઢી સુધી વંચાતો –ચર્ચાતો રહેશે. તેવી શ્રદ્ધા અસ્થાને તો નથી જ નથી. તેની કવિતામાં રોપેલાં કેટલાંક પ્રતીક–કલ્પનો તો સાવ નવાં ને નક્કોર છે.

– મારે ખેતરને શેઢેથી
'લ્યા ઊડી ગઈ સારસી !
મા,
ઢોચકીમાં છાસ પાછી રેડી દે.
રોટલાને બાંધી દે.
આ ચલમની તમાકુમાં કસ નથી;
ઠારી દે આ તાપણીમાં
ભારવેલો અગની.
મને મહુડીની છાંય તળે
પડી રહેવા દે.
ભલે આખું આભ રેલી જાય,
ગળા સમું ઘાસ ઊગી જાય,
અલે એઈ
બળદને હળે હવે જોતરીશ નઈ...
મારા ખેતરને શેઢેથી –
('અંગત', બીજી આવૃત્તિ, પૃ. ૧ )

પ્રણયના વિષાદમાં ઘૂંટાયેલું 'એક બપોરે' કાવ્યમાં વિરહની વેદના/ વ્યથામાં પીડાતો ખેડૂત (કાવ્યનાયક) ખેતરના શેઢેથી સારસી (નાયિકા) ઊડી જતાં (જતી રહેતાં) ખેડૂત વિરહની વેદના/ વ્યથામાં પીડાય છે. અને જાત સાથે અનુભવે છે કે તે તેનું જગત ગુમાવી બેઠો છે. હવે ભૌતિક વસ્તુઓની તેને કોઈ જ જરૂર નથી. આ ભૌતિક વસ્તુઓ તેને કોઈ જ આશ્વાસન આપનારું નથી. પછી 'ભલે આખું આભ રેલી જાય' કે 'ગળા સમું ઘાસ ઊગી જાય'. કાવ્યનાયકના ચિત્તની નૈષ્કર્મ્યવૃત્તિ અને નૈરાશ્યવૃત્તિ પ્રબળ પણ છની થઈ જાય છે. જીવનના કોમળ સજીવ તંતુને ટૂંપી નાખવાનો આ સંકલ્પ હોય એમ લાગે છે.

આ કવિતામાં ખેતર, શેઢે, ઢોચકી, છાસ, રોટલા, ચલમ, ભારવેલો અગની, મહુડી, આભ, તમાકુ, તાપણી, ઘાસ, બળદ વગેરે જનપદનાં પ્રતીકો અને પદાવલી યોજી કવિએ આખું તળપદ વાતાવરણ ઊભું કર્યું છે. ' – 'લ્યા, અલે એઈ' જેવા જનપદી બોલીના લહેકા પણ એટલા જ ધ્યાનાર્હ બને છે.

'પહેલ રે વ્હેલેરાં કંકુ પગલાં ઉંબર પરથી અમને જડ્યાં !'
('અંગત', બીજી આ., પૃ. ૪૪)

આ ગીતમાં લગ્નગીતનો લય સુંદર રીતે પ્રયોજ્યો છે, એક નવોન્મેષી તાજગી તેમાં જોવા મળે છે. તેમાં 'પગલાં' ની પુનરોક્તિમાં પણ નાવીન્ય પ્રકટે છે. ગીતના ત્રણેય અંતરાની ગદ્ય પંક્તિઓ –

– મનમાં પગલાં ઝર્યાં
પગલાં પોચાં પોચાં/ પગલાં સોનું રૂપું/
પગલાં રાત દિવસ/ પગલાં સૌને ગમ્યાં.

– પગલાંમાં ફૂટ્યા ફૂલ–દરિયા
પગલાં ઝાંઝરનો ધૂપ/ પગલાં રાતરાણી/
પગલાં રણનો છાંયો/ પગલાં એવાં જડ્યાં.

– પગલાંમાં ઘર જાગી જતું, ઘર ઊંઘી જતું.
પગલાં લાંગર્યાં ના લંગરાયાં/
ફરીથી હાથ ના'વ્યાં રે ના'વ્યાં.
('અંગત', બીજી આવૃત્તિ, પૃ. ૪૪)

ઉપરની પંક્તિઓમાં 'પગલાં'નું સૌન્દર્ય ખીલતી કળીની જેમ હળવે હળવે ઊઘડે છે. લયની ગતિ અને ભાવહિલ્લોળ સુપેરે આવી ગયેલ છે. રાવજીની સભાન કવિત્વશક્તિને કારણે 'પગલાં'ની પુનરોક્તિને પુનરોક્તિ–દોષ થતો જણાતો નથી, પરન્તુ કવિના ભાવજગતનો દિશાઉઘાડ થતો જોવાય છે. અહીં રાવજીએ કાવ્યસૌન્દર્યની સતત માવજત કરી છે.

'મીસ જુલિયેટનું પ્રણય ગીત ' ( 'અંગત', પૃ. ૪૬ ), ' તમે રે તિલક રાજા રામના' ( પૃ. ૪૭ ), 'અમે રે અધવચ રણના વિરડા' ( પૃ. ૪૭), ' મારી આંખે કંકુના સૂરજ આથમ્યા' (પૃ.૪૮ ), 'અમને વડ વગરને છાંયે...' (પૃ.૪૫) માં પણ રાવજીએ લોકલયને પકડી કવિતામાં નાવીન્ય પ્રકટ કરીને પરંપરાને સમૃદ્ધ કરી છે. 'મારી આંખે કંકુના સૂરજ આથમ્યા'ને તો કવિવર ઉમાશંકર જોશીએ 'રાવજીનું હંસગીત' નામે એક છોગલું ચઢાવીને આસ્વાદ્યું છે.[૫] મૃત્યુની મંગલમયી ક્ષણોને કાવ્યત્વ આપનાર રાવજી આ ગીતથી યાદ રહેશે. આ ગીતોથી રાવજીની લયશક્તિ દ્વારા નિષ્પન્ન થતું લયવૈવિધ્ય, ભાવજગત, પંક્તિએ પંક્તિએ ઊઘડતું કાવ્યસૌન્દર્ય ભાવકને રાજી કરી રાવજીની લગોલગ લઈ જાય છે.

રાવજી ખેડૂતનો દીકરો, એટલે તેની કવિતામાં કૃષિઉપકરણો – સીમ, ખેતર, વાડ, ઢૂંડાં, શેઢો, તમાકુ, ચલમ, ચણોઠી, મોલ, કોસ, બળદ, હળ, પંજેઠી, ઢોચકી, બટેરું, છાસ – આ બધું સહજ રીતે અનાયાસે આવ્યું છે. આ બધાં ઉપકરણોનો રાવજી તેની કવિતામાં વિશિષ્ટ રીતે વિનિયોગ કરી ચિરપરિચિતતા વચ્ચેથી અપરિચિતતાની તાજગીનો રોમહર્ષક અનુભવ કરી શક્યો છે / કરાવી શક્યો છે. અને એટલે જ આ બધાંએ રાવજીને કવિતા લખવા ઉશ્કેર્યો છે.

રાવજી પોતાનાં સાંસ્કૃતિક દાયિત્વો સાથે પરિચય કેળવીને તે પોતાનો શબ્દ લઈને આપણી વચ્ચે આવ્યો. જનપદલયને આધુનિક પરિપ્રેક્ષ્યમાં મૂકી નિજી મુદ્રા ઊપસાવી શક્યો છે. આથી જ તેની કવિતામાં લોકલય, લોકરંગ, લોકગુંજનની ભાતીગળ મુદ્રાઓ ઊપસેલી દેખાય છે.

પરંપરાને પચાવી આધુનિક શબ્દ આપવા માટે રાવજી સતત મથામણ કરતો રહ્યો છે. આપણી દર્શનેન્દ્રિયને અપીલ કરીને એક પ્રકારની તાજપનો અનુભવ કરાવતાં તાજગીભર્યાં દૃશ્યકલ્પનો (visual image) કવિતાની આસ્વાદ્યતા અને

આકર્ષતામાં ઉમેરો કરનારું મહત્વનું અંગ બને છે. અપ્રત્યક્ષને પ્રત્યક્ષ કરવા ભાષા દ્વારા રાવજીએ કરેલો ભાષાનો સર્જનાત્મક વિનિયોગ ધ્યાનાર્હ બને છે. જેથી કવિના મનોગત વિશ્વનાં દર્શન થાય છે.

રાવજીએ પુરોગામી કવિઓથી કંઈક જુદું કરવાની ધખનામાં કવિતામાં નવો ચીલો ચાતર્યો અને અનુગામી કવિઓ માટે નવી કવિતાનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં. 'અતહીન વાચાને ઘડવા' આવેલો આ કવિ અભિવ્યક્તિની બાબતમાં અલગારી જરૂર હતો. એણે સાચ્ચે જ એની વાણીને ઘડી છે. રાવજીમા રહેલા સર્જક દ્વારા તળપદી ભાષાને અનિરૂધ્ધ બ્રહ્મભટ્ટ કહે છે તેમ, 'ઘઉંઅર-સ્પર્શ થયો છે.'

રાવજીએ તેની કવિતામાં કેટલાક પ્રયોગો કર્યા— ' સ્વ. હુંશીલાલની યાદમા' મરશિયો લખ્યો. તેમાં વ્યંગ સાથે હાસ્યપ્રચુરતા વધુ. આ નિમિત્તે એકસાથે જુદી જુદી સ્તરની બાનીને અલગ અલગ કાકુ સાથે તાલજોડ કરવાનું નિમિત્ત બન્યું. આથી આ પ્રયોગ 'આદિલ' મન્સુરી, ચીનુ મોદી, લાભશંકર ઠાકર, મફત ઓઝાએ પણ અપનાવ્યો. તે પછી ડૉ.મફત ઓઝાએ તો 'અશુભ' કાવ્યસંગ્રહ પણ પ્રકટ કર્યો, જેમા આ પ્રકારની કવિતાઓ ધ્યાનાર્હ બની છે.

આમ રાવજીએ જાનપદી કવિતામા કરેલા પ્રયોગો તેના અનુગામી કવિઓમા વધુ જોવા મળે છે. તે પછી તો – ગીત, ગઝલ, સૉનેટ, અછાંદસમાં પણ તળપદપણું એક ફૅશન બની ગયું તેમાં અંતઃસ્ફુરણા ઓછી અને અનુકરણ વધુ પ્રમાણમા થયેલું જોવા મળે છે. અંદરથી વિકસવાનું ઝાઝું બન્યું નહિ, તેથી કશું સિદ્ધ થતું હોય તેવું નજરે ચઢ્યું નથી. હવામાં મુઠ્ઠી ભરવા જેવું જ થયું. અને જેમની પાસે પોતીકો અવાજ હતો, ક્ષમતા હતી, પોતાનો આગવો શબ્દ હતો, ભાષા હતી, લય હતો તેવા આંગળીને વેઢે ગણી શકાય તેટલા કવિઓનો અવાજ જુદો તરી આવ્યો છે. બાકીના કવિઓનું ટોળું દિશાવિહીન દશામાં જ ભટકી રહ્યું છે. ક્યારેક તો એમ લાગ્યા કરે કે કવિ પોતાનો અવાજ ખોઈ બેઠો છે. કવિ તેના પુરોગામી કવિના અવાજમાં જ બોલતો હોય તેવુ લાગ્યા કરે. તેથી જ તો નક્કર અવાજ રણક્યો નથી.

**સંદર્ભ :**


(૧) ડૉ. પ્રવીણ દરજી : કવિલોક, મે-જૂન '૮૧

(૨) ડૉ. પ્રવીણ દરજી : શબ્દસૃષ્ટિ, ડિસેમ્બર '૮૩

(૩) પ્રા. સુરેશ જોષી : આધુનિક કવિતા, ચાર મુદ્દાઓ : પૃ. ૨૭

(૪) પ્રા. પ્રમોદકુમાર પટેલ : પરબ, વર્ષ ૨૩, અંક ૩ માર્ચ ૧૯૮૨, પૃ. ૧૫૦

(૫) કવિવર ઉમાશંકર જોષી : શબ્દની શક્તિ, પૃ. ૭૭

# કવિવર સુંદરમનાં સાન્નિધ્યે

## ઇન્દુકુમાર ત્રિવેદી



કિશોરવયથી 'પ્રસ્થાન', 'કુમાર' વગેરે સામયિકોમાં કવિ સુંદરમનાં કાવ્યો વાંચી તેમની કવિતાનો પરિચય થયો હતો." પરંતુ ઘણાં વરસો પહેલાં મારી વિદ્યાર્થી-અવસ્થામાં અમદાવાદમાં ખાડિયામાં આવેલાં ભારતી વિદ્યાલયમાં તેમને પ્રત્યક્ષ જોયેલા, ત્યારથી તેમની સ્મિત વેરતી સૌમ્ય મુખમુદ્રાથી તથા સરળ વાણીથી હું પ્રભાવિત થયો હતો.

અમદાવાદમાં 'કુમાર'માં દર બુધવારે રાત્રે મળતી કવિ-સભામાં આશરે ૧૯૪૪-૪૫ થી લગભગ અઢી દાયકા સુધી, સ્વ. કવિમિત્ર પ્રિયકાન્ત મણિયાર સાથે મારે જવાનું થયું હતું. ત્યારે આ સભાના સૌથી જૂના સભ્ય એવા કવિ સુંદરમ પોંડિચેરીથી આવતા ત્યારે સભામાં અવશ્ય હાજરી આપતા એટલે તેમને સ્વમુખે કાવ્યો સાંભળવાનો અવસર મળતો. એક વખત બુધ કવિ-સભામાં પ્રિયકાન્તે સ્વરચના 'એક આ ઈન્દુ પડ્યું' સુંદરમની હાજરીમાં વાંચી ત્યારે તેમણે કહ્યું કે : 'ભાવિ કવિતા આવી હોઈ શકે' વળી ફરી એક વાર સુંદરમ આ સભામાં આવેલા ત્યારે જૂના-નવા કવિઓ વધારે સંખ્યામાં હાજર હતા. ત્યારે સુંદરમને કોઇ નવા કવિએ તેમને તેમના તત્કાલીન કાવ્ય-વિષયની પસંદગી તથા કાવ્ય-વિભાવના અંગે વિચિત્ર રીતે પ્રશ્ન પૂછ્યો. એટલે ઉત્તરમાં એમણે સહજ શાન્તિથી જણાવ્યું કે, 'જેવી જેની રુચિ, જો કોઈને પસ-પરુ, લોહી વગેરે ગમતાં હોય તો તેવી રચના કરે.' આ પછી પ્રશ્નોત્તરોનું પૂર્ણવિરામ થયું. બીજી એક વાર આ સભામાં સુંદરમે બળવંતરાય ઠાકોર વિશે રચેલ કાવ્ય વાંચી તેમના વિશે ઘણી વાતો કરી હતી.

વળી આવડા મોટા સર્જક સુંદરમ મારી કાવ્યરચના 'યોગીને' સામયિકોમાં સર્વ પ્રથમ 'દક્ષિણા'માં ૧૯૫૧માં પ્રગટ કરીને તથા ૧૯૬૫માં પ્રગટ થયેલ મારા પ્રથમ કાવ્યસંગ્રહ 'ક્વચિત' માટે પત્ર લખી મને મારી કાવ્યપ્રવૃત્તિમાં પ્રોત્સાહિત કર્યો હતો.

સને ૧૯૭૬માં અમદાવાદમાં મારા પરમ મિત્ર પ્રિયકાન્ત મણિયારના અચાનક અવસાન પછી સ્મશાનમાં સુંદરમ આવેલા. ત્યારે મુ. ઉમાશંકર જોષીએ મને બોલાવીને કહ્યું કે, સુંદરમને સદ્‌ગતની ચિતાની પ્રદક્ષિણા કરવી છે તો તેમને લઈ જાઓ, એટલે મેં તેમને પ્રદક્ષિણા કરાવી. ત્યારે તેઓ મૌનમાં ડૂબી ગયા. પરંતુ પછી જયારે તેઓ ફરી મળ્યા ત્યારે તેમણે પ્રિયકાન્તનાં પગતળિયાં ચિતા પર જોઈને રચેલી કવિતા વિશે જણાવ્યું. અને સદગતને ખૂબ યાદ કર્યા.

કવિ સુંદરમ યોગ-સાધક પણ હતા એટલે કોચરબમાં આવેલા શ્રી અરવિંદ કેન્દ્રમાં હસમુખભાઈને ત્યાં હું અને કવિમિત્ર નલિન રાવળ એક સાંજે મળવા ગયા. પ્રાર્થના સમાપ્ત થયા બાદ બધા વિદાય થયા એ પછી સુંદરમે અમને તેમની સાથે ચા-નાસ્તો લેવા બોલાવ્યા. ત્યારે તેમના 'મૃચ્છકટિક' અનુવાદ વિશે તથા 'વાસંતી પૂર્ણિમા' નાટક અંગે તેમણે વાત કરી હતી. પછી વાતવાતમાં તેમની વાર્તાઓ 'માને ખોળે' અને 'માજા વેલાનું મૃત્યુ' વિશે વાતો થઈ ત્યારે તેમણે કહ્યું કે, 'એવી કેટલીક વાર્તાઓ જે તે સ્થળસમયના મૂળ વાસ્તવમાંથી આવેલી છે, અને હજી પણ એવી વાર્તાઓ છે તે હૈયે છે પણ

હાથે ચડતી – લખાતી નથી.' વળી બુધ-સભાની જૂની વાતો નીકળી ત્યારે તેમણે જણાવ્યું કે, 'પ્રારંભમાં એ સભાઓમાં તેમણે મમ્મટના 'કાવ્યશાસ્ત્ર'ના તથા આઇ.એ. રિચાર્ડ્ઝના 'પ્રેક્ટિકલ ક્રીટીસીઝમ'ના વાર્તાલાપો આપ્યા હતા.'

આ ઉપરાંત અમદાવાદમાં એક વાર મારા સંગીતકાર મિત્ર શ્રી અંતુલ દેસાઈને ત્યાં સુંદરમને મળવા હું કવિમિત્રો સર્વ શ્રી નલિન રાવળ અને જગદીશ ત્રિવેદી સાથે ગયો હતો. ત્યારે 'વસુધા'માં પ્રગટ થયેલા તેમના કાવ્ય 'બંધાઈ ગયું'ના અનુસંધાનમાં તેમણે લખેલું કાવ્ય વાંચ્યું અને તેની નકલ આપી, જે 'કવિલોક'માં પછીથી પ્રગટ થઈ.

કવિવર સુંદરમનો ભવ્ય અમૃત મહોત્સવ તેમના વતન મીયાંમાતરમાં પ્રા.શ્રી.મફત ઓઝા અને પ્રા.શ્રી. સુધાબહેન પંડ્યા તથા અન્ય સાહિત્યકારોના સહકારથી તા. ૨૬, ૨૭ મે ૧૯૮૪માં યોજાયો હતો, જેમાં શ્રી ઉમાશંકર જોષી, શ્રી ઉશનસ તથા ગુજરાત અને મુંબઈના ઘણાખરા કવિ-સાહિત્યકારોએ હાજરી આપી હતી . આ પ્રસંગે યોજાયેલ વ્યાખ્યાનો અને અન્ય કાર્યક્રમોમાં ઘણાખરા ગામ લોકો ઉત્સાહથી હાજર રહ્યા હતા અને આખા ગામને પોતાના ઘરના ઉત્સવ ટાણાની જેમ શણગાર્યું હતું. આ પ્રસંગે અમૃત મહોત્સવ નિમિત્તે રચેલી મારી રચનાનું પઠન કરી મેં સુંદરમને અર્પણ કરી હતી જે તેમણે સસ્મિત સ્વીકારી હતી. જ્યારે સદગત શાયર શેખાદમે મંચ ઉપર ઊભા થઈ ' મીયાંમાતર' ગામના નામને બદલે 'મીયાં સુંદરમ' – નામ રાખવા સૂચવી સૌને ખુશખુશાલ કર્યા હતા. મારી જાણ પ્રમાણે ગુજરાતે કવિવર નાનાલાલ પછી ભાવભર્યા ઉમળકાથી તથા સન્માનથી આ ભવ્ય મહોત્સવ ઊજવ્યો જે અવિસ્મરણીય રહેશે.

પ્રા. કવિમિત્ર માણેકલાલ પટેલને ત્યાં અમદાવાદમાં સુંદરમની સાથે બેત્રણ વાર મળવાનો અને સાથે જમવાનો તથા ફોટા પડાવવાનો લહાવો પણ મને મળ્યો છે, જે આનંદની ક્ષણો ભૂલી શકાય તેમ નથી.

છેલ્લાં વર્ષોમાં સુંદરમને અમદાવાદમાં તેમના સ્વસ્તિક સોસાયટીમાં આવેલા મકાનમાં ૧૯૮૯માં મળેલો ત્યારે તેમણે મને કાવ્યસંગ્રહ (યાત્રા ) અને ' ચિત્રસંપુટ' સપ્રેમ ભેટ આપ્યો હતો. જ્યારે મેં તેમને ઋગ્વેદની પ્રાચીન નકલ સાદર આપી ત્યારે સ્નેહથી સ્વીકારી નમ્રતાથી કહ્યું કે, " મારે વૈદિક સંસ્કૃતનો અભ્યાસ કરવો પડશે."

વળી ત્યાં બીજી વાર નલિન રાવળ અને જગદીશ ત્રિવેદી સાથે મળવા ગયા ત્યારે તેમના વિવેચન ગ્રંથ 'અર્વાચીન કવિતા' અંગે વાત નીકળી ત્યારે જણાવ્યું કે તેમનાં લખાણોની નકલોમાં તેમનાં પત્ની મંગળાબેન તથા કવિમિત્ર રાજેન્દ્ર શાહના હસ્તાક્ષરો પણ છે. વળી કહ્યું કે, જૂના પ્રેમાભાઈ હૉલમાં વિદ્યાસભાના ગ્રંથાલયમાં ઘણાં દિવસો સુધી છેક સવારના સાંજ લગી વાંચી, વિચારી આ ગ્રંથ લખવાનું કામ સતત મહેનત કરી પાર પાડ્યું હતું.

ફરી છેલ્લે એમના ઘેર અમે મિત્રો ગયા ત્યારે તેમણે જણાવ્યું કે, "હજી મારી પાસે ત્રણચાર પેટી ભરીને કાવ્ય-સાહિત્યનાં લખાણો, ડાયરીઓ, નોટો ભરેલાં પડ્યાં છે. તેમાંથી હાલ ચારેક કાવ્યસંગ્રહો તૈયાર કરી રહ્યો છું". વળી કહ્યું કે, " મારી સમગ્ર કવિતાનો સંગ્રહ 'સુંદરમની કાવ્યસૃષ્ટિ' તૈયાર કરી છપાવી શકાય પણ જ્યારે. છપાય ત્યારે ખરી." પછી ગંભીરતાથી બોલ્યા, " હવે આપણું 'હેલિકોપ્ટર ' ગમે ત્યારે ઊપડી જાય, " અને નિસ્પૃહ ભાવે કહ્યું, " પછી ગુજરાતને જો છાપવું હશે તો છાપશે."

છેલ્લે તા. ૨૦-૧૨-૧૯૯૧ના સાંજે અમદાવાદમાં સ્મશાનમાં

ઉમાશંકર જોષીના અગ્નિદાહ વખતે સુંદરમ સૌ સાહિત્યકારોની સાથે હતા; ત્યાં નજીકમાં ખાટલા ઉપર મુ. કે. કા. શાસ્ત્રી સાથે સુંદરમ સંસ્કૃત કાવ્ય-ગ્રંથોના તથા મહાભારતના ગુજરાતીમાં સમશ્લોકી અનુવાદ અંગેની વાતો કરતાં હતા ત્યારે તેમણે કહ્યું કે, "મેં બને તેટલાં સંસ્કૃત કાવ્ય-નાટકોનો અભ્યાસ કર્યો છે પણ 'શિશુપાલવધ'નો મૂળ ગ્રંથ મને વાંચવા મળ્યો નથી." આ બધું સાંભળ્યા પછી પંચમહાભૂતમાં ભળી ગયેલા સ્વ. કવિવરની શાંત થતી ચિતા પાસે હું તેમની સાથે ગયો. ત્યાં " અલવિદા ઉમાશંકર " એમ સહેજ ભીના ને ધીમા સ્વરે કહી સુંદરમ પોતાના જૂના જોડીદાર કવિમિત્રને અંતિમ વિદાય આપી ધીરા પગલે ત્યાંથી વિદાય થયા. □

( ૧૩-૧-૯૨ – એ પ્રથમ પુણ્યતિથિની સ્મૃતિમાં)

## સાભાર સ્વીકાર

**સમય નજરાયો :** રામપ્રસાદ શુક્લનો કાવ્યસંગ્રહ, જેમાં તેમના 'બિન્દુ' નામક સૉનેટસંગ્રહનો સમાવેશ કરવામાં આવ્યો છે. (પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧, કાચું પૂઠું, ડિમાઈ પૃ-૩૧૨, ૧૦૦ રૂપિયા )

**છ અક્ષરનું નામ :** રમેશ પારેખના આજદિન સુધીના આઠ કાવ્યગ્રંથોનો સમગ્ર કવિતાસંગ્રહ (વિક્રેતા : રંગદ્વાર પ્રકાશન, એ/૬, પૂર્ણેશ્વર , ગુલબાઈ ટેકરા, અમદાવાદ -૧૫, પાકું પૂઠું , ડિમાઈ પૃ. ૫૯૦, ૨૫૦ રૂપિયા )

**ખરાં છો તમે!** લલિત રાણા 'આતશ'નો ગઝલસંગ્રહ (પ્રાપ્તિસ્થાન : આતશ પ્રકાશન, ૧૫/બી, જ્ઞાનકુંજ સોસાયટી-૧, ભાદરણનગર સામે, ન્યૂ સમા રોડ; વડોદરા-૮; પાકું પૂઠુ ડિમાઈ પૃ. ૪૦, રૂ. ૧૭.૫૦ )

**ચાંદનીના હંશ :** મૂકેશ વૈદ્યનો પ્રથમ કાવ્યસંગ્રહ . (પ્રકા. સુમન પ્રકાશન, ૯૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ , કાચું પૂઠું, ડિમાઈ પૃ.૭૨, ૩૦ રૂપિયા )

**શ્યામ કમળ :** રમણીક અગ્રાવતનો પ્રથમ કાવ્યસંગ્રહ (વિક્રેતા : પ્રાશ્વ પ્રકાશન, નિશાપોળને નાકે, ઝવેરીવાડ, રિલીફ રોડ અમદાવાદ-૧ ; કાચું પુંઠું, ડિમાઇ પૃ. ૪૦, ૨૧ રૂપિયા )

**છલોછલ :** દિવ્યા રાવળનો સુઘડ કાવ્યસંગ્રહ (પ્ર. ડૉન પ્રોડક્શન્સ, સોનારૂપા એપાર્ટમેન્ટસ, સી.જી.રોડ, અમદાવાદ - ૯, પાકું પૂંઠૂ, ડિમાઇ પૃ. ૧૨૭, ૫૭ રૂપિયા )

**આપણી વાત :**શ્રી રણજિત પટેલ 'અનામી'નો નવો કાવ્યસંગ્રહ (અનામી પ્રકાશન, ૨૨/૨, અરુણોદય સોસાયટી, વડોદરા-૫, કાચું પૂંઠૂ, ક્રાઉન પૃ.૧૬૦, રૂપિયા ૫૦)

**સમાધાન :** ગણપત પરમાર, જવાહર વોરા, જશંવત મહેતા, ભાવેશ જે તપરિયા અને સુધાકર જાનીની ચૂંટેલી ગઝલોનું સોલિડ, મહેતાએ કરેલું સંપાદન. (અતિથિ પ્રકાશન, સલાટફળી, હળવદ - ૩૬૩૩૩૦, કાચું પૂંઠૂ ક્રાઉન પૃ.૬૪, રૂપિયા ૨૦)

**કર્દમ :** પીયુષ પંડ્યા 'જ્યોતિ'નો નવો કાવ્યસંગ્રહ. (પ્રકાશક : 'નિધિ-સંનિધિ' ટ્રસ્ટ (દિનકર), મારુતિનગર, એરોડ્રોમ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૧; કાચું પૂંઠૂ ડિમાઈ પૃ.૮૦, રૂપિયા ૨૫)

## કુન્તા : કુતૂહલ પરાસ્ત

### રાજેન્દ્ર શાહ

'કુન્તે !
કર્યું શું હતભાગિનિ ! '

કોણ બોલ્યું ?
આ તો અવાજ મુનિનો !
ઠપકો ! પ્રકોપ !
ક્યા છો પિતા ?
તવ સુતા હું .. ક્ષમો ક્ષમો રે ..
ક્યાં છો ?

શું આ પ્રખર કમ્પતું અન્તરિક્ષ !

રે હાય, મ્હેં શું કર્યું !
કૌતુકથી પરાસ્ત ! – મ્હારું થવું !
કરવી મન્ત્રતણી પરીક્ષા !

આહ્વાન સૂર્યનું...
ઝળુમ્બત દીપ્તિમાંહી
અંજાઈ આંખ, પણ ત્યાં જ
તુરન્ત ન્યાળું
સોહામણું વદન સસ્મિત,
અંજલીથી
જોઉં છું દક્ષિણની રશ્મિનું બાળ થાવું.

ના.. ના.. , નહિ... નહિ પ્રભો !
હમણાં નહિ ... ના...

ને એમનો કર ઊંચો કરતો નિર્દેશ
" હે શાન્ત
વ્યર્થ નહિ આવવું મ્હારું.

વ્યર્થ ના આર્ષવેણ :
શર ચાપથી મુક્ત વીંધે
એનું નિશાન..

શિશું ત્હારું સમર્થ, બાલે ! "

ને ક્ષુબ્ધ હું
શિશુની સુન્દરતા લહું ત્યાં
એ દીપ્તિનું થવું તિરોહિત...

શૂન્ય ક્ષે
કન્યા હું.. ને
હૃદય ભીતર રક્ત મ્હારું
ઉદ્વેગની ધડકને ક્શું ! –

નેત્ર એનાં તેજે વિલોલ
દ્યુતિ દિવ્ય લસે કપોલે
ને વ્હાલ...
સેર પયની ઉભરાય વક્ષે.

હું બેઉ હસ્તમહી જ્યાં લઉં
થઈરું ને
નીચે ધરું ,
નમી નિહાળી રહું, ઉપાડું
મૂકું વળી,
વળી લઉં સ્તન જે ભરાયાં ત્યાં

કોઈ કર્ષણથી
ને વહ્યું હેત મ્હારું
એના સુચારુ અધરોષ્ઠની માંહી ઊંડે.

શાં રોમહર્ષણ વિકમ્પિત અંગ મ્હારાં !
નિ:સ્તબ્ધ હું, સુખ–સમાધિ હતી !
વિભંગ એનો
જ્યહીં કુચથી સ્પર્શ સરી ગયો ત્યાં.

નેત્રે ભરાય ભય,
હું પતિહીન માતા...
મૂકી દઉં છું ઝટ ભોંય પરે હું એને
નીચે
મ્હને રહ્યું શું વિસ્મયથી વિલોકી !

શાં કર્ણમાં કનક–કુણ્ડલ !
વક્ષનું આ કેવું અહો કવચ
ક્યાંય ન જોયું, જાણ્યું
એવું અલૌકિક !

'પરાસ્ત ન કૌતુકે થા'
ચિત્તે સ્ફુરે,
દૃઢ હું, ભીતિ રહે ન લેશ;
એને કરું વસન–વેષ્ટિત,
મંજૂષામાં મૂકું,
કઠોર થઈ
બન્ધ કરું
ત્વરાએ

સોપાન ઊતરી જઉં જલઘાટ
ને એ
વ્હેણે તરંગિત...
લહું

– લહું ન, રે હતભાગિની હું...
છે સિક્ત લોચન નર્યાં પણ શુષ્ક, ખાલી.
જાણું ન કેમ કરી ઉપર આવી ક્ષે,
રે શૂન્ય કેમ શયને,
ઘન અન્ધકારે...!

## નૂતન સંક્રાન્તિ

રાજેન્દ્ર શાહ

શાન્તિ: શાન્તિ:
પૂર્વ દિગન્તે અરુણિમ કાન્તિ.
શાન્તિ: શાન્તિ:

કાનનકેરી કુંજ કુંજમહીં
ઋચા વિહંગમ ગાને,
અલસ તિમિરની સરી કામળી,
તેજ વિલસતું પ્રાણે,
કોઈ ન સ્વપ્નની કિંચિત ભ્રાન્તિ.

શાન્તિ: શાન્તિ:
મધુર હવા, જલ, અગન, ગગન
ને મધુર ચરણતલ અવની,
ભાવ મધુર ઉરઉરને મિલન
ત્યહીં મધુર સફર ઈહ ભવની.
અવ પર્વ – નૂતન સંક્રાન્તિ.

## છાલક વાગી રે

ઉશનસ

છાલક વાગી રે છોગાળા, તારા છંદની રે,
છોળ જે ઊઠેલી સામે છોર;
છોળ જે ઊઠેલી જળબંબોળ ;
માળા થૈ તૂટી રે આ તટ બુંદની રે.

ઢોલક ઢમક્યું રે છોગાળા, તારા રાસનું રે,
હાં રે , એ તો ઢમક્યું આખી યે રાત,
હાં રે, એ તો ઢમક્યું ને ચમકી જાત,
તોરણ લટક્યું રે છોગાળા, મારા શ્વાસનું રે.

ઝાંઝર ઝણક્યું રે છોગાળા, તારા તાલમાં રે,
ઝણક્યું એ તો સો સો ઘૂઘરીઓને બોલ,
ઝણક્યું એ તો સો સો ઘુમ્મરીઓએ ગોળ,
ઝણકું હું યે છોગાળા મુંને ઝાલ મા રે.

## આશંકા

જયન્ત પાઠક

એ કેમ હજી આવ્યો નહિ ? !
હા, રસ્તો વિકટ તો ખરો –
લાંબો ને વાંકિચૂંકો
ચઢાવ ને ઉતારવાળો
ઝાડી ને ઝાંખરાંવાળો
પહાડી ને ખીણાળો
વનપશુઓથી ભરચક, બીકાળો –
કદાચ એને
નીકળ્યા પછી આવું બધું નડ્યું હોય;
કે પછી
નીકળતાં પહેલાં જ . . . .

## અકાળ મરણ

જયન્ત પાઠક

એકાએક અકસ્માત મળી ગયેલા
મિત્રને વાતવાતમાં પૂછ્યું :
" આપણો ઉધમાતિયો, બાળપણનો ગોઠિયો
પેલો અરુણ ક્યાં છે ? શું કરે છે ?"
" બાપડો એ તો ગયો
વરસો થયાં, એકાએક અકસ્માતમાં"
મિત્રે કહ્યું..

અરેરે
હમણાં સુધી હતો ને ગયો –
એકાએક, અકસ્માતમાં, વાતવાતમાં...

# માટીનો સાદ

મણિલાલ હ.પટેલ

નથી ઊઘડ્યાં નેણ સૂતેલા સ્થળનાં
બન્ધ પોપચે હજી તરુવર ધ્રુવમુદ્રામાં
સ્મૃતિનશામાં સૂતા રસ્તા એકબીજાથી છાના
પર્ણે વૃક્ષમાં વાયુ પોઢ્યા. . .

હજી પુષ્પ ક્યાં ચ્હેરા પામ્યાં
ખર્યા રંગની જાજમ ઉપર
દેહ વિનાનું કોણ સૂતું એ ? !
અરે, અહો ! આ એક રાતમાં
માટી થઈ ગઈ ઘાસ કુમળું વસતિ વચ્ચે !
થાય મને કે લાવ જરા આ તૃણ તૃણને સૂંઘું
ભવ ભવ ભીનું અંગ ઉતારી અલોપ થઈ જઉં
માટી વચ્ચે !

દેવતરુની હથેળીઓમાં જળનાં મોતી
કોણ મૂકી ગ્યું
ઊંઘરેટી નારીનો ચ્હેરો ચાંદ બિચારો
હજી ન જાગ્યા દીસે વિચારો
થાક ગાળતાં આડા પડખે ચૈંક પૂતળાં
 અજવાળાના અણસારાથી
 બેઠાં થઈ ગ્યાં અચલાસન પર !

નથી પ્રાચિમાં રંગ પુરાયો
દર્પણ પણ ક્યાં જાગ્યાં ?
દર્ભ દર્પ બેઉ મૂંગાં છે
પંખી પણ ક્યાં ચહેક્યાં ચોગમ
સન્નાટો છોડીને આવો કોણ ગયું છે –
વણબોટી વેળામાં સ્મરણો કોનાં !

આ પંખી છે કે પાંદ હજી એ ક્યાં પરખાતું
અંધ આંખ શું પડી રહ્યું મેદાન
લીલું વખ આ ભર્યું ભર્યું છે રાન
ક્યાંય ખૂલી ના બારી એકે
તરુવર છે પણ કશું ન પેખે
મૂંઝવણ મનને થાય
શ્વાસ ખરા પણ વાચા ક્યાં છે ?
વાસ ખરા પણ સાચા ક્યાં છે ?
પાકેલાં ફળ જેવું અહીંનું હોવું મૂકી
પાર મુલકમાં ચાલ
માટી પાડે સાદ
વ્હાલ ! વ્હાલ તો અજવાળાનું વ્હાલ !
એ જં મુલકમાં ચાલ . . .

# મારી ઝંખના

મફત ઓઝા

જેટલી નિસબત મારે
આકાશ–પાણી–પૃથ્વી–વૃક્ષ–ફૂલ અને પવન સાથે છે
તેટલી નિસબત મારી માણસ સાથે છે.
કદાચ એથી વધારે –

મારી સાથે એ
ગમે તે પરિસ્થિતિમાં શ્વસે છે એ મારા માટે ઓછું છે ?

ભલે એના હાથ
મારી છાતી પર હથોડાની જેમ ઠેકાતા હોય
ને નહોરથી ભલે એણે મને ઉઝરડી નાખ્યો હોય !
મારા માટે ભલેને એણે અસ્ત્રોશસ્ત્રો ખડક્યાં હોય.
છતાં એ માણસ છે એ હું કેવી રીતે ભૂલી શકું ?

એ મારી જેમ પહેરી વસ્ત્રો કે સજી શસ્ત્રો
ભલે મારી સામે આવી ઊભો હોય –
મારા લોહીના ખાબોચિયામાં  એ ભલેને તાંડવ કરતો હોય.
એ પશુ નથી એ ઓછુ આશ્વાસન છે મારા માટે !

તમારે સૌએ કબૂલવું પડશે,
ઘર બાંધીને તમારો પાડોશી તો એ એકમાત્ર બની શક્યો છે.
પશુઓનાં સંગ્રહાલયો છે
માણસે હજી માણસનાં સંગ્રહાલયો નથી રચ્યા
એ જ મને પ્રેરે છે એનામાં વિશ્વાસ મૂકી પોઢી જવા –

મારા ઓસીકા નીચે કોઈ બૉમ્બ મૂકી જાય
ને મને પહેરાવાતી ફૂલોની માળામાં ભલે હોય સ્ફોટક પદાર્થ –
મારી વેરણછેરણ કાયા ત્યારે રટતી હશે માણસની મહાગાથા . . .

માણસ હોવાનું મને ગૌરવ છે
અને તેથી જ નિસબત છે એની સાથે યુગોથી.
એટલે મોક્ષ ન ઝંખતાં
વારંવાર ઝંખુ છું જન્મ માણસનો..

# ચાર ગઝલ

## અશોકપુરી ગોસ્વામી

(૧)

દુખી હજાર તો એકાદ બે સુખી મળશે,
કશું કહેવાય નહિ કે તને સૂફી મળશે.

ગમે તે માગતાં વ્હેંત જ મળી શકે કિંતુ,
કશું જ માગું ના એવીય પણ ખૂબી મળશે.

બધું ભૂલી જવાય એ મુકામે પહોંચજે,
જનાબ પાયરી એને વધુ ઊંચી મળશે.

તમે બેસી રહ્યા એની ક્ને એ આશામાં,
ફકીરની આંગળી ન્હોતી ખબર બૂઠી મળશે ?

નદી વળોટીને ચાલ્યા જવાય તો જાજો,
તરસના જીવ તમને સૌ નદી જૂઠી મળશે.

(૨)

આગ જળમાં ભભૂકી ઊઠી છે,
વાત જૂની છતાં ન જૂઠી છે.

એક થાકી જનાર માણસની
આપ સામે જ આંખ ઊઠી છે.

પાણી પાણી જ થૈ જશો માલિક
આજ બંદાની બંધ મુઠ્ઠી છે.

કેમ ઓળખ પૂછી ફરી આજે ?
યાદ કર એ જ આ અંગૂઠી છે.

હે ગઝલ તેજ ધાર કાઢી લ્યો,
આજ તલવાર સાવ બૂઠી છે.

(૩)

તેં જ ભાગી; ઘડી; તેં જ સરજી છે,
આ જગત માત્ર તારી જ મરજી છે.

એક એવી તરસ તો સ્વીકારી છે,
અંત લગ ના છીપે એ જ અરજી છે.

કૈંક જન્મો વીતે આમ અંધારે,
તોય પણ ક્યાં હજી વીજ ઝબકી છે ?

હું ત્યજી દઈ તને ચાલ સમજાવું,
આ ત્વચા મારે મન એક વરદી છે.

એક જણસે સિલક બસ ગઝલની છે,
તેં જ આપ્યા કરી, ને મેં ખરચી છે.

(૪)

ફૂલદાની સજાવ ખાલી છે,
આપણો બાગ સાવ ખાલી છે.

લોક મુઠ્ઠીમાં ધારશે સોનું,
ખોલીને ના બતાવ ખાલી છે.

નાવનો અર્થ છે હલેસાંમાં,
પૂછ દરિયાને નાવ ખાલી છે.

ખૂબ આતુર લાલ લોહી પણ,
આજ એકેક ઘાવ ખાલી છે.

એટલે તો ગઝલ લખી છે મેં,
એમ ના માન; દાવ ખાલી છે.

# એકનું જીવન અનેકનું

નીતા રામૈયા

મૃત્યુ લઈ જાય છે આ ભવને
અનુભવની ભીતરના લોક તરફ.
ખડકાતું આવે છે
છાણાં લાકડાંની જેમ
આ જીવન
જેટલું સમાયું તેટલું ભરીને
જેવું જીવાયું તેવું
જીવીને બાકી રહ્યું તે
ઊંચકાઈને આવે છે,
ચાર ખભે
ભારે પગલે રામના નામે
જીવાયેલું નહિ જીવાયેલું
જીવવા જેવું નહિ જીવાયેલું
નહિ જીવવા જેવું જીવાયેલું
સઘળું
આસપાસના જગતની ચેતનામાં
તગતગે
દોણકીમાં અંગારો
ધખધખે તેમ
ખવરાઈને
ખેરવાઈ જતું
એકનું અનેકનું જીવન જોઈને

હાડકાંના સાંધા ઢીલા થઈ જાય
દાઝ લાગી જાય રૂંવે રૂંવે
એકના અનેકના
સમયસરના કે અકાળે અલોપ થકી
પાંપણની ધારે
સીસા જેવી ભારે
થતી જાય વેદના.

બ્રહ્મનાદ જગવે એકનું અનેકનું
અસ્તિત્વ મારા તમારા અડખાવે પડખાવે.

ડાબા ને જમણા લમણામાં
છાતીમાં ફેફસાંની હવામાં
છાતીમાં વચોવચ ફેફસાંમાં ફરતી હવામાં
ઊથલા ખાતું
રાતે સૂરજનાં સોનેરી
સપનાં જોતું
દિવસે ચાંદાનાં રૂપેરી
પ્રદેશ જોતું
સાત અવકાશની પારના
વિશ્વને શ્વાસમાં ભરતું
એક એક શ્વસન

જોયા જેવું કશુંક
વિસ્મયથી ભરપૂર
સુખે ઝૂમીને
દુ:ખે ઝૂકીને
ફરી માથું ઊંચકતું
સુખે રહેણા
સીંકે ચડીને માખણ લૂંટતું
લાડ કરતું રીસે ભરાતું
જાતજાતની ભીંસમાં ભરાઈ રહેતું
જિંદગી જેવડું લાંબું કાંતતાં ફિંડલું વળતું
વાતવાતમાં ઝબકી જતું
છટકી જતું વાતવાતમાં
એકનું હૈયું અનેકનું
આખા ભવના અનુભવનું.

ખાસ કોઈ કારણ નહિ કોઈ ભારણ નહિ
કોઈ તારણ નહિ.

છતાંય
જીવાતું
જીવવા જેવું

નહિ જીવવા જેવું
નહિ જીરવાય તેવું
જીવી જીવાય તેવું
સઘળું
જેવું જીવાયું તેવું
જીવીને
બાકી રહે તે
દોણકીમાં રાખેલ
અંગારા જેવું
રામના નામે
ઊંચકાઈને આવે છે
છાણાં લાકડાંની જેમ
ગોઠવાઈ જવા
એકનું જીવન અનેકનું
નજર સામે હોય
તેની પાર દોરી જતું.

ઉઘાડામાંથી અંધારામાં ને અંધારામાંથી
ઉઘાડા પ્રદેશમાં આવતાં
એક ભવ નીકળે તેવું નજર સામે હોય
તેની પાર દોરી જતું.

## બે રચના

### શૈલેશ ટેવાણી

(૧)

નથી એવી ચિંતા કોઈ સુખ આપે,
બધી કલ્પનાઓની ઉસ પાર દેખું..

નથી એવી ભ્રાંતિ કોઈ દુઃખ કાપે,
મને હર અનુભવનું છે ઔર લેખું.

નથી ગંધપૂર્વક કશું યે વળગતું,
નિતના અનુભવ હું છેકું – આલેખું.

નથી કોઈ દાવો અલગ છું બધાથી,
છતાં એય ચોખ્ખું, અલગ રીતે પેખું.

નથી જે મળે છે એમાં કોઈ ખોટું
ન કોઈને બાંધું, ન કંઈયે ઉવેખું.

(૨)

હું કશું માગું નહિ તું આપે તો લઉં,
ખુદના જીવને શું વળી વારે વારે કઉં.

તેં ના દીઠો કાળજે દાઝ્યાનો કો ડંખ,
અણગમતા આ દેશથી ઊડવા ક્યાં છે પંખ.

મારાં પગલાં ઝાંખમાં જોયાં કોઈએ ને,
હોવાની કંઈ વાત પણ કોને કરવી એ,

હું તો ખાલી પાંદડું અટવાયું જલમાં,
મારો ક્યાંથી કંપ હો ક્યાંય કશે સ્થલમાં.

સૂતર જેવી આબરૂ તૂટી ગઈ તરત,
પ્રીત તારી સંગી રહી ઔર ન રહી શરત.

## ગઝલ

### મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

છું જ છું, સસ્યિામ સાંગોપાંગ છું,
એમ આબેહૂબ મારો સ્વાંગ છું !

આ હયાતી ખીણમાંના પ્હાડ સમ !
ગમ્ય, દુર્ગમ, સ્પષ્ટ, ઉટપટાંગ છું !

રે સમય ! ઊંચાઈ પણ સાપેક્ષ છે ?
ઉત્ખનન દ્વારા મળી ગઢરાંગ છું !

ગાય મરતાં ચર્મ ચીર્યું એ પછી,
જે બન્યો એ ઢોલનું ધ્રિજબાંગ છું !

શ્વાસ પલટાતા તરત ઉચ્છ્વાસમાં !
હરપળે અવસાનમાં ભફફાંગ છું !

ચાર સ્કંધોની મદદ લેવી પડી !
આખરે સાબિત થયું – વિકલાંગ છું !

## કરફ્યુ

### મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

હોવું અરાજક ને કડક કરફ્યુ લદાયો !
ત્યાં ને અહીં, સડકે સડક કરફ્યુ લદાયો !
એક જ સ્થળે હું – હું મળે તો ઠાર કરજો !
– ફરમાન કરતો બેધડક કરફ્યુ લદાયો !
બારી –ઝરૂખા–દ્વાર છૂમંતર અચાનક !
પ્રત્યેક ઘર જાણે ખડક ! કરફ્યુ લદાયો !
હું–હું ચઢ્યા યુદ્ધે ને મેં માણી મદદ તો ?
– તો મોતીની આવી કુમક ! કરફ્યુ લદાયો !
ચીસો, ધડાકા, સાયરન, લોહી ને સોપો !
મૂંગા મરશિયા–શો મુલક ! કરફ્યુ લદાયો !

# કાવ્ય

'પ્રણય' જામનગરી

દાઝવું હોય
તો ભલે દાઝે દુનિયા
કાગળ પર
હવે હું ફૂલો નહિ
પણ તણખા લખીશ.
વાંચતાં વાંચતાં
ધગધગતી ભઠ્ઠીમાં
ઓરાઈ ગયા હોઈએ
એવી સભાનતા
જાગી ઊઠે
એવી થોડીક અગ્નિ
હું
લોકની સામે મૂકીશ.



મેં મારા હોઠો પરથી
બધી જ વસંતોની
બાદબાકી કરી નાખી છે
હવે મારે
અગ્નિપુરુષ પાસેથી
મેળવવાનું છે
ટકી રહેવાનું બળ.



ભાષાને કારણે
જેઓને મધુપ્રમેહ થયો હો
તેઓ મહેરબાની કરી
મૌન રહે
હવે
કાગળ પર
થશે ગોળીબાર.
લોહીલોહાણ થવાની તૈયારી હોય
તેઓ
– કેશરિયા વાઘા પ્હેરી –
વાંચે મારી કવિતા
અથવા તો
જનાનખાનામાં
ઘૂમટો તાણીને બેસી જાય.
હવે
મારા શબ્દો
મલમ બનીને રૂઝાવશે નહિ
વાગેલા ઘાવ,
પણ
લોહી નીકળે એવું વાગશે.
એક નવી ભાષા અજમાવવાને
મેં મારું પુરાણું ઘર
તરછોડી દીધું છે.

# છ કાવ્યો

## ગોવિન્દભાઈ

### સવાર

સંચાર થાય જરી ઉત્તરમાં હિમાદ્રિપે,
ને દક્ષિણાયન કરે ઋતુ એક ઊઠીને;
તોફાની ને તરલ વાયુ કંઈક શીત થૈ
આવે કુમારી ઋતુને પ્રિય દક્ષિણે લૈ.

આશા સમી નવલતા અદકા ઉમંગે
લાડી રહે તરુની સાથ થઇ પ્રસન્ન;
પંખીની પાંખ મહીં પ્રેમલ તાન ઊગે,
ભૃંગો ચહે કમલ હૂંફની રાખી આશ.

અન્ધારું ટાઢું થતું, તેજ બને સુમંદ,
પૂષા બને રુચિર, ચન્દ્ર બને ઉદાર.
સોહાય દીપ્તિ થકી તારક નેત્રપલ્લવી,
રહે નીલિમા ગગનના અવકાશને ભરી.

વેગે શ્વસી કલકલી રમનાર બાળ શું
હેમન્તનું ઋજુ સવાર સુહાય કેવું !

### તડકો

ફૂટે પ્રભા શિશિરની, ચઢતો રહે દિન,
ધ્રૂજે ભલે તન, નહિ થથરે ઉમંગ;
ખીલે પ્રસૂન, ત્યમ ખીલી રહે ઉછંગ,
માતા સમી ધરતી વ્હાલ મહીં વિલીન.

સોહાય જીવન સુંમગલ તેજ ઝીલીને,
થીજી જઈ ક્યહીંક કાયથી વિસ્તરે એ;
પ્રાણે પ્રફુલ્લિત બને કંઈ કામવા નવું,
રાજીવ શું થતું મહત્વનું પત્ર બીલીનું.

ના વાદળી, પણ નભે ઊડી રહે વહાલ,
પાસે કશી ધવલ 'આજ', સુદૂર કાલ;
માલા ગ્રહી થતી સમીપ 'પરા'ની કુંવરી,
સોહાગથી વિલસવા થઈ રમ્ય સંગિની.

કાં કે પરાક્રમથી પૂર્ણ કુમાર જેવો
આગે બઢે શિશિરનો તડકો અનેરો.

### મધ્યાહ્ન

કેવો થતો લય સમો મલકાટ દક્ષિણે,
બીજાંની સાથ થતી છંદની ઊંચી ખીણે.

મંદારથીય અદકું બનીને મહત્વનું
ઊડે હવાની મહીં ચન્દનવૃક્ષ સ્ફૂર્તિલું;
રાજે અરણ્ય મહીં કિંશુક રાજવી વટે,
ભૃંગોની ટોળી કશી પુષ્પની પાસ જૈ નટે !

કાસાર–વારિ મહીં સારસયુગ્મ મોજીલું
ભાળી રહે પ્રણયબિંબ પસંદગીનું;
મ્હોરેલે આમ્રતરુની અભિરામ કુંજે
સંતાઈ કોણ ઉરમર્મની વાત કૂજે ?

'ઝીલો વસન્ત' કહી સૌરભ ગાય હોરી,
કેડીય કેવી ઝળકે બની માર્ગ ઘોરી !

મધ્યાહ્ન પંચમ સમો ઉરને હિંચોળે,
થૈને સજાગ મનખો નવું શું શું ખોળે !

## સન્ધ્યા

પ્રસ્વેદની ઝરણી કર્મઠ અંગથી વહે,
સૌ કાર્યને કૃષિક–કાર્ય બનાવવા કહે.

લંબાય છાય સરખા થઈ ઓરતા, ને
આવે સમીપ નભ એવું વિચારતા રહે;
ઊંચી કરી દેંગ ફળ્યો સહકાર નીરખે,
ને આત્મના ફળની શાનથી ગૌરવો લહે.

હોલાનું હેત ચહતું ભવના વિસામા,
ભાળે નિકેત ભણી ગોધણ ગોચરેથી;
જાગે સુરોની શુચિ સૂરત ઘંટડીથી,
ધીમે શમે રજ સમા ઉરના ઉધામા.

ધારે સુકોમલ પરી રૂપ અપ્સરાનું,
ને 'સ્પષ્ટ'ને થતું : હવે જરી થાઉ 'છાનું'.
આરામદાયક બની હતી ગ્રીષ્મ–કુંજ,
સન્ધ્યાય તેવી બનવા થતી સ્નેહ–પુંજ.

## દિન

વર્ષા તણો દિન મહાફિલસૂફ જેવો,
શી રીતે એની ગતિનો શુભ તાગ લેવો ?

દીસે સુરંગી ધનુ ચિદ્દઘનની કલા શું,
થાતી મહેર સમી મેઘની ધાર ધિંગી;
મસ્તીભર્યો પવન ક્યાંક રહે અઠીંગી,
તો ક્યાંક એ છમકલું કરી રહે ભલા શું.

સૌદામિની કનકામિની શી ઝબૂકે,
વાંચે સુવર્ણલિપિ એની મહાન જ્ઞાની કો;
રહે મેઘમાળ ગિરિમાળની મૈત્રિણી થૈ,
શું પંકથી પ્રગટશે રવિકાન્ત પંકજો ?

લાગે ધરા ધણ શી શસ્યથી શ્યામ થાતાં,
પોકાર – નર્તન પછી સ્થિર થાતી શાતા.
તતને રહે પરખી તે ગુરુ, તત્ત્વજ્ઞાની,
વર્ષા સમૃદ્ધ કશી તત્ત્વની રાજધાની !

## રાત

રાત્રી કશી વિલસી રહે કમનીય લાસ્ય થૈ !
તારા સમી થતી ધરા પર દીપમાલા;
ફોરી રહે ગરબી તેમજ રાત્રિગંધા,
શ્રદ્ધાની આણ ધવલા; ક્યહીં સ્હેજ દાસ્ય ન્હે.

ભોળી ઉમા થઈ'તી એક સમે અપર્ણા,
હાવાં શી ગૌરવભરી બની અન્નપૂર્ણા !
ચંડી બની કરી સવારી પ્રચંડ વાઘપે
મર્દી રહી દનુજની વરવી જમાતને.

ઉત્સાહ, કોડ, અભિલાષ સુધીર વીર શા
મેધા, મુદા, વિમલતા સહ રાસ લે કશા !
ઊડે ગુલાલ સરખી ગરવાઈ સૌ સ્થળે,
કલ્યાણી થૈ નત વિભૂતિ કશી હળે–મળે !

હૈયું પ્રસન્ન કરતી બળ સીંચી પાર્વતી,
તેજસ્વિની શરદ–રાત કશી મિરાત શી !

# ચાર ગઝલો

હરેશ 'તથાગત'

શું કહું કેવી અજબ આ શાળ છે ?
જયાં બધું મેળે વણાતું જાય છે !

હોય છે તોંતેર કોઠા તર્કના,
ને હકીકત છેક પેલે પાર છે !

ક્યા વિશેષણની નદીમાં ડૂબશું ?
પ્રશ્ન આવા રોજ ઊભા થાય છે.

શું ખબર કે કેટલા ભવ લાગશે ?
એક ભવ સાચ્ચે જ ઓછો થાય છે.

કોણ જાણે તત્ત્વ એ કેવું હશે ?
છેક આઘે ને નિકટતમ સાવ છે !

(૨)

દ્રાક્ષ ને રુદ્રાક્ષ વચ્ચે ક્યાંય પણ,
છે જરૂરી, હોય તુજ અધ્યાય પણ.

આટલે આવ્યા પછી હે હમસફર !
ધૂપ ના નિજી રહે કે છાંય પણ.

એમનો પીછો પકડવો કેમ ? જે–
એકસાથે : હોય ને, દેખાય પણ !

રાખવું છે પૂર્ણને સાબૂત ને
શોધવો છે શૂન્યનો પર્યાય પણ.

(૩)

કૈં રહસ્યો ઊઘડે, એવું બને,
કોયડાઓ ઊકલે, એવું બને.

યાદમાં ઈચેક ઊંડા ઊતર્યે,
મેઘધનુ ઘેરી વળે, એવું બને.

સ્નેહવશ કાગળ લખો જો કોઈને,
અક્ષરો ઓછાં પડે, એવું બને.

એક તિતલી ડાળઝૂલે ઝૂલતાં,
રંગની મોસમ રડે, એવું બને.

નામ મનગમતું જરી જ્યાં ઉચ્ચરો,
કરચલી સ્વરે પડે, એવું બને.

(૪)

ખૂલવું કોને કહે છે ?
હાર, શંકામાં રહે છે !

તંતુઓ રાખી લટકતા,
શિરા–ધમની શું વણે છે ?

માત્ર વચ્ચે વ્યક્ત થાવા,
કોણ જન્મી ને મરે છે ?

જળ ઉપર પરછાંય મૂકી,
કોણ આ પાછું ફરે છે ?

આ ચિતા જેવા સવાલો,
કોણ શ્વાસોમાં ભરે છે ?

ધુમ્મસી પગલાં દબાવી,
કોણ આ પીછો કરે છે ?

મૌન સંકેલી ગયું તે,
શબ્દ શાને પાથરે છે ?

# ચાર ગઝલો

## દિલીપ જોશી

### પેઢીને આપવા

ફાંટું ભરીને લાવી શકે ગીત અવનવાં,
એવું બને તો એ જ છે આ રંજની દવા.

લાચાર અવદશા જ નથી વકત પણ હતો,
પગલાંમાં ભવરણો ને ગગન હોય ઓઢવા.

દફતરથી ઘર લગીની હતી આપણી સફર,
ગઠિ બીજું હતુંય શું પેઢીને આપવા.

ઓળાયેલા રૂમાલ સમા સર્વ માણસો,
તાજાં ગુલાબ આજ અહીં કેમ શોધવાં.

પાણી ઉપર લખાણ કરે છે દીવાનગી,
જેની હરેક વાત બની ઝળહળે દીવા.

### દીવાનગી જગાવે

મોસમનો વાંક શું છે એનો જ રંગ લાવે,
ક્યાં શક્ય એ સ્થળાંતર જયાં સ્થળ પણ ન આવે.

બે–ચાર બુદબુદા છે જળના બયાન રૂપે,
પાંપણ તો સાત સાગર સિજદા કરી છુપાવે.

પાંખો નથી છતાં પણ જગ સાંકડું પડે છે,
પૃથ્વી પર પવનનું મન, પિંજરું બિછાવે.

મીઠી ઝલક ઢ્હોળી પછી પડી જવાનો,
છેલ્લા વળાંક પાછળ અવસાદ નભ જલાવે.

આકાશ હોય દરિયો ટાપુ બધા સિતારા,
દૃશ્યો પુલક પુલક થઈ દીવાનગી જગાવે.

ક્યારેક ઘેન જેવું ક્યારેક ઓસ થાતું,
મોઘમ સવાર સાથે આખું નગર સતાવે.

### કમરામાં આવવું

ક્યારેક શ્હેર એ રીતે કઠ્ય બાંધવું,
યાન થઈ શકે પાણીથી દાઝવું.

કેવળ સમસ્યાઓ જ છે વાચા વિવશ જગા,
રંજિતપણાના મૂળમાં સહુ સહુનું ધારવું.

ઓળખ પડે અસલ અગર ચપ્પલ ઉતારશો,
પોતાથી છૂટું ક્યાં હતું ટોળામાં ચાલવું .

તર્કોની પાર જઈ ઊભું વિસ્મય પડાવનું,
જ્યાંથી શરૂ થયું સતત મર્મરનું માણવું.

એને પવન કહું કે હું સપનું કહી શકું.
તારું દશે–દિશાએથી કમરામાં આવવું.

### મોસમ

સાવ અંગત અને સરસ મોસમ,
હોય જજબાતની જણસ મોસમ.

ખુશનસીબી નહિ તો બીજું શું ?
જેની માથે ધરે કળશ મોસમ.

ઉમ્રભર રોકશે એ મઘમઘતી,
કોઈ દીવા શી તમસ–મોસમ.

એક ઈચ્છા છે એક રસ્તો છે,
તું મળે એ જ છે દિવસ મોસમ.

કાગ, ગુલમોર થઈ જશે પળમાં,
એ ઈલમથી સદા પરશ મોસમ.

આમ અસ્તિત્વની ઝલક ધબકે,
તું ન હો એટલે વિવશ મોસમ.

# ચાર ગઝલો

વારિજ લુહાર

## ચપટીક ધૂળ

પથ્થરની જેમ ઈંટ પણ પથ્થર હતી,
રેતીની મૂળ રીત પણ પથ્થર હતી.

ખરતું રહે મકાન ઘરની આંખમાં,
ગમતી હરેક ચીજ પણ પથ્થર હતી.

ચપટીક ધૂળ રોજ ગારો ખૂંદતી,
ઘરની હરેક ભીંત પણ પથ્થર હતી.

અકબંધ હોય એમ તૂટે આપદા,
ભીની ભફાંગ જીદ પણ પથ્થર હતી.

માટીનું મન ધરાર માટી પાથરે,
કોરી કડાક સીમ પણ પથ્થર હતી.

## પછીથી

અમે સાંકળ ખરીદીને હજી તો ઝૂલવા બેઠા,
તમારો પ્રત્ર વાંચીને પછીથી ખૂલવા બેઠા.

અમારો હાથ ઝાલીને તમે બસ ટાચકા ફોડ્યા,
અમારો થાક લુટાયો, પછીથી ઝૂરવા બેઠા.

અમે ઈતિહાસ વાંચ્યો ને તમે બસ યાદ આવેલા,
પછી એકે'ક પાનું મૂળમાંથી ભૂલવા બેઠા.

અમે અકબંધ રાખી છે તિરાડો કાચ હોવાની,
નજર સામે નજર નોંધી પછીથી તૂટવા બેઠા.

તમારાં દ્વાર ખોલીને અમે પગથાર ભૂલેલા,
પછી દોડ્યા–ઘણું દોડ્યા–પછીથી ઊભવા બેઠા.

## વરસાદ ભીંજવે છે

છલકવું જ કોરું અને વરસાદ ભીંજવે છે,
ત્વચા સ્હેજ તોડું અને વરસાદ ભીંજવે છે.

દદડતું રહે મન ઘટા ઘેઘૂર ઘૂંટ પીવા,
ઉદાસી શકોરું અને વરસાદ ભીંજવે છે.

ચરણ થાકવાથી તમારી ર ાહ જોઈ ઊભો,
ફરી કૈંક દોડું અને વરસાદ ભીંજવે છે.

તકાદો પવનનો હજી ઉન્માદ આચરે છે,
થતું જાય મોડું અને વરસાદ ભીંજવે છે.

થતાં વસ્ત્ર ભીનાં અને થીજી જવું ગમે છે,
હતું એય ઢોળું અને વરસાદ ભીંજવે છે.

## ફીણની ભાષા

અમારી નગ્નતા કેવી હઠીલી વસ્ત્ર માગે છે,
તમારું શ્હેર ઊંઘે છે અને દુકાન જાગે છે.

અમે બે–ચાર ઋતુઓ તમારા હાથમાં મૂકી,
તમે મુઠ્ઠી કરી દો બંધ એવી બીક લાગે છે.

તમે દરિયો નથી જોયો લખી છે ફીણની ભાષા,
અમારી આંખ તોયે કેટલું ઊંડાણ તાગે છે.

તમે જીવ્યા કરો એવું અમે મરતાં નથી શીખ્યા,
અમારો જીવ બેસૂરો કિનારા જેમ વાગે છે.

અમારું નામ ભૂંસીને તમે રંગો સજાવેલા,
બધી ફિક્કાશ વ્હોરીને અમારું લોહી ભાગે છે.

## ત્રણ કાવ્યો
### સતીન દેસાઈ

### માણસ તો સૂંઘાડો

હરતાંફરતાં નાગુપૂગું આભ ઊતરે,
ન નફફટ આ શરમ વિહોણા ચાલે એની હારે,
આગળપાછળ પડછાયાના પ્હેરણ બાબત
સવારસાંજ કે રાતદિવસને ક્હેજો કૈંક વિચારે.

રસ્તાઓ પર અચરજ જેવું કૈંક ઉગાડી
જાદૂગરના ટોપામાંથી સસલા જેવી સવાર ચૈને ફૂટે
પગલાંના ફૂલો સૂંઘીને પીળાં પીળાં પતંગિયાંની
પાંખ થઈને તડકાઓને ભરી બજારે ચૂંટે,
પડઘાતી આંખોને તોયે પડઘાઓના અભાવ
વચ્ચે, ઝૂરતી મેલી ગામનગરમાં ટોળેટોળાં છૂટે.

એકલદોકલ બાળક જેવું અટવાતું આ
અજવાળું જ્યાં પડછાયાને રસ્તા જેવું ધારે !
આગળ–પાછળ – પડછાયાના પ્હેરણ બાબત
સવાર–સાંજ કે રાત–દિવસને ક્હેજો કૈંક વિચારે.

લીલા પીળા લાલ ગુલાબી રંગોના સમ
પડછાયાને દઈ દઈને થાક્યાં છે આ ઝાડો,
વણતાં વણતાં પડછાયાનું પોત કશે કે
ધુમ્મસ થઈને ઊગી નીકળ્યા પ્હાડો,
મન–ક્લરવને શબ્દો વચ્ચે ઝોકું ખાતા
પડછાયાને માણસ જેવો માણસ તો સૂંઘાડો.

હોવાની કો' પળ સાધીને પ્રાસ ત્યજીને
પડછાયાઓ ધબક્યા કરશે દીવારે દીવારે.

### ઝુલાવિયે અમે

ભીજાય દર્પણોમાં યે અપવાદની સમજ,
ચોડો છો કેમ ભીત પર વરસાદની સમજ !

દરિયાને દ્વાર સમજીને ખખડાવો ના તમે,
રેતીના હસ્તકે લખો મરજાદની સમજ.

તરવાનું નામ મોજ છે એ તો ભણી લીધું,
કે ડૂબવાનો અર્થ છે સંવાદની સમજ.

કોઈ અજાણ કોતરે આવી મળે કદી,
અજવાસ મૌનનો અને આસ્વાદની સમજ.

અક્વાની ઘંટડી બજાવો કુંભકર્ણમાં,
નાહક ન વેડફો નગરમાં નાદની સમજ !

ઇચ્છાનું ફીણ મુઠ્ઠીમાં સૂકાય તે પછી,
છલકાય નિર્વિવાદ તે અવસાદની સમજ !

ઝુલાવિયે અમે ગઝલ–પલકોનું પારણું,
શબ્દોને સ્પર્શતી નથી ઈર્ષાદની સમજ !

### સ્પર્શે નહિ

ઊંબરે અડચણ ને મૂંગી એક પળ,
આથડે સમજણ ને મૂંગી એક પળ !

સ્પર્શસ્પર્શે વિસ્મયો ડંખ્યા કરે,
ડૂબતું તારણ ને મૂંગી એક પળ !

પ્હાડ પાછળ લો ફરી ઊતરી નજર,
નિષ્પલક પાંપણ ને મૂંગી એક પળ !

હોય છે એ રિક્તના કલરવ સુધી,
આ ઝરૂખો પણ ને મૂંગી એક પળ !

આવ કે અંધારને, બીડી દઉં !
કરગરે આંજણ ને મૂંગી એક પળ !

પારને સ્પર્શે નહિ પાછા ફરે
આ સદી, સગપણ ને મૂંગી એક પળ !

## નિ:શબ્દના નારા લગી !

'ઉશના'

પ્હોંચી ગયો હું છેક લો એ ચાંદ સિતારા લગી,
આસન ક્યાં છે પ્હોંચવું તારા લગી – મારા લગી !

ઊડાણનું ખેંચાણ પણ આ દોસ્ત, કૈં ઓછું નથી !
ખેંચી શકે જો તું મને, લે ખેંચ કિનારા લગી !

ક્યારેક તો એ ખોલશે મોઢું પછી શબ્દો સ્વયં,
પ્હોંચાડ પહેલાં શબ્દને નિ:શબ્દના નારા લગી !

ઉછાળ તારા હૃદયને, જા માફ છે, પાંપણ લગી,
કે હોય છે સમદર તણાં તોફાન કિનારા લગી !

ના, આમ તો ના આવશે ધારા કદી તારા લગી,
તોડી ત્વચાની પાળ 'ઉશના' તું જ જા ધારા લગી !

## માનવી બાકાત છે !

'ઉશના'

કે હોત તો હું પણ કહેત કે દિવસ છે કે રાત છે,
આ 'છે – નથી' ના 'લોક'માં છૂપી કહે શી વાત છે ?

ક્યાં બિંબ ને પ્રતિબિંબની વચ્ચે કશી તકરાર છે ?
દર્પણ અને ચકલી તણા એ પ્રેમની રજૂઆત છે !

તું જ મારી આપદાનું મૂળ થઈ પૂછે મને –
કે 'આજ કાં વાતવરણમાં આવડો ઉધમાત છે ? '

છે દાનવો હાજર બધા તો દેવતા યે ક્યાં નથી,
માનવ તણી મીટિંગમાં બસ માનવી બાકાત છે !

લો, સાંભળી મારી કથા દરિયા બધા વહેતા થયા,
છે અંત તો આઘે ઘણો, આ તો હજી શરૂઆત છે !

## ધસરકો

હર્ષદ ત્રિવેદી

સતત મારી અંદર રહે કૂણો તડકો,
છતાંયે પીડે છે મને એક સણકો.

પમરવું એ નિસ્બત છે પ્હેલી ને છેલ્લી,
હવા જેમ આવી તેમ સ્હેજ અડકો !
નહિ, સૂરને આમ બાંધી ન રાખો,
દઉં આંગળી હું હવે પ્રિય ઝણકો !

અમે છીએ સો ટચનું સોનું પરંતુ
કસોટીને બ્હાને કરો ના ધસરકો.

હજી પણ ઝરૂખે જલે દીવડાઓ,
છે અકબંધ એમ જ એ રોનક એ ભપકો.

## હાથ
### ગુણવંત ઉપાધ્યાય

આમ જુઓ તો કંઈ નહિ ને આમ જુઓ તો ઘણું–ઘણું,
હાથ ભલેને ખાલી રહેતા હાથ બચાવે ઘણું–બધું.

કાન વગરના આંખ વગરના હાથ અમારા રણીધણી,
હાથ હલે ને કુંકુમ પગલે આંખ ઊલેચે, નવું–નવું.

હાથ કદી હેઠા પડવામાં જીવ–સટોસટ લડી શકે,
હાથ હમેશાં હાથ હલાવી હાજર રહેતા તસું–તસું.

હાથ હવાને બાથ ભીડંતા હાથ તિતાલી હળે–મળે,
હાથ ગમે તો ખેતર ખેડે હાથ પડે તે કસે ઘણું.

હાથ હસી લે હાથ શ્વસી લે હાથ ખસે પણ ઘણું–ખરું,
હુંફ પિછાની હાથ નમીને હાથ મળી લે હળું–હળું.

હાથ હવેથી, હાથ ભલેને હાથ જ રહેતા, હરું–ભરું,
હાથવગું જે આપસમાં છે, હોય અમારું, બહુ–બહુ.

## જિંદગી
### મેહુલ ત્રિવેદી

મારી મને તો વિવિધ રંગોમાં મળી છે જિંદગી,
રંગો વડે તે, મેં જ ખુદ ભારે છળી છે જિંદગી.

આલિંગનોની આપ–લે મીઠી કરે જેઓ બધાં,
શું તે બધાંએ એકબીજાની કળી છે જિંદગી ?

જ્યાં પેટ માટે દેહ વેચાયા કરે ત્યાં પૂછ ના,
ક્યારે અને કોણે, કહો કેવી દળી છે જિંદગી ?

જો જો જરા, સૌ અશ્રુ સોસરવાં જઈ ક્યારેક તો,
ક્યાં સળવળી ? ક્યાં ટળવળી ? ક્યાં બહુ બળી છે જિંદગી ?

પાછો વળી જા, કેમ કે લોકો રહે એવા અહીં,
જેણે હૃદયથી એક પણ ના સાંભળી છે જિંદગી ?

# કેટલાંક બકુલ ફૂલ

## પીયૂષ પંડ્યા –'જ્યોતિ'

૧

તું–
પ્રત્યેક ધબકારે મારે,
અમિયલ ટહુકારે.

૨

રંગ તું, રૂપ–ગંધ–સૂર તું,
દૃષ્ટિ તું ને દૃશ્ય તું,
ઉરે ઉરે વિરાજતો
ઉમંગનો ઉમંગ તું.

૩

જોણું જે ગમતું,
જોણાંને જે વારેવારે જચતું,
કોમળ કોમળ સૌરભવંતું,
મેઘધનુશા સૂરે વહતું
એહ સ્વયં તું
'નેતિ', 'નેતિ' સૌ કો વદતું !

૪

તું પાનખરી તરુવૃંદ વચાળે
મારું પુષ્પલચ્યું ગુલમહોર !

૫

તું તો આષાઢી અંકાશી બદરી મેં દરસી
તોય ઉરભોમે આવી જાય કેવી વરસી !

૬

ઝાકળ ઊઘડે,
ઊઘડે મઘમઘતો રંગ–પરાગ !
હળવે હળવે નામે તારે ગુંજી રહે સવાર.

૭

હવે મૌન ખોલો,
શબ્દ બે'ક બોલો,
રાત પીગળતી જાય,
ભોર ઝબકતું થાય !

૮

યુગોથી નિરંતર ઘૂઘવતો અવિરામ ઉદધિ
કિનારા ! તું ના શું રહ્યો કાંઈ ઊચરી ?

## બે ગઝલ

### સતીશચન્દ્ર વ્યાસ 'શબ્દ'

(૧)

શ્વાસમાં, હાથમાં, ડાબલા ગાજતા
બસ, પુકારો છડી, આવશે અબઘડી !

ફરફરે ને ફ્હે, ટેરવાં : આંગળાં
'આવશે અબઘડી, આવશે અબઘડી !'

આપણે આપણા માર્ગ મોટા કરી
છે ગલી સાંકડી, આવશે અબઘડી !

ફૂલની ફોરમે પમરતી બોલતી,
પાંખડે પાંખડી, 'આવશે અબઘડી !'

કાન માંડો અને સાંભળો શ્વાસમાં
ખટખટે ચાખડી : આવશે અબઘડી !

ફરક છે એટલો મેં ક્હ્યું 'ચાખડી'
તેં ક્હ્યું મોજડી : આવશે અબઘડી !

હીંચકેથી ઊઠી સાવ ખુલ્લા પગે
એ ભૂલી ચાખડી, આવશે અબઘડી !

(૨)

પરા પશ્યતિ મધ્યમા વૈખરી
બધી વાતમાં મૌન સર્વોપરી !

સરોવર હતું સ્થિર દર્પણ સમું
હવા થઈ ગયું આછરી આછરી !

વહાવી હિમાલય ઊભો જે ગઝલ,
અહીં આંગળીમાં બધી પાંગરી !

અવધની બધી સાંજ જળમાં ગઈ
પછી ચૈત્ર-ગ્રિષ્મે મળી પંજરી !

હશે રાહ એક જ તને વર્ણવા
ઊઠે શ્વાસમાં 'શબ્દ' જો શાંકરી !

## ભીંત, બારી, બારણે...

### ગુલામ અબ્બાસ 'નાશાદ'

રોજિંદો કકળાટ છે ભીંત, બારી, બારણે;
નિત નવો ખખડાટ છે ભીંત, બારી, બારણે.

આવનારી પળ વિશે કલ્પના દુર્લભ બની,
શ્વાસનો થરકાર છે ભીંતં, બારી, બારણે.

ઘર મહીં ઘૂસ્યો છે એકાંતનો આતંક નવો,
ભીડનો મલકાટ છે ભીંત, બારી, બારણે.

સાંભરે છે એમ કો'ક દી વીતેલી વસંત,
સેન્ટનો પમરાટ છે ભીંત, બારી, બારણે.

આંખ મીચાતાં જ અમંગળ વિચારો ઉદ્દભવે,
અણદીઠો ગભરાટ છે ભીંત, બારી, બારણે.

ઓટલે જાવાની યે હામ છે 'નાશાદ' ક્યાં,
વીજનો ચળકાટ છે ભીંત, બારી, બારણે.

## વૃદ્ધ

પ્રણવ દવે

સાયંકાલે
વૃક્ષોના પડછાયા તંબૂ તાણી પથરાયા હોય,
વિવિધ પક્ષીઓના અવાજની સાથે
ટોળે મળી રમતાં બાળકોના અવાજો
ભળેલા હોય,
ઘરોમાં અસ્તવ્યસ્ત વસ્તુઓનું રવિવારીય
વાતાવરણ –
ક્યાંક સૂકાઈ ગયેલાં કપડાંની ગડીઓ
તો ક્યાંક નાની બાલિકાઓના સવારના કોરા
વાળ તેલ નાખી ઓળાતા હોય,
રસ્તાઓ પર વાહનોની એકધારી
આવન–જાવન હોય,
દિવસ – એક રંગીન સાંજનું
રૂપ ધારણ કરવાના મિજાજમાં હોય
ત્યારે હું મારા વિશેના અકોડા
ફરી એક વાર મેળવી ચૂક્યો હોઉં છું.
ને મારા મનમાં, ચરીને પાછાં ફરતાં
ઢોરોનાં ધણનાં,
ગામને કૂંડાળું કરી ઘેરી વળેલ
ચૂલાની ધૂણીનાં
આમ–તેમ રખડતાં–ખાંસતાં રોગિષ્ઠ
કુતરાઓનાં
ધીમા બળતાં ફાનસનાં, ચોકીદારના ડંડાનાં,
અમાસની કાળમીંઢ રાત્રિની અફાટ
પહોળાઈનાં ચિત્રોનો મેળો ભરાય છે.....

## પ્રેમ

પ્રણવ દવે

હોળીની ઊંચે ઊઠતી જ્વાળાઓ,
સંધ્યાની લાલાશમાં
તારો હસતો ગુલાબી ચહેરો –
હોળીનું કૂંડાળું કરી ઊભેલ લોકોને વીંધી
મારી નજરે તને શોધી નાખી છે.
તારા ચહેરા પર લોહી અને હાસ્યનો,
પકડાઈ ગયાની મીઠી ભીતિઓનો,
મેળો રચાયેલો છે.
કોઈ જાદુગરની માફક,
એક ધ્યાન
તું હોળી જોવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે,
ત્યારે
એક અસહ્ય મૂક–ચિત્કારથી
મીણની માફક
મારા ઓગળવાની શરૂઆત થાય છે.

## દિવ્યલોક – સર્ગ ૩૩

અનુ. રાજેન્દ્ર શાહ

" હે મા કુમારી, દુહિતા નિજ પુત્રકેરી,
ઉત્કૃષ્ટ નિમ્નતમ સૃષ્ટિની સીમમાંહી,
સંકલ્પ–શાશ્વતની નિશ્ચિત સાધ્ય તું છો.

તું અર્પતી મનુજને અશું આભિજાત્ય,
કે જેથી સર્જક મનુષ્યની જાતિકેરો
પોતે સહર્ષ નિજ સૃષ્ટિથી સૃષ્ટ થાય.

ત્હારે જ તે ઉદર હેત પુનઃ પ્રકાશ્યું,
ઉષ્માથી જેની પ્રગટી નમણું પ્રસૂન
આવું રહે ખીલી નિરંતર શાન્તિમાંહી.

મધ્યાન દીપ્તિ તું હિ પ્રેમતણી અમારે,
ને નિમ્ન ભૂમિ પર મર્ત્યની એક તું છો
આશાનું પ્રસ્રવણ વ્હેતું રહ્યું સચેષ્ટ.

તું છો મહાન મહિલા, ગુણથી વિશિષ્ટ,
જાણે ત્હને ન, પણ કોઇ ધરી અપેક્ષા
વાંછે ઊડે વગર પાંખની એની ઇચ્છા.

ને ત્હારી તો સદયતા, ન સહાય માત્ર
દે પ્રાર્થના કરતને, પણ પૂર્વથી જ
એનું કરે તું અનુમાન ઘણીય વાર.

તું છો દયા, તું કરુણા, તું મહા વિભૂતિ,
ત્હારી મહીં સકલ કેન્દ્રિત છે થયેલ
જે કાંઇ ભદ્ર રહ્યું, – જે પણ સૃષ્ટિ માંહી.

બ્રહ્માંડના સકલ નિમ્નથી નિમ્ન લોક,
ને આંહિની ય અપિ દૈવિક આ હયાતી
છે નીરખી લીધ ક્રમેક્રમ આ મનુષ્યે.

એ પ્રાર્થતો તવ કૃપા, કર તું પ્રદાન,
ઉત્થાન એનું થવું દૃષ્ટિથી શક્ય, જેથી,
ઊંચે હજી ચરમ મુક્તિતણી દિશામાં.

ને હું, તપ્યો નહિ કદી મુજ દૃષ્ટિ કાજે
જેવો તદર્થ તપું આજ; ત્હને હું અર્પું
મ્હારી, બધી સ્તુતિ, યથેષ્ટ હજો, હું પ્રાર્થું.

દેજો વિખેરી સહુ નશ્વર અભ્ર એનાં,
ત્હારાં જ તે સ્તવનથી પ્રગટેલ જેથી
સર્વોચ્ચ નંદતણી એ અનુભૂતિ પામે.

પ્રાર્થું વિશેષ વળી હે મહિષી ત્હને હું
જે છે પ્રશક્ત કરવા નિજ ઇચ્છ્યું સર્વ,
ઝાંખી પછી વિમલ હો વધુ પ્રેમ એનો.

સંરક્ષણે તવ શમો મનના વિકાર
એના; બિયેટ્રિસ અને શુચિ અન્ય આત્મ
પ્રાર્થે કૃતાંજલિથી, તું મુજ પૂર આશ ! "

પ્રેમાળ એ નયન, – આ દૈત ઇશથી જે,
પ્રાર્થીપરે અચલ મંડિત, તે જણાવે

કેવી પ્રસન્ન હતી ઉત્સુક પ્રાર્થનાથી.
ને તે પછી કીધ ઊંચાં ધ્રુવ તેજ પ્રત્યે
જેનાં મહા ગહન કોઇ ન અન્ય નેત્ર
વીંધી શકે વિશદ દર્શન કાજ સાચે.

ને હું હવે નિકટ, મ્હારી બધી ય ઇચ્છા
જ્યાં થાય પૂરી – થઇ પૂર્ણ, સુયોગ્ય જેવી
હૈયે હતી પ્રબલ ઉત્કટ મ્હારી તૃષ્ણા.
બર્નાર્ડ મંદ હસતાં કરતા ઇશારો
ઊંચે જ દૃષ્ટિ કરવા, પણ એમની એ
ઇચ્છાનુસાર કરતો જ હતો સ્વયં હું.
કાં જે હવે બની હતી મુજ દૃષ્ટિ શુદ્ધ,
જેથી જતી વધુ અને વધુ રશ્મિકેરે
ઊંડાણ, જે પરમ તેજનું, સત્ય એ જ.
ને શક્તિ દૃષ્ટિથી વધી મુજ તે પછીની,
કોઇ મનુષ્ય કદી વાત કરી શકે ના,
વાણી અને સ્મૃતિ વશીકૃત આ 'તિરેકે.

ને જેમ સ્વપ્ન-ઘટનાની મનુષ્ય કોઇ
પોતાની ભાવ અનુભૂતિની યાદ સેવે,
જ્યારે બીજું ન કંઇ આવતું ચિત્તમાંહી :
એવો હવે હું મુજ દર્શન થાય ઝાંખું,
તો યે હજી હૃદયને મૂળ સ્રોત મ્હારા,
માધુર્ય જે પ્રભવ્યું તે નિજ સત્ત્વ રેલે.
છે આમ પીગળવું બર્ફનું સૂર્ય-તેજે,
ને આમ સીબિલની શૂન્ય ભવિષ્યવાણી
આલેખી જે પવનપર્ણ પરે મહીન.

આલોક હે પરમ, ઉન્નત, ને અતીત
જે મર્ત્ય માનવની બુદ્ધિથી, યાચું આપો
ચિત્તે મદીય, તવ અંશ, યથા નિહાળ્યા,
ને આપશો ઉચિત શક્તિનું દાન, વાણી
જેથી ધરી શકતી ભાવિ પ્રજાની પાસે
એક સ્ફુલિંગ તવ જ્યોતિતણો સમર્થ.
જો આવશે તું મુજ સંસ્મરણે ફરીથી,
જેથી હું કીર્તિ તવ ગાઇ શકું પદે આ,
ને તો થશે જય ત્વદીય વિશેષ વ્યક્ત.

પ્રાખર્ય પ્રાણમય રશ્મિનું જેની સામે
ઊભો હતો હું પરિવિહ્વલ થાત એથી,
જો એક વાર પણ દૃષ્ટિ હઠી જતે તો.
ને એ જ કારણથી હિમ્મત પામતાં હું
વેઠી શક્યો સઘળું, જ્યાં સુધી આંખ મ્હારી
એ શુદ્ધને લહી શકી નહિ, યાદ આવે.
કેવો અનુગ્રહ અપાર, હું જેથી ઠીક
માંડું અમીટ મુજ નેત્ર અનંત તેજે,
નિઃશેષ એ નીરખવા સમ જે યથેષ્ટ.

એનાં મહા ગહનમાં પરિછિન્ન જોઇ,
આબદ્ધ પ્રેમથકી નિત્યની એક પોથી,
બ્રહ્માંડનાં સકળ જે મહીં કીર્ણ પર્ણ.–
છે ભૂત દ્રવ્ય, ત્યમ સંગત દૈવયોગ,
એવાં પરસ્પર થયેલ વિલીન, જેથી
હું જે કહું, કિરણ તે બસ એક એનું.
સંપૃક્ત આ સકળનું લહ્યું વિશ્વરૂપ
જે મ્હેં, હું શોચું, જવ એની કથા કરું ત્યાં
આનંદની શી અનુભૂતિ થતી વિશેષ !
છાયાથી જે વરુણ વિસ્મિત, નાવના તે

નૌવાહકો પર પચીસ શતાબ્દ કેરી
વિક્ષિપ્ત થાય યદિ વિસ્મૃતિ, એથી યે તે
વ્યામોહ અત્યધિક દીધ મ્હને પળે તે,
એ રીત ચિત્ત મુજ નિશ્ચલ મુગ્ધ ધ્યાને,
જોતાં અમીટ વધુ એહ બન્યું સમિદ્ધ.

એ રશ્મિપુંજ તણી સાન્નિધિમાંહિ એવું
થાતું જણાય પરિવર્તન, કે અશક્ય
ત્યાંથી ફરી અવરની પ્રતિ જાય દૃષ્ટિ –
જે છે સ્વયં શિવ, અભીપ્સિત લક્ષ્ય જેહ,
તે ત્યાં સમાહિત, રહ્યું કંઇ એની બ્હાર
તે ન્યૂન, એની પરિપૂર્ણ ત્યહીં અવસ્થઃ
આંહીથી યાદ કરું તેનું, વિશેષ એથી
મ્હારું અપૂર્ણ કથવું, જ્યમ બાળનું હો,
જે સિક્ત જીભ કરતું જનની-ઉરોજે.

એ એકથી અવર ત્યાં નહિ કોઇ રૂપ,
એ ચેતનાં સભર દીપ્તિમહીં અમીટ
જેને નિહાળી, હતી તેવી રહેતી નિત્ય,–
ને તે છતાંય મુજ દૃષ્ટિની શક્તિથી જે –
જે, હું નિહાળું ત્યમ પામી વિશેષ વૃદ્ધિ, –
એ રૂપ લાગ્યું પલટાતું, તથૈવ મ્હારું.

એ તેજના પરમ ઉજ્જ્વલ ને અગાધ
સત્ત્વે હતાં નીરખિયાં ત્રણ વૃત્તને મ્હેં,
જેની સમાન મિતિ, રંગ પરંતુ ભિન્ન.
છે એકનું અવરમાં પ્રતિબિંબ જાણે
તે જેમ મેઘધનુનું થતું મેઘચાપે,
ને ત્રીજું અગ્નિ સમ, બેઉ થકી પ્રકાશ્યું.
છે શક્તિહીન કશી વાક, કશી મંદ, મ્હારી
સંકલ્પનાની તુલનામહીં, તે ય જ્યારે
છે તુચ્છ, એ મહત દર્શનની સમીપ.

હે ભર્ગ શાશ્વત, સ્વયં નિજમાં જ પૂર્ણ !
તું એક છે તુંથી અભિજ્ઞ, અને તુંમાં જ
છે જ્ઞાત, વિજ્ઞ, મલકંત તહને નિહાળી.

એ વૃત્ત જેનું થયું દર્શન ત્હારી માંહી,
જે તેજના જ પ્રતિબિંબ સમું ગણેલું,
જ્યારે ઘડીભર લહ્યું દૃગ માંડી, હાવાં
તે તો ધરંત મુખ માનવનું જણાતું,
પોતા વિષે જ, વળી લેઇ સ્વકીય વર્ણ –
એ કારણે નજર ત્યાં મુજ નિર્નિમેષ.
ક્ષેત્રજ્ઞ, જેમ નિજ શક્તિથી બુદ્ધિથી જે
આકાર ગોળ સમચોરસ થાય એમ
માંડે પ્રયાસ, પણ સૂત્ર શકે ન પામી :
એવી દશામહીં, હું અદ્‌ભુત દર્શને તે –
સંલગ્ન મૂર્તિ થઇ શી વિધ વૃત્ત સાથે,
ને એકની અવરમાં સ્થિતિ, ચાહું જોવા.
આવાં ઊંચો ઉડ્ડયન કાજ ન શક્તિ મ્હારી,
પાંખે, પરંતુ ક્ષણવિદ્યુત-તેજ ચિત્તે–
ને એમ મ્હારી અભિલાષની પ્રાપ્ત સિદ્ધિ.

આભાસ ઉચ્ચતમ, ને મુજ શક્તિ લુપ્ત :
સંકલ્પ ને મુજ મનોરથ છે ભ્રમંતા,
તે જેમ ચક્ર પરિચાલિત શાન્ત વેગે
પ્રેમે,–પ્રદત્ત ગતિ જેહની સૂર્ય તારે.

(દાન્તેના મહાકાવ્ય 'ડિવાઇન કોમેડિ'ના ત્રીજા ભાગ
'પેરેડિસો'ના ૩૩મા સર્ગનો અનુવાદ )

મુલાકાત

## કવિતાની મુદ્રા
### (ચંદ્રકાન્ત શેઠ સાથે ધીરેન્દ્ર મહેતાની મુલાકાત)

: ચંદ્રકાન્તભાઈ, આધુનિક ગુજરાતી કવિતાની કેટલીક વિશિષ્ટ સ્થિતિઓ વિશે તમારી સાથે ચર્ચા કરવાનું મન છે .... એક પ્રશ્ન એ છે કે આધુનિક કવિ એક તરફ વ્યર્થતાનો અનુભવ કરે છે અને બીજી તરફ અહંનું આધિપત્ય સ્થાપવા મથે છે. આ પરિસ્થિતિ, એનો વિરોધાભાસ એની સચ્ચાઈ અંગે શંકા પ્રેરે એમ નથી લાગતું ?

: આપણી મોટા ભાગની અત્યારની સાહિત્યિક જે ઉપલબ્ધિઓ છે એ બધી તપાસીએ છીએ તો એમાં છિન્નભિન્નતાની વાત, વ્યર્થતાની વાત, શૂન્યતાની વાત, આવી આવી કેટલીક વાતો આવ્યા કરે છે. બીજી બાજુ, કોઈ પણ કલાપ્રવૃત્તિ, એના મૂળમાં જો અહંનું અમુક તત્ત્વ ન હોય તો વિકાસ કઈ રીતે થઇ શકે કલાનો, એ એક સવાલ છે. તો આ બે વચ્ચેનો મેળ કેમ કરવો એ મુદ્દો છે. મને એમ લાગે છે કે વ્યર્થતાનો જે અનુભવ કરે છે કવિ, એ કવિ પણ એટલું તો સમજે છે કે આ હું કરું છું વ્યર્થતાનો અનુભવ, એટલે વ્યર્થતાનો અનુભવ કરનારી એક હસ્તી. એ તરીકે તો પોતાને એ બરાબર પ્રતીત કરે છે જ, અને તેથી જ્યારે એ વ્યર્થતાની વાત કરે છે ત્યારે એની સામે સાર્થકતાનો એક પ્રશ્ન પણ રહેલો હોય છે. વ્યર્થતા પણ જો સાર્થકતા ન હોય તો એની સામે કદાચ આવત નહિ, જેમ અસત્ય એ સત્ય વિના કદાચ ન આવત કંઈક એવી જ વાત છે. એટલે વ્યર્થતાની વાત પણ સાર્થકતાના સમર્થનમાં આવતી હોય એવી વાત છે. એટલે અહંનો જે ભાવ છે એ અહંકારથી તો જુદી વસ્તુ છે. અને એ ભાવ પણ એની સાથે મેળમાં રહેલો હોય એમ હું માનું છું કારણ કે એ અહં દ્વારા પોતે પોતાની જ સાર્થકતા સિદ્ધ કરવા માટે પુરુષાર્થરત હોય છે અને એમાં એ કલાને પ્રયોજે છે.

ધી૦ : આ વાત તમે તાત્ત્વિક રીતે તો સરસ સમજાવી. હવે એ કહેશો કે ગુજરાતી કવિતા ખાસ કરીને છેલ્લા ઘેટ –બે દાયકાની કવિતા આ સંદર્ભમાં તમને કેવી મુદ્રા ઉપસાવતી લાગે છે ?

ચં૦ : રાવજી પટેલ, લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર જે લગભગ મારી પેઢીના કવિઓ છે તેમને કેન્દ્રમાં રાખીને વાત કરું તો જીવનમાં ઊંડે ઊતરીને માનવસંબંધોની વ્યર્થતાને એ કેટલેક અંશે સમજી શક્યા છે. માણસ જેમ વધારે ઊંડે ઊતરે છે એમ એ એકલતાની પ્રતીતિ કરતો જાય છે એટલે એકલતા એ એક સત્ય છે. એ એક ઋતુ છે. અને એ એકલતા સભરતાની સાથે કેવી રીતે સંતુલનમાં આવે એ આપણો પ્રશ્ન છે. કલા એ બાબતમાં શું કરે છે એ આપણે જોવાનું રહે છે.

ધી૦ : ચંદ્રકાન્તભાઈ, એમ પણ જોવા મળે છે કે ક્યારેક એકનો એક કવિ એકના એક સમયે આ સૃષ્ટિ પ્રત્યે મુગ્ધભાવ અનુભવતો લાગે તો ક્યારેક અનર્થતા અને કુત્સિતતાની વાત પણ એ કરતો હોય.... આને એની બે જુદી જુદી મનોદશા જ ગણવી કે બીજું કંઈ ?

ચં૦ : એમાં મને એમ લાગે છે કે મૂડ્સનો સ્વીકાર કરવો જોઈએ. કવિઓ અનેક મૂડ્સ સાથે કામ કરતા હોય છે. અનેક મનોદશાઓ એમના ચિત્તમાં – એમનામાં પ્રગટ થતી હોય છે એટલે એવું બને કે એક કવિ

એક સમયે ભાવનાની વાત કરે અને બીજા સમયે કદાચ બીજી વાત કરે. સવાલ આ વાત કરે કે બીજી વાત કરે એ નથી; સવાલ છે આત્મપ્રતીતિનો, સચ્ચાઈનો – એ વસ્તુ એના અનુભવમાં આવી છે કે નહિ એ વાતનો. અનુભવમાં પણ બે પ્રકાર હોય છે : કેટલાક ટ્રાન્ઝીટરી અનુભવો, જે આવે અને જાય, જેમ વ્યભિચારી ભાવો આવે છે અને જાય છે એ રીતે. કેટલાક સ્થાયી ભાવ જેવા હોય છે. હું એમ માનું છું કે જે મોટો રાઈટર હોય – મોટો લેખક હોય એને પોતાની પ્રતીતિ માટે, પોતાની અમુક પ્રકારની શ્રદ્ધા માટે ઝૂઝવાનું ગમતું હોય છે, અને એ શબ્દનો ઉપયોગ કરીને એ દિશામાં આગળ જતો હોય છે. પણ મને એમ લાગે છે કે સામાન્ય રાઈટર હોય – લેખક હોય એ કદાચ આ દિશાની અંદર એટલો બધો ગંભીર નથી હોતો એટલે એની અંદર તમને આવી કેટલીક મુશ્કેલીઓ જણાય. મોટા ગજાના લેખકો તો અનેક જુદા જુદા પ્રકારો પર હાથ અજમાવે, જુદા જુદા ભાવોની સાથે કામ પાડે અને છતાંય એનો સ્થાયી ભાવ તો સાદ્યંત ચાલુ હોય એમ બની શકે. આપણી પાસે ઉમાશંકરનો દાખલો આ સંદર્ભમાં દીવા જેવો છે.

: પણ આ અનુભવ અંગેનો નિર્ણય આપણે કેવી રીતે કરીએ ?

: એ નિર્ણય તો કેવળ ભાવક પર છોડી દેવાનો રહે છે.

: ચંદ્રકાન્તભાઈ, તમારા કાવ્યસંગ્રહ 'ઊઘડતી દીવાલો' ની રચનાઓ મોટે ભાગે ભાષાને લગતી છે. કવિતામાં શબ્દ પોતે એક અનુભવ છે એમ તમે માનો છો ? જો માનતા હો તો એ કેવી રીતે ?

ચં૦ : હું કવિતાને શબ્દાનુભવ કહું છું. એ કેવળ શબ્દ નથી, કેવળ અનુભવ નથી, પણ અનુભવની સાથે જોડાયેલી એક વાકપરિસ્થિતિ છે. એ રીતે કવિતાને જોવી જોઇએ.. અને એ શબ્દાનુભવ કલાગત જે પ્રેરણા છે એનાથી બધાતો અનુભવું છું, એનાથી ચાલતો અનુભવું છું એટલે મને પોતાને તો એમ લાગે છે કે જે સાચી કવિતા છે એ શબ્દ અને અનુભવ એ બેની એકમયતાથી ઉદ્‌ભવે છે, એમાંથી જ સ્ફુરે છે.

ધી૦ : એ ખરું છે ચંદ્રકાન્તભાઈ, પણ મારો પ્રશ્ન એ છે કે ભાષા પોતે – શબ્દ પોતે એક વિષય બનીને તમારી પાસે આવ્યો છે અને એને લગતા અનુભવનાં તમે જે અનેક કાવ્યો કરેલાં છે –

ચં૦ : એ કદાચ જુદી વાત થઈ. એમાં શબ્દ કાવ્યનો વિષય બનીને આવે, જેમ કવિતા કાવ્યનો વિષય બનીને આવે એ પ્રકારની આ વાત થઈ. અને એમાં તો એવું છે કે જેમ કવિતા પાસે અનેક વિષયો છે તેમ શબ્દ પણ એક વિષય છે. એ જમાનામાં સરસ્વતી પર કાવ્ય લખાતું તો આજે કવિતા ઉપર પણ કાવ્ય લખાય અને શબ્દ ઉપર પણ લખાય. પણ એમ કરવામાં પણ એનો રસ તો એ જ છે કે શબ્દ દ્વારા પણ પોતાને પામવો, શબ્દમાં પોતાને પામવો, શબ્દના ઉપયોગ દ્વારા પોતાના અંતરતમ તત્ત્વ સુધી પહોંચવું. એ ગતિમાં ખરેખર તો કોઈ પણ સાચા સર્જકને રસ પડે છે, અને ત્યાં શબ્દ નિમિત્ત થાય છે.

ધી૦ : તો તમે એમ કહી શકો કે એ ગતિ જ આધુનિક કવિને અછાંદસ કે ગદ્ય તરફ – કવિતામાં ગદ્ય તરફ

મુલાકાત

## કવિતાની મુદ્રા

### (ચંદ્રકાન્ત શેઠ સાથે ધીરેન્દ્ર મહેતાની મુલાકાત)

: ચંદ્રકાન્તભાઈ, આધુનિક ગુજરાતી કવિતાની કેટલીક વિશિષ્ટ સ્થિતિઓ વિશે તમારી સાથે ચર્ચા કરવાનું મન છે .... એક પ્રશ્ન એ છે કે આધુનિક કવિ એક તરફ વ્યર્થતાનો અનુભવ કરે છે અને બીજી તરફ અહંનું આધિપત્ય સ્થાપવા મથે છે. આ પરિસ્થિતિ, એનો વિરોધાભાસ એની સચ્ચાઇ અંગે શંકા પ્રેરે એમ નથી લાગતું ?

: આપણી મોટા ભાગની અત્યારની સાહિત્યિક જે ઉપલબ્ધિઓ છે એ બધી તપાસીએ છીએ તો એમાં છિન્નભિન્નતાની વાત, વ્યર્થતાની વાત, શૂન્યતાની વાત, આવી આવી કેટલીક વાતો આવ્યા કરે છે. બીજી બાજુ, કોઈ પણ કલાપ્રવૃત્તિ, એના મૂળમાં જો અહંનું અમુક તત્ત્વ ન હોય તો વિકાસ કઈ રીતે થઇ શકે કલાનો, એ એક સવાલ છે. તો આ બે વચ્ચેનો મેળ કેમ કરવો એ મદ્દો છે. મને એમ લાગે છે કે વ્યર્થતાનો જે અનુભવ કરે છે કવિ, એ કવિ પણ એટલું તો સમજે છે કે આ હું કરુ છુ વ્યર્થતાનો અનુભવ, એટલે વ્યર્થતાનો અનુભવ કરનારી એક હસ્તી. એ તરીકે તો પોતાને એ બરાબર પ્રતીત કરે છે જ, અને તેથી જ્યારે એ વ્યર્થતાની વાત કરે છે ત્યારે એની સામે સાર્થકતાનો એક પ્રશ્ન પણ રહેલો હોય છે. વ્યર્થતા પણ જો સાર્થકતા ન હોય તો એની સામે કદાચ આવત નહિ, જેમ અસત્ય એ સત્ય વિના કદાચ ન આવત કંઈક એવી જ વાત છે. એટલે વ્યર્થતાની વાત પણ સાર્થકતાના સમર્થનમાં આવતી હોય એવી વાત છે. એટલે અહંનો જે ભાવ છે એ અહંકારથી તો જુદી વસ્તુ છે. અને એ ભાવ પણ એની સાથે મેળમાં રહેલો હોય એમ હું માનું છું કારણ કે એ અહં દ્વારા પોતે પોતાની જ સાર્થકતા સિદ્ધ કરવા માટે પુરુષાર્થરત હોય છે અને એમાં એ કલાને પ્રયોજે છે.

ધી૦ : આ વાત તમે તાત્ત્વિક રીતે તો સરસ સમજાવી. હવે એ કહેશો કે ગુજરાતી કવિતા ખાસ કરીને છેલ્લા દોઢ –બે દાયકાની કવિતા આ સંદર્ભમાં તમને કેવી મુદ્રા ઉપસાવતી લાગે છે ?

ચં૦ : રાવજી પટેલ, લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર જે લગભગ મારી પેઢીના કવિઓ છે તેમને કેન્દ્રમાં રાખીને વાત કરું તો જીવનમાં ઊંડે ઊતરીને માનવસંબંધોની વ્યર્થતાને એ કેટલેક અંશે સમજી શક્યા છે. માણસ જેમ વધારે ઊંડે ઊતરે છે એમ એ એકલતાની પ્રતીતિ કરતો જાય છે એટલે એકલતા એ એક સત્ય છે. એ એક ઋતુ છે. અને એ એકલતા સભરતાની સાથે કેવી રીતે સંતુલનમાં આવે એ આપણો પ્રશ્ન છે. કલા એ બાબતમાં શું કરે છે એ આપણે જોવાનું રહે છે.

ધી૦ : ચંદ્રકાન્તભાઈ, એમ પણ જોવા મળે છે કે ક્યારેક એકનો એક કવિ એકના એક સમયે આ સૃષ્ટિ પ્રત્યે મુગ્ધભાવ અનુભવતો લાગે તો ક્યારેક અનર્થતા અને કુત્સિતતાની વાત પણ એ કરતો હોય.... આને એની બે જુદી જુદી મનોદશા જ ગણવી કે બીજું કંઈ ?

ચં૦ : એમાં મને એમ લાગે છે કે મૂડ્સનો સ્વીકાર કરવો જોઇએ. કવિઓ અનેક મૂડ્સ સાથે કામ કરતા હોય છે. અનેક મનોદશાઓ એમના ચિત્તમાં – એમનામાં પ્રગટ થતી હોય છે એટલે એવું બને કે એક કવિ

એક સમયે ભાવનાની વાત કરે અને બીજા સમયે કદાચ બીજી વાત કરે. સવાલ આ વાત કરે કે બીજી વાત કરે એ નથી; સવાલ છે આત્મપ્રતીતિનો, સચ્ચાઈનો – એ વસ્તુ એના અનુભવમાં આવી છે કે નહિ એ વાતનો. અનુભવમાં પણ બે પ્રકાર હોય છે : કેટલાંક ટ્રાન્ઝીટરી અનુભવો, જે આવે અને જાય, જેમ વ્યભિચારી ભાવો આવે છે અને જાય છે એ રીતે. કેટલાક સ્થાયી ભાવ જેવા હોય છે. હું એમ માનું છું કે જે મોટો રાઈટર હોય – મોટો લેખક હોય એને પોતાની પ્રતીતિ માટે, પોતાની અમુક પ્રકારની શ્રદ્ધા માટે ઝૂઝવાનું ગમતું હોય છે, અને એ શબ્દનો ઉપયોગ કરીને એ દિશામાં આગળ જતો હોય છે. પણ મને એમ લાગે છે કે સામાન્ય રાઈટર હોય – લેખક હોય એ કદાચ આ દિશાની અંદર એટલો બધો ગંભીર નથી હોતો એટલે એની અંદર તમને આવી કેટલીક મુશ્કેલીઓ જણાય. મોટા ગજાના લેખકો તો અનેક જુદા જુદા પ્રકારો પર હાથ અજમાવે, જુદા જુદા ભાવોની સાથે કામ પાડે અને છતાંય એનો સ્થાયી ભાવ તો સાદ્યંત ચાલુ હોય એમ બની શકે. આપણી પાસે ઉમાશંકરનો દાખલો આ સંદર્ભમાં દીવા જેવો છે.

: પણ આ અનુભવ અંગેનો નિર્ણય આપણે કેવી રીતે કરીએ ?

: એ નિર્ણય તો કેવળ ભાવક પર છોડી દેવાનો રહે છે.

: ચંદ્રકાન્તભાઈ, તમારા કાવ્યસંગ્રહ 'ઊઘડતી દીવાલો' ની રચનાઓ મોટે ભાગે ભાષાને લગતી છે. કવિતામાં શબ્દ પોતે એક અનુભવ છે એમ તમે માનો છો ? જો માનતા હો તો એ કેવી રીતે ?

ચં૦ : હું કવિતાને શબ્દાનુભવ કહું છું. એ કેવળ શબ્દ નથી, કેવળ અનુભવ નથી, પણ અનુભવની સાથે જોડાયેલી એક વાક્પરિસ્થિતિ છે. એ રીતે કવિતાને જોવી જોઈએ.. અને એ શબ્દાનુભવ કલાગત જે પ્રેરણા છે એનાથી બંધાતો અનુભવું છું, એનાથી ચાલતો અનુભવું છું એટલે મને પોતાને તો એમ લાગે છે કે જે સાચી કવિતા છે એ શબ્દ અને અનુભવ એ બેની એકમયતાથી ઉદ્‌ભવે છે, એમાંથી જ સ્ફુરે છે.

ધી૦ : એ ખરું છે ચંદ્રકાન્તભાઈ, પણ મારો પ્રશ્ન એ છે કે ભાષા પોતે – શબ્દ પોતે એક વિષય બનીને તમારી પાસે આવ્યો છે અને એને લગતા અનુભવનાં તમે જે અનેક કાવ્યો કરેલાં છે –

ચં૦ : એ કદાચ જુદી વાત થઈ. એમાં શબ્દ કાવ્યનો વિષય બનીને આવે, જેમ કવિતા કાવ્યનો વિષય બનીને આવે એ પ્રકારની આ વાત થઈ. અને એમાં તો એવું છે કે જેમ કવિતા પાસે અનેક વિષયો છે તેમ શબ્દ પણ એક વિષય છે. એ જમાનામાં સરસ્વતી પર કાવ્ય લખાતું તો આજે કવિતા ઉપર પણ કાવ્ય લખાય અને શબ્દ ઉપર પણ લખાય. પણ એમ કરવામાં પણ એનો રસ તો એ જ છે કે શબ્દ દ્વારા પણ પોતાને પામવો, શબ્દમાં પોતાને પામવો, શબ્દના ઉપયોગ દ્વારા પોતાના અંતસ્તમ તત્ત્વ સુધી પહોંચવું. એ ગતિમાં ખરેખર તો કોઈ પણ સાચા સર્જકને રસ પડે છે, અને ત્યાં શબ્દ નિમિત્ત થાય છે.

ધી૦ : તો તમે એમ કહી શકો કે એ અતિ જ આધુનિક કવિને અછાંદસ કે ગદ્ય તરફ – કવિતામાં ગદ્ય

પ્રયોજક :

લઇ ગઇ છે ?

સાચી વાત છે, કારણ કે જે કલાકાર છે એ તો અનેક રીતે નવાનવા અનુભવોથી – પોતાના નવા નવા અનુભવોથી આગળ જતો હોય છે. શબ્દમાં પણ એ અનેક રીતે નવા અનુભવો કરવા માગે છે. શબ્દની સાથે એ અનેક રીતે કામ પાડે છે. એ શબ્દને પદ્યમા પણ ચલાવી જુએ, ગદ્યમાં પણ ચલાવી જુએ, એની અનેક શક્યતાઓનો એ લાભ લે અને એ દ્વારા પોતાનો જે આંતર અનુભવ છે – પોતાનો આંતર સૌન્દર્યરસ છે એને એ પ્રગટ કરવા મથતો હોય છે.

: એક વખતે આપણે પદ્ય અને ગદ્ય, એવા બે સ્પષ્ટ પ્રકારો જુદા પાડતા હતા. અભિવ્યક્તિનાં બે જુદાં રૂપો તરીકે આપણે એને જોતા હતા. હવે આજે આપણે ગદ્યને કવિતામાં પ્રયોજાતું જોઇએ છીએ.. તો એવી કઇ જરૂરિયાત ઊભી થઇ, જેણે કવિને આ તરફ પ્રેર્યો ?

અત્યારના સમયનો સંદર્ભ એ કદાચ એને તકાદો કરી રહ્યો છે. જે સમયમાં કવિ જીવે છે એ સમયની ભાષા એ સમયે જેમાં પ્રગટ થાય છે એ સમયનું જીવન જેમાં પ્રગટ થાય છે – એ શબ્દોને લાવીને એના દ્વારા એ પોતાને અભિવ્યક્ત કરવા મથે છે. એ સંદર્ભમાં એને જેટલું પદ્ય ઉપયોગી એટલું જ ગદ્ય ઉપયોગી. હું પદ્ય અને ગદ્ય, એ બન્ને વચ્ચે કોઇ એવું – એવું અંતર નથી માનતો, સર્જકતાનો પ્રશ્ન છે ત્યાં એ તો ગદ્યમાં ચાલે કે પદ્યમાં ચાલે. જેમ એક રમત રમો કે બીજી રમત રમો, દરેક રમતના નિયમો જુદા હોય પણ છેવટે તો રમવું એ મહત્ત્વની વાત છે. પદ્ય કે ગદ્ય દ્વારા પણ સિદ્ધ કરવાનું તો કાવ્યતત્ત્વ છે. એ કરવામાં કંઇક નવીનતાનો, અપૂર્વતાનો, રોમાંચનો અનુભવ કરે અને એની સાથે જમાનએ જે વસ્તુ કામમાં લીધી છે – શબ્દને જે રીતે જમાનાએ વાપર્યો છે – એ વસ્તુ એ પોતે ઉપયોગમા લઇને એને લેખે લગાડે, કલાની દૃષ્ટિએ, એમાં કવિનો વિજય છે.

ધી૦ : આપણે જો સમયસંદર્ભની કે યુગની જરૂરિયાતની વાત કરીશું તો આપણી સામે તો અનેક છાંદસ કાવ્યો પણ છે, મહાકાવ્યો પણ છે, જે યુગબોધ કરાવતાં હતાં, સમષ્ટિનો સંદર્ભ આખો રચતાં હતાં... તો અછાંદસ કવિતા એમાં શું જુદું કરી શકે ? આજના યુગને સમજવામાં અછાંદસ કવિતા વધારે અનુકૂળ જણાય છે. ?

ચં૦ : બેશક, મને એમ લાગે છે કે ઘણીબધી વસ્તુઓ અછાંદસ કવિતા દ્વારા આપણી કળામાં આવી – કવિતામાં આવી છે. આપણી અત્યારની કવિતા જૂની અર્વાચીન કવિતા કરતાં અનેક રીતે જુદી પડી આવે છે. એ જુદી પડવાનું કારણ એ છે કે જિવાતા જીવનની સાથે એનો સંદર્ભ છે અને આપણા શબ્દો – આપણી કવિતાના શબ્દો વાસ્તવિકતાની સાથે – વાસ્તવિક જીવનસંદર્ભની સાથે સંકળાઇને આવે છે.. અને એટલે આસ્વાદ્ય નીવડે છે. ☐

# ગીતકવિતાની ગૂંથી ફૂલનમાળા

## 'દરિયાનો પડઘો'ની કવિતા

ડૉ. શૈલેશ ટેવાણી

ગુજરાતી ગીતકવિતાનાં પૂર ઓસરી ગયાં છે. ગુજરાતી ગીતકવિતાએ નવતા અને તાજગી ગુમાવ્યાં છે. આધુનિક ગુજરાતી ગીતકવિતા એટલે રમેશ - અનિલ - રાજેન્દ્ર શુક્લ એ વિનોદ જોષી - બસ. ને હવે કશું નહિ. - આવી યદ્વાતદ્વા વાતો અને હાથવગાં પુસ્તકોનાં વિવેચન વચ્ચે સાહિત્ય પરિષદ પ્રકાશિત કવિ નવનીત ઉપાધ્યાયનો સંગ્રહ 'દરિયાનો પડઘો' હાથમાં આવે છે. વિવેચનનુ વિવેચન કરતી વખતે જે તે વિષયમાં મનિ મૂંઝાતાં કરી દેવાય છે, 'સંદર્શી શૈલીનાં લાગણીવિડા'ના દાયકાનુ મૂલ્યાંકન કરવા બેસતાં સ્મરણે ચડેલાં પાંચ, બધાં વિવેચે છે એટલે પાચ, પ્રયોગદશામાં છે તે પાંચ, અનિવાર્ય છે તે પાચ એમ મળીને વીસેકનાં નામ મૂકી દેવાય છે. આવી વિવેચના બાબતે નવનીત ઉપાધ્યાયનું નામ કેવળ એમની કવિતાની વાત કરી મૂકવા ચાહું છું. નવનીત ઉપાધ્યાય સુતરના તાંતણે મોતી પરોવે છે. મોતી પરોવતાં એમના હાથમાં જે આકર્ષક શબ્દમાળ આવે છે તે 'ફૂલનમાળ' દીસે છે. બહુ જૂજ લયપ્રયોગ, કાવ્યબંધારણમાં જૂજ પરિવર્તન, ગીતકવિતાની સમગ્ર ગીતિરીતિમાં અલ્પપ્રમાણમાં પરિવર્તન છતાં નવનીતજીની કવિતામાં એવું કશુંક છે જે આ દાયકાના ગીતકવિઓમાં એમને સ્થાન અપાવે છે. કાવ્યવિષયો મોટે ભાગે વ્યક્તિલક્ષી, કોઈ એક ક્ષણનાં ભાવલક્ષી, સમયલક્ષી છે. જ્યારે કવિતાની સ્થાયી ભાવસ્થિતિ 'વિષાદ' છે. અલબત્ત, ઘણેભાગે કરુણ વિષાદની કોટિએ પહોંચે તે પહેલાં કવિતા વિરામી જાય છે. પરંતુ, એ કરુણની હવા ઉડાવવાના નવનીતના સ્વભાવે કવિતાને નિર્દંભ, નિખાલસ, રમતિયાળ ને ચોખ્ખોચટ ચહેરો આપ્યો છે. દુઃખને હસતાં જે દર્શન લાધ્યું તે નવનીતની કવિતાનું નવનીત છે. 'ગીત'ને ગીત કહીને શીર્ષસ્થ કરવું એમને ગમે છે. મોટા ભાગની રચનાઓ જાણે કે 'નવનીતજીનું ગીત' નહિ હોવા છતાં આ જ ઓળખ ધરાવે છે. નવનીતનું બીજું આકર્ષણ છોકરી છે. 'છોકરીનું ગીત' અને 'રૂપલનું ગીત' આમ મળે છે. વ્યક્તિવિશેષનાં, જાતિવિશેષોનું પ્રતિનિધિત્વ કરનારાંનાં ચિત્રો નવનીતે આપ્યા છે. એ બધાં ગીતોને અલગ અલગ સમૂહનાં ગીત તરીકે સ્થાપી આપ્યાં છે. વાઘરીનું ગીત, અપાહીજ ખારવાનુ ગીત, બેકાર યુવાનનું ગીત, પસાયતાનું ગીત - જેવા ગીતો આ કુળના છે.

સ્થળને કરુણના ઉપાદાન તરીકે યોજીને રચેલાં ગીતોમાં 'સૂના રાજમહેલ જેવી હાલતનુ ગીત', 'હલદીઘાટ જેવું યુદ્ધ હાર્યાનું ગીત' જેવાં શીર્ષકો મળે છે. વ્યક્તિને સ્પર્શતી આઘાતક કે કરુણ સ્થિતિને આગવી શૈલીએ ગીતાંકિત કરવામાં નવનીત 'અક્કલમંદ માણસનુ ગીત', 'ઘેટાં તણાઈ' ગયેલ ભરવાડનું ગીત', 'ઓશિયાળા ચહેરાનુ ગીત '- લાવી આપે છે. નવનીત પોતે જ પોતાના રોજિંદા અનુભવને દુર્ઘટના રૂપે જોતા આવ્યા છે. એમણે દુર્ઘટનાનું ગીત અને 'રોન્ગ સાઇડના એક્સિડન્ટ'નુ ગીત પણ રચ્યા છે.

સૌની ઉપરે આવી વસે છે નવનીતનાં વૈયક્તિક અસમાયોજનના અને નિષ્ફળ પ્રણયનાં ગીતો. વ્યક્તિ માટે અસમાયોજનની ભો જ્યારે સૃજનશીલતા ધારે છે, અભાવ જ્યારે ફળવાન બને છે ત્યારે જીવન કલાના ધોરી માર્ગે જાણે સુસમાયોજિત થાય છે. દંભને - અભાવને - આડશોને - નિયતિદત્ત, સામાજિક સંઘર્ષોને નવનીતે ગીતકવિતાની મગરૂરીમાં ભો ભેગાં કર્યા છે. કરુણને કહેતાં કહેતાં નવનીત હસાવી દે છે અને એ હસવું હાસ્યસમારંભમાં હસી લઈ બહાર નીકળવા જેવું નથી. એ હસવું તરત જ પછી મૌન બક્ષે છે. કરુણની મોંઢામોંઢ મૂકી આપે છે. ભાવકને નવનીતની અર્થ અને અનુભૂતિ સંપદાએ જે ધક્કો આપ્યો હોય છે તેવા તરંગો તુરત જ શમી જતા નથી. આવો... ગીતોમાં

# પ્રજાસત્તાક દિનનું નવલું પ્રભાત

# ઉન્નત રાષ્ટ્ર, ઉન્નત ગુજરાત

**મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલના ગતિશીલ નેતૃત્વ હેઠળ ગુજરાત સરકારે રાજ્યના સમતોલ વિકાસની પ્રક્રિયા ઝડપી બનાવવા હિંમતભર્યા નિર્ણયો લઈને તેનો અમલ શરૂ કર્યો છે. કેન્દ્ર સરકાર સાથે રાજ્યના પ્રાણપ્રશ્નોના ઉકેલની દિશામાં સતત પરામર્શ કરીને આર્થિક આવકમાં વધારો કર્યો છે અને સામાજિક ન્યાય તથા પછાતવર્ગોની જીવનસુધારણાના કાર્યક્રમો વિસ્તૃત ફલક ઉપર હાથ ધર્યા છે.**

**નર્મદા યોજના**

* નર્મદા યોજના નહેર દ્વારા ગુજરાતની ૧૮,૦૦,૦૦૦ હેક્ટર જમીનને મળનારો સિંચાઈનો લાભ જે પૈકી રાજ્યનો અંદાજે ૭૫ ટકા જેટલો અછતગ્રસ્ત વિસ્તાર આવરી લેવાશે.
* નર્મદા યોજના દ્વારા પાણીની અછત ધરાવતા સૌરાષ્ટ્ર-કચ્છ વિસ્તારનાં ૮૨૧૫ ગામડાંઓ અને ૧૩૫ શહેરી વિસ્તારોને મળનારો પીવાનાપાણીનો લાભ.
* સૌરાષ્ટ્રમા નર્મદા યોજનાના પાણી પહોંચાડવા નર્મદાની કેનાલનું બાંધકામ વેગીલું બનાવાયું

**ઉદ્યોગ**

* નવી ઉદ્યોગ નીતિ અન્વયે આગામી પાંચ વર્ષમાં રૂ. ૪૦ હજાર કરોડનું ઉદ્યોગોમાં મૂડી રોકાણ.
* બોમ્બે હાઈ ખાતે બાળી નંખાતા ગેસને વીજ જરૂરિયાતવાળા સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારાના વિસ્તારોના વિકાસ માટે પાઈપ લાઈન દ્વારા પહોંચાડવાની રૂપિયા ૪૭૩ કરોડની યોજનાનો ખર્ચ ભોગવવા રાજ્ય સરકારે દર્શાવેલી તૈયારી.

**રોજગાર અને તાલીમ**

* પાંચ વર્ષમાં ૧૦ લાખ રોજગારીની તકો ઊભી કરાશે. અસરકારક આયોજન.
* ખાદી, કુટિર ગ્રામોદ્યોગ ક્ષેત્રે આગામી બે વર્ષમાં બે લાખ લોકોને રોજગારી

**વિકસતીજાતિ કલ્યાણ યોજના**

* રૂ.૬૦ કરોડના ખર્ચે પછાત વર્ગોની ઉત્કર્ષની યોજનાઓનું અમલીકરણ.

**કૃષિ વિકાસ**

* કૃષિવિષયક વીજદરમાં ગુજરાત વિદ્યુત બોર્ડે આપેલી રાહત પેટે રૂપિયા ૩૦૦ કરોડની સબસીડીનો ખર્ચ રાજ્ય સરકારે વહન કર્યો છે.
* કૃષિ અને ગ્રામ સહકાર દેવા સહાય યોજના અન્વયે રાજ્યમાં અંદાજે ૮ લાખ ખેડૂતો અને ગ્રામ કારીગરોના દેવામાં કુલ રૂ. ૩૫૩ ૫૮ કરોડ જેટલી રકમની અપાયેલી રાહત.

**મહિલા વિકાસ**

* મહિલા ઉપરના અત્યાચારો નિવારવા રાજ્યકક્ષાની મહિલા સુરક્ષા સમિતિની પુનઃરચના કરાઈ.

**બંદરો**

* પીપાવાવ બંદરે દેશની પ્રથમ રો-રો ફેરી સર્વિસનું ખાત મુહૂર્ત.

**શહેરી વિકાસ**

* રાજ્ય સરકાર તરફથી શહેરી ગરીબોને એક ચો.મીટર દીઠ રૂપિયા દસની કિંમતે ૨૫ ચો.મી.ના ૧૨,૨૦૦ પ્લોટોની કરવામાં આવેલી ફાળવણી.
* કન્યાઓને તમામ સ્તરે નિઃશુલ્ક કેળવણી અન્વયે ૧૯૮૯-૯૦ના અંત સુધીમાં ૪,૦૩,૦૦૫ કન્યાઓને કેળવણી પૂરી પાડવામાં આવી.આ માટે રાજ્ય સરકારે રૂ ૬,૧૧,૬૫,૯૦૩ નો આર્થિક બોજો સહન કર્યો છે.

**બાગાયત પ્રવૃત્તિ**

* ડ્રીપ ઈરીગેશન હેઠળ બાગાયત ઉત્પાદન વધારવા રૂપિયા ૧૫૦ લાખના ખર્ચે ૧૦૦૦ ડ્રીપસેટ બાગાયતકારોને આપવાનું આયોજન.

**પ્રવાસન પ્રવૃત્તિ**

રૂપિયા ૧૪.૫૦ કરોડના ખર્ચે અમદાવાદ ખાતે તૈયાર કરાયેલ આંતરરાષ્ટ્રીય વિમાની મથક.

* પ્રવાસન પ્રવૃત્તિને વેગ મળે તે હેતુથી અમલમાં મુકાયેલી નવી પ્રવાસન નીતિ જે અનુસાર રાજ્યમાં ૫૦ પ્રવાસનાં સ્થળોના વિકાસાર્થે અલગ ક્ક્ષાનુસાર પ્રોત્સાહનો અને વિશેષ લાભો અપાશે.
* આયોજન પંચ દ્વારા ગુજરાત રાજ્યની ૧૯૯૨-૯૩ના વર્ષની રૂપિયા ૧૮૭૫ કરોડની વાર્ષિક યોજનાને અપાયેલી મંજૂરી જેમાં જરૂરિયાતવાળા કાર્યક્રમોને અગ્રતાક્રમ અપાશે.

**ગ્રામ ગૃહનિર્માણ**

* ભૂમિહીન ખેતમજૂરો તથા ગ્રામ કારીગરોને ઘરથાળના વિનામૂલ્યે પ્લોટોની ફાળવણી માટેની યોજના અનુસાર નવેમ્બર-૯૧ સુધીમાં ૧૧,૧૫,૨૬૫ પ્લોટોની કરાયેલી ફાળવણી. આ પૈકી ૨,૩૦,૭૧૮ પ્લોટ અનુસૂચિત જાતિ અને ૨,૬૧,૧૩૭ પ્લોટ અનુસુચિત જનજાતિને ફાળવવામાં આવ્યા.

**અછત રાહત**

* રૂપિયા ૫૦૦ કરોડના ખર્ચે અછત રાહતની કામગીરી સઘનરૂપે હાથ ધરી અછત પીડિતોને રાહત પહોંચાડવાનું આયોજન

(માહિતી)

## કૃષ્ણ-રાધા

આ નભ ઝૂક્યું તે કાનજી
ને ચાંદની તે રાધા રે,
આ સરવરજલ તે કાનજી
ને પોયણી તે રાધા રે,
આ બાગ ખીલ્યો તે કાનજી
ને લ્હેરી જતી તે રાધા રે,
આ પરવત શિખર કાનજી
ને કેડી ચડે તે રાધા રે,
આ ચાલ્યા ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે,
આ કેશ ગૂંથ્યા તે કાનજી
ને સેંથી પૂરી તે રાધા રે,
આ દીપ જલે તે કાનજી
ને આરતી તે રાધા રે,
આ લોચન મારાં કાનજી
ને નજરું જુએ તે રાધા રે !

–પ્રિયકાન્ત મણિયાર

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસંત ૨૦૪૮ : સળંગ અંક ૨૦૬ : દ્વિજ અંક ૧૩૪

## કાવ્યો



તંત્રી
ધીરુ પરીખ

### ગદ્ય



### અનુવાદ



### આસ્વાદ



### અવલોકન



સલાહકાર
રાજેન્દ્ર શાહ * નિરંજન ભગત

★ દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૫૦, પરદેશમાં રૂ. ૧૭૫ (હવાઈમાર્ગે), આજીવન લવાજમ મા રૂ. ૪૦૦
★ આ અંકની છૂટક કિંમત રૂ. ૮
★ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : ધીરુ પરીખ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦

મુદ્રણસ્થાન : એસ. એ. પ્રિન્ટર્સ, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. ફોન : ૩૪૪૦૭૨

વસંત વિ. સંવત ૨૦૪૮ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि ॥

### કવિતા એ 'આત્માની કલા' છે

આત્માના ખાસ ધર્મો જેવાં કે ચૈતન્ય, વ્યાપન અને અનેકમાં એકતા એ કવિતામાં અવશ્ય હોવાં જોઈએ. જે કવિતામાં ચૈતન્ય નથી, અર્થાત્ જે વાચકને અમુક હકીકતની માહિતી માત્ર આપી જાય છે, પણ આત્મામાં ઊતરી જઈ અન્તરનું ચલનવલન વા ચૈતન્યઘન સમત્વ ઉત્પન્ન કરી શકતી નથી, એ કવિતા જ નથી. એવી જડ કવિતા તો ભૂગોળ, તવારીખ યા 'કોષ્ટક'ના નામને જ પાત્ર છે: 'જાનેવારી જાણજો ફેબ્રુઆરી ફરી હોય'. એ કવિતા નથી; 'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે' એ કવિતા છે.

કવિતા એ 'આત્માની કલા' હોઈ, જેમ ચૈતન્યભરી હોવી જોઈએ તેમ જ આત્મવત્ વ્યાપનશીલ હોવી જોઈએ; પિંડમાં અને બ્રહ્માંડમાં અર્થાત્ વ્યક્તિમાં અને સમષ્ટિમાં; આત્મા જેમ બુદ્ધિમાં, હૃદયમાં અને કૃતિમાં અને એ ત્રણેથી પર પરમાત્મરૂપ - સ્વસ્વરૂપાનુસન્ધાન-માં અર્થાત્ ધાર્મિકતામાં વિરાજી રહેલો છે તેમ કવિતા - કવિતાની ઉત્તમોત્તમ ભાવના સિદ્ધ કરતી કવિતા - પણ, મનુષ્યનાં બુદ્ધિ (Intellectual), હૃદય (Emotional), કૃતિ (Moral) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા (Religious-Spiritual) ની જરૂરિયાતો સંતોષે એવી હોવી જોઈએ.

*

ચૈતન્ય અને વ્યાપન ઉપરાંત કવિતામાં રહેલો ત્રીજો આત્મધર્મ તે 'એકમાં અનેકતા' અને 'અનેકતામાં એકતા' છે. એક જ મુખ્ય બિન્દુ યા સૂત્રની આસપાસ અનેક પાત્રો, પ્રસંગો, ઉક્તિઓ, વર્ણનો વગેરે રચવાં એમાં કવિનું માહાત્મ્ય રહેલું છે. જેમ એક તરફ અનેકતા વગર વૈચિત્ર્ય નથી અને વૈચિત્ર્ય વિના આનંદ નથી, તેમ બીજી પાસ એકતા વગર રસનો પ્રવાહ - રસની જમાવટ - નથી, અને પ્રવાહ-જમાવટ વિના તન્મયતા નથી; રસ એકતા અને અનેકતા ઉભયને અપેક્ષી રહ્યો છે. અસંખ્ય નદીઓ મળીને થએલા મહાસાગર ઉપર જ મોટી નૌકાઓ ચાલે છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

# હ્યુ સેલ્વીન મોબર્લી : પ્રસ્તાવના

## દિલીપ ભટ્ટ

ટી. એસ. એલિયટે જેમને 'બહેતર કસબી' ('ઈલ મિલ્યોર ફેબ્રો') ના બિરુદથી નવાજી પોતાની કવિતા 'વંધ્યભૂમિ' (ધવેઈસ્ટલેન્ડ) અર્પણકરી, તે, સાહિત્યમાં આધુનિકતાના પ્રણેતા અને સમર્થ અમેરિકન કવિ વેસ્ટનલૂમિસ એઝરા પાઉન્ડ (જન્મ:૩૦-૧૦-૧૮૮૫, મૃત્યુ : ૧-૧૧-૧૯૭૨) ને આધુનિક સાહિત્યજગતમાં નૈતિક, સૌન્દર્યશાસ્ત્રીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ આ સદીની સૌથી વિવાદાસ્પદ વ્યકિત માનવામાં આવે છે. અંગ્રેજી સાહિત્યમાં પ્રચલિત "૧૯૧૪ ના પુરુષો" (એલિયટ, વિન્ડહામ લેવિસ, જેમ્સ જોય્સ)માં સૌથી વધારે ગહનતાપૂર્વક અલગ-અલગ 'રોલ' ભજવનાર પાઉન્ડ આધુનિકતાના તજ્જ્ઞ સિદ્ધાંતકર્તા અને પ્રસિદ્ધકર્તા બન્યા, અને આધુનિક કવિતા, નવલકથા, વિવેચન ઈત્યાદિમાં ટી. એસ. એલિયટ, જેમ્સ જોય્સ અને ડબલ્યુ. બી. યેટ્સના ખરા અર્થમાં પ્રોત્સાહક, પથપ્રદર્શક બન્યા. તેમના વડીલ અને કલાશાસ્ત્રના તત્ત્વચિંતક કવિ ટી. ઈ. હ્યુમ અને અન્ય કવિમિત્રો (હિલ્ડા ડૂ લિટલ, રીચાર્ડ આલ્ડિંગ્ટન, જૉન ગૂલ્ડ ફ્લેચર, એમી લોવેલ, એફ. એસ. ફ્લિન્ટ, ડી. એચ. લોરેન્સ વગેરે) સાથે મળી, તેમણે અમેરિકન અને અંગ્રેજી સાહિત્યમાં નવો ચીલો પાડનાર ઈમેજવાદની (કલ્પનવાદની)સ્થાપના કરી એટલું જ નહી, પરંતુ વિન્ડ્હામ લેવિસ જેવી લલિત કલાપ્રતિભાને પ્રોત્સાહિત કરી, તેના માર્ગદર્શન હેઠળ લલિત કલાશાસ્ત્રમાં "વૉર્ટિસીઝ્મ" નામક આધુનિક કલાવાદના શ્રીગણેશ કરી પોતાની બહુમુખીપ્રતિભાનાં દર્શન કરાવ્યાં. વિદ્વાન વિવેચક જી. એસ. ફ્રેઝરના મત મુજબ પાઉન્ડ એન્ગ્લો અમેરિકન કવિતામાં "મોડર્ન મૂવમેન્ટ" ના સ્થાપક પિતા ગણાય છે, જેમને યીટ્સ અને એલિયટે "ટેકનિકલ એડ્વાઈઝર"નું માન આપ્યું. જો કે, વિદ્વાન કવિ રૉબર્ટ ગ્રેવ્ઝ તેમની ભાષા-સંકુલતા અને અર્થસંદિગ્ધતા તરફ અંગુલિનિર્દેશ કરી, તેમને એક "નખશીખ બડાઈખોર" કહીને મૂલવે છે. જ્યારે આયવર વિન્ટર્સ જેવા નિપુણ વિવેચક તેમને "થર્ડ રેન્કના વગદાર" કવિ તરીકે મૂલવે છે. પરંતુ, એઝરા પાઉન્ડના નિહિત વ્યક્તિગત ગુણદોષોનાં મૂલ્યાંકનની ચર્ચા કરવા કરતાં આપણે તેમની પ્રસ્તુત કવિતા "હ્યુ સેલ્વીન મોબર્લી"નું ટેક્સ્ચુઅલ મૂલ્યાંકન કરવાનો એક પ્રયાસ કરીએ.

ઈ. ૧૯૨૦માં પ્રકાશિત આ કવિતાની પાઉન્ડે લખેલી ફૂટનોટ આ કવિતાને "લંડનને વિદાય" કહીને વર્ણવે છે. પાઉન્ડે ૧૯૨૧માં ઈન્ગ્લેન્ડ છોડ્યું, પછી ક્યારેય પાછા ફર્યા નહિ. મોટા ભાગના વિવેચકો " મોબર્લી"ને કવિતાની ટેકનિક્સ અને કથાવસ્તુની 'ટ્રીટમેન્ટ'ની દૃષ્ટિએ પાઉન્ડની કૃતિઓમાં સર્વાંગ સંપૂર્ણ સર્વોત્કૃષ્ટ કૃતિ માને છે. (પાઉન્ડની સૌથી દીર્ઘ કાવ્ય કૃતિ 'કૅન્ટોઝ' અપૂર્ણ છે). આ કવિતામાં જણાતા આત્મકથનાત્મક તત્ત્વોથી વાચકે એવું ન માની લેવું જોઈએ કે સંપૂર્ણ કૃતિ આત્મકથનાત્મક છે. અહીં કવિનાયક મોબર્લી એ પાઉન્ડ નથી, કે પાઉન્ડની ફિલોસોફી રજૂ કરતું કોઈ 'માઈક્રોફોન' પણ નથી. મોબર્લી એ ટિપીકલ આધુનિક માનસ ધરાવતા અને "પોતાના સમય સાથે વિસંવાદી" એવા એક નિષ્ફળ આધુનિક કવિનું વિકૃત વિડંબન (પેરડી) અથવા તો વિકૃતચિત્ર (કૅરીકેચર) છે. વાચકને કવિતા આત્મકથનાત્મક ન લાગે એ હેતુથી કવિતાના પ્રથમ ખંડની પ્રથમ કવિતામાં જ કવિ પોતાની જાતને, સ્વયંને "મારી" નાખે છે, ઇ. પી. (એટલે એઝરા પાઉન્ડ જેવા કવિનું તખલ્લુસ) "સમાધિ" લેવાનું પસંદ કરે છે. (કવિતાનું શીર્ષક જુઓ). અહીં, ટી. એસ. એલિયટના સાહિત્યિક નિબંધ 'નિર્વૈયક્તિકતા અને બુદ્ધિપ્રતિભા' (ટ્રેડિશન એન્ડ ઈન્ડિવિડ્યુઅલ ટેલન્ટ)માં પ્રતિપાદિત Depersonalization (નિર્વૈયક્તિકતા) ના સિદ્ધાંતનું પ્રયોગીકરણ આપણે જોઈ શકીએ. વાસ્તવમાં, પાઉન્ડનો કવિનાયક કાવ્યમાં આવતી

પોતાની કૃતિમાં નિર્વૈયક્તિકતાના સિદ્ધાંતનું ઉદાહરણાત્મક પ્રયોગીકરણ કરી એ સિદ્ધાંતનું અનુમોદન, સમર્થન કરે છે.

'હ્યુ સેલ્વીન મોબર્લી' એ કોઈ તત્ત્વદર્શી કવિતા નથી, પરંતુ વાસ્તવિકતા પર આધારિત કેટલાંક કલ્પનાચિત્રોની હારમાળા છે. એક કાવ્યમાં રજૂ થયેલ પ્રતિકૃતિ અથવા ભાવચિત્રને બીજા કાવ્યમાં અભિવ્યક્ત પ્રતિમા સાથે પ્રથમ દૃષ્ટિએ કશો સંબંધ નથી, પરંતુ કથનની ગહનતા તપાસતાં આ ચિત્રો એકબીજાં સાથે સૂક્ષ્મ સંકુલતાથી જોડાયેલાં હોય એવું લાગે. આખા કાવ્યમાં પાઉન્ડ દૃષ્ટિચેતા, ચહેરો (શારિરીક સૌન્દર્ય) અને જાતીયતાની અભિવ્યક્તિ કરતાં કલ્પનાચિત્રો અને વિકૃતચિત્રોને પોતાની વિલક્ષણ અવલોકનાત્મક કાવ્યસૂઝ દ્વારા, વિરોધાભાસી Juxtaposition દ્વારા ગૂંથે છે. "મોબર્લી" અમુક અંશે આત્મકથનાત્મક તત્ત્વો પણ ધરાવે છે, પરંતુ આ કવિતા, મૂળભૂત રીતે, ઇન્ગ્લેન્ડમાં ૨૦મી સદીના પૂર્વાર્ધમાં થયેલા સાહિત્ય (ખાસ કરીને, કવિતા), લલિતકલા, સંસ્કૃતિ અને સભ્યતાના હ્રાસનો 'રેકોર્ડ' છે, એની પડતીનો ઇતિહાસ છે. પ્રથમ વિશ્વયુદ્ધથી પાઉન્ડને કડવા સત્યની પ્રતીતિ થઈ કે કવિતા અને રાજકારણ વચ્ચે ગાઢ સંબંધ છે, અને એટલે આવી "કોરડી સભ્યતા", "અર્ધ પાશવી દેશ" (અમેરિકા), અને "બોખી કૂતરી" (ઇન્ગ્લેન્ડ)ની ગોદમાં ઊછરેલ તથાકથિત કવિતા પાંગળી જ હોવાની. પ્રથમ વિશ્વયુદ્ધમાં અમેરિકા અને ઇન્ગ્લેન્ડમાં મૂડીવાદનાં વળતાં પાણી જોઈ, પાઉન્ડ ઇટાલિયન 'ફૅસિસ્ટ' બન્યા અને મુસોલિનીને સમર્થન આપ્યું.

'મોબર્લી' પ્રથમ દૃષ્ટિએ સમજવું અઘરું લાગે, અને કાવ્યમાં આવતા અનેકવિધ સંદર્ભોના અર્થોનું બાહુલ્ય પણ અર્થસંદિગ્ધતા ઊભી કરે એવો સંભવ છે; છતાં, કાવ્યના સૅક્શન્સની કથનગતિ (મૂવમેન્ટ)ની ક્રમવાર સામાન્ય સમજૂતી આ પ્રમાણે આપી શકાય :

## હ્યુ સેલ્વીન મોબર્લી : ખંડ એક

### સૅક્શન I

પ્રથમ સૅક્શનનો વિષય છે તત્કાલીન અંગ્રેજી કવિતાને જીવંત રાખવાના પાઉન્ડના પ્રયત્નોની નિષ્ફળતા . કાવ્યનો વક્તા (સ્પીકર) પાઉન્ડ નથી, પરંતુ પાઉન્ડની જેમ કવિતા અને સાહિત્યનાં સ્થાપન અને પોષણ માટે સતત પ્રયત્નશીલ અને પાઉન્ડ જેવા કવિઓ તરફ સહાનુભૂતિ દાખવતો એક કવિ છે. ફ્લોબેર જેવું સાહિત્ય પ્રત્યેનું આદર્શ સ્વત્વાર્પણ, સાહિત્યસર્જનમાં પૂર્ણતા (પર્ફેક્શન) અને સાહિત્યવિષયક અતૂટ જિજ્ઞાસા એ પાઉન્ડનો આદર્શ છે. ફ્લોબેરનાં સાહિત્ય પ્રત્યેના હાર્દિક સ્વાર્પણભાવને પાઉન્ડ પેનિલોપના, પતિ પ્રત્યેની વફાદારીનું રૂપક આપે છે. (પાદટીપ જુઓ.) ઓડિસ્યુસની માફક કવિ પોતે ઇન્ગ્લેન્ડની ભ્રામક સાયરનધ્વનિઓથી છેતરાયો. અને તેની ઉમરના ત્રીસમા વર્ષે તે લોકોની સ્મૃતિશક્તિમાંથી સરકી ગયો.

### સૅક્શન II

સૅક્શન I પછીની કવિતાનો સૂર પાઉન્ડનો છે. અહીં, તે સંસ્કૃતિના હ્રાસથી પરિણમતી કવિતાની હાર-(નિષ્ફળતા)નું સૂચન કરે છે, અને કલાસંસ્કૃતિનાં મૂલ્યોની પડતીને, વધતી જતી અવદશાને ખાળવાની પોતાની જવાબદારી અને કટિબદ્ધતાને દૃઢતાપૂર્વક અવાજ આપે છે. તત્કાલીન ઉપલકિયા પ્રશિષ્ટવાદ અને ગદ્યની ધિક્કારયુક્ત શબ્દોમાં ઝાટકણી કાઢે છે.

### સૅક્શન III

ત્રીજો સૅક્શન બીજા સૅક્શનથી શરૂ થયેલા ધિક્કારને બળવત્તર બનાવે છે. અહીં, તત્કાલીન સંગીતકલા, ધાર્મિકતા, સંસ્કૃતિ, રાજકારણ, જીવનશૈલી, જાતીયતા અને કવિતાનું ખોખલાપણું અને ઘૃણાસ્પદ વિકૃતિ છતી થાય છે. સુખવાદી ગ્રીક દેવ ડાયોનીસસનું સ્થાન દમનવાદી ખ્રિસ્ત લઈ લે છે. સેન્ટ પોલના સૅમોથ્રેસ ટાપુ

પર પગ મૂક્યા પછીથી ખોડંગાતુ ખ્રિસ્તી "સૌન્દર્ય" ધાર્મિકતાના હ્રાસનું સૂચન કરે છે. અંતિમ પંક્તિઓમાં શ્લેષ અને આકરા કટાક્ષ સાથે પાઉન્ડ આઝાદી માટે લાયક નહિ એવા' સમાજમાં લોકશાહી અને બિનસાંપ્રદાયિકતાનો અસ્વીકાર કરે છે.

### સેક્શન્સ IV - V

આ બન્ને સેક્શન્સમાં પ્રથમ વિશ્વયુદ્ધમાં હજારો નિર્દોષ નવયુવાનોનો ભોગ લેનાર તે યુદ્ધની વિભીષિકા અને એને છંછેડનારા રાજકારણીઓ પ્રત્યે પાઉન્ડ ક્રૂર કટાક્ષ અને અપશબ્દની ભાષામાં રોષ, હૈયાવરાળ ઠાલવે છે. હોરેસની લેટિન કહેવતોમાં "યુદ્ધમાં ખપી જવાનું 'મધુર' અને 'યોગ્ય' છે " એવી પોકળ અને આંધળુકિયા માન્યતા અને તથાકથિત આદર્શોની પાઉન્ડ ઉગ્ર ઉપહાસથી ટીકા કરે છે.

સેક્શન V, 'મૉબરૂલી' કવિતાની પ્રથમ કથનગતિ (મૂવમેન્ટ) પૂરી કરે છે.

### સાગર જેવી નીલી આંખો

સેકશન V પછીની કવિતાઓમાં પાઉન્ડ આધુનિક અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ આલેખે છે, જે 'હ્યુ સેલ્વીન મૉબરૂલી'ના પ્રકાશન વર્ષ (૧૯૨૦) પૂર્વે પચાસ વર્ષોની સાહિત્યિક ગતિવિધિઓનું સૂક્ષ્મ અને સંકુલ પૃથક્કરણ કરે છે. અહીં, તે ભ્રષ્ટ થતી જતી કવિતાની ભર્ત્સના કરે છે, અને તેને સભ્યતા અને સંસ્કૃતિના કરુણ હ્રાસ સાથે જોડે છે. 'સાગર જેવી નીલી આંખો' એ સત્તરમી સદીનાં ફ્રેન્ચ સાહિત્યમાં સૌથી વધારે પ્રયોજાયેલો શબ્દપ્રયોગ છે, પરંતુ વીસમી સદીના પૂર્વાર્ધમાં અંગ્રેજી સાહિત્યમાં આ શબ્દપ્રયોગ વેશ્યાના દલાલો અને કવિતાદેવી સાથે વ્યભિચાર કરનારા તથાકથિત કલાવાદીઓએ ઝૂંટવી લીધો એ એક કરુણ વિડંબના છે. આ કવિતા વિક્ટોરિયનયુગીન કલાસાહિત્યનો 'કેપ્સ્યુલ' કદમાં વિકૃતિસભર ઇતિહાસ છે. આ યુગની 'મટીરિયાલીઝમ' અને કદરહીનતાનો ભોગ બનેલા સાહિત્યજીવીઓ સ્વિનબર્ન અને રોઝેટી પ્રત્યે આદર અને સહાનુભૂતિ વ્યક્ત થાય છે. તત્કાલીન અંગ્રેજ રૂઢિવાદી મુત્સદ્દી ગ્લેડ્સ્ટન અને ખ્રિસ્તી નીતિવાદીઓ આ બર્બર, કહેવાતી (તથાકથિત) સભ્યતાનું પ્રતિનિધિત્વ કરે છે. તેમના તથાકથિત કલાસૌન્દર્યશાસ્ત્રની વિભાવનાની નિંદાયુક્ત શબ્દોમાં હાંસી ઉડાવાય છે. "ગર્ભમાંના મૃત બાળક" જેવી ઉમર ખય્યામ કૃત ઉદાત્ત સૌન્દર્યવાદી રૂબાઇયાતોની અવદશા, તત્કાલીન વાચકો, સાહિત્યકારો અને કલાવાદીઓની કદરહીનતા અને આંખ-મીચામણાને પાઉન્ડ એક કરુણ વિડંબના ગણાવે છે.

### "સિયેનાએ મને બનાવી; મારેમ્માએ ખત્મ કરી"

આ સેક્શનમાં પાઉન્ડ ૧૮૯૦ના દાયકાની કવિતાનો ઇતિહાસ આલેખે છે. 'મન્શ્યોર વેરોગ' એ પાઉન્ડના સાહિત્યિક મિત્રને અપાયેલું કાલ્પનિક તખલ્લુસ છે. અહીં પ્રદર્શિત વિકૃતચિત્રોમાં તે યુગનો ભોગ બનેલા અર્નેસ્ટ ડાઉસન, ગેલિફેત, વેરોગ અને જ્હોનસન પ્રત્યે વાસ્તવમાં પાઉન્ડ સહાનુભૂત છે. પરંતુ તેમના અમુક ચોકઠામાં જ 'ફિટ' થઇ જવાની કાયરતા અને પોતાની કદરહીનતા પ્રત્યેની તેમની બહેરાશને લીધે પાઉન્ડ તેઓનો કરુણ રકાસ કરે છે. કાર્ડિનલ ન્યૂમન તરફ ઊઠતી "શુદ્ધ ચેતા" વિક્ટોરિયન કહેવાતી આધ્યાત્મિકતા અને દાર્શનિકતાની વિડંબના છે, જેનાથી આકર્ષાઇને ઘણાં વિક્ટોરિયન કલાવાદીઓએ બધાં મૂલ્યોને એક બાજુ મૂકી, ધાર્મિકતાના ઓઠા અને ઢોંગ હેઠળ કેથોલિક ચર્ચની ધાર્મિક વિધિઓ દ્વારા પોતાની ઇન્દ્રિયગમ્ય વાસનાઓ સંતોષી. 'હેડ્લામ' એ બાઇબલની શુભવાર્તાઓના ઉપદેશોને અનુસરતું એક લોકપ્રિય આધ્યાત્મિક સામયિક હતું, જ્યારે 'ઇમેજ' એ તત્કાલીન 'ડિકેડન્ટ' સાહિત્યકારોનું મુખપત્ર હતું. આ સામયિકોમાં વ્યક્ત થયેલા કવિઓના પ્રશિષ્ટ વિચારોને પાઉન્ડ અસહાનુભૂત આબોહવાનાં ચિહ્નો તરીકે મૂલવે છે.

### બ્રેન બોમ

બ્રેનબોમ એ આધુનિક અંગ્રેજ નિબંધકાર મેક્સ

બિરબોમનું વિકૃત ચિત્ર છે, જેણે સાહિત્યનાં ઉપરચોટિયાં જ્ઞાન અને શોખ માટે પોતાનો અમૂલ્ય પ્રશિષ્ટ વારસો વેચી નાખ્યો. પાઉન્ડ ભૂલથી તેને યહૂદી તરીકે વર્ણવે છે.

### મિ. નિક્સન

સાહિત્યસર્જન પાછળ માત્ર આર્થિક દૃષ્ટિબિન્દુ જ ધરાવતું અને માત્ર આર્થિક સફળતાને જ સાહિત્યક્ષેત્રની કારકિર્દી માનતું મિસ્ટર નિક્સનનું કાલ્પનિક પાત્ર તત્કાલીન લોકપ્રિય નવલકથાકાર આર્નોલ્ડ બેનેટનું વિકૃત ચિત્ર છે. પાઉન્ડનો કવિનાયક આ 'સિદ્ધહસ્ત' સફળ સાહિત્યકાર પાસે કવિતાસર્જન માટે સલાહ લેવા જાય છે, ત્યારે નિક્સન તેને કવિતા છોડી દેવાનું કહી હતોત્સાહ કરે છે.

### સેક્શન X

મિસ્ટર નિક્સનથી તદ્દન વિરુદ્ધ, આ સેક્શનમાં પાઉન્ડ, સાહિત્યિક બાબતોમાં સલાહકાર પ્રિય મિત્ર અને એક ખરા, આદર્શ નવલકથાકાર તરીકે "વિશિષ્ટ શૈલીકાર"ના રૂપમાં ફોર્ડ મૅડોક્સ ફોર્ડનું Juxtaposition કરે છે. અત્યાધુનિક સ્ટીમ યાટની કેબિનમાં રહેતા મિસ્ટર નિક્સનની સામે આ ફ્લોબર્ટિયન પરીપૂર્ણતાવાદી શૈલીકાર કેન્ટમાંના પોતાના ખેતરમાં સામાન્ય ઘરમાં રહે છે. તેને કોઈ સરપાવ મળ્યો નથી કે નથી મળી લોકપ્રિયતા.

જો કે, અમુક વિવેચકોના મતે પાઉન્ડ અહીં એક એવા સાહિત્યકારને વખોડે છે જે દુન્યવી વાસ્તવિકતાથી નાસીપાસ થઈ, અન્ય લેખકોથી- સમાજથી દૂર એવું અલગાવવાદી માનસ ધરાવે છે; અને 'સેલ્ફ એક્ઝાઈલ' પસંદ કરે છે.

### સેક્શન XI

'સ્ત્રીઓ, કાવ્યશાસ્ત્રવિનોદીઓ અને સાહિત્યનાં બણગાં ફૂંકનારા લોકો દ્વારા આદર્શ સાહિત્ય પરનો વિજય' એ આ સેક્શનનો વિષય છે. પાઉન્ડને રોષ એ વાતનો છે કે વાસ્તવમાં આ સ્ત્રીઓ જાતીયતાહીન છે, સત્ત્વહીન છે. ઉગ્ર આક્રોશ સાથે પાઉન્ડ પ્રેમ અને શૃંગારિક કથાવસ્તુઓ પર આધારિત માઈલેઝિયન વાર્તાઓનો વિડંબનકારી સંદર્ભ આપે છે.

### સેક્શન XII

આ સેક્શન જીર્ણશીર્ણ, શક્તિ અને સત્ત્વહીન સાહિત્યિક શબ્દછળ અને વિતંડાવાદનું નાટ્યાંતરણ છે. આ કાવ્યનો સ્પીકર પાઉન્ડ નથી પણ એલિયટના પ્રુફ્રોકની જેવો કોઈ નિષ્ફળ કવિ છે. તેને સાહિત્યકારોથી ખીચોખીચ આ સભામંડળ નાદાર અને દેવાળિયું લાગે છે, એટલે ત્યાંથી પાછા વળી તે કોઈ ગલી તરફ વળે છે. પણ આ ગલી, એટલે ફ્લીટ સ્ટ્રીટ, ૧૮મી સદીના સાહિત્યકારોનો મધપૂડો, ઈન્ગ્લેન્ડના અખબાર જગતનું મુખ્ય કેન્દ્ર જ્યાં ડૉ. જ્હોનસન, એડીસન, સ્ટીલે જેવા અખબારી લેખકો ધૂમ કમાયા. આ 'સ્ટ્રીટ' હવે માત્ર વાણિજ્ય કેન્દ્ર બની ગયું છે. જેણે એલિઝાબેથન યુગીન "ગુલાબો"ની કલાવાદી સાહિત્યિક પ્રણાલિકાને ક્યારનીયે ભસ્મીભૂત કરી નાખી છે.

### રાજદૂત (૧૯૧૯)

આ કવિતાનો કર્તા કવિનાયક મૉબર્લી છે. મૉબર્લીની આ અદ્‌ભુત મૌલિક કાવ્યકૃતિ અંગ્રેજી સાહિત્યના પ્રાચીન ઉદયકાળયુગીન ગીતકવિ એડમન્ડ વૉલરની સુંદર લયાન્વિત ગીતરચનાનું આધુનિક રૂપાંતરણ છે. અત્યાર સુધીનાં બધાં સેક્શન્સમાં આલેખાયેલ સાહિત્યની વંધ્ય અવદશાને પાઉન્ડે આપેલો ઉદાહરણાત્મક સજ્જડ પ્રત્યુત્તર સહૃદયતા, લાગણીશીલતા કવિતા-ગેયતા પ્રત્યેની ભાવવિભોરતા અને માનવીય વિડંબનાનો સ્વીકાર વગેરે અર્થોનું અજબ મિશ્રણ ધરાવે છે. કવિતાની objectivity ખૂબ

જ અગત્યનો વિષય છે. એલિઝાબેથન યુગીન કવિતાને આધુનિક વિષયનું શરીર આપીને પાઉન્ડ 'ટ્રેડિશન એન્ડ ઈન્ડિવિડ્યુઅલ ટેલન્ટ'માં પ્રતિપાદિત સિદ્ધાંતને ઉદાહરણનું સ્વરૂપ આપે છે. કવિતાનું 'ફોર્મ' (માળખું) પ્રાચીન, પ્રણાલિકાગત છે, જ્યારે 'મિનિન્ગ' (અર્થ) આધુનિક છે. એ બન્નેનું અદ્દ્ભુત સામંજસ્ય ધરાવતી આ કવિતામાં લોઝ જેવા નિપુણ સંગીતકારની રચનાઓની મધુર અને લયાન્વિત ભૂતકાલીન સંસ્મરણો જેવી સુરાવલીઓ પડઘાય છે.

## 'મોબર્લી' : ખંડ બે

કવિતાના મુખ્ય પાત્ર મોબર્લીનો ઉલ્લેખ માત્ર કવિતાના દ્વિતીય ખંડમાંજ થાય છે. એથી પ્રથમ ખંડની કવિતાઓમાં 'કવિતા'ને કેન્દ્રિયપાત્ર કહી શકાય. મોબર્લી એક એવો આદર્શ કવિ છે, જે પ્રકારનો કવિ પાઉન્ડ બની શક્યો હોત, પણ બની શક્યો નહિ. પાઉન્ડની મોબર્લી જેવા બનવાની તીવ્ર ઝંખના નિઃસહાય કરુણતાસભર છે. જેવી રીતે પાઉન્ડ પ્રથમ ખંડમાં સાહિત્યિક કલાવાદી તરીકે યુગનો શિકાર બનેલ કવિ નથી, એવી જ રીતે દ્વિતીય ખંડનો કવિનાયક મોબર્લી નિષ્ફળતાનો ભોગ બનેલ સાહિત્યિક કલાવાદી નથી. પાઉન્ડ સૂચવે છે કે આ યુગ તેની પાસેથી એવો ઈબ્સનીય વાસ્તવવાદ માગે છે જેમાં કવિએ બેમાંથી એક વાસ્તવિકતાની નિર્ણાયક પસંદગી કરવી જ પડે : આગળ વધવું કે પાછળ હઠવું.

### સેક્શન I

અહીં, કવિનાયક પોતાની કવિતાકલાની (પોએ-ટ્રિક્સની) ખૂબ જ ટૂંકા પરંતુ અર્થસંકુલ શબ્દોમાં રૂપરેખા આપે છે. સેક્શનની અંતિમ ચાર પંક્તિઓમાં કવિનાયક પોતાની વૈયક્તિક કવિતાકલાને તત્કાલીન સાહિત્યજગતમાં આદર્શ ઉદાહરણ તરીકે બેસાડવામાં સદંતર નિષ્ફળ ગયો હોવાનું કબૂલે છે.

લલિતકલાકાર અને સાહિત્યકારને ઊતરતી કોટિના, પૌરુષત્વહીન વામનમાનવ તરીકે આલેખવામાં આવ્યો છે, જેની કલાવિષયક અને સાહિત્યિક વંધ્યતા તેની જાતીય વંધ્યતા સાથે ગાઢ રીતે સંલગ્ન છે. અત્યારનો કવિ પોતાની વૈયક્તિક કલાપ્રતિભાને નમૂનારૂપ સિદ્ધ કરી બેસાડવા અસમર્થ છે. તેની કલા કેન્વાસ પરના વિરાટ, હૃદયંગમ અને ભાવસંકુલ ચિત્રો ન રહેતાં વામન સિક્કાઓ (ચંદ્રપદકો) સુધીની સીમિત બની રહી જવા પામી છે.

### સેક્શન II

કાવ્યના ઉત્કીર્ણનો કર્તા સૈયદ અલીના વેશમાં પાઉન્ડ પોતે જ છે, જે ધિક્કારયુક્ત પ્રશ્નાર્થોમાં આકરા પ્રહારો કરી તીવ્ર અણગમા સાથે જાહેર કરે છે કે જેઓ કવિતાનું મહત્ત્વ સમજતા નથી તેઓ લાગણી અને ભાવ-સંવેદનોને સમજી શકતા નથી. મોબર્લી ભાવાવેશના ઈજન પરત્વે વૃદ્ધત્વની બુદ્ધિહીનતાભર્યો ઠંડો પ્રતિભાવ બતાવે છે. મહાન કલાવાદી બોટિસેલીકૃત વિનસના સૌન્દર્યને ભોગવવા માટે, માણવા માટે તે અસમર્થ છે, તેની "ઝાંયોનો અર્થ" તેને સમજાતો નથી. કામદેવ (ઈરોસ) પોતાના અપમાન સબબ કવિ પર વેર વાળે છે. કાવ્યથી અલગ અંતિમ ચાર પંક્તિઓમાં ઓવિડ કૃત 'મેટામોર્ફોસિસ'ના ભાવવાહી કલ્પના-ચિત્રમાં નિષ્ફળતાથી ઉદ્દ્ભવતાં નૈરાશ્ય અને હતાશાની કરુણતા વ્યકત થાય છે. (પાદટીપ ક્રમાંક ૬૦ જુઓ).

### "તે યુગે માગણી કરી"

આ કવિતા મોબર્લીનાં કલાને જીવન સાથે અને કવિતાને રાજકારણ સાથે સુયોગ કરાવવાના પ્રયત્નોની સદંતર નિષ્ફળતા અને અસમર્થતાનું કરુણ બયાન કરે છે.

સેક્શનની અંતિમ ચાર પંક્તિઓમાં કવિનાયક તત્કાલીન સાહિત્યજગતમાંથી પોતાનાં અપમાનજનક "રદ્દીકરણ" ની કડવી વાસ્તવિકતા કબૂલે છે.

## સેક્શન IV

જોસેફ કોન્રાડની નવલકથામાં સામાન્ય રીતે બને છે તેમ પરિસ્થિતિવશ પાઉન્ડનો કવિનાયક અહીં પલાયન થઈ જાય છે. કપરા સંજોગોમાંથી ઉદ્‌ભવતી અસહ્ય દારુણ વેદનાના ભાર તળે તે પોતાની આસપાસની વાસ્તવિકતાનું ભાન ખોઈ બેસે છે, તેની ચેતાઓ સંવેદન-શૂન્ય અને નિષ્પ્રાણ બની જાય છે. અને કવિનાયક હ્યુ સેલ્વીન મોબર્લીનો કરુણ અંત આવે છે.

## મેરેલિયન

આ સેક્શન દ્વિતીય ખંડના પ્રથમ સેક્શન સાથે કોઈ સિદ્ધહસ્ત પ્રશિષ્ટ કૃતિનો જહેમતભર્યો સંતુલિત અંકુશ અને પારસ્પરિક (juxtapositional) વિરોધાભાસ ધરાવે છે : આ સેક્શન ધ્યાનાર્હ વૈશિષ્ટ્ય સભર અને વધારે સાહિત્યિક છે. અહીં સૂચિત એનાડિયોમિન બોટિસેલિ સર્જિત વિનસ નથી, એટલે કે માત્ર ચિત્રાત્મક નથી, પરંતુ સાહિત્યિક ભાવાર્થછાયા ધરાવતી વિનસ છે.

## "મોબર્લી"ની શૈલી

"હ્યુ સેલ્વીન મોબર્લી"ની શૈલીમાં પાઉન્ડ સ્વિનબર્ન કે વર્ડ્ઝવર્થની કલાત્મક ઉદાત્તતા અપનાવતાં નથી. તે કહે છે : "કવિતાદેવી સુધી પહોંચવા માટે કોઈ ઉચ્ચ માર્ગ પ્રાપ્ય નથી. મારે એવા ફૂલહારની જરૂર છે જે મારા મસ્તકને કચડી ન નાખે." ઈમેજવાદી કવિતાએ સામાન્ય માનવીનો અવાજ અને તેની રોજિંદી બોલચાલની ભાષાએ અંગ્રેજી કવિતાને નવી દિશા આપી. આ કવિતા કોઈ વીરશૈલીનો ઉપયોગ કરી સાહિત્યકાર કે જનમાનસ પર છાપ પાડવાનો ડોળ કરતી નથી, અથવા તો કોઈ સંવેદના પર ચિંતન કરતી નથી; આ કવિતા એક એવા કવિની કૃતિ છે જે બુદ્ધિજીવીઓ પ્રત્યે રોષસભર છે અને છતાં તેમની માનવીય ભૂલો પ્રત્યે 'forgive and forget'નું માનવતાવાદી હૂંફાળું વલણ દાખવે છે.

'મોબર્લી' કાવ્યની શૈલીનું એક વિશિષ્ટ તત્ત્વ એ વાક્યરચનાની ખંડિતતા છે. વાક્યોનું 'સ્ટ્રક્ચર' ખંડિત હોવાથી, સ્વાભાવિક રીતે જ, કવિતામાં આવતા વ્યક્તિગત શબ્દો અને કલ્પનાચિત્રોનું આગવું મહત્ત્વ છે, જે કવિતાકલાની તાર્કિક મર્યાદાઓને ઓળંગી પ્રશિષ્ટ શ્રેષ્ઠતા પુરવાર કરે છે. કવિતાનાં તાલ, લય અને સંગીતતામાં તાજગી ભરી મૌલિકતા છે : પાઉન્ડ પોતાની મૌલિકશક્તિથી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં લોકપ્રિય થયેલા પ્રણાલિકાગત 'આયેમ્બિક' અંતરાવાળા પદ્યના નિયમો તોડી નાખે છે. પદ્યના પ્રણાલિકાગત આયેમ્બિક ચતુષ્ઠયને તેઓ દરેક અંતરાની સ્વતંત્ર રીતે લંબાઈ વધારી ઘટાડી, સ્વરાઘાતના નિયમોમાં મૌલિક છૂટછાટ લઈને કાવ્યના 'સ્ટ્રક્ચર'ને અનિયમિત બનાવી દે છે. છંદોની બાબતે, મધ્યમાં આવતા શબ્દોનો લોપ કરી, કેટલાક શબ્દોની સંયોજના ગોઠવી, અગત્યના શબ્દોનું સંક્ષેપીકરણ અને છાંદસતાનં સંક્ષેપીકરણ (metric syncopation) એ આ કાવ્યની શૈલીની સૌથી વિશિષ્ટ અને પ્રયોગાત્મક મૌલિકતા છે.

'મોબર્લી'ની શબ્દયોજના (diction) રોજિંદી વાતચીતમાં વપરાતા શબ્દોની પસંદગી છે; અહીં કોઈ રૂઢિગત ભાષાપ્રયોગોની રમત નથી, અથવા, છે તો માત્ર તેની હાંસી ઉડાવવા ખાતર છે. ટૂંકમાં, 'મોબર્લી' નું કથાવસ્તુ (theme) અને માળખું (form) સંજોગોવશાત્ એક એવો સેતુ છે જે ટી. એસ. એલિયટની 'ધ વેઈસ્ટ લેન્ડ'ના કવિતારૂપી ધ્યેય સુધી આપણને દોરી જાય છે.

એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી કે પાઉન્ડની આ પ્રકારની પ્રયોગશીલ કવિતાના પથપ્રદર્શન વિના આ જ પ્રકારની 'ધ વેઈસ્ટ લેન્ડ' જેવી સંપૂર્ણપણે સબળ કૃતિ ઉદ્‌ભવી શકત નહિ. ❒

તે ઠાર્યાં તાં, રંગમતી.
સમી સાંજના સામી પાળે
એક અપ્સરા ઊતરી આવી !
તેજ તેજ અંબાર દિસે છે
કસબ ભરેલા મલીર કાપડે
રાતી ટીલડી ભાલ તગતગે
સમી સાંજના ઊતરી આવી
એક અપ્સરા...
એ તો તારું રૂપ, રંગમતી,
એ તો તારું રૂપ !

(૪)

રંગમતીની રૂપગર્વિતા રંગરેજણની
પ્રેમે રંગી અબરખ છાંટી
પાઘ પહેરીને
જે દરબારી જાય
તેની જામને[૨] ઈર્ષ્યા થાય !
રંગમતીની રંગરેજણના રંગ
જુઓ તો ગગનગોખથી ઊતરે
સંધ્યા રાણી ઉષા દેવી જે
વસ્ત્ર ઉતારી નીચે નાખે
રંગ બધા તે લેતી ઉઠાવી...
રંગમતીની રંગરેજણના
રાતા રાતા હાથ
હાથથી છૂટે રંગ ફુવારા
તેમાં લહેરિયાં રંગાય,
પવનમાં ભાત ઊઠીને નાચે.

(૫)

લાખોટા કોઠાની મોટી
ફાંદ ઢાંકવા
રણમલજીએ તળાવ ખોદ્યાં.
નાગમતી ને રંગમતી,
તમે પાણીનાં પરકુળ દઈને
લાજ ઢાંકી છે લાખોટાની.

(૬)

ગામ તટ પર
સાતમ આઠમ ટાણે
મોટો મહેરામણ ઉભરાય.
ઊંચા ઊંચા ચગે હીંચકા
ફજેત ફાળકો ડોલે
ચકડોળે માનવગણ મહાલે
જળ ડોલે હિલ્લોળે
રમઝટ જામે રાસ દાંડિયા..
કેશવજી યે ગુપ્ત વેશમાં
દ્વારકાથી જોવા આવે
જનમદિવસનો મેળો.
નવાનગરને ફરતી નાચે
નાગમતી ને રંગમતી.

---

૧. ચારણ કવિ ઈસરદાન જે જામનગરના રાજવીના આશ્રિત કવિ હતા.

૨. જામ વિભાજીના એક રાજદરબારીનો આ પ્રસંગ છે.

## વ્યથા ચક્ર

**પ્રવીણ પંડ્યા**

બોરડીના ગિચ્ચોગિચ્ચ તીક્ષ્ણ ઝીણા કાંટા જેવો છે પ્રકાશ.
વારંવાર આરપાર જતા ચહેરા,
હરએક ઘાવ વધુ ને વધુ બની રહ્યો છે ગહેરો.
ચહેરો - પંખીથી દૂરદૂર થતો જતો માળો,
ધીમેધીમે વિસ્તરતું કળણ - આ સમયગાળો.
અંધારિયા ઘરમાં ઢસડાતી સંભળાય છે બા,
પથરાળ ફર્શ સાથે ઘસાય છે, બરડ-જર્જર ચામડી, |૨|૮
અંધકારમાં ઘરરર ઘરરર ઝગમગે
આત્માનું અનંત પીળું ચકમક,
પળેપળ પ્રકાશતાં કણેકણને ક્ષણાર્ધમાં અગણિત આંખે ગ્રસે અંધકાર
જેમ પોતાના રાફડામાં જ ગરક થતી રહે કીડીઓની કતાર.
ઘરમાં સર્વત્ર ગાઢ થઈ છે વિષાદની લીલ;
આંખમાં લાવાની ભભક,
આ ઘર જેટલું બીમારઅને ઉદાસ અને ખાલી છે
ક્યારેક હતું એટલું જ ખુશહાલ અને ભરચક,
ખૂબ ઊંડે સુધી પ્રકાશિત હતા દિવસો અને
મનના મૂળ સુધી ભીની હતી રાત.
ક્યાંક થઈ ગઈ છે ભારે ભૂલ,હૃદયોમાં સૂર્યાસ્ત પછીનો દિશાભ્રમ.
દૂરદૂર અંધકારમાં જળહળતી સ્વપ્નિલ બત્તીઓમાં ક્યાંય નથી પડતી ગમ,
જંગલમાં ખોવાયેલા છોકરાઓને ઘેરી વળી છે શિયાળોની હૂલ
સાચ્ચે જ ક્યાંક થઈ ગઈ છે ભારે ભૂલ.
ઊંડો ઊતરતો જાય છે ચીલો,
બહાર નીકળવા મથતાં ચક્રો - ખોડાઈને વ્યર્થ ઘસાતો મનનો ખીલો,
ક્યાં થઈ ગઈ છે ભારે ભૂલ ??? × × × ×
સાંજ પછીના અંધકારમાં રસ્તો કરી બાપુ લાવતા
કાળી માટીની તાજી સુવાસથી ભરેલી પાટી - રંગીન પેન,
શેરીઓમાં રમાતી રમત

એ...ન ઘેન દીવા ઘેન ....
મને દીવાલો પાછળના અંધકારમાંથી શોધી કાઢતી બહેન,
ચાંદો દોડતો મારી સાથોસાથ શેરીના નાકે ઊભેલા થાંભલા સુધી,
એને થાપ આપવા હું વળી જતો પાછો અને ઉપર જોતાં જ
એ મરક મરક હસતો બરાબર મારા માથે,
અવિરત આકાશ વહેતું સાથે,
અમારી આંખોમાં ઝળહળતા તારકોના બેટ.
ટોળાબંધ ત્રાટકતા શ્વાનના ઘૂરકાટમાંથી
વહી આવતો ભિખારણનો કાળો કરુણ સ્વર;
"એ બાઅઅઅ્ કૈ, આપોને અઅ્
ભગવાન તમારાં બાળબચ્ચાં સુખીરાખે એ બાઅઅઅ્..."



હજુ પણ એક હાથમાં લાકડી અને બીજા હાથમાં રોટલી સાથે
ડેલી ખોલતું બાળક સરી આવે છે કીકીઓ પર,
ટગર ટગર થાય છે એની આંખો,
ભૂરા વાળમાંથી ખરે છે તેજોમય રેત,
જાણે મેં અનુભવેલું રહસ્ય -શેરીના કોઈ ખૂણામાં
રાત્રે છાનામાના ભેગા થવા અપાયેલો
ગહન-ગુપ્ત સંકેત !
અવાવરુ ખંડેરમાંથી શોધી કાઢવાનું હતું પ્રેત.
એક કોમળ અને ખતરનાક રહસ્ય ફરતું થાય છે
અંધકારની બિલ્લીઓમાં.
સ્હેજ અપરિચિત આહટ થતાં બરાબર ત્યાં જ ફેંકાય છે
એમની નજરની ફ્લેશ,
પેલું બાળક ક્યાં ગયું ? ? ?
ઘટાટોપ અંધકારમાં બુઝાય છે
એના ભૂરા વાળમાંથી ખરેલી તેજોમય રેત,
બિલ્લીઓની આંખ સંતોષથી મીંચાય છે,
સૂમસામ પવનને ફૂંકતા હરખાય છે સૃષ્ટિનાં પ્રેત.



તડકામાં બેઠાબેઠા કાગડા ખોતરે છે
હતાશ યુવાનોની છાતીમાં ઘટ્ટ થતો વિષાદ,
આ કોલાહલ - હમણાં જ ક્ષતવિક્ષત થયેલો અનંત સંવાદ.
દાડીએ જતી સગીર બાળાને વારંવાર રહી જાય છે ગર્ભ,
ગર્ભ સળવળે અને ભયથી કાંપતી અસંખ્ય છાયા
પડઘાય આત્માની ગલીઓમાં,
તરફડે પહેરવા માનવ આકૃતિ,
મન અંધકાર અને ઉમસની વચ્ચોવચ્ચ ઊભું હોય છે,
સ્પષ્ટ જોઈ શકાય છે પરસ્પર સાથે જોડાયેલા
તદ્દન વિરોધાભાસી બે ભાગ,
બેહદ જલદ હોય છે સંસ્કારિતા અને સભ્યતાનો ઠંડો તેજાબ,
ખદબદતી કુરૂપતા - સૌંદર્ય બેદાગ ! ! !
જીવમાં ભરી છે અગાધ છટપટાહટ,
અંધકારમાં ઘુમરાય છે મચ્છરોનાં ટોળાં,
ગંદા ખાબોચિયામાં ચંદ્રબિંબ ચેરતાં દેડકાં કરે છે ડ્રાંઉ.... ડ્રાંઉ...
ગટરના કાદવને ખૂંદતાં કરાંજે છે ભુંડ,
વાદળોમાં ઉઝરડાય છે તારકોનાં ઝુંડ,
મનના પડી ગયા છે બે ભાગ -
એકએક શબ્દ પર થઈ છે અસંખ્ય છેકછાક.



બહેન દિવસોના દિવસ સુધી બારીના સળિયા પકડી
જોયા કરતી રસ્તા પર પસાર થતી ભીડ અને ફળિયામાં
ઊપસેલી જમીન પર ઊગી આવેલો ગુલાબનો છોડ.
બાપુજી પરોઢના અંધકારમાં ફૂંકતા બુલંદ મંત્રો
પૂર્વાકાશે પ્રગટતો સૂર્યકિરણોનો ગુલાબી શંખ નાદ,
બહેનની વધતી ઉદાસી સાંજ થતાં મુરઝાઈ જતી
ઈશ્વરની પ્રતિમા પર કરમાઈ જતા ગુલાબના રંગ
જેમ આજે જંગલની ડાળેડાળ પર લટકે છે

ગરોલા યુવાનોના આંતરડાં
સુક્કાં પર્ણોમાં કોહવાય છે કપાયેલાં અંગ,
કરોડો કાળજાં થઈ ગયાં છે દંગ ! ! !
અંદરબહાર સર્વત્ર છેડાઈ ગયો છે જંગ.
મારી કીકી પર ઊભેલું પેલું બાળક ક્યાં ગયું ?
કદાચ કાલે આવશે ?
અવાવરુ ખંડેરમાંથી શોધી કાઢશે પ્રેત !
એની ક્રિયામાં હતો કોઈ ગહન-ગુપ્ત સંકેત !
ભૂરા વાળમાંથી ખરેલી તેજોમય રેત,
જેના પર અંધકારની બિલ્લીઓએ ત્વરિત ફેરવેલી નજરની ફ્લેશ.
મન થઈ ગયું છે લીરેલીરા,
હજુ ઈશ્વર છે ! ! ! !
મંદિરોમાં છે મશીનગનો - બૉમ્બ - ભોંયરાં અને સુરંગ ! ! !
એકમેક સાથે ભળી ગયાં છે આરસ અને મનુષ્ય-અસ્થિના સફેદ રંગ,
સર્વત્ર છેડાઈ ગયો છે જંગ,
કેટકેટલી વર્ષા અને ઉલ્કાપાતો પછીયે
આસમાન રહ્યું છે એટલું જ સ્વચ્છ શાંત અને રંગીન ! ! !
માણસોનાં મન એટલાં જ અશાંત અને મલીન ! ! !



જેમ પૃથ્વી પોતાની ધરી ઉપર ઊભી ઊભી ફરે ઘરરર્ ઘરરર્
એમ અંધારિયા ઘરમાં ઢસડાતી સંભળાય છે બા,
વદન હશે ખિન્ન,
લશ્કરમાં ગયેલા દીકરાને મળતી નથી રજા,
નજીકમાં જ નોખા રહેતા પુત્રને ત્યાં વિંયાઈ છે ગાય,
ડેલીએથી ઊભા ઊભા અજાણ્યા સંદેશવાહકે કહેલું :
"એમણે કે'વડાવ્યું છે કે અમારે ઘેર આવ્યા છે જમાઈ
ખૂટી ગૈ છે ચાર અને વિંયાઈ છે ગાય,
રાતભર કૂવામાં ઝમે છે પાણી
ને ટીનિયો કૂવાના થાળા પર જ બેસી રહે છે બેટરીનો લિસોટો તાણી,
દિવસરાત એક કરવાં પડે છે,

તમારા દીકરાએ વ્યાજના લોભે કરી નાખ્યું છે લાંબું ધિરાણ
તે એમનેય રાતભર ચડે છે દમ.
શાંતિને સોળમું બેઠું છે તે ઓણ કરી નાખશું લગન
વાત રાખજો મોઘમ.
આપણે દુશ્મન ક્યાં આઘા છે ?
શાંતિની ઉમરમાં બે વરહ ખૂટે છે
તે દાખલો કઢાવવા ત્યાં કચેરીમાં આવવું જ પડશે,
અહીંનો નવો સાહેબ કરતો નથી કામ, લેતો નથી લાંચ,
જીવ તો ઘણોયે બળે છે પણ કેમ કરી અવાય ?
મારા આણામાં હું લાવેલી એ લાલ થેલી
ગયે વખતે હું ત્યાં ભૂલી ગઈ છું
તો આવનાર ભૈ હારે મોકલી દેજો,
કામકાજ કે'વડાવજો."



અંધારિયા ઘરમાં ઢસડાતી સંભળાય છે બા,
વદન હશે ખિન્ન,
હીચકાના કિચુડાટ જેવું માથા પર તોળાય છે ભાવિ
અભ્યાસ કરતા મિત્રે મંગાવ્યા છે પૈસા
હજુ બાની દવાય નથી આવી.
પાંચેક વાર ગિરવે મુકાઈને વ્યાજમાં જ તણાઈ ગઈ છે
બાપુજીના ગુરુના નંગવાળી વીંટી,
સાવ ઘસાઈ ગઈ છે જીન્સ ખૂટી ગઈ છે બીડી,
દીવાલોની તિરાડો વચ્ચે બેયોનેટ જેવી દેખાય છે ખાલીખમ્મ ખીંટી,
બરાબર એની સામેની દીવાલ પર હીચકાના સળિયા પકડી
કિચૂડ કિચૂડ ફર્યા કરે છે મારી છાયા,
ટી.બી.ની છેલ્લી ઉધરસ ખાતા લોહી થૂંકતા શહેરની
પાંસળીઓમાં રોગિષ્ઠ જંતુ મૃત્યુ સાથે કરી રહ્યાં છે વાટાઘાટ,
ભૂખ પર બાઝી ગઈ છે મેશ
છાતીમાં લાગ્યો છે માંદી મિલની મશીનરીનો કાટ.
વસ્તીઓમાં,

સડક પર,
અને દુઃસ્વપ્નોની ભીડમાં શોધ્યા કરું છું
મેં જીવેલા માણસોના અવશેષ
જ્યારે હું ય બચ્યો છું મેં કલ્પેલો શેષ.
અંધકારમાં સમુદ્ર કિનારે બંધાઈને પડેલી નાવ જેવી
નિર્જીવ કીકીઓ પર અથડાય છે લહેર પછી લહેર,
પેલું બાળક ક્યાં ગયું ?
બા કરી રહી હશે ઉચાટ,
છાપામાં નકશા અને આંકડા પાથરી બેઠેલા
નેતાઓએ કહ્યું છે :
"અમે ઉકેલ વિષે આશાવાદી છીએ,
હાલ શાંતિ માટે સર્વસંમતિ સધાઈ રહી છે,
પહાડી વિસ્તારોમાં થંભી ગઈ છે હિંસા."



અંધારિયા ઘરમાં ઢસડાઈ રહી છે બા,
એના વ્યથાચક્રને હું સમજી શકતો નથી,
શ્વાસની સોય ફરીફરી સીવી રહી છે જર્જરિત જિંદગી,
ભીતરથી જ ભોંકાઈ રહ્યું છે લોહી,
પ્રહર પછી પ્રહર,
દિવસ પછી દિવસ,
વરસ પછી વરસ,
એક પડછાયો ચાંટ્યા કરે છે
અંધકારની ફરસ.

## ક્યાં છે અમારા નકશામાં
### કિશોર વ્યાસ

સાચાં સુંવાળાં સપનાંઓ ક્યાં છે અમારા નકશામાં ?
આ દૂધ નીતરતા તારાઓ ક્યાં છે અમારા નકશામાં ?

કોઈ આછાં આછાં બોલાવે, કોઈ વ્હાલ કરે કે ઝુલાવે,
તે નેહ નીતરતા ધાગાઓ ક્યાં છે અમારા નકશામાં ?

ઊડો ઊતરી ઊઘડી જાઉ ફેલાઈ જઉ હું તારામાં,
એવા રમતના પાસાઓ ક્યાં છે અમારા નકશામાં ?

મેવાડી રથના ચીલા પર કંઈ સ્પર્શ મળે તો પણ સારું,
અદકી અલગારી કરતાલો ક્યાં છે અમારા નકશામાં ?

## શબ્દનો પથ્થર
### નીતિન વડગામા

ફૂંક દઈને સ્હેજ સળગાવ્યો ચૂલો,
એક તણખો એમ ત્યાં ભાગી છૂટ્યો.

એમને ઝાઝી જગા ક્યાં જોઈએ ?
ચાલશે એકાદ પણ નાનો ખૂણો.

આમ તો એકાદ ફૂલ પર્યાપ્ત છે,
તો ય એણે બાગ કાં આખો ચૂંટ્યો ?

આભને અડકીને જે છટકી ગયું,
કોઈ તો ખાલી જગા પૂરી જુઓ !

એક વિસ્મયની નદીના વહેણમાં,
શબ્દનો પથ્થર અમે તરતો મૂક્યો.

## વિકલાંગ છું !
### મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

છું જ છું, સરિયામ, સાંગોપાંગ છું,
એમ આબેહૂબ મારો સ્વાંગ છું,

શ્વાસ પલટાતા તરત ઉચ્છ્વાસમાં,
હર પળે અવસાનમાં ભફ્ફાંગ છું.

રે સમય ! ઊંચાઈ પણ સાપેક્ષ છે ?
ઉત્ખનન દ્વારા મળી ગઢરાંગ છું !

ગાય મરતાં ચર્મ ચીરાયું, પછી—
જે બન્યો એ ઢોલનું ધ્રિજબાંગ છું !

ચાર સ્કંધોની મદદ લેવી પડી;
આખરે સાબિત થયું - વિકલાંગ છું.

## એક ભીખારીનું મોત

### દલપત ચૌહાણ

હવે; તેની પીઠ પર ચોંટેલો નિશ્ચલ
પડછાયો,
તેની અને પૃથ્વી વચ્ચે કચડાય.
ખુલ્લી આંખોના અતલમાં વળૂંભાતું
આકાશ
તૂટેલી ચશ્માંની દાંડી પર
લબડી પડ્યું છે.
પાંપણોને ખૂણે થીજેલું એનું ગામ;
ખળખળવા મથે છે.
ફંફોસો;
જિન્દગીના કેટલાક દિવસ
કેટલીક રાત્રિઓ,
તેના ખાલી જઠરમાં ભળ્યા હશે ?
તેનો આંક ક્યાં ?
પતરાના ડબલા પાસે પડેલ સુક્કો રોટલો
કૂતરું સૂંઘીને છાંડી ગયું છે.
શરીરે અર્ધ લપેટાયેલી
ફાટેલી ચાદરના પડ
કે, પહેરણની વાળેલી બાંયમાંથી
મળી આવશે;
એકાદ બે નાની ચલણી નોટ
કે સિક્કાઓ.
શાંત છે જીભ પર કાકલૂદીઓ.
ટેરવે, મેલના થર નીચે સ્પર્શનાં
અડાબીડ વન
સ્તબ્ધ છે,
અને
ચૂપ છે, લોહીમાં બાજરીના ડૂંડે બેઠેલા
લેલાનો તલસાટ.
પાનીએ ઊંઘી ગયાં છે, પગદંડીઓનાં
નિશાન.
રેખાઓના હસ્તમાં;
નજવચિહ્ન ન રાજચિહ્ન.
કદાચ હજીય સંગ્રહાયેલ હશે હૃદયમાં,
થોડાંક સ્વપ્ન - થોડીક જિજિવીશા.
બાજુમાં રગદોળાતા ગલગોટાના
ફૂલ પાસે
કોઈક સળગાવી ગયેલ
ઘીના દીવાની સુવાસથી,
સાવ અજાણ....
માખોના બણબણાટના સંગીત તરફ લક્ષ
ન દેતો, એ ....
અંતિમ યાત્રાનો યાત્રી
તૈયાર સૂતો છે.
સાવ અજાણપણે... અને,
પૃથ્વી અને તેની વચ્ચે,
એનો નિશ્ચલ પડછાયો ભીસાય છે.

: ) કવિલોક : માર્ચ - એપ્રિલ ૧૯૯૨

# ત્રણ ગઝલો

**મહેન્દ્ર જોશી**

(૧)

હાથમાં લઈ અર્ધ્ય જળનો કેટલા પરવશ ઊભા,
કોઈ કારણવશ અમે દરિયાકિનારે જઈ ઊભા.

કોઈ તો હોડી બનાવી લઈ જશે અમને કદી,
એ વિચારે એ જ સપનું લઈ અમે કાંઠે સૂતા.

એટલું નાજુક રહ્યું મોતી સમયના દ્વીપનું,
નેત્ર ખોલી જોઈ લેતાં ને તરત મીચી દેતાં

પગ તણું પાતાળ ના ભેદી શકાયું એટલે,
પંગુ પડછાયા મળ્યા એને અમે અશ્વો કહ્યાં.

આંસુનો ઉલ્લેખ થાતાં થઈ ગયો દરિયા ઉપર,
તો થયું નાહક અમે એ બોરને એઠાં કીધાં

ચાંદની દાહક રહી ને એ પવન પણ પરપીડક
શ્વેતરંગોથી પછી આ રકતને રંગી લીધાં.

(૨)

ઓ તરફ વળ ખાય છે દરિયો અને ખારી હવા,
આ તરફ લૂણો થયેલી ભીતનાં છે ખોરડાં.

માત્ર દરિયાથી અલગ થાતાં મળી કેવી સજા,
અશ્મિ થઈને પાળવાના પૂર્વજોના કાયદા.

એક મોજું ઊંચકીને લઈ ગયું પાતાળમાં,
મેં તરસતી જોઈ લીધી એક મનમોજી પ્રજા.

નગ્ન સૂરજની સમક્ષ જે બંડ પોકારી મર્યા,
કોણ આંખોમાં ફરી જીવતા કરે છે આગિયા.

મેં તિમિરને ફાડીને ફેંકી દીધું ત્યાં ફીણમાં,
જ્યાં હતી કેવળ સ્વયંને છોડવાની કો પ્રથા.

શબ્દની ભુરાશના વિસ્તારને ક્યાં ઓળખું !
હા, હજી રોયા કરું છું પૂર્વજન્મોની કથા.

(૩)

હે આંગળી તું આ નદી વેરાન ના બતાવ,
જળની સમસ્યા હોય તો જળ આમ ના વહાવ.

છાતીમાં એને સાચવો - છાતીમાં પાકશે જ,
મોતી સ્વયં એ ચીજ છે કાં કોલસો બનાવ !

નકશાની પેલી પાર હો ઘટનાવિહીન પ્રદેશ,
મન થનગની રહ્યું જવા જ્યાં હોય એ પડાવ.

દુઃસ્વપ્નને અટકાવવા ચાંપી દીધી મેં આગ,
વાદળ સમો ઘેરાય છે આંખોમાં એક ભાવ.

કાં ગટગટાવી જાવ કાં વરસી પડો કશે,
બોલો સજન, જળનો બીજો તો હોય કયો સ્વભાવ.

મારી તમામ વેદના પથ્થર બની ગઈ,
પડતો નથી મારા ઉપર કૈ સૂર્યનો પ્રભાવ.

કવિલોક : માર્ચ - એપ્રિલ ૧૯૮

## ત્રણ રચના

### કિશોરસિંહ સોલંકી

(૧)

ઈશ્વરે
આપણા આનંદ માટે
એક દીર્ઘ કવિતા રચી
છે
એની
ધ્રુવ પંક્તિ છે
આ વસંત.

(૨)

આપણે બન્ને
સાથે હોઈએ તો
ચડી શકીએ
આ વસંતના એવરેસ્ટ ઉપર
હું એકલો
કેવી રીતે કરી શકું
આરોહણ ?

(૩)

વસંતનો યજ્ઞ
આરંભાયો છે,
મારા આંગણામાં.
હું કેવી રીતે
એકલો બેસી શકું
યજ્ઞની વિધિમાં ?

## આ અમથાજી

### રમણીક સોમેશ્વર

માણસ નહિ પણ વાટ વગરનું ફાનસ છે આ અમથાજી,
થર થરતી ઠંડીમાં ભીનું બાકસ છે આ અમથાજી.

લોક વચાળે ગાય વગાડે, તાતા થૈ થૈ નાચે છે,
ચોરે ચૌટે ભજવાતું એક ફારસ છે આ અમથાજી.

તૂટેલા દિવસોને બખિયા ભરી ભરીને સાંધે છે,
ટાંકા -ટેભાવાળું તોયે અતલસ છે આ અમથાજી.

જીવતરનાં સૌ દશ્યો અમથો ઝાંખાં-પાંખાં ભાળે છે,
આંખો વચ્ચે ફેલાયેલું ધુમ્મસ છે આ અમથાજી.

રોજ એકના એક ખેલને ભજવી ભજવી થાક્યા છે,
આમ જુઓ તો ફ્લોપ ગયેલું સરકસ છે આ અમથાજી.

# મઝા અને મઝા અને -

રમણીક અગ્રાવત

પણ આમ બોલતાં બોલતાં સ્વરપેટીને ઘસાઈને
કશુંક ઊભું રહે છે. ગાડી દોડતી હોય ધસમસ
અને એને તાલે આપણે ય વહેતા હોઈએ અને
અચાનક પાટા-પૈડાંની આછી ઘરઘરાટી સાથે
ગાડી અને આપણે થંભી જઈએ એમ આ મઝામઝા-
મઝામઝા રટતાં રટતાં ક્યાં આવીને ઊભા રહ્યા!
તમને પણ એવું થઈ શકે, મને ચોક્કસ ખાત્રી છે.
કેમ કે તમે પણ જમતાં જમતાં અચાનક કંઈક
વિચારે ચઢી જાઓ છો, કાંઈક ગણગણતાં ગણગણતાં
એકાએક અટકી પડો છો અને ગણગણાટનો છેડો
નહિ જડતાં આછા અજંપા સાથે કશાક બીજામાં
ગૂંથાઈ જાઓ છો. આછા પરિચિતને ગૂંચવાઈને
જોતાં જોતાં એકાએક ખીલી શકો છો .ખૂબ વાતો
કરી લીધા પછી ઓચિન્તા કંઈક ખાલી થઈ જવાની
ચરચરાટીથી ચોંકી પડો છો, તેથી અને તેથી આ
મઝાને છેડે ઘસડાઈને આવેલું કંઈક જોતાં અચકાઈ
તો નહિ જ જાઓ કેમ કે એ તો હંમેશ એની સાથે
છે.

# બહારવટિયા વિચારો

સંસ્કૃતિરાણી દેસાઈ

અંધારું થાય છે
ને મનની કોતરોમાંથી
સંતાતા સંતાતા બહારવટિયા વિચારો
નીકળી પડે છે બહારવટું કરવા.

કોઈક જો નીકળ્યો હોય એકલદોકલ
તો લૂંટી લે છે બિચારાને,
ને જો સામો થાય તો કરી નાખે છે કત્લેઆમ.
પણ હા, જો કોઈ હોંશિયાર અને નીડર લાગે
તો તેને ગમે તેમ કરી, મનાવીને,
પોતાની ટોળીમાં કરી દે છે શામેલ,
અને બનાવી દે છે પોતાની 'ગેન્ગ'ને વધારે મજબૂત.

ખરી રીતે તો સ્ટ્રીટ લાઈટ્સ મુકાવી દેવી છે મારે,
ને ઓછું કરી દેવું છે આ બહારવટિયાઓનું જોર.
આમ તો ગામથી ઘણે દૂર સુધી હવે મુકાવી દીધી છે સ્ટ્રીટ લાઈટ્સ,
પણ ઘણી ઊંડી છે મનની કોતરો
ને કાંઈ છેક સુધી સ્ટ્રીટ લાઈટ્સ મુકાવાય તેમ નથી.

બહારવટિયા વિચારોનું જોર ખૂબ વધી રહ્યું છે હવે,
સ્ટ્રીટ લાઈટ્સ હોય છે ત્યાં પણ ત્રાટકે છે તે લોકોનું ટોળું.

એકલદોકલ તો શું
પણ લૂંટે છે પાંચ-સાતની ટોળીને પણ.
આ બહારવટિયા વિચારોને માટે
કાંઈક કરવું પડશે હવે
યુદ્ધના ધોરણે !

## શબ્દોનાં છૂંદાણાં

ઉશના

લોકો મને શાહીચૂસ કહે છે
લોકો તો કાલે ઊઠીને મને
મખ્ખીચૂસ પણ કહેશે,
લોહીચૂસ પણ કહેશે.

કહે ભાઈ કહે
એ તો લોકો છે !
કોઈના નામને બદનામ કરતાં
એમને ક્યાં કશી વાર લાગે છે ?
પણ આ શબ્દો પણ...
ઉપકાર પર અપકાર કરે
તો
એમને શું કહેવું ?

એક તો
એમને ચઢેલું કલમનું ઝેર ચૂસી
લઈ
હું એમને જીવનદાન આપું,
એમના દૂઝતા જખમોને રૂઝવું
ને ઉપરથી
એ શબ્દો જ
મને ધગધગતા ટાઢા ડામ દે
એ તે વળી ક્યાંનો ન્યાય !

જુઓ છો ને તમે
મારી પીઠે ઊઠી આવેલા
એના આ લીલાછમ સોળને !
હવે કાલે ઊઠીને
તમે પણ એમ ન કહેતા
કે
એ તો શબ્દોનાં છૂંદણાં છે !

## ધુમ્મસનું વન

હર્ષદ ચંદારાણા

ધુમ્મસનું વન નભમાં કોળ્યું,
નભ ભેળું લઈ નીચે ઊતર્યું,
ધરતી ઉપર સરસર સરતું,
ફૂલ્યું- ફાલ્યું ચારે - ફરતું.

ધુમસમાં ગુમ ખીણે પગથી,
ધુમ્મસમાં ગુમ ટોચે દેરી;
ધુમ્મસની ધાબળીઓ લઈ લઈ-
ટેકરીઓએ લીધી પહેરી
મળ્યો ન કામળો અંધારાનો
ટાઢે સૂરજડું થરથરતું,
ધુમ્મસનું વન....

ધુમ્મસ થઈ વીંઝાતી પાંખો,
ધુમ્મસ થઈ ગ્યા ગમતા ટૌકા;
ધુમ્મસના વન વચ્ચે સરોવર
ધુમ્મસનું ને ધુમ્મસ નૌકા
પાંપણનાં હલ્લેસાં માર્યે
ભાન સમયનું નથી રે તરતું
ધુમ્મસનું વન....

ધુમ્મસનાં આ ખરતાં પરણો,
ધુમ્મસનાં ઝરમરતાં ઝાડો;
ધુમ્મસનાં કૈં પશુઓ રાની
પાડ્યે રાખે મૂંગી ત્રાડો
કૂદે, ભાગે, પડે, આથડે-
જીવ બિચારો હરણું ડરતું
ધુમ્મસનું વન....

તીણા ન્હોરીલા વાયુથી
હિંસક સુસવાટાઓ ભરતું
ધુમ્મસનું વન....

## મેં ધજા રોપી દીધી

**દીનેશ ડોંગરે 'નાદાન'**

મેં ધજા રોપી દીધી છે ચોતરે,
જેને નોતરવું હશે એ નોતરે.

બહારથી અકબંધ લાગું છું છતાં,
કો'ક ભીતરથી નિરંતર કોતરે.

લોક ઓળખતાં તને મારા લીધે,
મગફળીને આ કહ્યું તું ફોતરે.

હું કરું છું જ્યાંથી અળગી જાતને,
કો'ક આવી ત્યાં જ પાછું જોતરે.

એક સુંદર શિલ્પની છે શક્યતા,
ટાંકણું લઈ તું મને જો કોતરે.

પ્રાણ પણ 'નાદાન' દઈ દેશે તને,
જાણ કરજે તું જરી આગોતરે.

## ગઝલ

**દીનેશ ડોંગરે 'નાદાન'**

દિન, મહિનો, સાલ કે આખી સદી,
હું મળું કે ના મળું પાછો કદી !

મારું કહેવું સત્ય છે તું માન દોસ્ત,
અંતે દરિયામાં જ ભળશે હર નદી !

કૃષ્ણ ગીતાનું વચન ભૂલી ગયા,
રોકી શકશે કોણ આ યુગની બદી ?

"કાવ્યસંગ્રહ તું છપાવી નૈ શકે",
એવું બોલ્યો'તો મને એક કાગદી.

પડખું ફેરવશે ફરી ઈતિહાસ ને-
જિંદગી કરવટ બદલશે એક દી.

## કોણે ફરી બેઠો કર્યો ?

**બાલુભાઈ પટેલ**

એક પળમાં આખો ભવસાગર તર્યો;
મોતના દ્વારેથી હું પાછો ફર્યો.

ખૂબ વીઝાયો' તો ઝંઝાવાત પણ;
પાંદડું તૂટ્યું કે ના ટહુકો ખર્યો.

આંખમાં ધુમ્મસનો કોલાહલ હતો;
કાળજે આવીને સન્નાટો ઠર્યો.

શ્વાસ જ્યારે તૂટવાની ક્ષણ હતી;
મારી છાતીમાં પવન કોણે ભર્યો ?

લાશમાંથી બહાર કાઢીને મને,
'બાલુ', આ કોણે ફરી બેઠો કર્યો ?

## ધીકતા અંગાર ફાવે

**બાલુભાઈ પટેલ**

કોઈ શા માટે ભુલાવે કોઈને,
કેમ કોઈ યાદ આવે કોઈને.

નૈં તો ગાલિબ કેમ રડવાનું કહે;
કોઈ શા માટે સતાવે કોઈને.

આ બધી સંવેદનાની છે અસર;
દર્દ કોઈનું રડાવે કોઈને.

ડૂબવાના ભયથી ધ્રૂજે છે બધા;
કોની હિંમત કે બચાવે કોઈને.

'બાલુ' કોઈ ફૂલથી દાઝી ઊઠે,
ધીકતા અંગાર ફાવે કોઈને.

# ચાર ગઝલ

## દક્ષ પ્રજાપતિ

(૧)

દીપ ઊઠ્યો છે, રાત ખોલી દો !
પવન છૂટ્યો છે, મ્હેક ઢોળી દો.

મુઠ્ઠી વાળો ના, પાન મુરઝાશે,
હાથ કોરો છે, મેંદી ચોળી દો.

વેણ વાગી છે, કુંજ જાગી છે,
રંગ લાગ્યો છે, ફાગ બોલી દો !

મેઘ ઘેરાતો, વીજ વમળાતી,
કેશ છુટ્ટા છે, આજ ઓળી દો !

દ્વાર ખુલ્લાં છે, સેજ ઢાળી છે,
આજ અત્તરમાં સૌ ઝબોળી દો !

(૨)

કોઈ બોલાવ્યા કરે, ન્હોતું નીકળવું,
કોઈ પમરે, પવનને ન્હોતું નીકળવું.

ખોલવી ન્હોતી જ મુઠ્ઠી તો પછી,
દાન દેવા હાથને ન્હોતું નીકળવું.

ડખલ જેના આવવાથી લાગતી,
આવકારો આપવા ન્હોતું નીકળવું.

બીક નજરાઈ જવાની જો હતી,
આયનાઓ શોધવા ન્હોતું નીકળવું,

ભોમિયા પર જો ભરોસો બેસતો ના,
પંથ એને પૂછવા ન્હોતું નીકળવું.

ભ્રાંતિઓનાં ચોતરફ જાળાં તરે,
ઘેનમાં એવી રીતે ન્હોતું નીકળવું.

પાપ જેવું જો સતત લાગ્યા કરે,
ચાહીને મળવા પછી ન્હોતું નીકળવું.

બંધ રાખી બારણાં રહેવું હતું,
વાત કરવા વ્યોમની ન્હોતું નીકળવું.

ભૂલથી ભેગા થવાયું માફ કર,
આજ મારે ઘેરથી ન્હોતું નીકળવું.

(૩)

ડુંગર મારો, દરિયો તારો,
જલ મારું , ઝબકારો તારો.

મત્ત મ્હેકતો આંબો મારો,
ડાળે ડાળે ટહુકો તારો.

અંધકારનો મિનાર મારો,
ગોખે ગોખે તારક તારો.

મુક્ત મ્હાલતો પતંગ મારો,
મીઠો મીઠો ઠમકો તારો.

ફૂલપગલિયો રસ્તો મારો,
રૂમઝૂમતો મહી રણકો તારો !

તારી આંખે ઉઘાડ મારો,
મારી આંખે ઉછાળ તારો.

ડુંગર તારો દરિયો મારો,
જલ તારું, ઝબકારો મારો.

(૪)

ઝાડ પરનું ફળ અમારા હાથમાં હો !
પ્હાડ પરની વાદળી અમ બાથમાં હો !

પ્હોંચવાની મંજિલે કોને તથા છે ?
ચાલતા રૃહેવું તમે જો સાથમાં હો !

લાવશે અહીયાં જો રથ અશ્વો તમારા,
એ બરોબર જો તમારી નાથમાં હો.

કાવ્ય જેવું કાવ્ય પણ પૂરું પમાશે,
જો પઠન વેળા તો તમે સંગાથમાં હો !

ચદરિયાં પણ આપણી રૃહેશે સલામત,
એટલી શ્રદ્ધા કબીરાના હાથમાં હો !

## ઘોડો

ફારૂક શાહ

પછડાય ઘોડો.

ગમાણમાં ઘુમરાતી વાસી હટહણાટી,
ને એમાંથી ડોકાતી તલબ
તાકે ઘોડાની ચામડીએ ઊપસેલાં
ઘારાંઓને.

ઘોડો માંદી માંદી નજરે જુવે બધું
અને ઊછળે -પછડાય.

એના દાંતનો કાઢ
હવે બબડતો નથી
તરડાઈ ગયેલાં ઢીચણ
જમીનમાં ઊતરવા ઝંખે છે
તિરાડોમાંથી આવતી ગંધ
સાવ મૂંગી બની ગઈ છે
પ્રત્યેક પળ લથડાઈને
અવસાન પામ્યા કરે છે ડાબલા.

માખીના મણમણ
શોધ્યા કરે છે શેનાં કારણ ?

ઘોડાની ફરફોલાયલી ચામડી
કદાચ કશું જ સ્પર્શવાની સંવેદના
મૂળથી ગુમાવી બેઠી છે.

ઘોડાનાં હાડકાંઓમાં ઉજાગરાનું કળતર
કદાચ બરફ બની જવાની સ્થિતિએ
પહોંચી ગયું છે.

એટલે જ કદાચ
ઘોડો ઊછળે છે અને પછડાય છે
છતાં હણહણતો નથી.

## યથાવત્

**તુરાબ હમદમ**

કબૂતરની જેમ જ ફફડવું યથાવત્,
છતાં રોજ લડવું- ઝગડવું યથાવત્.

વધે એટલે જૂઠની બોલબાલા,
આ સત્ય હંમેશ કડવું યથાવત્.

ભટકતું રહે મોહમાયામાં મનડું,
ને સિજદામાં માથું રગડવું યથાવત્.

બળદ પણ નથી ને નથી કોઈ પૈડાં,
આ ગાડાનું આમ જ ગબડવું યથાવત્.

અવસ્થા નથી કોઈની એક સરખી,
નથી આ હ્રદયનું ધડકવું યથાવત્.

## અકળને તાગો

**ભગવતી પંડ્યા**

સાગર તળિયે સોય સૂતી ને વાદળ વચ્ચે ધાગો
કળાય એટલું કળી અકળને તાગો.....

નાદબ્રહ્મથી ઝરતું રે કૈં અબરખ ઘોળ્યું વ્હેણ
ધવલ-સ્ફટીકી રૂપ આંજતું અગમ આછર્યું ઘેન
બોલ પકડવા કે ઝીલવા પ્રતિસાદો
કળાય એટલું કળી અકળને તાગો....

તોય થયાં ના વસ્ત્ર ફૂલનાં પંતગિયાં કંતાયાં
સોનપરીના સ્પર્શ સમું આ શ્હેર નર્થની છાંયા
વ્યથા કુંવારી ને અઘરા અનુરાગો
કળાય એટલું કળી અકળને તાગો...

# વારસો

ધીરેન્દ્ર મહેતા

રણ ને દરિયો
સૂતાં છે
મારા ગામની અડખેપડખે.
કહે છે,
જ્યાં ઘૂઘવે છે દરિયો
ત્યાં એક કાળે હતું રણ;
અને રણ સૂસવે છે એ જગ્યાએ
હતો દરિયો.

એવું આ ગામ
મને મળ્યું છે વારસામાં.
હવે મારે
એની રેતીની લકીરોમાં
જળની લહેરો
અને
જળની લહેરોમાં
રેતીની લકીરો

ઉકેલતાં ઉકેલતાં
શોધી કાઢવાં છે
દરિયાને તળિયેથી રણ
અને
રણમાં ગરક દરિયો.

મારી મથામણ છે
સાગર તળે ખોવાયાં ઊંટનાં પગેરુ માટે,
રણવચાળે ક્યાંક ધરબાયેલાં
મત્સ્યોના તરફડાટ માટે.

આ કંઈ સમુદ્રને મથીને
રત્નો કાઢવાની વાત નથી,
આ તો વાત છે
ઉલેચવા અને ઉલટાવવાની
આમ કવિતા લખવા કંઈ
અમથો બેઠો હોઈશ !

## વિસ્મૃતિકથા

**મેઘનાદ હ. ભટ્ટ**

શિયાળાની પ્રલંબ રાત્રીમાં થીજી ગયેલી દીવાલોને
ભેદીને કે છેદીને
કોઈ સ્મૃતિ હવે ઢંઢોળી શકે એમ નથી.
સ્મૃતિવિહોણી રાત્રી વધુ એકલવાયી બને છે -
વધુ પ્રલંબ પણ.

સામસામે રેલાઈ રહેલા રેલ પાટાની જેમ
સ્મૃતિ અને હું વચ્ચેનું નિરાવલંબી અંતર
સંકોચાયા વિના વિસ્તર્યા કરે છે.
કોઈ ક્રોસિંગની અડફેટમાં કે અકસ્માતમાં પદચ્યુત થયેલ રેલના પાટા તો
અણધાર્યા ય કદાચ આલિંગન કરી બેસે
પણ,
અન્યોન્યના વિશ્વમાંથી બહિષ્કૃત થઈ
આ શિયાળાની રાત્રે
વિગત સ્મૃતિ અને હું
અમારી પોતીકી તન્હાઈમાં થીજી ગયાં છીએ
અમારી વચ્ચે હવે કોઈ જ રતિસુખ કે ગીતસુખ શક્ય નથી.

# ટપકાવ્યો

**જિતુ પુરોહિત**

જરા જીવતર જરા ઝાકળ જરા ઉલ્લાસ ટપકાવ્યો,
મેં મારી ડાયરીમાં વિશ્વનો વિશ્વાસ ટપકાવ્યો.

કદી ખૂટે નહિ એવો હૃદયમાં શ્વાસ ટપકાવ્યો,
મેં ફાગણ માસમાં શ્રાવણનો મેળો ખાસ ટપકાવ્યો.

નથી હોડી નથી દરિયો નજરમાં માત્ર હલ્લેસું,
મેં મૃગજળની ઊંડાઈનો ફક્ત ત્યાં ક્યાસ ટપકાવ્યો.

તમે રમવાની મસ્તીમાં અમે મરવાની મસ્તીમાં,
પરસ્પરનો અનોખો આ વિરોધાભાસ ટપકાવ્યો.

અનોખા રંગની દુનિયા ફકીરોની જ કાતિલ છે,
છતાં એમાં જ ભગવા રંગનો ઈતિહાસ ટપકાવ્યો.

# કોઈ નથીનું ગીત

**સોલિડ મહેતા**

જાણે કોઈ નથી આ ઘરમાં...
નરી શૂન્યતા ઘુમરાતી આ ગામ ગલી પાદરમાં...

પાંખ વીંઝતું દફતર આજે ઘરની ભીતે ઝૂલે
બારીમાંથી સાદ પાડતું આભ સામટું ખૂલે
અને છતાંયે ફરીફરીને નજર ઢળે ઉંબરમાં...

નથી ઓરડે રોજ મલકતું ચંદનિયાળું સ્મિત
નથી સવારે ચી - ચી કરતું વિનોદ જોશી ગીત
કોનું હોવું સાવ અચાનક ગુમ થયું પલભરમાં...

નથી હવે હોંકારો અથવા દોર-પતંગની વાત
લોચન ઝરતાં આંસુ વચ્ચે ભાંગે ભરભર રાત
ખરી પડેલી મહેક સરીખી યાદ વહે ભીતરમાં...

## ગીત

**નટરાજ બ્રહ્મભટ્ટ**

તમે શું લેવા વાંસળીની પાછળ પડી છો
મારા તે સમ તમે બોલો
તમે સાચું ક્યો કોના તે વાદે ચડી છો
મારા તે સમ તમે બોલો...

ગોકુળિયું ગામ મારો સુંગધી શ્વાસ છે
ને વાંસળી તો બહુ બહુ તો મારો ઉચ્છ્વાસ છે
તમે બેઉ મારા જીવતરની સાથે જડી છો ...
મારા૦

હૈયાનું હીર બધું ઓળઘોળ તમને ને
ઓળઘોળ વ્હાલપનું ગામ
વાંસળીને સમ ખાવા હોઠ બે'ક આલું
ત્યાં સળગી ઊઠો છો તમામ
તમે એટલું તો સમજો કે એથી વડી છો... મારા૦

એની વિંધાયાની વેદનાને ઠારવા
આપું છું શીળી રે ફૂંક
મોઢે ચડીને તમે માગવાનું માગો
ને એ તો બિચારી છે મૂક
તમે કારણ વિનાની એને કેટલી નડી છો...મારા૦

## બાકી

**લાલજી કાનપરિયા**

બાકી વસંત વિકસ્યાં ફૂલ ચૂંટવાનાં;
અંબોડલે તવ હજી કંઈ ગૂંથવાનાં.
મૂંગા બની તુજ સમીપ જ બેસવાનું;
વાણી થકી નહિ, દગો થકી બોલવાનું.

બાકી હજી નદીતટે, સીમ,ખેતરોમાં
સાહી સુરમય કરને તુજ ઘૂમવાનું.
બેસી વળી સુભગ વાદળ-પાલખીમાં
બાકી હજી સફરમાં નભ ખેડવાનું !

બાકી સુકોમળ હથેળી મહી પ્રગાઢ -.
ચૂમી તને મધુર હૈ હજી અર્પવાની.
એકાંતમાં તુજ સમીપ લગીર બેસી
વાતો હજી મધુર છેડવી બે'ક બાકી.

છે અલ્પ આયખું અને ઘણી વાત બાકી;
બાકી તને હજી ભવોભવ ચાહવાની !

## એક કાવ્ય

ચતુર પટેલ

વર્ષો પહેલાં, મારા ગામથી
ચોરીને લઈ આવેલો તડકોય
હવે તો વાસી થઈ ગયો છે....
નાનકડા ખિસ્સામાં,
સંઘરી રાખેલી
મારી ફળિયાની ચાંદનીને
રમતી મૂકવા જેટલું,
મારી પાસે
આંગણુંય ક્યાં છે અહીં !
દાદીમાના કિસ્સાનો ખજાનો
લૂંટવા જેટલો સમય ક્યાં છે
ABCD ના ભારે નીચે
દટાઈ ગયેલાં મારાં બાળકો પાસે....
મારા ગામના તળાવમાં
દેકારો બોલવતાં,
નાગોડાં છોકરાં સાથે ન્હાતો સૂરજ,
પાદર ઊડતી ડમરીઓ,
માળા પર બેસી,
ગોફણમાં કુંવારાં સ્વપ્નાં મૂકીને
ચકલાં ઉડાડતી ભોળી છોકરી
સાંજ પડ્યે માળામાં
પાછાં ફરતાં પંખીઓનાં ઝુંડ
આ બધાનો એક લેન્ડ- સ્કેપ
સંતાડી રાખ્યો છે
મારી આંખોમાં...
એને ટીંગાડવા જટલી
ક્યાં છે જગ્યા મારા આ ઘરમાં....!

મઘમઘતી ડાંગર ને
કોલાપુરી જુવારની સોડમ
હજીય ક્યારેક ક્યારેક
આવ્યા કરે છે
મારા શો -કેશમાં મૂકેલાં
પ્લાસ્ટિકનાં ફૂલોમાંથી....

શ્રાવણ આવતાં જ
કાણીસાના કામનાથના મેળે જવા,
પગ પછાડતો, જીદ પકડીને
મારામાં બેઠેલો એક છોકરડો
આટઆટલાં વર્ષો પછીય
ડોળી નાખે છે મને...!

ભવાઈ અને રામલીલામાં
થતી વન્સમોરની સીટીઓ
આજેય
મને ખેંચી જાય છે
મારા ગામને પાદર...

# તણખો

વસંત જોષી

પ્રગટાવ્યો તે પહેલાં જ
સળગતો હતો
નાભીમાં
ઊંડે ઊંડે
તણખો
તિરાડ પડી જવાની ક્ષણે
બધું જ ભાગી છૂટે
વણગળાયેલી ઇચ્છા
ખડકલો કરી
વહેતા પાણીમાં તરતી મૂકે
એકે એક ઘટના
વિધિવત્ હાથમાં અંજલિ ભરી
તર્પણ કરતાં
છટકી જાય
ઢોળાય સામટું
જાળવી રાખેલું કથિત
નખ વધેરું કે નાળિયેર ?
ડર છે
કથા લખાય પાળિયે
વળ ચડાવી
છુટ્ટે ગાંઠ
ગાંઠનું તો એવું
છુટ્ટે તો છુટ્ટે
અણઘડ હાથ તૂટે
કરે કાનમાં લય-હિલ્લોળ
સેલ્લારે હડસેલાય
તરતાં પાણીમાં
તર્પણ, ઘટના, નખ, નિર્વાણ
છટકે કથાભર્યું આકાશ
ઘૂઘવે સાગર
તળિયે અથડાય વહાણના સઢ
સઢ વિનાનાં વહાણ
ઝંખે
તિરાડ પડી જવાની ક્ષણે
સળવળે
નાભીમાં
ઊંડે
ઊંડે
ત... ણ... ખો.

## તળાવ

'પ્રણય' જામનગરી

થોડુંક છલકાવું
થોડુંક સુકાવું
થોડુંક ચાહી લેવું હોડીઓને, કમળને
પવન સાથે ધસી જતી લ્હેરોને
કાંઠે જઈ નીરવ રીતે ફૂટી જતા પરપોટાઓને !
એ જ છે ઓળખાણ આ તળાવોની
એ જ છે જીવનચરિત્ર તળાવોનું
એ જ છે આત્મકથા તળાવોની.

તળાવોની છાતીમાં પણ
કેટકેટલી કવિતાઓ જોઈ શકાય છે !
તડકો ઝીલતા પૂર્વે ખામોશ થીજેલ
શિયાળુ તળાવનું નીરવ મૌન.
વિદાય દેતા તડકાને ઝાંખા ઝાંખા
થતા, પાણી પર તરતા અજવાસને

બાથ ભીડી આક્રંદતી ભીનાશ.
અમથું ય એક કમળ ચૂંટાય છે
ત્યારે,
તમે શું જાણો કે તળાવને
શું નું શું થઈ જતું હોય છે !
તળાવની વ્યથા તો
તળાવ જ જાણતું હોય છે.

## સખીને પ્રશ્ન !
### વીરુ પુરોહિત

સ્મિત કરે તો વરસે જાણે તડકે તડકે મે !
હસી પડે તો બેઉ આંખમાં ઈન્દ્રધનુ પ્રગટે !
સખી ! કહે, આ આવું અમને લાગે તે શું છે ?

આજ સવારે નદીએ ન્હાતાં ફૂલ તણાતું આવ્યું,
અમે ઊચકી સૂંઘ્યું, જમણા કાને પછી ચઢાવ્યું,
તેં કપડાં ધોતાં કહ્યું મને : છે મારું સપનું , દે !
સખી ! કહે, આ આવું અમને લાગે તે શું છે ?

અધમધરાતે એમ થતું : હું ચંદ્ર હોઉં તો સારું !
હરતાંફરતાં સ્થિર થઉં જયાં આવે ફળિયું તારું !
તું સૂતી ઢોલીયે મને જુએ કે કિરણો પકડી લે !
સખી ! કહે, આ આવું અમને લાગે તે શું છે ?

મને એકલો જોઈ આયનો પ્રશ્ન કરે હમણાંથી,
'તૂટે કાચ, મીણ પીગળે, એમ જ શું વળશે શમણાંથી ?'
હું અસમંજસમાં ઊભો હોઉં, તું આંખો દાબી દે !
સખી ! કહે, આ આવું અમને લાગે તે શું છે ?

## કાળના હાથે

### પ્રીતિ સેનગુપ્તા

ખળખળતી બપ્પોર હોય કે
સમીસાંજની છાયા,
રૂપ જૂજવાં ધરે કાળના હાથે
બંદી કાયા.

દિવસની અણજાણ અવસ્થાં વીતે -
જીતે પળનાં ઝેરી મ્હેણાં,
રાત થતાં સમજાય, હાય, કે
છૂટ્યાં સઘળાં સૂરજ સાથે લ્હેણાં.

ઊગવા માટે ફાંફાં મારે
ફણગા એકલવાયા,
રૂપ જૂજવાં ધરે કાળના હાથે
બંદી કાયા.

સુગંધનાં સ્વપ્નોની છલના
એક ફૂલને અંદર અંદર કોરે,
હળ્યાં -મળ્યાંનાં કોતરનાં
અંધારામાં થઈ
કોને કોણ જ દોરે ?

ટૂંકા રસ્તા અને ચાલનારાંની
ટૂંકી માયા,
રૂપ જૂજવાં ધરે કાળના હાથે
બંદી કાયા.

## એક રચના

### પ્રીતિ સેનગુપ્તા

વટેમાર્ગુને આગ્રહપૂર્વક ઓથ આપતા રહે
દરેક વળાંક,
ને કહે કે,
"તમને નક્કી પહેલાં જોયેલાં છે ક્યાંક".

એકની અંદર કેટકેટલા જણના છે રહેવાસ, ને
એટએટલા મારગનાં ચિહ્નો મળતાં ચોપાસ
આ બાજુ - તે બાજુ જો ખેંચાતું રહે તો
મનનો છે કાંઈ વાંક ?
વટેમાર્ગુને ઓથ આપતા રહે દરેક વળાંક.

ઘરનું આંગણ પણ ક્યારેક અણજાણ્યું લાગે, ને
દૂર દૂરથી કશું પારકું ફરી મિલન માગે.
બધી જગ્યાઓ શીખવાડી રહે નવી જાતના,
ઓળખાણના, આવકારના, આત્મીયતાના આંક;
ને કહે કે, "તમને નક્કી પહેલાં જોયલાં છે
ક્યાંક".

## ગુલાબી પરી છે
ભરત ભટ્ટ "તરલ"

ગુલાબી ક્ષણોએ કચેરી ભરી છે,
અહિંયાં ફૂલોએ ગઝલ પાથરી છે !

છતાં દૃશ્ય અળગું કરી ક્યાં શક્યો છું,
સદંતર હવે બંધ આંખો કરી છે !

પવન, પ્રશ્ન, પત્રો, પડળ, પુષ્પ, પર્વો -
સરેરાશ સઘળુંય યાયાવરી છે !

ધુમાડોય મીઠો અહેસાસ આપે,
સમયની ચલમમાં ગડાકુ ભરી છે !

તને ફક્ત રણનું મેં સરનામું પૂછ્યું,
અને તેં તરત આ હથેળી ધરી છે !

છે ઇચ્છા સરેરાશ ફાટેલું પહેરણ,
એને કોઈએ ક્યાંક રફ્ફુ કરી છે !

ફકીરો ય એનામાં ચકચૂર છે લ્યો,
ગઝલ શબ્દ પોતે ગુલાબી પરી છે !

## પૂર્ણવિરામ ?
'જિજ્ઞાસુ'

જન સકલની વ્યથાના
પ્રગટ પૂર્ણવિરામ જેવું
રૂપે કુરૂપ તોયે
ભુવન સુંદરના શુભ દર્શન દ્વાર જેવું
મૃત્યુ કેરું વદન મીઠડું
મુજથી દૂર ભાગે
શું જાણે એ ! ક્યમ જાણે એ !
એને ક્વચિત્ મળતો આદર
અહીં પ્રતીક્ષા કરે છે.

# અનુવાદ

## યેવતુશેન્કોનાં કાવ્યો

અનુ. દિલીપ ભટ્ટ

### (૧) જુઠ્ઠાણાં

યુવાનો સાથે જુઠ્ઠાણાં બોલવાં એ ખરાબ છે.
તેમની સમક્ષ સાબિત કરવું કે જુઠ્ઠાણાં સાચાં છે
એ ખોટું છે.
તમને એમ કહેવું છે સ્વર્ગમાં ભગવાન છે
અને જગત બરાબર ચાલે છે એ ખોટું છે.
યુવાન જાણે છે તમારો મતલબ શું છે.
યુવાનો આમ જનતા છે.
તેમને કહો કે મુસિબતો લેખી ન શકાય,
અને તેમને જોવા દો નહિ માત્ર શું હશે,
પરંતુ જોવા દો એમને સાફ સાફ આ વર્તમાન સમય.
કહો કે વિઘ્નો જીવે છે અને એનો મુકાબલો
થવો જ જોઈએ.
દુઃખ આવે છે, કષ્ટ આવે છે.
જહન્નમમાં જાય એ બધું. જેણે કદી જાણી નથી
સુખની કિંમત કદી નહિ થાય એ સુખી.
તમે પિછાણો એવી ભૂલને માફ ના કરો,
એનું પુનરાવર્તન થશે, વધશે,
અને પછીથી આપણા વિદ્યાર્થીઓ
આપણામાંનું માફ નહિ કરે
જે આપણે માફ કર્યું હતું.

### (૨) ઊઠવું

ત્યારે ઊઠવું એ સ્વપ્નવા જેવું હતું.
ત્યારે ઊઠવું એ કોઈ એકાકી સ્વપ્ન જેવું હતું
આ ઘરમાં આ વસાહતમાં,
વિચારતાં : જવાનો સમય અને મશરૂમ ચૂંટવા,
અને તારા વાળ ઢંઢોળી તને જગાડવા
અને ચૂમવું તારી ખુલ્લી આંખોને,
આ બધું દરેક દિવસે એક નવી શોધ.
આપણે એ વસાહતમાં મહિનો એક રોકાયા,
બગીચા, ટહુકતાં પક્ષીઓ,
ઘાસિયા રસ્તાઓ વળાંકો લેતા ઘઉં વચ્ચે
તંગ કિચૂડાટ જમીન ક્યારાનો પગતળે
અને જ્યારે આપણે બે ભાગ પાડ્યા
સૂર્યમુખીને કાપીને
જરૂર નહોતી ત્યાં ખાસ સમજૂતીની.
જ્યારે પરોઢના પૂર્વાભાસમાં
આપણે દોડ્યા'તા નદી અંદર
(એટલે ઊંડે ગલગલિયાં કરતી તારા પગે ગજન[૧])
ગૂંચવણભરેલા પ્રશ્નો માટે ત્યાં કોઈ સ્થાન હતું નહિ.
પહેલાં તો એ કોઈ રહસ્ય લાગ્યું નહિ
માનવીય સમજૂતી માટે અશક્તિમાન
કે તું પડીરહી મારી પાસે સ્વપ્નતી તે રાતે
મને લાગ્યું હતું એવું ઘટશે એક ન્યાયી નિયતિ પાસેથી
તે દરેક સવાર મારું પ્રેમસંકેતસ્થળ હતી
તારી સાથે, જે ક્યારેય ભાંગશે કે ભાંગી શકાશે નહિ.
ને મારી જાતનાં હું કેટલાં વખાણ કરતો
વખતોવખત મારી જાતને સાબિત કરતો
કે એવું કશું ન હોય તારામાં જે મારાથી
અજાણ્યું હોઈ શકે.
તું મનની ગણતરીઓમાં આવતીનથી,
અને તેં મારા દરેક લાગણીપુરાવાને ખોટા ઠેરવ્યા,
જ્યારથી તારું સત્ય અણધાર્યું રહ્યું છે.
તું ક્યારેય ન આવી મારી પાસે
હું જે જાણું છું તેની સાથે,
નહિ ક્યારેય તે દિવસોનાં પરિચિત પુનરાવર્તનો
પરંતુ નવા આરંભો અને તારું નવું આશ્ચર્ય.
આપણે કશી તકરાર ન અનુભવી તે

આળસુ ઉડાણ પરત્વે,
અને છતાંયે ત્યાં એક ઉપસ્થિતિ હતી
આપણી ચોતરફ વર્તુળાકાર ફરતી,
આપણી સાથે ઉડાણ કરતી અને આપણને
પરિમાણતી ઉપરથી.

૧. ગજન : મીઠા પાણીની એક નાની માછલી

(૩) સાથી

તે ખરબચડા બંધની પાળ પર બેઠી હતી,
તેના માટે ઘણો મોટો તેનો ઝબ્બો બેફિકરાઈથી
બાંધ્યો હતો
માથે કઢંગી નાનકડી હેટ તેની ઉપર બોબલ સાથે
તેની આંખો છલોછલ નિરાશાનાં આંસુઓથી.
વારે વારે રહી રહીને તરતું એક પતંગિયુ નીચે
હૂંફાળી પાંખો ફફડાવતું વાડ પરે.
પગતળે ઈંટોનો બાઝી ગયેલો સખત ગઠ્ઠો ઘટ્ટ જાંબલી
અમે કપાઈને અલગ થઈ ગયા અમારી દાદીમાથી.
જ્યારે જર્મનો ભૂસકા મારી
બૉમ્બમારો કરી રહ્યા ટ્રેન પર.
કાત્યા હતું તેનું નામ.
તે નવ વરસની હતી.
મને કંઈ સૂઝતું નહોતું એના માટે હું શું કરી શકું
પરંતુ સંદેહ તરત જ ખાતરીમાં ઓગળી ગયો :
મારે આ વસ્તુ લેવી જ પડશે મારા જ હાથમાં;
- છોકરીઓ થોડા અંશે માનવ શબ્દના અર્થમાં હતી,
ટૂંકમાં, એક માણસજાત આમ છૂટી ન પડવી જોઈએ
તે નાનકડી છોકરીની કોણીએ હું અડક્યો.
'ચાલ, સંભળાય છે તને ?
તું કોનીરાહ જોઈ રહી છે ?'
જગત મોટું હતું અને અમે મોટા નહોતા,
અને એની આરપાર થઈને ચાલવું
અમારે માટે દુષ્કર હતું.
તેણે ફેલ્ટ બૂટ પહેર્યાં હતાં અને
એની ઉપર હતાં ગલોશ[૧]

મારી પાસે હતી સેકંડ હેન્ડ બૂટની જોડી.
અમે વહેણમાં ઊતર્યા અને ખૂંદી વળ્યા
જંગલની આરપાર;

બન્ને પગો મારા દરેક પગલે બૂટની અંદર
સંકડાશને લીધે ટૂંકાં પગલાં લેતાં હતાં.
તે છોકરી નબળી હતી.
મને એની ખાતરી હતી.
'હાશ', તે કહેશે.
'હું થાકી ગઈ', તે કહેશે.
તે ઘડીક વારમાં થાકી જશે,
મને ખાતરી હતી.
પરંતુ બાજી પલટાઈ ગઈ અને હું થાકી ગયો.
હું કણસતો હતો હવે જરાય ચલાતું નહોતું
અને અચાનક બેસી ગયો વાડની નજીક
'તને શું થયું' ? તેણે કહ્યું.
'આમ મૂર્ખ ન થા !
તારા બૂટમાં ઘાસ મૂક.
તારે કંઈક ખાવું છે ?
કેમ કંઈ બોલતો નથી ?
આ ટીન પકડી રાખ, આ કરચલો છે.
થોડોક નાસ્તો કરીએ.
તમે નાનકડા છોકરાઓ,
તમે હંમેશાં બહાદૂર થવાનો ઢોંગ કર્યા કરો છો.'
પછી હું બહાર કાંટાળા ખૂંપરા પર થઈ ચાલતો થયો
થોડી જ મિનિટોમાં કૂચ કરતો,
તેની પાસે પાસે.
પૌરુષી અભિમાન મારા મગજમાં બબડતું હતું :
માંડ માંડ કરીને તાકાત એકઠી કરી ઊભો રહ્યો
બીકને લીધે કે તે શું કહેશે.
મેં સિસોટી પણ મારી.
મારાં ચૂંથાઈ ગયેલાં બૂટની ઉપર
ઘાસ ચોંટતું જતું હતું.
આમ આગળ અને આગળ
બીજા કશાનો વિચાર કર્યા વિના અમે ચાલ્યા કર્યા
જ્વાલામુખીને પસાર કરતા,

આગને પસાર કરતા,
'૪૧ના હલબલતા આકાશની નીચે
તેના ધુમાડિયા સ્તંભો પર
પાગલની જેમ લથડતા લથડતા.

૧. ગલોશ : જોડા કે પગ ન પલળે તે માટે બૂટની ઉપરથી પહેરવાના રબ્બરના ઊંચા બૂટ -જોડા.

## (૪) પછીથી

ઓહ કેવું ઠરેલ અને ઠાવકા થવું,
કેવું સંભાષણનું અંતરાત્મામાંથી આવવું પછીથી :
પાર્ટીમાં નિખાલસતાથી ટૂંકી ક્ષણ
અને દુશ્મન સરકતો ગયો.
પણ કશું શીખેલ ન હોવું એ ભયંકર છે,
અને ડોકાતી ઉત્સુક આંખો ભયંકર છે.
ગુપ્ત વિચારોનો પત્તો લગાડવો એ ભયંકર છે
સરળ શબ્દોમાં અને અપરિપકવ
આ ખંતીલા સંદેહમાં લાયકાત નથી.
આંધળા થયેલા ન્યાયાધીશો લોકકાર્યકરો નથી.
કોઈ દુશ્મનને સમજતાં થાપ ખાવી એના કરતાં
કોઈ મિત્રને સમજતાં થાપ ખાવી
એ વધારે ભયંકર હોઈ શકે.

## (૫) વાટ

મારો પ્યાર આવશે
તેના બાહુઓને ખુલ્લા ફટાક કરી
મને તેમાં લપેટી લેશે,
મારા ડરને સમજશે,
મારા ફેરફારોને અવલોકશે.
અંદરના ધોધમાર અંધારમાંથી,
કાળીઘોર રાતમાંથી
ટેક્સીડોરને ધધડાવીને ઊભી રાખ્યા વિના
તે દાદરા પરથી દોડશે
ખંડેરિયા પ્રવેશદ્વારને ભેદતી,
પ્રેમ અને પ્રેમોન્માદથી સળગતી,
તે દોડી આવશે ટપકતી દાદરે,
તે ખખડાવશે નહિ,
મારું માથું તેના હાથોમાં લેશે,
અને જ્યારે તે પોતાનો ઓવરકોટ ખુરશી પર મૂકશે,
સરકી જશે તે નીચે ભૂખરો ઢગલો થઈને.

## (૬) રંગો

જ્યારે તારો ચહેરો
પ્રગટ્યો મારી કરચલીઓવાળી જિંદગી ઉપર
પહેલી વાર હું સમજ્યો
ફક્ત ગરીબી મારી પાસે જે છે એની.
પછી તેનો વિશિષ્ટ પ્રકાશ
જંગલો પર, નદીઓ પર, દરિયા પર
બન્યો મારો આરંભ રંગીન દુનિયામાં
જેમાં હજુ સુધી શરૂ નહોતો થયો મારો આરંભ.
હું એટલો ભયભીત થયો,
એટલો ભયભીત થયો,
અણધાર્યા સૂર્યોદય ઉઠાવથી, ઉઘાડથી
પ્રગટીકરણોથી,
અને આંસુઓ અને રોમાંચનો ઉઠાવ.
હું એને લડત આપતો નથી,
મારો પ્રેમ એ આ ડર,
હું એને પોષું છું જે કશાને પોષી શકતો નથી,
પ્રેમ એ બેદરકાર ચોકીદાર છે.
ડર મને ઘેરી વળે છે
હું સજાગ છું કે આ મિનિટો ટૂંકી છે
અને એ પણ કે મારી આંખોના રંગો લુપ્ત થઈ જશે
જ્યારે તારો ચહેરો આથમી જશે.

## (૭) લોકો

કોઈ લોકો નીરસ નથી હોતા.
તેમનું નસીબ ગ્રહોની તવારીખ જેવું હોય છે.

તેમનામાં કશું વિશિષ્ટ જેવું નથી,
અને એક ગ્રહ બીજા ગ્રહ સાથે મળતો નથી હોતો.

અને કોઈ માણસ ગૂઢતામાં જીવ્યો હોય
, એવી ગૂઢતામાં મિત્રો બનાવતો
ગૂઢતા નીરસ નથી.
દરેકને અંગત વિશ્વ હોય છે,
અને તે વિશ્વમાં એક શ્રેષ્ઠ મિનિટ.

અને તે વિશ્વમાં એક દુઃખદ મિનિટ.
આ બધું અંગત હોય છે.

કોઈ પણ માણસ મરે છે ત્યારે
તેની સાથે મરી જાય છે
તેનો પ્રથમ બરફ અને ચુંબન અને મુકાબલો
આ એની સાથે જાય છે.

તેઓ છે છોડેલાં પુસ્તકો અને સેતુઓ
અને ચિત્રિત કેન્વાસ અને યંત્રસાહિત્ય.

જેમનું નસીબ છે ટકી રહેવું
પરંતુ જે ગયું છે એ પણ કશું નથી એવું નથી જ :

રમતના નિયમ મુજબ કંઈક ગયું છે.
લોકો મરતા નથી પરંતુ તેમનામાં વિશ્વો
મરી જાય છે.

જેમને આપણે ભૂલભરેલા માન્યા, પૃથ્વીના જીવો.
એમના વિશે,ખાસ કરીને, આપણે શું જાણ્યું ?

કોઈ ભાઈનો ભાઈ ? મિત્રોનો મિત્ર ?
પ્રેમિકાનો પ્રેમી ?

આપણે આપણા બાપદાદાઓને
બધામાં જાણ્યા, કશામાં નહિ.

તેઓ ખતમ થઈ ગયા.
તેઓને પાછા લાવી શકાય નહિ.
ગૂઢ વિશ્વોને પુનર્જન્મ આપી શકાય નહિ.

અને દરેક કાળે ફરીફરીને
હું વિલાપ કરું છું વિનાશ વિરુદ્ધ.



## કવિની સનદ

(અનુસંધાન પૃષ્ઠ ૪૪થી)

પ્રવર્તે છે. શંકર તત્વદર્શનમાં જેને માયા નામની સંજ્ઞા આપવામાં આવી છે. પરંતુ શાયરના જીવનદર્શનમાં આ શે'ર તાત્વિક રીતે વિચારીએ એ કરતાં ગઝલકલાની દૃષ્ટિએ તેને જોવો જોઈએ. ભાષાની દૃષ્ટિએ 'ઊપડ્યો ન ઊપડે' એ રૂઢિપ્રયોગ પણ અનાયાશે આ શે'રના મિશ્રામાં ગોઠવાઈ ગયો છે.

સમગ્રરીતે ગઝલના મિશ્રાઓમાં એક રમ્ય ગઝલની આકૃતિ ઊભી થાય છે. ગઝલ કહેવાની આ રૂઢિને પરંપરાની કહેવી કે આધુનિક કહેવી તેવો પ્રશ્ન સહજ થાય. પરંતુ ઘાયલસાહેબ જેવા શાયરની આ ગઝલ છે. જેમણે એકધારાં લગભગ પચાસ વર્ષ સુધી ગઝલ કાવ્યપ્રકારનું ખેડાણ કર્યું છે. તેની ગઝલોમાં કશું જ પરંપરાનું નથી. કશું જ આધુનિક નથી. જે છે તે ગઝલના મૂળ મિજાજની ખુશરોવાની છે. વળી વર્ષો સુધી સ્વકીય અંદાઝેબયાંમાં જ તેઓએ ગઝલ લખી છે. તેથી તેમાં કોઈ પૂર્વકાલીન શાયરની અસર પણ જણાતી નથી. ઘણી જ મૌલિક પ્રકારની ગઝલરીતિ ગુજરાતી ભાષામાં અમર રહેશે.

— સુરેશચંદ્ર પંડિત

# આસ્વાદ

## કવિની સનદ

અંદરનો રસ ઘૂંટાઈને ઘેરું દરદ બને,
એવું બને તો શબ્દ કવિની સનદ બને.

તારાં તમામ રૂપ મને તો પસંદ છે,
વર્ષા બને, વસંત બને કે શરદ બને.

આ મારા લોહીમાં ભળે જો લાલી સ્પર્શની,
તો શક્ય છે જીવનની પળેપળ સુખદ બને.

હૈયામાં રાખ સંઘરી હૈયાવરાળને,
સંભવ છે એ વરાળ અકાલે જલદ બને.

અહીંયાંની જિંદગીમાં છે તાસીર મોતની,
અહીંયાં તો વાતવાતમાં ઘટના દુઃખદ બને.

સુદ જેવી આમ તો છે ચમક આંખની છતાં,
કહેવાય ના કે ક્યારે એ કજળાઈ વદ બને!

'ઘાયલ'નો બોલ ઊપડ્યો એનો ન ઊપડે
અંદરથી માનવી જો ખરેખર નગદ બને!

**- અમૃત ઘાયલ**

ગુજરાતી ભાષા પાસે પોતાની સ્વતંત્ર ગઝલ છે. ગુજરાતી ભાષામાં ગઝલ કાવ્યપ્રકાર તરીકે હવે સાંપ્રત સાહિત્યમાં સુપેરે વહે છે. તેનું રૂપ, તેનો ખુશરોવાના મિજાજ ગુજરાતી ભાષામાં હવે ઘણા સુસ્પષ્ટ થયા છે.

શયદાસાહેબ પછી ગુજરાતી ગઝલમાં પાયાના પથ્થર સમા ગઝલકાર તરીકે શ્રી ઘાયલસાહેબનું ગઝલસર્જન સૌ વિવેચકોએ સ્વીકાર્યું છે. ગઝલ ઘણાં વર્ષો સુધી તો તેની મૂળ પરંપરાની ઉર્દૂ ભાષાની અસરમાં જ લખાતી આવેલી, પરંતુ તેને ગુજરાતી ભાષાનો સહી મિજાજ તો ઘાયલસાહેબ જેવા સિદ્ધહસ્ત ગઝલકારે જ આપ્યો છે તે પણ અત્રે નોંધનીય બાબત છે. પોતાના સમગ્ર જીવન દરમિયાન જેમણે માત્ર ગઝલ અને ગઝલને જ નિત્ય ઉપાસી છે એવા આ મહાનુભાવ જૈફ શાયરને ગઝલે પણ તેની સમગ્ર પ્રકૃતિનો પરિચય કરાવ્યો છે તે પણ નોંધનીય બાબત છે. એકધારાં ઘણાં વર્ષો સુધી ગઝલને આ રીતે તેઓએ આરાધી છે. ઘણા શાયરો ગુજરાતી ભાષામાં આવ્યા, ગઝલો બહોળા પ્રમાણમાં લખાઈ, પરંતુ ઘાયલસાહેબની નિષ્ઠા અને ધીરજ દાદ માગી લે તેવાં છે. અને તેથી પ્રથમ હરોળના ગુજરાતી શાયર તરીકે તેમનું ગઝલસર્જન ખૂબ નોંધનીય રહ્યું છે. અહીં તેમની એક ગઝલ આસ્વાદવાનો ઉપક્રમ છે.

અંદરનો રસ ઘૂંટાઈને ઘેરું દરદ બને,
એવું બને તો શબ્દ 'કવિની સનદ' બને.

અંગ્રેજી ભાષાના વડવા કવિ શેક્સપિયરની એક કવિતામાં આવતી Sad Mortality શબ્દસંજ્ઞા અહીં યાદ આવે છે. કવિના શબ્દમાં તો સ્વ. ઉમાશંકર જોશીને પણ ખૂબ શ્રદ્ધા હતી. તેમના લખાણમાં તેઓ 'કવિનો શબ્દ', 'શબ્દશક્તિ' જેવી સંજ્ઞાઓ વારે વારે યોજતા. અર્વાચીન ઉર્દૂભાષાના ભારતના પ્રથમ હરોળના શાયર સ્વ. ફિરાક ગોરખપુરીને પણ પોતાની સર્જનાત્મકતામાં ગજબનો વિશ્વાસ હતો. તેમની એક ગઝલપંક્તિ અત્રે યાદ આવે છે.

મેરી શાયરી કી યે ગુલ-જમી
કિસી બાગે-ખુલ્દ સે કમ નહિ.

અહીં આ ગઝલના મત્તલામાં ઘાયલસાહેબ પણ આંતરિક ચેતનાના એ રસની વાત કરે છે જે રસનું ઘૂંટાતું ઘૂંટાતું સંવેદન જ ઘેરું દરદ બને છે. કવિ તો સમગ્ર માનવજાતિનો પ્રતિનિધિ છે. તેના સંવેદનનો

વ્યાપ સ્વથી શરૂ થાય છે અને સર્વ સુધી તેનો પ્રક્ષેપ લંબાય છે. અને શબ્દ એ તો ઘાયલસાહેબના મતે કવિની સનદ છે. અહીં 'કવિની સનદ' એ સંજ્ઞા કવિનો દરજ્જો પણ નક્કી કરે છે. કવિતા એ તો શબ્દલીલા છે. ભાષાનો શૃંગાર છે. શબ્દની જ્યોત છે. એ શબ્દ જેટલો મૂળ અનુભૂતિ સાથે સંકળાયેલો હશે તેટલી તેની શકિત પણ વધશે. શબ્દ જ વ્યાપે છે. સ્થૂળ ભાષા સાથે સંકળાયેલો શબ્દ ક્યારેક જીવંત બની જાય છે. જો તેની પછી તે ઘેરું દરદ સમાયેલું હોય તો આવો શબ્દ તે કવિની સનદ. સનદ એટલે માન્યતા. પરવાનગી. પણ અહીં તો 'કવિની સનદ' એવી અનુસ્યૂત સંજ્ઞા છે. તે શું દર્શાવે છે? કવિ તેના શબ્દથી વ્યાપે છે. યુગો પણ વટાવી જાય છે. તેથી તો ઉમાશંકર જોશીએ તેના પર વિચારણા કરી અને એક સંજ્ઞા યોજી 'શબ્દશક્તિ'.

તારાં તમામ રૂપ મને તો પસંદ છે;
વર્ષા બને, વસંત બને કે શરદ બને.

આ શે'રમાં વર્ષા, વસંત અને શરદ ઋતુને ઘાયલસાહેબે ઓળાઓળ ગોઠવી છે. એક સૂફીગત પ્રકૃતિપ્રેમીના મિજાજનો આ શે'ર છે. પ્રકૃતિ સાથે આવી રીતે વહદાનિયત વધે છે. ત્યારે તેનાં તમામ રૂપો ગમી જાય છે. ગઝલ કહેવાની આ પણ એક કલા છે. એ રૂપ પછી વર્ષાની જીમૂત મોસમમાં પણ દેખા દે છે. શરદની જ્યોત્સ્નામાં પણ એ વ્યાપે છે! વસંતની મ્હોરી મંજરીમાં પણ એ જ લીલા! ત્રણે ઋતુનો ક્રમ દર્શાવતી એ રૂપની સર્વવ્યાપકતા અહીં આ શે'રમાં સરસ શોભે છે. જાણે ગઝલને ઘાયલસાહેબે હીરાસાંકળી પહેરાવી હોય તેવો આ શે'રનો અંદાઝ છે.

આ મારા લોહીમાં ભળે જો લાલી સ્પર્શની
તો શક્ય છે જીવનની પળેપળ સુખદ બને.

શાયર તો જ્ઞાની હોય છે. તેને દુન્યવી સ્થૂળ સ્પર્શની ઝંખના તો ન જ હોય. તેને તો યા જમીલો યા મહિબોના સ્પર્શની ઝંખના છે, જે સ્પર્શ પારસ જેવો, જીવનને પલટાવી નાખનારો, ઉન્નત બનાવનારો હોય છે. જીવનમાં આવી ઉન્નત અભીપ્સા રાખવી એ પણ કવિની અંગત દૃષ્ટિનું પરિણામ છે. કવિ, શાયર પાસે એક આગવી દૃષ્ટિ હોય છે. તેથી ઇકબાલસાહેબ તેના એક શે'રમાં કહે છે :

ગયે દિન કી તન્હા થા મૈં અંજુમન મેં,
યહાઁ અબ મેરે રાજદાઁ ઔર ભી હૈ.

ગઝલ એ માત્ર પ્રેમજબાનમાં જ નથી લખાતી. તેના બાલમાં અનેક વિષયોનું નિરૂપણ સામિલ હોય છે. શાયર પાસે તો એક આગવું દર્શન (diction) હોય છે. તે કોઇ ઉપદેશક નથી પરંતુ જીવનના અનુભવોનો નિચોડ જાણે અજાણે તેના કાવ્યમાં સમાવિષ્ટ થતો હોય છે. શે'રની લહર મિઝાનમાં અનેક સત્યો સંગોપાઇને પડ્યાં હોય છે. આવા જ બે શે'ર હવે પછી આ ગઝલમાં આવે છે :

હૈયામાં રાખ સંઘરી હૈયાવરાળને,
સંભવ છે એ વરાળ અકાલે જલદ બને.

અહીંયાંની જિંદગીમાં છે તાસીર મોતની,
અહીંયાં તો વાતવાતમાં ઘટના દુઃખ બને.

ગઝલ કહેવાની કલામાં રહનુમાઇનો પણ સમાવેશ થતો હોય છે. સમાજને તે સરીસા જાગૃત કરે છે. જીવનની લીલાઓનો કોઇ પાર નથી. જીવન અને મૃત્યુની યુગ્મ લીલાઓમાં માણસ અટવાઇ પડે છે. કબહુ માણસ હસી પડે છે. કબહુ રડી પડે છે. જીવનમાં આવું બનતું જ હોય છે. પરંતુ આવા જીવનના અનુભવો જ્યારે ગઝલના ચોક્કસ ટપ્પામાં અને તેની લહરમાં ગોઠવાતા હોય છે ત્યારે તેમાં શાયરનું જીવનદર્શન તો હોય જ છે. સાથે સાથે તેને કાવ્યમાં આછેરો સ્પર્શ પણ મળે છે. ગઝલ કહેવાની આ કલા ઘાયલસાહેબની ગઝલને નવો જ સામાજિક પરિવેશ આપે છે. શે'ર 'ફસાહતબાની'માં લખાયેલો સુંદર અને સરળ શે'ર છે.

વાતવાતમાં દુઃખદ ઘટના બની જાય એ શું સૂચવે છે? પરોક્ષ રીતે આ શે'ર તો એવા સમાજની વાત લઇને આવે છે જે સમાજ પાસે કોઇ રકાન નથી, કોઇ લગામ નથી. અરાજકતા અને અંધાધૂંધીનો નિર્દેશ કરે છે. આવી જ કાવ્યપંક્તિ કવિશ્રી મનોજ ખંઢેરિયાની યાદ

ગઝલમાં થોકબંધ રીતે લખાતો - પ્રયોજાતો 'રમલ' છંદથી રાહી ઓધારિયા સભાનપણે વેગળ રહ્યા છે. અહી રમલમાં માત્ર બે રચનાઓ જ મળે છે, ચિત્રો (પૃ. ૬) તેમજ બને (પૃ. ૯). પ્રસ્તુત બન્ને રચનાઓ રમલમાં હોવા છતાં રૂઢિ ગત નથી એટલે નવો વિચાર જન્માવી જાય છે.

આ ઉપરાંત 'તમને જોઈને' (પૃ. ૧૦), 'અમસ્તા અમસ્તા' (પૃ. ૧૨), 'વસવાટ' (પૃ. ૧૩), 'તાજી પિછાણમાં' (પૃ. ૧૬) વગેરે રચનાઓ સુંદર નીપજી આવી છે. સરળ બાનીમાં કહેવાયેલા રાહીના શબ્દો પારંપરિકની સાથે સાથે પ્રાયોગિકતાનો ચમકારો મૂકી જાય છે. 'તમને જોઈને' (પૃ. ૧૦) રચનાનો એક શે'ર માત્ર જ આખી રચનાને વાંચવા વારંવાર મજબૂર કરે છે.

વળગણ બધાંય છૂટી ગયાં તમને જોઈને,
મારા મહીથી ધીમે ધીમે હું સર્યાની વાત.
(પૃ. ૧૦)

આ શે'રમાં જ સંગ્રહના શીર્ષકનો ઉલ્લેખ થયો હોવાથી સંગ્રહના છેલ્લા પૃષ્ઠ પર આ શે'ર સાયાસ- પૂર્વક નોંધાયો છે. અહી આ પ્રકારના શે'રોની અછત નથી.

ગીત વિભાગમાં ત્રણ બાલગીત સાથે કુલ ૧૨ ગીતો છે. કવિ શ્રી રાહી ઓધારિયાનાં ગીતો યુવક મહોત્સવોમાં સમૂહગીત વિભાગમાં ગવાયાં છે, પુરસ્કૃત પણ થયાં છે. એમની ગીત-રજૂઆતની આવડત દાદ માગી લે તેવી છે. કેટલાંક ગીતોના ઉપાડ અને અંતરા નોંધવાની ઈચ્છા રોકી શકાતી નથી.

સાજન ! ચાલો, ફરી એક વાર ઇક્ટાકિટ્ટા રમીએ,
બચપણની કેડી પર પાછાં મન મૂકીને ભમીએ.
(પૃ. ૧૯)

કોરાં બહાર સાવ આપણે છતાંય
રહે ભીતરની ભોમકા તો લીલી,
લાંબાલચ રણ જેવી આપણી
હથેળીઓમાં લઈએ વરસાદને ઝીલી.
નાસી ન જાય ક્યાંક કેદ કરી લઈએ
ચાલો, આપણે આ કાયમી લીલાશને-
(પૃ. ૨૦)

તમે આવ્યા ને આવી વસંત !
આખા જન્મારાની પીળી જુદાઈનો
આવ્યો કંઈ અણધાર્યો અંત.
(પૃ. ૨૧)

ભાવક હૃદયને ભીજવવા એકાદ શબ્દ જ પર્યાપ્ત બની જતો હોય છે પરંતુ અહી ગીતોમાં પૃષ્ઠે પૃષ્ઠે ભીજાવાનો અનુભવ થાય છે. છતાં કેટલીક સારી લાગેલી બળકટ રચનાઓનાં માત્ર શીર્ષકો નોંધું છું : 'ફરી એક વાર ' (પૃ. ૧૯), 'ભીતરની ભોમકા' (પૃ. ૨૦), 'આગમન' ( પૃ. ૨૧), 'વરસાદી સાંજ' (પૃ. ૨૪), 'મેઘરાજની સવારી' (પૃ. ૨૬) વગેરે રચનાઓની મઝા ઓર છે. 'મેઘરાજની સવારી' માં ધુમડ ઘુમડ ઘુમ...' નો પુનરાવર્તિત શબ્દ ધ્વનિ જ પ્રથમ વરસાદનું આગમન જાહેર કરી દે છે. ને ભાવકની કલ્પનાસૃષ્ટિમાં પવનના ફૂંફાડા, ને કાળાં ડિબાંગ વાદળાંના ગોટેગોટાનું ચિત્ર ખડું થાય છે. આ છે 'તમને જોઈને' સંગ્રહના કવિશ્રી રાહી ઓધારિયાની અનુભૂતિની સાર્થકતા.

શ્રી રાહી ઓધારિયા પ્રકૃતિના કવિ છે, એમ એમનાં ગીતો પરથી સ્પષ્ટ વરતાય છે. એમને પ્રકૃતિની માયા છે. તેમનાં ગીતોના વિષય છે : વરસાદ, ભીનાશ, સરિતાજળ, ફોરમ, આકાશ, સૂરજ, ચાંદની. પ્રકૃતિનાં પ્રતીકો એમને હાથવગાં છે. ઉપરાંત તેમનાં ગીતોમાં ક્યાંક ક્યાંક ગ્રામીણ

પરિવેશ હોવાથી તળપદી શબ્દો પણ જોવા મળ્યા છે, જે ગીતોને વધુ આકર્ષક અને બળકટ બનાવે છે.

સંગ્રહના ઉતરાર્ધમાં ૧૧ હિન્દી રચનાઓ છે, જેમાં વિશેષ નોંધનીય કામ થયું નથી પરંતુ અહી સરળ તેમજ ગૂઢ બન્ને પદાવલિનો ઉલ્લેખ થયો છે તેથી થોડુંક આશ્ચર્ય જન્માવવામાં રચનાઓ સફળ થઈ છે. રાષ્ટ્રભાષા પરનો તેમનો લગાવ નોંધનીય છે.

ટૂંકમાં 'તમને જોઈને' સંગ્રહ પરથી પસાર થયા બાદ કદાચ કોઈ ભાવકને એમ લાગશે કે, અહી ગઝલ-ગીત, બાલગીત, હિન્દી ગઝલ-ગીત વગેરે બધુંય એકમાં જ કેમ ભેળુ કર્યું ? તો એનો જવાબ એ હોઈ શકે, કે અત્રે રજૂ થયેલ રચનાઓ આબાલ વૃદ્ધ કોઈ પણ ઉમરના ભાવકને, લક્ષમાં રાખીને મૂકાઈ છે. ઉપરાંત 'તમને જોઈને'ની મોટા ભાગની રચનાઓ સંગીતકારો કંપોઝ કરી શકે તેવી શબ્દ પદાવલિ ધરાવતી રચનાઓ છે તેથી કવિની નેમ નાનામાં નાના ભાવક સુધી પોતાના શબ્દને પહોંચાડવાની છે.

તેથી જ એમ સ્પષ્ટપણે કબૂલી શકાય છે કે અહી સંગ્રહમાં દરેક કક્ષાના ભાવકને ભીંજાવાનો અવકાશ છે. આ બાબતનો કવિશ્રી રાહી ઓધારિયાનો પ્રયાસ- પરિશ્રમ એળે નથી ગયો, એમ 'તમને જોઇને '(સંગ્રહને જોઇને !) લાગ્યા વગર રહેતું નથી. કવિશ્રીને અભિનંદન. ☐

## ભાવમુદ્રાઓને અંકિત કરતી કવિતા

### ભાનુપ્રસાદ પંડ્યા

'નિમિષ', 'કસક' અને હવે ત્રીજો કાવ્યસંગ્રહ' 'કદંબ' લઈનેઆવતા શ્રી પીયૂષ પંડ્યા 'જ્યોતિ'એ એમની કવિતાસાથેની નિસ્બતને વિશેષ દૃઢ કરી છે. આ સૃષ્ટિને નિહાળતાં જાગી ઊઠતાં ભાવસ્પન્દનો અને વિચારવમળોને શબ્દસ્થ કરવા તેઓ સદાતત્પર રહ્યાં છે. ઝિલાય તેમ 'ઝીલતો રહું સૃષ્ટિરંગ' એ પંક્તિ શ્રી પીયૂષ પંડ્યાના કવિવ્યક્તિત્વનો પણ, કેટલેક અંશે પરિચય આપી રહે છે.

'કદંબ'માં વિભુ અને પ્રભુ પ્રત્યેની અભિમુખતા, પ્રણયસ્પન્દ, પ્રકૃતિદર્શનની મનોમુદ્રાઓ અને સાંપ્રત પરિસ્થિતિ વિશેનું ઈષત્ મનોમંથન કાવ્યરૂપે વ્યક્ત થવા જાય છે. સંગ્રહનાં કાવ્યોની સંકલના તેમણે ભાવગુચ્છ પ્રમાણે કરી છે. તેથી પ્રારંભની અગિયારેક રચનાઓમાં પરમતત્વની વ્યાપકતા વિશેની બેએક કૃતિઓ છે. અન્યમાં પ્રાર્થનાભાવ છે. 'તું શબ્દ, તું સૂર' માં તેઓ કહે છે :

પરણના મર્મરે, પંખીના કલરવે,
નાદ ને તાલનું ગુંજતું ભિન્ન તું રૂપ.

આવી રચનાઓના સંદર્ભમાં શ્રી જયન્તભાઈ પાઠક 'પ્રવેશક'માં કવિવર રવીન્દ્રનાથના રહસ્યવાદને એમાં શોધવા ગયા છે. પણ ખરેખર તો 'થલ થલ ભર દો', ' વર દે' 'માગે તવ કરુણા' કે 'હે વિશ્વેશ્વર' આદિમાં સરલ- ઋજુ હૃદયનો પ્રાર્થનાભાવ મુખરિત થઈ રહે છે, જો કે અમણે એ નોંધ્યું પણ છે.

આ સંવેદન વળોટ લઈને 'યમુના ભીતર ડૂબવું ગમતું' એ પંક્તિથી પ્રીતિના ભાવગુચ્છમાં ગતિ કરે છે.

મૂલતઃરાધાકૃષ્ણની પ્રીતિની ઉત્કટતાને અનન્ય ગણીને સર્વ પ્રણયસંદર્ભોની ભાવચ્છાયાઓ એમાં પ્રકૃતિની પાર્શ્વભૂમાં રજૂ થઈ છે. 'કાગળ પરનાં પતંગિયાં' માં 'કંઈક ભર્યું ભરપૂર' એમ આલેખનાર શબ્દોની બેહાર વચાળેના અવકાશમાં પ્રીતિનું મૌન વાંચે છે. 'ઉરની વાણી' પણ મૌનનો મહિમા કરે છે, તો 'ઝાંઝવાના દરિયામાં' ને 'યાદ'માં સ્મરણસંવેદન છે. 'બિરહ ભઈ આહત રાધેકો'માં વ્રજવાણીના સ્પર્શમાં વિરહની સ્થિતિને મિલન કરતાંય ગરવી ગણવામાં આવી છે. 'યાદ'નું સ્મૃતિસંવેદન પણ વર્ણનની કક્ષાએ હોવા છતાં ગમે છે. 'કદંબ'નો મુક્તક-ગુચ્છ 'ફૂલ બોરસલીનાં' લાઘવનું સૌન્દર્ય સારી રીતે દાખવી રહે છે.

બનાવી યયાતિ મને
કાયાને ઓરડે કરી બંધ
મીના બજારે
ગયો ક્યાં તું ઊંઘી યુગદેવતા?

યયાતિનો પૌરાણિક સંદર્ભ સાંપ્રત મનુષ્યની ભોગવૃત્તિને નેવડથી સૂચિત કરી રહે છે.

પ્રકૃતિની પલટાતી મુદ્રાઓને શ્રી પંડ્યા આસાનીથી ઝીલી શક્યા છે. માઉન્ટ આબુ પર છવાયેલું ધુમ્મસ જોઈ તેઓ ઉદ્દ્ગારી ઊઠે છે : 'ગિરિવર સૂતો કંબલ ઓઢી ?' અહીં ઉત્પ્રેક્ષા કલ્પન બનવા જાય છે, તેથી ચારુતા દૃશ્યાત્મક બને છે. વર્ણનાત્મક રીતિમાં તેઓ પ્રકૃતિના નિજી અનુભવોને તાદૃશ કરી શકે છે. 'સાગર- શબ્દ હેમંતનો', 'શિશિરમાં', 'થનગે મારું મંન' જેવી રચનાઓ આહ્લાદક છે.

પ્રીતિસ્પન્દના નિરૂપણમાં અતીતને જીવંત થતો જોઈ શકાય છે. એ વ્યતીતાનુરાગિતામાંથી કેટલીક વાર પ્રીતિનું આદર્શીકરણ પણ થતું દેખાય છે. ગીત, ગઝલ, અછાંદસ ત્રણેમાં પ્રીતિનું સંવેદન મંથના[?] કક્ષાએ વ્યક્ત થયું છે. 'ખરતી ઉદાસી'માં વસંત ક[?] પાનખરને વહાલી કરવા જનારનો કસક પારખી શ[?] છે.

સંગ્રહમાં સાંપ્રતકાલીન ઘટના પણ રચન ડોકિયું કરતી દેખાય છે. 'અખાતી યુદ્ધ શરૂ સાંભળી' એનું દૃષ્ટાન્ત છે. ગીત, ગઝલ, ક[?] અછાંદસમાં તેમનું મનોગત કેટલીક વાર વેધક પ્રગટ્યું છે. 'હાથીની સૂંઢ જેવો સમય', 'જાણે હડ[?] શબ્દ કો અંકિત'માં નાવીન્ય છે. ક્યાંક એ વ્યંગ-કટાક્ષનો આશ્રય પણ લીધો છે. 'સુસંસ્કૃત આ એ સંદર્ભમાં નોંધપાત્ર રચના છે.

આ સર્જકની પાસે સંવદનશીલ હૃદય પ્રત્યગ્ર મનનશીલતા છે, કલ્પનાશક્તિ પણ છે, [?] હજી વિશેષ સર્જકકલ્પનાનો સહયોગ સાંપ[?] ભાવવર્ણનને બદલે ભાવનિરૂપણ અને ભાવધ્વ[?] ઉત્તમ રચનાઓ તેમની પાસેથી સાંપડશે એવી [?] સાથે આ સંગ્રહને સત્કારીએ.

# ગમતાંનો કરીએ ગુલાલ

ગમતું મળે તો અલ્યા, ગુંજે ન ભરીએ
ને ગમતાંનો કરીએ ગુલાલ.
આઠા દે આંક એ તો ઓશિયાળી આંગળી,
પંડમાં સમાય એવી પ્રીતિ તો પાંગળી,
સમદરની લ્હેર લાખ સુણી ક્યાંય સાંકળી ?
ખાડા-ખાબોચિયાંને બાંધી બેસાય, આ તો
વરસે ગગન ભરી વ્હાલ.
ગાંઠે ગરથ બાંધી ખાટી શું જિંદગી ?
સરીસરી જાય એને સાચવશે ક્યાં લગી ?
આવે તે આપ કરી પળમાં પસંદગી,
મુઠ્ઠીમાં રાખતાં તો માટીની પાંદડી
ને વર્યે ફોરમનો ફાલ.
આવી મળ્યું તે દઈશ આંસુડે ધોઈને,
ઝાઝેરું જાળવ્યું તે વ્હેલેરું ખોઈને,
આજ પ્રાણ જાગે તો પૂછવું શું કોઈને ?
માધવ વેચંતી વ્રજનારીની સંગ તારા
રણકી ઊઠે કરતાલ !
ગમતું મળે તો અલ્યા, ગુંજે ન ભરીએ
ને ગમતાંનો કરીએ ગુલાલ.

- મકરન્દ દવે

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ ૨૦૪૮ : સળંગ અંક ૨૦૭ : દ્વિજ અંક ૧૩૫




તંત્રી
ધીરુ પરીખ





સલાહકાર
રાજેન્દ્ર શાહ ※ નિરંજન ભગત

※ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
※ આ અંકની છૂટક કિંમત રૂ. ૮
※ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : સુહાસ પ્રિન્ટેક પ્રા. લી., ૪ સહજાનંદ એસ્ટેટ, ઈસનપુર, અમદાવાદ ૩૮૦૦૪૩

## આગોતરા ગ્રાહકની યોજના

# • કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તંભરૂપ પ્રકાશન •

### મહાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સંપૂર્ણ પદ્યાનુવાદ

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સંભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસંતતિલકા છંદમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રંથની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો આ અંકમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અંતે મહત્ત્વના સંદર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિ આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઈન્ડિંગમાં તૈયાર થશે. ગ્રંથ આશરે સપ્ટેમ્બર ૧૯૯૨ના અંત સુધીમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રંથની કિંમત રૂ. ૨૫૦=૦૦ રહેશે. પરંતુ ૧૫મી સપ્ટેમ્બર ૧૯૯૨ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦=૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦=૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦=૦૦નો આ ગ્રંથ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦=૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦=૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

## કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓનાં કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/-કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/-કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/-કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/-કે તેથી વધુ |

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૮

# કવિલોક

મે-જૂન ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

આજના જમાનાના માણસને મન સમાજબંધન અને સમાજવ્યવસ્થા ખૂબ મહત્ત્વનાં થઈ પડ્યાં છે. એટલાં બધાં કે ઘડીભર એમ લાગે કે માણસના બધા પ્રયત્ન અને બધા સર્જનનું એ જ અટલ લક્ષ્ય ન હોય. જે સર્જન એ બંધન અને વ્યવસ્થાને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કશા કામમાં આવતું નથી, તેનું કશું મૂલ્ય હોય, એ વાત ઘણાની કલ્પનામાં જ આવી શકતી નથી. આ મનોભાવ બહુ પ્રાચીન નથી. ગયાં દોઢસોએક વર્ષ થયાં પશ્ચિમ યુરોપના લોકોએ કેટલાંક યંત્રકૌશલો પ્રાપ્ત કરીને માણસના નિત્યના વ્યવહાર અને સમાજવ્યવસ્થામાં જે ઝડપી ફેરફાર આણ્યો છે તેમાંથી જ આ મનોભાવનો જન્મ થયો છે. એની આ આશ્ચર્યકારક સફળતાને કારણે સમાજ અને જીવનયાત્રામાં ઉત્તરોત્તર વધુ ને વધુ ઇષ્ટ પરિવર્તનના એક અબાધ અને અમર્યાદ આદર્શનું ચિત્ર માણસની નજર આગળ ખડું થયું છે. લોકોને એવો વિશ્વાસ બેઠો છે કે આ પરિવર્તનશીલ સમાજવ્યવસ્થા એક દિવસ — અને એ દિવસ કંઈ બહુ દૂર નથી — બધાં માણસોને દુઃખના લેશમાત્ર મિશ્રણ વિનાનાં સુખસૌભાગ્યના અધિકારી બનાવી દેશે. અને સંસાર અને સમાજ પાસેથી માણસની પ્રાપ્તિની આશા જેટલી વધી છે, તેટલો માણસના 'તન મન ધન' ઉપર એમનો દાવો પણ વધ્યો છે. કવિની રસસર્જનની શક્તિ સંસાર અને સમાજના મંગલમાં પોતાને ખર્ચીને જ સાર્થક થાય, એ વાત હવે અસંગત લાગતી નથી.

અતુલચંદ્ર ગુપ્ત

અનુ. નગીનદાસ પારેખ

# તમે-અમે : ભેદથી અભેદ સુધી

## ડૉ. મણિલાલ હ. પટેલ

### આવો !

મકરન્દ દવે

અમે રે સૂકું રૂનું પૂમડું,
તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દોને તારેતારને,
વીંધો અમને વ્હાલા, આરંપાર :
આવો, રે આવો હો જીવણ; આમના.

અમે રે સૂના ઘરનું જાળિયું
તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલાં ભોગળ-આગળા,
ભરો લખલખ અદીઠા અંબાર;
આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે ઊધઈ-ખાધું ઈંધણું;
તમે ધગધગ ધૂણીના અંગાર;
પડેપડ પ્રજાળો વ્હાલા, વેગથી,
આપો અમને અગનના શણગાર :
આવો, રે આવો હો જીવણ, આમના.

('અમલપિયાલી', પૃ.૬૭)

### ગીત

રાવજી પટેલ

તમે રે તિલક રાજા રામના
અમે વગડાનાં ચંદનકાષ્ઠ રે;
તમારી મશે ના અમે સોહિયાં —
કેવાં કેવાં દઃખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દઃખ કેવાં સહ્યાં !

તમે રે ઊંચેરા ઘરના ટોડલા !
અમે લજવાતી પાછલી રવેશ રે;
તમારી મશે ના અમે સોહિયાં —
કેવાં કેવાં દઃખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દઃખ કેવાં સહ્યાં ?

તમે રે અખશર થઈને ઊકલ્યા !
અમે પડતલ મૂંઝારા ઝીણી છીપના;
તમારી મશે ના અમે સોહિયાં —
કહોને કહોને દઃખ કેવાં પડ્યાં ?

('અંગત', પૃ.૪૭)

આપણે ત્યાં એક જ વિષય ઉપર કવિતા લખનારા કવિઓની નવાઈ નથી. બલકે ઘણા દેશકાળનું આ સત્ય છે. આપણે ત્યાં તો મધ્યકાળમાં એકબીજાની રચનાના આખેઆખા વિષયો લઈનેય નવેસર કામ થતું, અલબત્ત, એવી બાદશાહી લૂંટ ચલાવનારા પ્રેમાનંદ જેવા કવિઓએ પુરોગામીઓ કરતાં પોતાને સવાયા સિદ્ધ કર્યા છે. સવાલ સમાન વિષયનો નથી પણ કવિ એમાં નિજી કહેવાય એવું શું ઉમેરે છે, પોતાની મુદ્રા કેવી રીતે ઉપસાવે છે તે અગત્યનું છે. કાવ્યમાં કવિનું અંતર, એનો જીવનલય, એનો વિચારધબકાર ઉમેરાય ત્યારે એમાં નોખાપણું ને કવિનું પોતાપણું પ્રગટે છે, વિષયો જાણે કે નિમિત્તો છે. જોકે આ નિમિત્તો ઓછાં મહત્ત્વનાં નથી, ન હોઈ શકે, એ કવિતાનું કેન્દ્ર- બિન્દુ, આધારભોંય બની રહે છે.

આવી એક જ વિષયને લઈને ગુજરાતીમાં લખાયેલી કવિતામાં અશ્વત્થામા, કર્ણ, દ્રૌપદી જેવાં

પૌરાણિક પાત્રોને, એમની મિથને લઈને રચાયેલી કેટલીક રચનાઓ ધ્યાનપાત્ર છે. અહીં નલિન રાવળ અને યજ્ઞેશ દવેની 'અશ્વત્થામા' નામની કૃતિઓ યાદ કરી શકાય. એવું જ 'કર્ણ' કે 'પાંચાલી' વિશે છે. સૂર્ય, રણ, સવાર, સાંજ, બપોર, ઋતુઓ, મૃત્યુ, વૃદ્ધ અને પ્રેમ-વિરહ આદિ વિષયો ઉપર તો કેટકેટલી રચનાઓ થઈ છે. ને દરેકનાં રૂપ સ્વરૂપ જુદાં, સંવેદનાને અભિવ્યક્ત કરતાં કલ્પનો, પ્રતીકો, તરેહો ને અલંકરણો જુદાં. એમાં કવિદૃષ્ટિ અને કવિનું જીવનદર્શન પણ અલગ અલગ મળે છે. એક કૃતિને સમજવા એ જ વિષય ઉપર રચાયેલી બીજી કાવ્યરચના સામે મૂકી જોવાથી રચનાને વિષય તથા અભિવ્યક્તિ ઉભય સંદર્ભે વધારે સારી રીતે પામી શકાય. કવિસમયને પણ એમાંથી જ પરખી પામી શકાય. દર્પણ સામે દર્પણ મૂકવાથી અનંતપ્રતિબિંબ-લીલા સર્જાય છે એમ આવાં કાવ્યોમાં ભાવગુંજન અને ભાવછબીઓનાં પરિમાણો ખૂલવા સંદર્ભે બનવાનું. ક્યારેક કોડિયા સામે પેટ્રોમેક્ષ મૂકવા જેવુંય થાય, ને તો ય બેઉનું નોખાપણું, કહો કે પોતાપણું તો જરૂર પરખાય જ ને ! તો વળી ક્યારેક સરખા વૉલ્ટેજના બે અલગ આકૃતિ ધરાવતા દીવાઓ સાથે મુકાય... હાંડીઝુમ્મરમાં મુકાય ને એ બેઉ જુદી જ ભાત રચી આપે એવુંય બને. મકરન્દ અને રાવજીનાં આ બે ગીતકાવ્યોમાં જાણે કે આવું જ બને છે !

મકરન્દને મસ્તરંગના કવિ કહી શકાય ? કદાચ. એમની કવિતામાં તત્ત્વદર્શનનો તંતુ હંમેશાં પ્રગટ કે અપ્રગટ રીતે આવ્યા કરે છે... એમની પ્રણયરંગની કવિતામાં પણ એવી લકીર મળવાની. મકરંદ સ્વભાવે ફકીર લાગે, એમની વાણીમાં એવી ફિલસૂફી મળે. જ્યારે રાવજી ગ્રામીણ અસબાબનો કવિ. ગામડું એની નાભિનાળ. અભાવ અને દર્દનાં સંવેદનોએ એને અનુભવથી વિદગ્ધ બનાવ્યો. એટલે એની કવિતામાં આત્માનુભૂતિનો રણકો છે. તળપદ સમૃદ્ધિએ એની કવિતાનો શબ્દ ઘડ્યો છે. સરહદો ઓળંગી ગયેલા દર્દે એને કવિતામાં ઘણો સ્વસ્થ બનાવ્યો, એની પ્રતિભાએ જીવન જોયું, જીવનનું તળિયું જોયું અને આરપાર તાગવા સાચી મથામણ કરી. એ માટે એણે એનો પરિવેશ છોડ્યો નહીં, નાદ લય શબ્દ સંદર્ભ — બધું એણે પોતે રચી લીધું.

એ બાબતમાં એ મકરન્દ દવેથી જુદો પડે. જોકે ૧૯૪૦ પછીની સૌંદર્યવાદી, પ્રતીકવાદી અને વ્યક્તિસંવેદનાને આલેખવા મથતી કવિતામાં મકરન્દનો અવાજ જુદો પડે છે, નોખો તરી આવે છે. એ માત્ર કાવ્ય કરી છૂટવા મથતા કવિ નથી. એ કશુંક પામવા, કશુંક વધુ વિશદ કરવા, કશાકના ભાવઅભાવને વધારે તીવ્ર રીતે અનુભવવા અને એ પરિપ્રેક્ષ્યમાં જીવનની ગતિવિધિને આલેખવા માગતા કવિપુરુષ રહ્યા છે. તો રાવજી પણ એના'૬૦ પછીના સમકાલીનોમાં નોખો છે. એના સમકાલીનોમાં વિષાદ, વિરતિ, હતાશા અને અસ્તિત્વમૂલક સમસ્યાઓની કવિતા છે - એમાં નિજી સંવેદનાને બદલે ક્યારેક તો એવા ભાવો કે વિચારો ઓઢી-પહેરી લીધેલા લાગે છે, જ્યારે રાવજી માટે તો જીવનની સંકડાશે, અભાવોએ અને શરીરની પીડાઓએ એ બધા અનુભવો હાથવગા બનાવ્યા હતા. એ કૂણી-કાચીવયે જિંદગીનો કારમો, કાળવો-બીકાળવો ચ્હેરો જોઈ ચૂકેલો... ને તેથી એણે સૌંદર્યને, શાંતિને ઝંખ્યાં. પ્રેમ વડે એ ઘણું ઘણું વળોટી જવા માગતો હતો પણ એના અભાવે એને થકવી દીધેલો. ત્યારે પણ હાર્યા વિના એણે મૃત્યુની સોડમાં બેસીને સ્વસ્થ કવિતા રચી છે. અહીં મૂકેલું એનું ગીત આની સાહેદી પૂરશે.

મધ્યકાલીન ભક્તિકવિતામાં ઈશને અને પ્રિયજનને 'માથે સ્થાપવાનું', એને જીવનાધાર ગણીને આરાધવાનું વલણ જાણીતું છે. તો લોકસાહિત્યમાં પિયુ-પ્રિયા એકબીજાને ઊંચા ને મોંઘેરા ગણી પોતાની જાતને ક્ષુલ્લક દર્શાવી સામાની લાગણીને એની પ્રેમઆરતને ઊંચી આંકે છે ને એમ પ્રેમ કે ભક્તિ દર્શાવે છે. 'અમે તો આવાં, અમે તો આમ હતાં... તેમ હતાં... કે છીએ.' 'તમે તો આવા આવા...મોટા, મોંઘા, સર્વોપરી...' આવું કહી કહીને પ્રેમીઓ કે ભક્તજનો 'પ્રિયજન'ને ભજે છે. ક્યારેક વીતેલા

અવતારોની કથા કહે છે - 'પ્હેલા પ્હેલા જુગમાં રાણી તમે હતાં...' વગેરે. રાધાકૃષ્ણની કે કૃષ્ણગોપીઓની પ્રણયલીલામાં પણ આવી મસ્તી આવે છે, ક્યારેક વ્યંગમાં પણ એ રીતે મહિમા ગવાયો છે.

આપણા અર્વાચીન કવિઓએ, ખાસ કરીને ૧૯૪૦ પછીના કવિજનોએ એ પદ્ધતિ અપનાવીને 'અમે...તમે...'ની રટણાથી કાવ્ય સિદ્ધ કરવાનો માર્ગ લીધો છે. મકરન્દના ગીતમાં 'અમે-'થી આરંભ છે, ને રાવજીના ગીતમાં - 'તમે-'થી. બંનેની કાવ્યરચના રીતિ — ખાસ તો ગીતનો મુખબંધ રચવાની અને પછીના એકમોમાં એનું નિર્વહણ કરવાની રીતિ નોખી છે. મકરન્દની રચના- કાળે શુદ્ધ કવિતા તરફનાં વલણો ક્રિયાશીલ હતાં, તો રાવજીના કવિતાકાળમાં આધુનિકતાવાદી વલણો અને રચનાપરત્વે પ્રયોગશીલ વલણો પ્રવૃત્ત હતાં. જોકે ગીતની સ્વરૂપગત લાક્ષણિકતાઓએ બંને કવિઓને સહજતાની સરહદ ઓળંગવા નથી દીધા, કદાચ બંનેની ગીતસમજે એમને કૃતકતામાં સરી જતા રોક્યા હોય ! બંને રચનાનો તળ પરિવેશ અકસ્માત હોવા છતાં કાવ્યમાં કેટલો બધો ઉપકારક છે !

આ બંને ગીતો, ઉપલક નજરે જોનારને, વિષયાદિની રીતે ખાસ્સાં જુદાં લાગવાનો સંભવ છે. પણ તત્ત્વ અને પારગામીતાથી વસ્તુને પામનારને સમજાશે કે તત્ત્વતઃ વાત એકત્વની છે; અદ્વૈત-ઝંખાની છે.

મકરન્દ દવે ૧૯૪૦ પછીની કવિતાધારાના કવિ છે જ્યારે રાવજી ૧૯૬૦ પછીની નૂતન કવિતાધારાનો બળૂકો અવાજ છે. મકરન્દ અધ્યાત્મચિંતનની કવિતાના કવિ છે. એમની કવિતામાં ભક્તિની મસ્તીનો મિજાજ છે; અહીં ભક્તની અંતર-આરત પ્રકટેલી છે. રાવજી કૃષિજીવનનો કવિ છે. આપણી ગ્રામસંસ્કૃતિની સાહિત્યપરંપરામાં એ નૂતન ઉન્મેષ રૂપે આવે છે, છવાઈ જાય છે; ને આવી ઉત્તમ કૃતિઓ મૂકીને દાયકામાં તો ચાલ્યો પણ જાય છે.

મકરન્દના ગીતમાં ભક્ત 'જીવણ'ને (પરમાત્માને) ઝંખે છે, પોતાની અધૂરપો, ઓછપોને પોતે તો ઓળંગી શકતો નથી. એટલે એ અલખને, પરમ તત્ત્વને ઉપાસે છે, જેથી એ એવી ચેતનામાં ભળીમળી જાય કે પછી જુદાપણું પીડ્યા ના કરે. એકબીજાની જુદાઈ; જેને ઝંખીએ એનાથી જુદાઈ આપણને, માનવજાતને, મળેલો શાપ છે. એટલે આત્મા પરમાત્મામાં એકરૂપ થઈ જવા પ્રાર્થે છે. પ્રેમી અને પ્રેમિકા પણ આ જ રીતે એકબીજાનું અદ્વૈત ઝંખે છે. રાવજીના ગીતમાં એ જુદાઈનાં જૂજવાં પોત પ્રકટે છે. રાવજીનું ગીત એક પ્રેમીએ બીજા પ્રેમીને કરેલું ભાવ-ઉદ્‌બોધન છે. પણ એમાંય ભક્તની આરત જે કોટિએ પ્રકટે છે એ કોટિનું સહજ પ્રાકટ્ય છે. પ્રેમ એટલે ભક્તિ. ભક્તિ પણ પ્રેમનું જ બીજું નામ છે. બંને આત્મ-અનુભવ વિના શક્ય નથી. બંનેમાં સચ્ચાઈ પ્રાણતત્ત્વ છે. આપપણું ઓગાળીને બીજામાં ભળી જવાનું નામ છે પ્રેમ. પછી ત્યાં અહમ્ કે આગ્રહો ના હોય. સાચો પ્રેમ સમર્પિત થઈ જાય છે. ભક્ત પણ આત્માને પરમાત્મામાં લયલીન કરી દે છે ત્યારે અવર જગતથી એ વેગળો વહી જાય છે. આમ, ભક્ત અને પ્રેમીની આરત આ કાવ્યના વિષયો છે. બંનેમાં સામા પાત્રને ઊંચે આસને સ્થાપવાની વાત છે; પોતાની નગણ્યતાની સામે પ્રેમીની સર્વોપરિતા સ્થાપવાની સહજ વૃત્તિ છે.

ભક્તને ભક્તિ વિના, ઈશ્વર વિના ક્યાંય કશે ચેન નથી પડતું. એમ પ્રેમીને પ્રેમી વિના, એના નિરંતર તથા નિરવધિ પ્રેમ વિના કશું ય જોઈતું કરતું નથી હોતું. બંનેમાં ભક્તિ છે. જાતને ભૂલીને પ્રેમીને સ્થાપવાની ઝંખા છે.

મકરન્દના ગીતને તો ભક્તિગીત અને નોંધપાત્ર કાવ્ય કરીકે ઘણા જાણે છે. પણ એ ગીતનેય પ્રેમીએ પ્રેમીને કરેલું ઉદ્‌બોધન માની લઈએ તોય વાંધો આવતો નથી. કેમકે પ્રેમની આરત ઈશ્વરની આરત કરતાં કોઈ કક્ષાએ કોઈ રીતે ઊતરતી નથી. રાવજીએ તો પ્રિયજનને પોતાથી વધારે ગૌરવશીલ અને ધન્ય થયેલું કલ્પ્યું છે. મકરન્દ પણ પોતાની (માનવજાતની) ક્ષુલ્લકતા સામે પરમકૃપાળુ (એ પણ પ્રેમી જ છે ને !)ની પૂર્ણતા કલ્પી છે. બંને કવિઓએ જે પદાર્થ, પ્રતીકો અને રૂપકો ઇત્યાદિ પ્રયોજ્યાં છે એ એમની સંવેદના અને ભાવ

*અમે રે સૂના ઘરનું જાળિયું*
*તમે તાતા તેજના અવતાર;*
*ભેદીને ભીડેલાં ભોગળ-આગળા,*
*ભરો લખલખ અદીઠા અંબાર;*
*આવો, રે આવો હો જીવણ, આમના.*

સૂના ઘરનું જાળિયું. જ્યાં અજ્ઞાન છે, અંધકાર છે, અવાવરાપણું છે, જીવનનો સંચાર નથી. રૂપકની સમૃદ્ધિ અહીં પમાશે. ઝળહળાં (તાતા) તેજના અવતારપુરુષ વિના સૂના જાળિયાને જીવનમય કોણ કરી શકે ? પ્રેમ આવા તેજનો, પ્રકાશનો પર્યાય છે. એ બંધનોને, ભોગળ-આડા આગળાને તોડીફોડીને સદ્ય પ્રવર્તે છે. એ પ્રેમના ધારક પરમ પ્રેમી વિના આપણામાં 'લખલખ અદીઠા અંબાર' (તેજ/પ્રકાશ) કોણ ભરી શકવાનું હતું ! કવિ એવા 'જીવણ'ને આરાધે છે, જે બધું ઝળાહળાં કરી મૂકે ! માનવની નિયતિ - જન્મ અને મોહમાયાની, જન્માંતરોની. એની સામે મુક્તિ અને પ્રકાશમાં પ્રકાશ થઈ ભળી જવાની વાત પણ અહીં ધ્વનિત થાય છે. પ્રેમના પ્રકાશ વિના આયખું કાળું ધબ્બ હોય. એટલે તો મકરન્દનો પ્રેમી પ્રેમપ્રકાશની આરાધના કરે છે.

માનવી સાથે એનું ભાગ્ય જોડાયેલું હોય છે. સંયોગો અને સ્થિતિઓ એની દશા અવદશા કે વલે કરતાં રહે છે. ત્યારે પોતાની પીડાપૂર્ણ નિયતિને પ્રેમી વીસરે કેવી રીતે ? વેઠ્યા વિના વિકસવાનું શક્ય નથી. જે વલોવાય છે એ અંતે સત્ત્વની સમ્મુખ થાય છે. પણ ઘણાં વલોવાઈનેય એકલાં અટૂલાં રહી જાય છે ! નિયતિને ફરિયાદ કરવાથી દા'ડો વળતો નથી. કવિ તો દર્દનો સ્વીકાર કરી લે છે... ને ગાય છે :

*'તમે રે અખશર થઈને ઉકલ્યા !*
*અમે પડતલ મૂંઝારા ઝીણી છીપના;*
*તમારી મશે ના અમે સોહિયાં —*
*કહોને કહોને દઃખ કેવાં પડ્યાં ?'*

જે 'અક્ષર થઈને ઉકલ્યાં' છે એ તો એમનાં ધનૂભાગ્ય છે ! જે બીજા સુધી પહોંચ્યા છે; જેમને કોઈએ વાંચ્યાં છે ને અવગત કર્યાં છે તે પ્રેમીજન ખુશનસીબ છે. કવિ પોતાને વિશે તો કહે છે કે અમે તો છીપની ગૂંગળામણ (મૂંઝારો)થી વિશેષ કાંઈ નથી ! મન તો છે મોતી થવાનું — પણ કોની આંખનું ? કોના હૈયાના હારનું મોતી ? જે 'અક્ષર' થઈને 'ઊકલી' ગયાં છે એ તો હવે છૂટી ગયાં છે ! રહી ગયા છે 'પડતલ મૂંઝારા ઝીણી છીપના !' પણ એય ભારે પીડાદાયક છે. કોઈનો સાથ પામીને જોડાજોડ શોભી રહેવાનું સદ્‌ભાગ્ય જ કપાળમાં લખેલું નહોતું. જાણે આખો અવતાર એળે ગયો છે ! પણ આરતનો આનંદ (એમાં દર્દની સેર છે ના હોય તો જ નવાઈ !) પણ ઓછો નથી ! રાવજીનું ગીત આવા દર્દના આનંદને તાગે છે.

મકરન્દ ઊધઈ ખાધેલા ઈંધણા જેવી કાયાને કે એવા જીવતરના રંજાડને ઉચિત રીતે ઉભારે છે. માયાએ કરકોલી ખાધી છે કાયાને, કોઈ સૂડો કેરી કોચે એમ ! જીવન-વગડે પડેલું ઈંધણું ઊધઈથી નષ્ટ થવાને બદલે ધગધગ ધૂણીના અંગારને ઝંખે છે ! કેમ કે આગનો રાગ પડેપડને અજવાળીને અસલ શણગાર આપે છે, જે લુપ્ત થતો નથી. આ પ્રેમની આગ છે; આગનો પ્રેમ છે ! જે બાળે-ટાળે નહીં પણ શણગાર થઈને સોહાવે ! પ્રેમ આવી મહામૂલી જણસ છે ! મકરન્દનો ભક્ત ઈશ્વર સાથે આવો અદ્વૈત પ્રેમ તાકે છે. એની આરતમાં ભારોભાર ઊંડાણ અને સ્વ-સ્થતા છે. નર્યા-નું નોખાપણું છે.

રાવજીના કાવ્યમાં ઉપેક્ષાની, નિરાશાની નાડી ધબકે છે. એમાં વસમો વિચ્છેદ છે; ન રચાયેલા સાયુજ્યનું ઝીણું દર્દ છે. પણ આ બધાંની ઉપર ઊઠતો, પ્રેમીને ઊંચે આસને ગૌરવભેર સ્થાપતો, પ્રેમીનો અવાજ આપણને પ્રભાવિત કરે છે.

શબ્દનો દુર્વ્યય કર્યા વગર શબ્દની નાદલય-અર્થશક્તિઓને સર્જકતાથી પ્રયોજતી આ રચનાઓની નિજી તાજગી આપણને અડ્યા કરે છે. કવિતા સહજોદ્‌ગાર છે - એનીય અહીં પ્રતીતિ થાય છે.

❦

કવિએ અહીં અદ્ભુત, જીવંત અને ગતિશીલ ચિત્ર આંક્યું છે. તરુનીડે ફફડતી પાંખ, ખરતો તારો અને સૂની સીમનું દીવાને તેજે જાગી જવું અને પાછું અંધાર ઓઢી પડખું ફરી જવું — આ બધું વાતાવરણથી ભર્યાભર્યા કાવ્યલયમાં ક્રિયાત્મકતા આણે છે.

નાયકના ભાવને અનુકૂળ, એના ચિત્તની સ્થિતિને અનુરૂપ એવાં પદાર્થો-પ્રતીકોનો ઉપયોગ કવિએ કર્યો છે અને એ દ્વારા આંતરજગત અને બહિર્જગતનો સુભગ સંયોગ કર્યો છે. એક સૃષ્ટિમાંથી વિદાય અને બીજી સૃષ્ટિમાં પ્રવેશનું સુરેખ નિરૂપણ આ સૉનેટમાં થયું છે.

## પ્રવેશ :

આ બીજા સૉનેટની તેર પંક્તિ સ્થળસમયનાં એક જ પરિમાણને દૃઢતર કરી રહે છે. જ્યારે છેલ્લી પંક્તિ અતીતમાં ફાળ ભરે છે.

*'ભર્યું ઘર હતું તેના સૂના રજોમય પ્રાંગણે*
*લઘુક ગઠડી મૂકી આયુષ્યના અવશેષની,*

આંગણામાં પ્રવેશતું પાત્ર આયુષ્યના અવશેષની લઘુક ગઠડી નીચે મૂકે છે. વર્ષો પછી ઘરે પાછા ફરતા મનુષ્યના ઉરમાં ઉંબર ઓળંગતાં જ ઉઘાડ થાય અને એ જ ક્ષણે પૂર્વગગનમાં ઉષાનો ઉઘાડ થાય છે.

*ખબર પૂછતાં મોટેરા જે જીવંત રહ્યા જૂજ,*
*નજર કરી લૈ કામે લાગી જતી વહુવારુઓ,*
*કુતૂહલ થકી પ્રેર્યાં આવી વળ્યાં કંઈ બાળકો,*
*ક્ષણ ભસી પછી શ્વાને સૂંઘી લીધા ચરણો મુજ.*

મોટેરાં, વહુવારુઓ, બાળકો અને શ્વાન એ સૌ પરિચિત અને પરિચિત જીવોનો આ ઉલ્લેખ, એમના વર્તનનું આ ઝીણી વિગતનું વર્ણન માનવરસથી તરબોળ છે. પાત્રનાં ગમન અને પ્રત્યાગમનની વચ્ચે દસકાઓની ઊથલપાથલ થઈ ગઈ છે. ઘરઆંગણે જ એકલીઅટૂલી ઊભેલી વ્યક્તિ તરફ નજર કરી કામે લાગી જતી વહુવારુઓ ક્યાંથી આ વ્યક્તિને અને એના ઘરના ગાઢ સંબંધને ઓળખી શકે ?

*મુખથી ઊઘડ્યાં તાળાં, દ્વારે કર્યું જરી ક્રંદન,*
*અચલ સ્થિતિમાં ગાત્રો જેનાં જડાઈ ગયાં હતાં;*
*ભીતર થકી ત્યાં ભીની વાસી હવા તક લાધતાં*
*ધસી રહી શી ! કો પ્રેતે જાણે લહ્યું નિજ મોચન.*

પ્રત્યેક પદાર્થમાં, સ્થલમાં, ઊભી થતી આવતી ઘટનાઓમાં હૃદયક્રંદનનો આછો સૂર વહી રહ્યો છે, જેનું ઉપરની પંક્તિઓમાં ધ્વનિભર્યું ચિત્ર આલેખાયું છે. પલટાયેલી પરિસ્થિતિમાં વતનમાં પ્રવેશતી વેળા નાયકનું હૃદય કેવી તીવ્ર વેદનાનો ઓથાર અનુભવે છે તેનો અવાવરુ ઘરના આ વર્ણન દ્વારા હૃદયવિદારક સાક્ષાત્કાર થાય છે. દ્વારનું ક્રંદન, ગાત્રોની અચલ સ્થિતિ, ભીતરની વાસી હવા, પ્રેતત્વ બધું જ કાવ્યનાયકને ઘેરી વળે છે. અને ત્યાં કિરણસ્પર્શથી 'જૂનાં' પાત્રોનું દર્શન કવિને થાય છે.

## સ્વજનોની સ્મૃતિ :

ત્રીજા સૉનેટનું આખું કલાપરિમાણ અતીતનું છે. અતીતની માનસરમણા સ્મૃતિદુઃખને તીવ્રતર બનાવી રહે છે. પિતા, માતા અને પ્રિય સખીનું સ્મરણ અને એમાંથી વ્યંજિત થતી નાયકની બાલ્ય અને યુવાવસ્થાને વર્તમાનના વિરોધમાં કવિ ચિરપરિચિત અધ્યાસો દ્વારા મૂકે છે, 'ભીંતે ઝૂકી ઊભો ખાટ', 'વિના દધિ ઝૂરતું સીકું' અને 'વલખતી મેડી'ના ઉલ્લેખો દ્વારા તાદૃશ કરાવે છે.

'જીરણ થઈને ભીંતે ઝૂકી ઊભો હજી ખાટ આ,' પિતાજીની યાદ આપે છે. તો નિત નિત વલોણું કરતી માતાની સ્મૃતિ ખાલી સીકાના પ્રતિરૂપ દ્વારા પ્રગટે છે. માના હાથે ઘમ્મર ફરતા વલોણાના પ્રતાપે જે અમી પ્રાપ્ત થતું હતું તે આજે ક્યાં છે ? આજે તો —

*'અવ અહીં ઝૂલે ખાલી સીકું, વિના દધિ ઝૂરતું.'*

જે મેડીમાં બે ઊછળતાં હૈયાંનો સંગમ થયો અને જ્યાં પૂનમની રાતે મોજે ચડેલી ભરતીસમાં બે હૈયાં હવે ચડેલાં ત્યાં આજે તો નરી નીરવતા છે. જે જાળી થકી પૂનમભર્યા ગગનનું દર્શન બે હૈયાંઓએ મનભરીને કરેલું તે જાળી તો —

*'ગગન ઝીલતી જાળી જાળાં થકી અવ આંધળી.'*

અવાવરુ ઘરની જાળીનું સુરેખ વર્ણન નાયકની વિધુર અવસ્થાના સંદર્ભમાં મર્મવિદારક નીવડે છે.

**પરિવર્તન :**

આગળનાં ત્રણ સૉનેટોના વિચારોનો વળાંક અહીં આવે છે. છેલ્લાં બન્ને સૉનેટોનો ઝોક ચિંતન તરફનો છે. આ સૉનેટમાં ઝરૂખાનું, એ ઝરૂખામાંથી ચીલાનું અને એ ચીલાના દર્શનથી હૃદયમાં જાગ્રત થતા તલસાટના ભાવનું કથન સુંદર, કાવ્યમય અને સુરંગીન, કલ્પનાપ્રચુર પંક્તિથી વિરમે છે. ઝરૂખા કને ઊભા રહી ક્ષિતિજ તરફ સર્યે જતા પથને નીરખતી વ્યક્તિના ચિત્તમાં શિશુવયની સ્મૃતિઓ જાગી ઊઠે છે. બાળપણમાં સુંદરને નીરખતી દૃષ્ટિ 'ભવિતવ્યને' — 'અગમ્યને' નિહાળવા કેટલી ઉત્સુક હતી ! ઝરૂખો એ જ, પથ એ જ, પણ અતીતની સ્મૃતિઓ ઘેરી ઊભી છે ! અમૂર્ત ભાવકલ્પન અહીં કવિ આપે છે, જે તેમની કાવ્યભાવનાનું દ્યોતક છે.

*'બીન મૂક થયું તોયે એની સુણી રહું ઝંકૃતિ,*
*વિવિધ સમયે છેડ્યા તે સૌ મળે સ્વર વૃંદમાં.'*

**જીવનવિલય :**

'જીવનવિલય' તાત્ત્વિક જીવનદૃષ્ટિનો મહિમા કરે છે છતાં અહીં પણ સર્વત્ર આદર તો કર્મોની પેલી પ્રફુલ્લ સૃષ્ટિનો કવિ કરે છે.

*'ચહુ દિશ થકી ગર્જે આદ્યંત જીવનની જય.'*

ચિરંતન તત્ત્વને નીરખતા, તરુવર તણાં પર્ણોમાં બીજની રમતી શતએષણાઓને અનુભવતાં, શમી ગયેલા શબ્દના અનંત પ્રતિધ્વનિને સુણતાં આ પાત્રનો માનસલય પરિવર્તિત થતો અંતે આત્મલયમાં મળી જાય છે અને આ આત્મલય પણ સદૈવ સર્જન-વિસર્જન પામતા વૈશ્વિક લયમાં અંતે મળી જાય છે.

*ગહન નિધિ હું, મોજું યે હું, વળી ઘનવર્ષણ,*
*અભિનવ સ્વરૂપે પામું હું સદૈવ વિસર્જન.*

કાવ્યનાયક કાળથી-પર થઈ જાય છે. એને હૃદયના શૂન્યે પ્રશાંત નિમજ્જન લાધે છે. આજ લગીનું એનું આયુષ્ય શૈશવ, યૌવન અને વાર્ધક્યમાં ખંડિત નહીં પણ અખંડિત લાગે છે. આદિ અને અંત વિનાના, નિજાનંદે રૂપની રમણામાં ક્ષણે ક્ષણે પરિવર્તન પામતા કોઈ ચિરંતન તત્ત્વનું એ દર્શન કરે છે. આ ગહન દર્શન કવિએ પર્ણ, બીજ, શબ્દ, ધ્વનિ વગેરેની ઉપમાઓ દ્વારા પ્રગટ કર્યું છે, જે કવિની કવિલેખેની સર્વશ્રેષ્ઠ સિદ્ધિ છે. 'નિધિ', 'મોજું' અને 'ઘનવર્ષણ' એવાં ઉચિત પ્રતીકો દ્વારા કવિએ કાવ્યની પરાકાષ્ઠા સિદ્ધ કરી છે.

આયુષ્યના અવશેષે વયોવૃદ્ધ નાયક પોતાના વતનના 'ઘરભણી' પ્રયાણ કરે છે. સૂના ઘરમાં 'પ્રવેશ' કરે છે અને 'સ્વજનોની સ્મૃતિ'માં ખોવાતાં છેક પોતાના શૈશવની નિકટ જઈ પહોંચે છે. એથી વધુ આગળ જતાં તો કેવળ શૂન્યતા છે ! ત્યાં જ હુંની પૂર્ણતાનું, આત્માની ચિરંતનતાનું, વિશ્વચૈતન્ય સાથે તદ્રૂપ થવાની શક્તિનું સ્વરૂપ નાયકની અનુભવઉક્તિરૂપે પમાય છે. કાળની વર્તમાન પરથી અતીત તરફની અને ત્યાંથી નૂતન અનુભવ સાથે પ્રગટતી પુનઃ વર્તમાન તરફની ગતિ વિશિષ્ટ રીતે કાળના એવાં અખંડિત સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે, જે ભાવકના અનુભવવિશ્વને અપરિમેય વ્યાપ આપે છે. આ કાવ્યમાં ચિંતન અને રસ એકબીજાથી અલગ ન પાડી શકાય એટલાં ઓતપ્રોત છે, તાણાવાણાની પેઠે વણાઈ ગયાં છે. કાવ્ય ભવ્યદર્શનમાં ઉપશમે છે. સમગ્ર કાવ્ય સઘન રસથી ભરપૂર એવી એક વજનદાર કલાકૃતિ બની રહે છે.

આ સૉનેટમાળાનો આસ્વાદ નાટ્યોર્મિકાવ્ય તરીકે સવિશેષ થાય છે. કાવ્યના વાહનરૂપે કવિએ હરિણી છંદ યોજ્યો છે. બળવંતરાય કહે છે તેમ 'ઘરડા માણસનું મન જે લયમાં વિચારે તે લયનો છંદ રાજેન્દ્રએ આબાદ પકડ્યો છે.' આ છંદ અર્થાનુસારી વિવિધ લયરૂપો પ્રગટાવીને આ સૉનેટમાળાની પાંચેય રચનાઓને એક સૂત્રમાં સાંકળી લે છે. હરિણી છંદે પ્રગટાવેલી અસંખ્ય ગતિવિધિઓને કારણે કવિ પાંચેય સૉનેટમાં એક આખું ભાવસ્વરૂપ સિદ્ધ કરી શક્યા છે.

ટૂંકમાં કાવ્ય સમગ્રનો અર્થ, વસ્તુસંકલના, વસ્તુવિકાર આ છંદના લયમાંથી જ પ્રગટ થાય છે.

જે રીતે ૧૪ પંક્તિના એક સ્વતંત્ર સૉનેટમાં ૮મી પંક્તિ પછી વિચાર વળાંક લે છે તેમ પાંચ સૉનેટના આ ગુચ્છમાં ત્રીજા સૉનેટ પછી વિચાર વળાંક લે છે. એથી કવિએ પ્રમાણભાન ઔચિત્ય સાચવ્યું છે એ સ્પષ્ટ થાય છે. કવિની સૉનેટસ્વરૂપની સૂઝની પ્રતીતિ થાય છે. આ રીતે નિરંજન ભગતના શબ્દોમાં કહીએ તો આયુષ્યના અવસેષે સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી કવિતાની એક સિદ્ધિરૂપ સૉનેટમાળા બની રહે છે.

❦

## રાગ

રાજેન્દ્ર શાહ

પાયલની શીઞ્જના ભણે તવ
રાગ હૃદયનો રાતો,
અહો વહેતો કુસુમ-ગન્ધશો
દલે દલે ન સમાતો,

જોને આ અવકાશ નિખિલનો
હવે તરઙ્ગતરઙ્ગે,
મ્હારું એવું શ્વસન અને શો
રોમહર્ષ મુજ અઙ્ગે !
તવ ઠુમક સઙ્ગ બહલાતો.

થનગનતું મુજ અધીર ઉર ને
વેગ પ્રાણમહીં આવે,
લોચન જાણે ભર્યાં કસુમ્બલ,
અધર રહે અડી પાવે :
શો છન્દ નવીન ગવાતો !

તવ રાગ હૃદયનો રાતો :
અહો વહેતો કુસુમ-ગન્ધશો દલેદલે ન સમાતો.

## રતિરઙ્ગે

રાજેન્દ્ર શાહ

સખિ, જો, વેણુ ચગી રતિરઙ્ગે :
કદમ્બતરુ છાંયે સોહે શી
કા'નડ-કાય ત્રિભઙ્ગે !

કુઞ્ચિત કેશ ઉપર કમ્પનમય
નીલચન્દ્ર સમ કલગી,
સહુનો જાણે દર્પ હરન્તી હોય
એમ રહી મલકી :
એ શું જાણે સુખ શું ઉછઙ્ગે ?

હવે ન અળગાં રહીએ, ચલ ચલ
પડખે જશું સમાઈ;
એના સૂરમહીં લયમાં
અનુરાગ રહીશું ગાઈ;
રમશું તાલ તાલ સહ સઙ્ગે.

# ચાર ગઝલ

હરેશ 'તથાગત'

(૧)

મૌનઋચા વાંચવાનો આ સમય,
પૂર્ણને શણગારવાનો આ સમય.

જે કશું છે કે બધુંબધ ભૂલવા,
જે નથી તે ભૂલવાનો આ સમય.

રંગરત વાતાવરણને પોંખવા,
માત્ર પીંછીમય થવાનો આ સમય.

નીરખી મેળો ભરાતો આંખમાં,
એકલા અંદર જવાનો આ સમય.

રસસમીક્ષા ફૂલની કલમે કરી,
કોઈ સાથે વાંચવાનો આ સમય.

(૨)

રુકે પત્ર ક્યારેક સંબોધને પણ,
મને પીડતો પ્રશ્ન પીડે તને પણ.

અવાચ્ય સહી એક છે શ્વાસશ્વાસે,
બધાંને છતાં જાણ ક્યાં કોઈને પણ ?

અમસ્તાપણું આપણું છે સહોદર,
ન એને છતાં ઓળખે તું, બને પણ.

અજાણ્યા ચહેરા સમી આ સફરમાં,
દ્વિધા કેટલી કૈં મળી છે મને પણ.

અગમથી અકળમાં, અકળથી મરણમાં,
નથી ચેન જેવું કશું જીવને પણ.

(૩)

હર ઊખડતા રંગથી આગળ જવું છે,
જાતથી થોડુંક અંતર રાખવું છે.

દૃશ્યનો અભિશાપ ફળતો કેમ કરતાં ?
જો તમે પોતે જણાવો, જાણવું છે.

તૂટતા સંદર્ભ, ને સંધાય પાછા,
દૂરથી જે જળ, સમીપે ઝાંઝવું છે !

દાટવા ક્યાં જઈ ખુલાસા લાશ જેવા ?
એમ પૂછી, મન હવે શણગારવું છે.

આંગળી ઉર્ફે ઉતાવળ ચીંધ કૈં પણ,
ચાલવાની ટેવ છે ને થાકવું છે.

(૪)

મન અને માયા બધે છે, ક્યાં નથી ?
પાંચ પડછાયા બધે છે, ક્યાં નથી ?

ભૂમિકા જોકે બદલતી હોય છે,
સંશયો-શ્રદ્ધા બધે છે, ક્યાં નથી ?

અત્તરી આવેશ છે સૂફીપણું,
શેષ તો કાયા બધે છે, ક્યાં નથી ?

ક્યો તરીકો બાંધશે કેવી તરજ ?
ભાગ્યની ચિંતા બધે છે, ક્યાં નથી ?

પત્રમાં તું લખ ઈરાદો તું વિશદ,
સૃષ્ટિમાં હા-ના બધે છે, ક્યાં નથી ?

# યાત્રાળુઓનો રસ્તો

કિશોરસિંહ સોલંકી

હજારો-લાખ્ખો નહિ
અગણિત યાત્રાળુઓનું
ધસમસતું પ્રચંડ પૂર,
પ્રવાહ રણછોડજીના દર્શનાર્થે
ડાકોર તરફ
વહી રહ્યો છે આગળ ને આગળ
કોણ આવે છે ક્યાંથી ?
કોઈ જ જાણતું નથી !

ધીમે, ઉતાવળે, લંગડાતા
ટેકે લાકડીના ચાલતા કોઈ
કોઈ પતંગિયાની જેમ
એકબીજાનો પકડીને હાથ
હાથમાં હાથ
પગમાં પગ મૂકતા
પોતાનો ભાર પોતે ઊંચકીને
બધાં જઈ રહ્યાં છે
એક જ દિશામાં આગળ ને આગળ

દિશા ? કઈ દિશા ? શાની દિશા ?

જાણે છે આ કોઈ જનારા ?

ધોળી ધજા લહેરાય આકાશમાં.
માઈલોના માઈલ પ્રલંબ રસ્તા
હસતા-ગાતા-ઊંઘતાં વૃક્ષો જેવા
'જય રણછોડ - માખણચોર'થી ગુંજતા
ચોમેરથી એક જ લક્ષ્યબિંદુએ
ભેગા થવા ચાલ્યા જતા
રસ્તા
આગળ ને આગળ...

ઠેરઠેર પરબો, સેવાશ્રમો
ને વિરામસ્થાનો
બે-ત્રણ દિવસ પૂરતાં
કોઈ આવે, કોઈ જાય
ખાલી ના થાય
બસ, ચાલ્યા કરે આવ-જા

આ યાત્રાળુ
બેસે, ખાય-પીએ ને ફરીથી
શરૂ કરે પોતપોતાની યાત્રા
ન રાત કે દિન, માત્ર ગતિ

ગતિ ? કેવી ગતિ ?
કે અધોગતિ ?

રાહ ન જુવે વેળા-કવેળા
પસાર થાય
એક પછી એક
કોઈ શોધે છાયા
કોઈને અંધારાની માયા
કાળાં કાળાં માથાં
જાણે મહેરામણ છલકાય
રૂંવે રૂંવે રોમાંચની ભક્તિ ઊભરાય
કોઈ નાનું, કોઈ મોટું
આબાલવૃદ્ધ
પાણીના રેલાની જેમ વહ્યાં જાય
એમના ચહેરા પર
ચાલવાનો થાક
ક્યારેક આનંદ પણ
કાળના કરવત પગલે
કપાય રસ્તા

દરેકને ઝડપ છે
પહોંચવું છે રણછોડજી-દ્વાર...

દરેકનું લક્ષ્ય છે
દરેકની દૃષ્ટિ છે
દરેકની દિશા છે
દરેકની ગતિ છે
દરેકને જોઈએ છે શાંતિ !

શાંતિ ? કેવી શાંતિ ?
ચિરશાંતિ ?
તો બંધ કેમ છે દ્વાર ?

આ દ્વાર —

જ્યાંથી હજારો-લાખ્ખો નહિ
અગણિત શ્વેત શ્વેત હંસ
પાંખો ફફડાવશે
પોતપોતાની દિશાએ
જે માત્ર હશે હવાની દિશાઓ
ઊડશે ઊંચે ને ઊંચે
પોતાની ગતિ લઈને
આ શ્રદ્ધાળુઓ
જેમને મળેલો છે
એક જ રસ્તો
જે દરેકને દોરી રહ્યો છે
રણછોડજીના મંદિર તરફ
યુગોથી !

] કવિલોક : મે-જૂન ૧૯૯૨

## જાત સોંસરવું...

ધૂની માંડલિયા

ઊંઘ વચ્ચે સ્વપ્નને સંતાડવું પડશે
સૂર્ય સીંચીનેય મૃગજળ વાવવું પડશે.

રોજ ઇચ્છાની હથેળીમાં ફૂટે છે રણ,
રોજ શું મારે હરણને મારવું પડશે ?

છાંયડાઓ લઈ વિસામો જાય છે આગળ
કાફલાને આમ અંતર કાપવું પડશે ?

આંગળી બોળી હલાવી પણ વમળ ક્યાં છે ?
શું હજી પણ જળ વધુ પીગાળવું પડશે ?

એક સાચો શેર લખતાં એ ખબર ન્હોતી
જાત સોંસરવું અમારે ચાલવું પડશે.

## ખંજર

કૃષ્ણ દવે

આ લોહી પણ હવે તો ડૂસકાં ભરી રહ્યાં છે;
ખંજરની ધારમાંથી આંસુ સરી રહ્યાં છે.

ચીરે તમામ ચ્હેરા, ફાડે તમામ શ્વાસો;
બે-પાંચ ટેરવેથી જે વિસ્તરી રહ્યાં છે.

કોની નસેથી ક્યારે ખુન્નસની ત્રાડ આવે ?
આ ઘર ગલી દીવાલો સૌ થરથરી રહ્યાં છે !

એકાદ ઘરની ચાંચે ઊઘડી છે ભૂખ જ્યારે,
આખા નગરનું ત્યારે એ શબ ધરી રહ્યાં છે !

આ લોહીના બનેલા માણસ ડૂબી રહ્યા છે,
આ લોહીની નદીમાં ખંજર તરી રહ્યાં છે.

## સંભવે ક્યાંથી

જયેશ ભટ્ટ

આ હવા, માદક શ્વસી છે જ્યારથી
વૈભવી ખૂશ્બુ લગોલગ ત્યારથી.

છે ચિરંતન આ ત્વચાનું ઘર-નગર
રાખ પામે, હર તિખારો દ્વારથી.

છત-દીવાલો રાખવા અજવાસમાં
સૂર્ય અથવા દેહ સળગે ક્યારથી ?

ચોતરફ બસ કેદ પામી કાંચળી-
ભાગવું ક્યાં અસ્થિ, નિજ આકારથી ?

સંભવે લાવણ્ય ક્યાંથી આયને -
ટળવળે નખશિખ ચહેરો ખારથી !

## ગઝલ

સતીષ જે. દવે

આંખોથી પી જવાનું કારણ મળી ગયું છે,
મયકશ બની જવાનું કારણ મળી ગયું છે.
ના રોકશો દીવાલો ઊભી થઈને રસ્તે,
એના સુધી જવાનું કારણ મળી ગયું છે.
ઈકરાર હોઠથી તો તેઓ નહીં કરે પણ
સગપણ વધી જવાનું કારણ મળી ગયું છે.
ધીમે કહેલી વાતો ના ધ્યાનથી સુણી છે,
એ સાંભળી જવાનું કારણ મળી ગયું છે.
આવ્યો 'સતીષ' આજે દરબારમાં તમારા,
ઉપહાર દઈ જવાનું કારણ મળી ગયું છે.

## દીવાલો ઊગી ગઈ છે !

મફત ઓઝા

અમે કેવા કમનસીબ ?
અમારી ચણેલી દીવાલ
અમે ઓળંગી શકતા નથી !

કલરવતાં પંખીઓ
પાંખો ફફડાવતાં દીવાલની પેલે પાર
ધાન્યથી લચી પડેલાં ખેતરોમાં ઊતરી
કૂણા તડકામાં ઓગળતાં તડકો થઈ પથરાય છે.

પૂર્વમાંથી પશ્ચિમમાં ગયેલા
સૂર્યના અશ્વોની ખરીઓના ઘસાવાથી
હજીયે દીવાલ પર આગિયા ઊડ્યા કરે છે.

વરસાદ તો —
ઘડી આ બાજુ અને ઘડીકમાં એ બાજુ પડે છે
બે બાજુ ઘાસ ઊગી નીકળ્યું છે
ત્યારે દીવાલ સહેજ શરમાતી શ્યામ પડી છે.

પવન પડી જાય છે થોડીક વાર
ને પછી હરણનાં ટોળાં લહેરાતાં ઠેકી દીવાલ-
થનગને છે એકબીજાંને શીંગડીઓથી ખણતાં.

હણહણતા અશ્વને પલાણી
દીવાલ કૂદી જવા દોટ મૂકી છે ત્યારે ત્યારે
હું પછડાયો છું ને દીવાલ ઊંચી ને ઊંચી
વધતી ગઈ છે.

હવે —
એને કૂદી જવા અમે મળ્યા છીએ ત્યારે
અમારી આસપાસ દીવાલો ઊગી ગઈ છે !

## વાસણ ઘસનારી યુવતીનું ગીત

કૃષ્ણ દવે

હૈયામાં ટેરવું ઝબોળિયું રે લોલ,
આંખોમાં આંજ્યો આઘાત રે,
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

વાટી-ઘૂંટીને ભર્યું આયખું રે લોલ,
ઊપસી કંઈ જીવ્યાંની ભાત રે,
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

ફાટ્યું-તૂટ્યું તે ચાંદ-તારલા રે લોલ,
ઓઢ્યું તે અજવાળી રાત રે,
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

પાંપણની છીપમાં પકાવતાં રે લોલ,
મોતીની કરતાં ખેરાત રે,
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

રૂમઝૂમ કરતાં ગોરાંદે નીસર્યાં રે લોલ,
ઘર ઘર જઈ ઘસવાને જાત રે,
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

માંજી આ રાતને ઘસી ઘસી રે લોલ,
તોયે ના પ્રગટ્યું પરભાત રે.
સોળે શણગાર સજ્યા ભૂખના રે લોલ !

## ખોરડું વાલમથી વાલું

સુશીલા ઝવેરી

જીરણ આ છત ઓલ્યા નળિયાના વીંધથી;
ચૂવે આ તડકાની સેર.
ઈંદરના મોલ શ્યું તૂટેલ તોય ખોરડું.
વાલમથીય વાલું મુને દેર...

ખાલી આ ખોરડાને છોડી જવાનું મુંને;
કેમેય થાતું ન કદી મન.
ભવની ભાવઠ મીં તો ભેળી કરી સે ભીયા;
લાધ્યા ઓંય ચૌદે ભુવન.
પ્રીત્યું ભરી આંખ પ્રોવી હિયેહિયાં ભીડીને
ખોરડું વાલમથીય વાલું મુને દેર...

ચોમાસે ચોર જેમ અંધારે ઠેર ઠેર ધધકી ને;
ધાર પડે વરહાની સાથ
જ્યા તા લથલથ ખૂણા ખોળી કોરાને ગ્યાતા;
થોડી ભિડાવી લઈ બાથ
સામું વિતેલ સંમો છબી જેમ બોલતો ને —
હાલતામાં થઈ જાવું જેર...
ખોરડું વાલમથીય વાલું મુને દેર...

પૂરવમાં આંબલો ને પચ્છિમમાં આંબલી;
કેળ કુઓ ઉત્તર દખ્ખણ,
હેવાયાં કૂકડા સૂડા કોયલ ને કૂતરા;
જતને રે જાળવ્યું છે ધન,
આંય મુને ગોઠી જયું બીજે ચ્યમ જાઉં ભલા
આવી મૂકીને મીઠી લેર...
ખોરડું વાલમથીય વાલું મુને દેર...

## બે ગઝલ

હર્ષદ ચંદારાણા

(૧)

ખૂલી પાંખડીની ખૂલી છે રમત
હતો જીવ ભમરો, ગયો છે તરત.

ફૂલો પ્રેક્ષકો છે, પવન ડાગલો
હસે ફૂલ, જોઈ પવનની રમત.

સુગંધો સતત યાદ કરતી હશે
ફૂલો ઓતરાઈ રહ્યાં છે સતત.

સૂરોનાં ઘરેણાં, સુગંધોનાં વસ્ત્ર
હવા બીજું શું યે પહેરી શકત !

પતંગિયું બેઠું ઉપર જઈ ફકત
ગયો પીગળી એક પથ્થર તરત.

(૨)

લગાવી હતી જાત સાથે શરત
તમે હોત સામે, વધારે ગમત !

છે શબ્દો બધાયે બરફના ખડક
હૃદય-આગ અડતા ઝરણ થ્યા તરત.

ન જો હોત પકડી ગઝલ આ પળે
સ્મરણની ખીણોમાં હું ગબડી પડત.

ન હું કોઈ પથ્થર, છતાં પણ મને
પ્રહારે પ્રહારે ઘડે છે વખત.

નથી સોય પીડા, ન દોરોય દુઃખ
ભરીને ભરું તો ભરું શું ભરત !

ડુબાવી દીધી જાત, જાતે જ મેં,
કૂવામાં ઉતારીને કાપ્યું વરત.

## ક્યાં લગી

ફિલિપ ક્લાર્ક

સ્મશાનમાં બળતાં મડદાં જોવાં
અને જન્મની ખુશાલી માણવી
ક્યાં કશો ફરક પડે છે દોસ્તો
ઘણી વાર ચાર દીવાલોના પહેરામાંથી નીકળી
દૂર દૂર લહેરાતી વનરાઈની છાયામાં
વિસામો લેવાની ઈચ્છા થઈ આવે છે.
વિચારોની અલપઝલપમાં
ઊડી જાય છે ઊંઘનો બલ્બ
એકાદ મીઠા સ્મરણ કે સપનાને મમળાવ્યા
કરીએ.
આપણા જ હાથે ખોદાતી આપણી કબર
આપણે જ જોયા કરીએ આપણી દફનવિધિ
આપણા જ પડછાયાને જોઈ બની જઈએ
વિહ્વળ
આંખ આડા કાન કરી કરીએ પ્રયત્ન
ગલીકૂંચીઓમાંથી સરકી જવાનો...
ત્યાં તો કાનમાં વાગે હૉર્ન
અને આપણે બની જઈએ દિશાશૂન્ય.
અપેક્ષાઓને ભરડામાં લેતા એષણાના અજગર.
પાયામાં જ લાગતો લૂણો
અને જમીનદોસ્ત થઈ જતા આપણે.
સમયને ઓળખ્યા વગર નિશાન તાકતાં તાકતાં
વીંધાઈ જઈને તરફડીએ જિંદગીભર...
પીઠ પર સવાર થઈને ચાબુક ફટકારતી
નબળાઈ
અસલ સ્વરૂપનું પ્રાગટ્ય.
એ જ લાગે જિંદગીનું સાતત્ય....
વિજ્ઞાનની હરણફાળમાં. હડફેટે ચડતી ઊર્મિઓ
મિત્રો પ્રેમની ઝેરોક્સ હોતી નથી...ને

લાગણી કે ભાવના બતાવતાં નથી કમ્પ્યૂટર.
આપણી સડકો આપણને દોરી જાય છે
અકસ્માત તરફ
રસ્તા તો હૃદયમાંથી નીકળી મળવા જોઈએ
હૃદયને
પણ ક્યાં આમ બને છે કશું ?
આપણે તો શાહજાદા સલીમને માથું પછાડતા
કે કોઈ અનારકલીને...
ઊકળતા અંતરે
ઍરકૂલરની સ્વિચ ઑન કરી.. પણ ક્યાં લગી ?

## સ્તબ્ધ બારી-દરવાજા

દિલીપ જોશી

કેમ તહોમત મૂક્યું કે 'તું છો કોઈ દુર્વાસા' ?
વાંસળી લઈ લીધી ને દઈ દીધી આ વાચા જા.

સમગ્ર શહેરના એક ઘૂંટે ફૂરચે-ફૂરચા ઊડ્યા,
કઈ દુઆ છે કે સલામત રહે છે મૈખાના

છે બળતરાની કથા એટલે આ ઝળઝળિયાં,
પંડ ઠરતું નથી કંઈ હોમી દીધાં ચોમાસાં.

બસ બધે જીવતો વિસ્તાર છે પીડાઓનો,
અહીંથી ભાગો તો ત્યહીં સ્તબ્ધ બારી-દરવાજા

ચૂપ કહેવાથી સિર્ફ શમતા નથી સન્નાટા,
કામ આવે છે ફક્ત જલની સામે જળજાસા

માત્ર પડદો જ હતો ઠાવકી મરજાદ હતી,
ઉંબરો પ્હાડ થઈ ઊભો છે શું છે વર્તારા ?

## ગવાહી મળે

દિલીપ જોશી

બે-નજર બેતલબ ઊંડી ખાઈ મળે
પાર પ્હોંચી શકો તો વધાઈ મળે

નામ ભીનાં થયાં સાંજ ભીની બની,
ધૂમ્રગોટા ઉપર ગુમસુદાઈ મળે !

હાથમાં પુષ્પની બે બચી પાંખડી,
વેદનાથી વળી શું સગાઈ મળે !

આંખ કોરી કરું તો ફરીથી છલે,
ચીજ તળિયે કશીક ઊભરાઈ મળે !

બંધ કમરા વિશે તું કુતૂહલ ન કર,
શાયરીમાં હકીકત વણાઈ મળે !

હર તરફ હર જગા પર કરી છે સહી,
આવ મારા સગડની ગવાહી મળે !

## ખત ગઝલ

દિલીપ રાવલ

કે પ્રથમ વ્હાલા લખોને જત લખો
તે પછી નખશિખ આખો ખત લખો.

હું વધાવું પ્રેમથી વાંચું પછી
જે ગમે છે એ બધી બાબત લખો.

'બાજ' હો કે હો 'કબૂતર' ચાલશે
કાં લખો સંધિ કાં પાણીપત લખો.

ખોટ ના દેખાડશો તો ચાલશે
કેટલી છે પ્રેમમાં બરકત લખો.

અક્ષરોની માંડણી કરશું અમે
હો ભલે કોરો પરંતુ ખત લખો.

## ઝીલ્યો હતો

'ઉશના'

અણજાણ કો' અણદીઠને દરપણ મહીં ઝીલ્યો હતો;
કે ફૂલ ને ફોરમ તણાં સગપણ મહીં ઝીલ્યો હતો !

મીઠું ગણી થૂંકી દીધો'તો બેકદર જગતે મને;
તેં દૂધમાં સાકર સમા ગળપણ મહીં ઝીલ્યો હતો !

બેરંગને આપી દીધી તેં ઇન્દ્રધનુની રંગશ્રી;
કે સૂર્ય જેવા સૂર્યને રજકણ મહીં ઝીલ્યો હતો !

હે ! કંઠથી છૂટેલ ઘાયલ શબ્દના ચિત્કારને,
શ્લોકત્વની કો' શાશ્વતી ધડકન મહીં ઝીલ્યો હતો !

## ડૂમો બસ આપણે

સુધીર પટેલ

જિંદગીભરનો ડૂમો બસ આપણે,
વેદનાનો તરજુમો બસ આપણે.

જ્યાં કદી ફળ પક્વ થઈ શકતું નથી,
એ જ ડાળીની લૂમો બસ આપણે !

પ્રેમ કીધો શબ્દને જો શબ્દથી,
શબ્દની પાની ચૂમો બસ આપણે.

કોણ કોને સાંભળે શા કારણે ?
ભીડમાં ભટકી બૂમો બસ આપણે !

કોઈ અવસર ક્યાં કદી આવ્યો 'સુધીર' ?
ખાલી ખાલી રૂમઝૂમો બસ આપણે !

## શું ખબર પડે ?

દીપક ત્રિવેદી 'દીપ'

કઈ ક્ષણે વિસ્ફોટ હો શું ખબર પડે ?
જીવ દોટંદોટ હો શું ખબર પડે ?

મૌનમાં પણ હોય છે જીવલેણ ઘા
કઈ કરચમાં ચોટ હો શું ખબર પડે ?

ગામના સરપંચને પૂછી જુઓ
ધૂળ ગોટંગોટ હો શું ખબર પડે ?

જે પળે વહેવારને દાટી દીધો
એ વણાંકે ખોટ હો શું ખબર પડે ?

વસ્ત્ર જે પહેરી ઊભો પંડિતનાં
'દીપ' કેવો ભોટ હો શું ખબર પડે ?

# પાંચ માખી-કાવ્યો

નલિન પંડ્યા

(૧)

પહેલાં તો અસંખ્ય માખીઓ
મારી પર બણબણતી,
અને આખા બ્રહ્માંડમાં
ઉડાડ્યા કરતો.
ડાળીઓ જેવા બે હાથ
અવકાશમાં વીંઝોળતો હતો
પણ કશું જ હાથમાં
નહોતું આવતું.
પછી તો એ બે ડાળીઓ
પલાંઠી વાળેલા ઢીંચણે
પણછ બનીને ખેંચાઈ.
છેલ્લી બે માખીઓ બંને હાથે
સરક્યા કરે.
છાતીમાં વચ્ચે હૃદય, ફેફસાં
અને બીજું કશુંક
અક્કડ થઈને ઊભાં રહ્યાં.
હું સ્થિતપ્રજ્ઞ
કયે હાથે કઈ માખી ઉડાડું ?

(૨)

હવે એક પણ હાથે
એક પણ માખી બેઠી નથી.
માખીની અપેક્ષાએ
પલાંઠી લગાવી
ધ્યાનસ્થ બેઠો છું,
મારા ચિત્તમાં એક માખી
સજ્જડ ચોંટી ગઈ છે.
એ મક્ષિકામૂળ પ્રકાશથી
ઓગળતું થાય....!

(૩)

હજી ઊડી ગયેલી
માખીઓની છાયા
અનન્ય રંગોનાં દર્શન કરાવે,
અને સંતૂરના સૂરોની જેમ
તે દૂર દૂર
આમ્રવનોમાં ખેંચી જાય.
વાયરલેસી ચિત્તમાં
કશાક ભણકારા વાગ્યા કરે...!

(૪)

ઝીણું ચિત્ત તતડે
ને એમાંથી તણખા
ઝરતા જાય;
તારલાની જેમ ખરતા જાય
પેલી ચોંટેલી
હજાર આંખોવાળી માખી
ઊડવા પ્રયાસ કરે
પણ એનો એકે પગ ચસે નહીં.

(૫)

જેની એક સિવાય
બધી આંખો શક્તિહીન એવી
એકાક્ષી માખી ઓગળતાં ઓગળતાં
શૂન્ય બની જાય,
શૂન્યમાંથી
પાણી કે પ્રકાશ જેવું ટપકું...
કંઈ જ સમજાય નહીં એવું.

] કવિલોક : મે-જૂન ૧૯૯૨

## જીવણાખ્યાન

જગદીપ ઉપાધ્યાય

અહીં એકલું ગામ નર્યા સૂનકાર વચાળે તારા વિણ હિજરાતું કાંઈ
ભરીભાદરી પૂનમ કેરા અજવાળામાં ડૂબે...

અને લોકની પાર મૂકીને જાત સૂતેલી રણઝણતી બે આંખ્યું લઈને શમણા
કેરા દેશ વચાળે સૂરજ થૈ તું મધરાતે જ ઝળૂંબે...

હકડેઠઠ ચોમાસુ લૈ ને કમખામાં કૈં કપોતિયો ફફડાટ ભરીને પડખામાં
કુંવારું હૈયું પરણેતરનું પાનવિહોણી ડાળી જેવું ઝૂરે...

ને જમણેરી કુબેર થૈને કલ્પવૃક્ષની ડાળે ઝૂલતી પરીઓનાં તું ઝુંડ વચાળે
હીર તણા સોદાઓ કરતો હાંકે સામા પૂરે

લીલાજળની છાલક મૂકી સ્તબ્ધ હવાવત્ શૂન્ય બનીને અધ્ધર પધ્ધર લટકી
જાતો કાળઝાળ કંઈ મૃગજળિયા મનસૂબે...

રાતી મોટરકાર લઈને ગોટંગોટા ધૂળની વચ્ચે અવાક્ ટોળાં મેલીને સરકી
જાતો તારામાં તું ભરચક ભરચક લાગે

અધમણ ચરણે થાક ઢળે ને જાય જુવાની તબડક તબડક ઝાંય લૂછતાં
ચશ્માંની ભીતરને ઠેકી શૈશવ ઘેલું ઝરણા માફક જાગે

સંકોચી શગ દીવડાની કૈં ઝાંખીપાંખી માડી નીરખે રાહ કદી જીવણિયો
જીવણરાય મટીને આવે મારા ઝળઝળિયાં ન ફૂબે...

## મંજૂર છે

નવનીત ઠક્કર

છો તને હું ના ગમું, મંજૂર છે.
મારજે માણસ સમું, મંજૂર છે.

કો'ક ગાંડું થઈ મને ચાહે પછી,
થોકને હું અણગમું, મંજૂર છે.

જે ચરણ રણને રૂપાળાં રણ કરે,
ત્યાં તરત જઈને નમું, મંજૂર છે.

મૌન જ્યાં માતાં નથી એ બાગમાં,
એકલો પાગલ ભમું મંજૂર છે.

જે રમત નંદે ન કો' દિલને કદી,
આજીવન એમાં રમું, મંજૂર છે.

છલક્યું દીસે જીવન પળોની ઉંમરે,
છો પછી તરત જ શમું, મંજૂર છે.

## પળ અને હું

મનીષ પરમાર

કંપતા બંને, સુકાતું જળ અને હું,
સામ સામે આવીએ મૃગજળ અને હું.

મન ઉપર કોણે લખી ઈચ્છા અધૂરી ?
આ સમયનો પાતળો કાગળ અને હું.

ઊંચકાતો શ્વાસ કયાં હમણાં તમાશે ?
છે અડગ આ પ્હાડ જેવી પળ અને હું.

આથમેલી સાંજ તોયે આવતી ક્યાં ?
ઝૂરતાં છાંયો બની ઝળહળ અને હું.

એજ અંધારે તને શોધ્યા કરું છું,
એક બીજામાં મળ્યાં અટકળ અને હું.

## સાદ

રમણીક અગ્રાવત

પવનનાં મેદાન હર્યાંભર્યાં
લીલા લીલા જળલોઢ ઊછળતા અઢળક
ક્ષીણ ચન્દ્રની કલગી નમ્યું આકાશ મુલાયમ
ખેડેલી માટીનો ઊછળત ગંધહિલોળ
મોઢું ઢાંકી પડ્યો તડકો સીમસોંસરો
ઊગતી વીલાતી સિસોટી
ઝીણી ઝીણી ઝીણી ઘૂંટાય ત્રમત્રમતી.

## ઝંખના

વીરુ પુરોહિત

ઊભી બજારે આંખ ઢાળી તું કહે :
'મને મોગરા પરોવી દે પાંપણમાં !'

અમથું તો રોજ મારી સામું જોઈને
'નથી જોયા'નું નાટક તું ભજવે છે,
આંખો મીચું છું મંદિરમાં કે ઘરમાં
તું મેના શી લાગણીને પજવે છે,
આજ ગામ આખાએ પાડી હડતાલ
મને વીંટાતો જોઈ એક સાપણમાં !
ઊભી બજારે આંખ ઢાળી તું કહે :
'મને મોગરા પરોવી દે પાંપણમાં !'

તને કોઈ કહેવાની હિંમત ના કરે
છતાં ગામમાં એ અફવાનું જોર છે,
ચાલવું જોઈને તારું આષાઢી ઢેલ સમું
દર્પણમાં જોઈએ તો મોર છે,
તું જો કહે તો આમ ચપટી વગાડતાં જ
આપે સૌ જીવ તને થાપણમાં !
ઊભી બજારે આંખ ઢાળી તું કહે :
'મને મોગરા પરોવી દે પાંપણમાં !'

## અનુવાદ

# *Cuckoo's Midnight Song*

*(Madhaya Ratriye Koel)*

Whence are these faint sweet notes
in the quiet of the night ?
A dream is it ?
No, the low breeze wafts the notes again.
A dream it cannot be,
They are indeed the sweet notes of a cuckoo.
Cuckoo ! why this festival of song at mid-night ?
Perhaps the light drizzle has filled you with delight.
Or is it the snow-white cloud floating in the sky,
veiling the moon-light,
that made you sing this ethereal song ?
*The city is asleep, and the moon-light slumbers,*
Sleeping too are the nimble clouds,
The breeze moves stelthily lest it disturb the night's peace.
Here the cuckoo pours forth her full-throated song,
filling my heart with-unbounded joy.
Alas ! the music is now fading away !
Sing, O dear, sing, if only for once.

# *A Wondrous Sight*

*(Ek Adbhuta Dekhav)*

What a wondrous sight it was this night !
The moon and clouds' interplay it was :
The moon splashing her light from her oval bath,
And the clouds around were drizzling.
The moon-light wove a necklace of shimmering drops
Around the necks of creepers sweet.
Ceased then the rain, and withal the drops dripped from trees,
The green leaves glittered in moon-light,
And the palms looked darker still.
Here frolicks the moon, there the dark clouds smear the sky,
The sylvan creepers wear the necklace of pearly drops,
And the palm-groves look ever so sombre :
this was indeed a glimpse of Lord, sublime and serene.

— ***Narsimharao's 'Kusama Mala'***

Trans. by K.B. Vyas

## *A man of God is he —*

*Vaishanrjan by Narsinh Mehta*

A man of God is he
the pains of others who feels,
who thinks not high of himself
when pains of others he kills.

He bows to all in the world
and avoids calumny of the other,
whose word, linen and mind
Stable; blessed is his mother !

His look ever a like, and heart undesiring,
who sees mother in women other's,
the tongue not utters untruth,
nor the hand touches wealth of others.

No lust can coat his soul,
and strongly detached from all,
engrossed in uttering "Rama",
His body - abode of holy sites all.

Ungreedy, undeceptive,
Devoid of sex and anger,
says Narasimha — by his holy look
salvation of pedigree does occur.

Tr. Navanidh Shukla

## "Prayers from The Ark
## and
## The Creature's Choir"

by
Carmen Bernos De Gesztold

Translated by
Rummer Godden

અનુવાદ : મોહનભાઈ શં. પટેલ

### ચાંચડ

કૂદું છું ને કરડું છું,
કરડું છું ને કૂદું છું.
મજા પડે છે બહુ, ભગવાન,
ઠીક બનાવ્યો નાનો આમ !

કૂદકપાટિયાના કૂદકાએ
કૂદવું અહીં ને પણે;
કૂદું છું ને કરડું છું,
કરડું છું ને કૂદું છું.

રમત આમ તો ભવ્ય ખરી,
ભલે દુષ્ટતા તીખી મહીં !
હાથીથીયે અદકું જોર,
દુનિયાનો ઉતરાવું તોર.
જેમ વિચારે ચઢતો જાઉં,
હસી હસીને બેવડ થાઉં,
કૂદું છું ને કરડું છું,
કરડું છું ને કૂદું છું.

પ્રભુ, તને હું
નાને મોઢે પૂછું :
સ્વર્ગ કરીશ હું ઊંચુંનીચું
જો ત્યાં ગરવા દઈશ મને,
એવો નથી ને ભય કંઈ તને ?

આમીન

### પ્રાર્થના પતંગિયાની

ભગવન્
કોણ દેશનું હું ?
હા, હા.
આ ફૂલ,
આ સૂરજ,
તારો જ ઉપકાર એ... ...
આ વિશ્વ પણ છે સુંદર
ને આ ગુલાબની સુગંધ... ...
ક્યાંનું હોઈશ હું ?

તુષારબિંદુ
એય દડી જાય છે પણે કમળના કોશમાં
ને મારેય જવાનું તો છે જ
પણ ક્યાં ? ન જાને !
પવનદેવે તો ચીતરી દીધી તરંગલીલા
મારી આ પાંખો પર.
હા, તરંગલીલાસ્તો !
પણ ભગવાન,
હું કોણ ? હું ક્યાંનું ?
મારે તને એ જ પૂછવાનું છે.
આમીન.

## પ્રાર્થના નાનાં બતકાંની

વહાલા વિભુ,
પૂર દે અમને પાણીનું
વરસવા દે એને રોજ રોજ
  આજે ને આવતી કાલે
દે અમને જિવાત થોક થોક,
  દે અમને ખાવાનું કંઈક
  મીઠું મીઠું.
ડ્વે ડ્વે કરનારાઓ જે
ને અમારી જેમ તરનારાઓ જે
એ સૌનું કરજે તું રક્ષણ.
  આમીન.

## પ્રાર્થના વાંદરાની

વહાલા વિભુ
તેં શેં આવો ઘડ્યો મને વરવો ?
હસવું આવે એવો આ ચોકો
  ને તેમાં માગી લીધા વાનરવેડા;
શું તારી દુનિયામાં
  હું સદાયનો ઠર્યો વિદૂષક ?
અરે, આ હૈયે બેઠેલ ઉદાસી
કોણ એને ઊંચકી લેશે ?
ભગવન્,
તારા થકી જો એ થાય નહીં
તો અવર કોઈથી તો થવા દે એ
આમીન.

## પ્રાર્થના કાચબાની

જરા સબૂર,
હું યે આવું છું, પ્રભુ !
કુદરત તો હોય એવી સૌએ
  સ્વીકારવી ઘટે.
ને મેં કોઈ સર્જી નથી એને.
આ મારી પીઠની જે રચના
નથી કરવી કશી ટીકાટીપણી મારે
એનીય છે કંઈક ખૂબીઓ
પણ ભગવાન, એટલું તો
તુંય કબૂલશે કે
  એનો ભાર વસમો
  હોય છે વહેવો.
પ્રભુ,
આ મારુ કઠિન કવચ
  ને
  એમાં બંધ હૈયું
પણ મને શ્રદ્ધા છે
  એ બંધ કદી નહીં રહે
  તારી સમક્ષ.
આમીન.

## પ્રાર્થના બિલ્લીની

ભગવન્,
  હું પંડે તો બિલ્લી જ.
ના, ના.
નથી કાંઈ માગવું મારે તારી પાસ,
કદીયે નહીં માગું કશુંય
  કોઈનીયે પાસ.

પણ
એટલું જાણું છું ખરી :
    કદાચને
    જો હોય કુબેરના ભંડારે
    એકાદ ઉંદરડો સફેદ
    અથવા
    દૂધનું કોઈ છાલિયું એક
    તો એની બૂઝ કરે - જાણેમાણે
    એવું દુનિયા આખીને વિશે
        એક તો હયાત જણ
            છે જ.
વળી
    આ જે સર્વે શ્વાનકુલ
    શાપી ના શકે જો કોઈ દીયે તું
તો કહેવું જોઈએ મારે,
આમીન

## પ્રાર્થના બળદની

હે પ્યારા પ્રભુ
આપો મને અવકાશ.
    માનવી તો લાગી પડ્યો છે
    મને હંકારવામાં જ.
    એમને નથી સમજાતું
    કે
    નથી થતી ઉતાવળ મારાથી.
મારે જોઈએ છીએ અવકાશ
        ચારો ચરવા
        વાગોળવા
        ને નીંદરવા
અવકાશ આપ
        મને વિચારવાનો.
આમીન.

# ડિવાઈન કૉમેડિ

અનુ. રાજેન્દ્ર શાહ

## સર્ગ ૨૭

હે ધન્ય તાત, સુત, ધન્ય પવિત્ર આત્મા !
ગાઈ રહ્યું સ્તવન સ્વર્ગ સમસ્ત, જેના
રાગે લયે હૃદય મ્હારું બનેલ મસ્ત.
ને હું લહું નજર સમ્મુખ જે હવે તે
બ્રહ્માણ્ડનું સ્મિત ન હોય, - જણાય એમ,
જ્યાં દૃશ્ય ને શ્રુતિતણે સુખ હું વિભોર.
હે સમ્મુદા, સુખ અનુર્વચનીય તે હે,
હે જિન્દગી, પરમ પ્રેમ પ્રશાન્તિ પૂર્ણ !
હે સમ્પદા, જ્યહીં ન કો અભિલાષ શેષ !
એ ચાર દીપ્ત દ્યુતિ દૃષ્ટિ સમક્ષ મ્હારી :
ને જ્યાં હવે પ્રથમ આવી રહે સમીપ,
એનો પ્રકાશ વધુ ઉજ્જ્વલ પૂર્વથી યે,
એનું સ્વરૂપ બદલાઈ જવું તુરન્ત,
જાણે કદાચ ગુરુનું, યદિ મેષ ને એ
પક્ષી થઈ, નિજ પરસ્પર પિચ્છને દે.
પ્રત્યેકનું નિયત સ્થાન કરન્ત જેહ,
ને કાર્ય નિશ્ચિત, ઘુમાવ વળી કહે, તે
ધાતાતણે વચન વૃન્દનું ગાન શાન્ત.
ત્યાં હું અવાજ સુણતો. "યદિ વર્ણ ફેર
મ્હારો થયો, ન ચમકીશ તું, બોલું હું ત્યાં
તે અન્યનો નીરખશે તું, વિભિન્ન વર્ણ.
પૃથ્વી પરે બલથી લીધ નિવાસ જેણે,
મ્હારો નિવાસ, મુજ એક નિવાસ, જે ત્યાં
ખાલી હવે પ્રભુ-તનુજની આંખ સામે.
તેણે કરેલી મુજ કબ્રની ભૂમિ, મોરી
લોહી અને મલથી; જ્યાં પડતો અહીંથી
કોઈ કુપાત્ર, હરખે બહુ ત્યાં નીચે તે !"
જે વર્ણ વાદળ ધરે જવ સૂર્ય સામે,
તે હોય સાંજ સમયે અથવા સવારે;
એનાથી વ્યોમ પરિપૂર્ણ હું જોઉં વ્યાપ્ત,
કોઈ વિનમ્ર મહિલા નિજ નીતિ-નિષ્ઠ
વિશ્વાસથી વહત જિન્દગી, તો ય થાતી
બીજાની ભૂલ સુણતાં વદને વિવર્ણ.
એવો તફાવત બિયેટ્રિસમાં લહું હું :
એવું જ તે ગ્રહણ વ્યોમ વિષે હું શોચું.
જે યોગમાં પરમ શક્તિ થયેલ ગ્રસ્ત.
ત્યાં તે પછી ફરીથી વેણ સુણું હું એનાં :
એના અવાજમહીં પૂર્વથી ફેર એવો
કે એટલો વધુ ન એની મહીં જણાયો. -
"હે પુત્ર, ખ્રિસ્તની વધૂતણી પુષ્ટિ, રક્તે
ક્યારેય ના, લિનસ-ક્લેટસના વ મ્હારા,
ઉદ્દેશને ધરી સુવર્ણની પ્રાપ્તિ કાજે.
આ, કિન્તુ, ધામ વરવા, અભિલાષધારી.
સિક્સ્ટસ, પીયૂષ, વ અર્બન ને કલિષ્ટ-
કેરાં વહ્યાં રુધિર, પીડિત અશ્રુ રેલી.
એવો ન હેતુ અમ કે જન જે ઈસાઈ
તે થાય ભિન્ન અનુગામીથકી અમારા :
કો દક્ષિણે વળત, તો કંઈ વામ બાજૂ.
શ્રદ્ધાથી જે ધરી હતી મુજ હસ્ત કૂંચી
ક્યારેય ના ઉચિત તેનું ધ્વજે પ્રતીક
થૈ રોવું, જે કરત દીક્ષિત સાથ યુદ્ધ.
કે ના મહોર પર મુદ્રિત છાપ મ્હારી
ભોગાર્થ, - સાટુ કરનારસમી કંઈ ત્યાં -
જેથી તું તપ્ત શરમે ઘણી વાર લાલ.
ગોવાળ-વેશ ધર તે વરુ હિંસ્ર સર્વ

દેખાય ઊર્ધ્વથકી આ, સઘળા ચરાવે.
"તું ઈશ-આયુધ સમર્થક ! જૂઠ આમ ?
તે ગેસ્કની વળી કહોરમહીં પ્રતીક્ષે
લોહી અમારું. કૃતિ મઙ્ગલ હે ! કશું આ
ત્હારું થયું પતન અન્તમહીં અસાર !
શોચ્યું પરન્તુ જ્યહીં કે પ્રભુએ બલિષ્ઠ
કીધેલ. યુદ્ધ સિપિયો સહ રોમ પાસે
રક્ષાર્થ આ જગનું ગૌરવ, સદ્ય દેશે
એની સહાય, સુત હે, - તવ મર્ત્ય બોજે
પાછું જવું નિયત — આગળ બોલ સ્પષ્ટ,
ના રાખ ગુપ્ત કંઈ જે ન હું રાખું ગુપ્ત.'
જ્યારે થતો મકરની સહ અર્ક યોગ
તે વેળ જેમ નભ આપણું હૈમ-તૂલ
નીચે રહેતું વહી, એ જ પ્રકારથી હું
જોઉં, વિહાયસનું ભૂપણ-સજ્જ થાવું,
ઊર્ધ્વે લઈ શિશિર-તૂલશી દીપ્ત બાષ્પ,
જેણે પ્રવાસ કીધ અલ્પ અમારી સાથે,
મ્હારી જતી નજર તે પ્રતિરૂપ સઙ્ગે,
તે ત્યાં સુધી, ઉભય મધ્યનું છેટું એવું
થાતું, ન શક્તિ વધુ આગળ એથી જોવા.
ત્યારે સખી મુજ, -હવે નહિ દૃષ્ટિ મ્હારી
ઊંચે રહી ટકી, નિહાળી,-કહે મ્હને, "જો,
નીચે, અને ભ્રમણ ક્યાં સુધી કીધું જાણ."
હું જોઉં, મ્હેં પ્રથમ ન્યાળ્યું નીચે ત્યહીંથી
મ્હેં છે કર્યું ભ્રમણ વર્તુલ અણ્ડમાંથી,
તે એક રાશિગત અન્તથી અન્ય મધ્ય.
કેડીઝ પાર લહું જેથી પ્રવાહ મત્ત
યૂલીસિનો, નિકટ પૂર્વ સમુદ્ર તીર,
જેના પરે સુખદ ભાર ધરે યુરોપા,
એથી ય તે હજી ખળું આપણું મ્હેં
જોયું હતે, યદિ ન સૂર્યનું રાશિ એક
આગે જવું, સ્થિતિ જ્યહીં મુજ પાય નીચે.
મ્હારું વિભોરમન — નિત્ય કરે વિચાર
આનન્દથી મધુર, મ્હારી સખીતણા તે
પ્રેરી રહે દગ સમુત્સુક એ દિશામાં.
કોઈ નિસર્ગ અથવા કૃતિએ કલાનો
દેહે થવો મનુજ સદૃશ ભાવ, જેથી
સમ્મુગ્ધ દૃષ્ટિ, વળી ચિત્ત નિબદ્ધ થાતું -
એકત્ર એ સકળ તે નહિ કાંઈ આંહીં
એની કરું હું તુલના યદિ હર્ષ સાથે
જે મ્હેં પ્રસન્ન વદને દીઠ, દૃષ્ટિ દેતાં.
વિશ્વસ્ત એ નજરની અવ શક્તિથી હું
આવેલ એ મિથુન-સુન્દર ધામ બ્હાર.
ને ઊર્ધ્વ, શીઘ્રતમ બંધુર દિવ્ય લોકે,
એના વિભાગ સમ, જીવન સજ્ઞ વૃત્તિ,
છે ઉચ્ચ એવી, - સ્થલ શોધ્યું બિયેટ્રિસે જે
તે કેવું, તે વિષયમાં ન કહી શકું કૈં
એ કિન્તુ ભાવ મુજ જોઈ હસી રહી છે.
આનન્દ એ વદનપે ઉભરાય એવો,
કે એની પાછળ જણાય પ્રસન્ન ઈશ.
"આ વિશ્વનાં વિધિ-વિધાન ધરન્ત કેન્દ્ર
નિશ્ચેષ્ટ, ને ભ્રમણશીલ બીજાં બધાંનો
પ્રારમ્ભ છે અહીં, શરૂ અહીંથી જ થાય
આ સ્વર્ગધામમહીં અન્ય 'કહીં'ન ક્યાંય
એ દિવ્ય ચિત્ત વિણ, એક જ્વલન્ત જેના
પ્રેમે જ સૌ ગતિમહીં, વળી શક્તિમન્ત.
એ પ્રેમ-દીપ્તિથકી આવૃત એક વૃત્તે,
ને અન્ય સર્વ પણ વેષ્ટિત એ થકી જ.
જેનાથી વૃદ્ધિ, સહુ શાસિત તેય તેથી.
એને ન કોઈ ગતિ આપી રહેલ, કિન્તુ

## ડિવાઈન કોમેડિ

અનુ. રાજેન્દ્ર શાહ

### સર્ગ ૨૭

હે ધન્ય તાત, સુત, ધન્ય પવિત્ર આત્મા !
ગાઈ રહ્યું સ્તવન સ્વર્ગ સમસ્ત, જેના
રાગે લયે હૃદય મ્હારું બનેલ મસ્ત.
ને હું લહું નજર સમ્મુખ જે હવે તે
બ્રહ્માણ્ડનું સ્મિત ન હોય, - જણાય એમ,
જ્યાં દૃશ્ય ને શ્રુતિતણે સુખ હું વિભોર.
હે સમ્મુદા, સુખ અનુર્વચનીય તે હે,
હે જિન્દગી, પરમ પ્રેમ પ્રશાન્તિ પૂર્ણ !
હે સમ્પદા, જ્યહીં ન કો અભિલાષ શેષ !
એ ચાર દીમ દ્યુતિ દૃષ્ટિ સમક્ષ મ્હારી :
ને જ્યાં હવે પ્રથમ આવી રહે સમીપ,
એનો પ્રકાશ વધુ ઉજ્જવલ પૂર્વથી યે,
એનું સ્વરૂપ બદલાઈ જવું તુરન્ત,
જાણે કદાચ ગુરુનું યદિ મેષ ને એ
પક્ષી થઈ, નિજ પરસ્પર પિચ્છને દે.
પ્રત્યેકનું નિયત સ્થાન કરન્ત જેહ,
ને કાર્ય નિશ્ચિત, ઘુમાવ વળી કહે, તે
ધાતાતણે વચન વૃન્દનું ગાન શાન્ત.
ત્યાં હું અવાજ સુણતો. "યદિ વર્ણ ફેર
મ્હારો થયો, ન ચમકીશ તું, બોલું હું ત્યાં
તે અન્યનો નીરખશે તું, વિભિન્ન વર્ણ.
પૃથ્વી પરે બલથી લીધ નિવાસ જેણે,
મ્હારો નિવાસ, મુજ એક નિવાસ, જે ત્યાં
ખાલી હવે પ્રભુ-તનુજની આંખ સામે.
તેણે કરેલી મુજ કબ્રની ભૂમિ, મોરી
લોહી અને મલથી; જ્યાં પડતો અહીંથી
કોઈ કુપાત્ર, હરખે બહુ ત્યાં નીચે તે !"
જે વર્ણ વાદળ ધરે જવ સૂર્ય સામે,
તે હોય સાંજ સમયે અથવા સવારે;
એનાથી વ્યોમ પરિપૂર્ણ હું જોઉં વ્યાપ્ત,
કોઈ વિનમ્ર મહિલા નિજ નીતિ-નિષ્ઠ
વિશ્વાસથી વહત જિન્દગી, તો ય થાતી
બીજાની ભૂલ સુણતાં વદને વિવર્ણ.
એવો તફાવત બિયેટ્રિસમાં લહું હું :
એવું જ તે ગ્રહણ વ્યોમ વિષે હું શોચું.-
જે યોગમાં પરમ શક્તિ થયેલ ગ્રસ્ત.
ત્યાં તે પછી ફરીથી વેણ સુણું હું એનાં :
એના અવાજમહીં પૂર્વથી ફેર એવો
કે એટલો વધુ ન એની મહીં જણાયો. -
"હે પુત્ર, ખ્રિસ્તની વધૂતણી પુષ્ટિ, રક્તે
ક્યારેય ના, લિનસ-ક્લેટસના વ મ્હારા,
ઉદ્દેશને ધરી સુવર્ણની પ્રાપ્તિ કાજે.
આ, કિન્તુ, ધામ વરવા, અભિલાષધારી.
સિક્સ્ટસ, પીયૂષ, વ અર્બન ને કલિક્ષ્ટ્-
કેરાં વહ્યાં રુધિર, પીડિત અશ્રુ રેલી.
એવો ન હેતુ અમ કે જન જે ઈસાઈ
તે થાય ભિન્ન અનુગામીથકી અમારા :
કો દક્ષિણે વળત, તો કંઈ વામ બાજુ.
શ્રદ્ધાથી જે ધરી હતી મુજ હસ્ત કૂંચી
ક્યારેય ના ઉચિત તેનું ધ્વજે પ્રતીક
થૈ રોવું, જે કરત દીક્ષિત સાથ યુદ્ધ.
કે ના મહોર પર મુદ્રિત છાપ મ્હારી
ભોગાર્થ, - સાટુ કરનારસમી કંઈ ત્યાં -
જેથી તું તમ શરમે ઘણી વાર લાલ.
ગોવાળ-વેશ ધર તે વરુ હિંસ્ર સર્વ

દેખાય ઊર્ધ્વથકી આ, સઘળા ચરાવે.
"તું ઈશ-આયુધ સમર્થક ! જૂઠ આમ ?
તે ગેસ્કની વળી કહોરમહીં પ્રતીક્ષે
લોહી અમારું. કૃતિ મઙ્ગલ હે ! કશું આ
ત્હારું થયું પતન અન્તમહીં અસાર !
શોચું પરન્તુ જ્યહીં કે પ્રભુએ બલિષ્ઠ
કીધેલ, યુદ્ધ સિપિયો સહ રોમ પાસે
રક્ષાર્થ આ જગનું ગૌરવ, સઘ દેશે
એની સહાય, સુત હે, - તવ મર્ત્ય બોજે
પાછું જવું નિયત — આગળ બોલ સ્પષ્ટ,
ના રાખ ગુપ્ત કંઈ જે ન હું રાખું ગુપ્ત.'
જ્યારે થતો મકરની સહ અર્ક યોગ
તે વેળ જેમ નભ આપણું હેમન્તૂલ
નીચે રહેતું વહી, એ જ પ્રકારથી હું
જોઉં, વિહાયસનું ભૂષણ-સજ્જ થાવું,
ઊર્ધ્વે લઈ શિશિર-તૂલશી દીપ્ત બાષ્પ,
જેણે પ્રવાસ કીધ અલ્પ અમારી સાથે,
મ્હારી જતી નજર તે પ્રતિરૂપ સઙ્ગે,
તે ત્યાં સુધી, ઉભય મધ્યનું છેટું એવું
થાતું, ન શક્તિ વધુ આગળ એથી જોવા.
ત્યારે સખી મુજ, -હવે નહિ દૃષ્ટિ મ્હારી
ઊંચે રહી ટકી, નિહાળી,-કહે મ્હને, "જો,
નીચે, અને ભ્રમણ ક્યાં સુધી કીધું જાણ."
હું જોઉં, મ્હેં પ્રથમ ન્યાળ્યું નીચે ત્યહીંથી
મ્હેં છે કર્યું ભ્રમણ વર્તુલ અણ્ડમાંથી,
તે એક રાશિગત અન્તથી અન્ય મધ્ય.
કેડીઝ પાર લહું જેથી પ્રવાહ મત્ત
યૂલીસિનો, નિકટ પૂર્વ સમુદ્ર તીર,
જેના પરે સુખદ ભાર ધરે યુરોપા,
એથી ય તે હજી ખળું આપણું મ્હેં
જોયું હતે, યદિ ન સૂર્યનું રાશિ એક
આગે જવું, સ્થિતિ જ્યહીં મુજ પાય નીચે.
મ્હારું વિભોરમન — નિત્ય કરે વિચાર
આનન્દથી મધુર, મ્હારી સખીતણા તે
પ્રેરી રહે દૃગ સમુત્સુક એ દિશામાં.
કોઈ નિસર્ગ અથવા કૃતિએ કલાનો
દેહે થવો મનુજ સદૃશ ભાવ, જેથી
સમ્મુગ્ધ દૃષ્ટિ, વળી ચિત્ત નિબદ્ધ થાતું -
એકત્ર એ સકળ તે નહિ કાંઈ આંહીં
એની કરું હું તુલના યદિ હર્ષ સાથે
જે મ્હેં પ્રસન્ન વદને દીઠ, દૃષ્ટિ દેતાં.
વિશ્વસ્ત એ નજરની અવ શક્તિથી હું
આવેલ એ મિથુન-સુન્દર ધામ બ્હાર.
ને ઊર્ધ્વ, શીઘ્રતમ બંધુર દિવ્ય લોકે,
એના વિભાગ સમ, જીવન સઙ્ગ વૃત્તિ,
છે ઉચ્ચ એવી, - સ્થલ શોધ્યું બિયેટ્રિસે જે
તે કેવું, તે વિષયમાં ન કહી શકું કૈં
એ કિન્તુ ભાવ મુજ જોઈ હસી રહી છે.
આનન્દ એ વદનપે ઉભરાય એવો,
કે એની પાછળ જણાય પ્રસન્ન ઈશ.
"આ વિશ્વનાં વિધિ-વિધાન ધરન્ત કેન્દ્ર
નિશ્ચેષ્ટ, ને ભ્રમણશીલ બીજાં બધાંનો
પ્રારમ્ભ છે અહીં, શરૂ અહીંથી જ થાય
આ સ્વર્ગધામમહીં અન્ય 'કહીં'ન ક્યાંય
એ દિવ્ય ચિત્ત વિણ, એક જ્વલન્ત જેના
પ્રેમે જ સૌ ગતિમહીં, વળી શક્તિમન્ત.
એ પ્રેમ-દીપ્તિથકી આવૃત એક વૃત્તે,
ને અન્ય સર્વ પણ વેષ્ટિત એ થકી જ.
જેનાથી વૃદ્ધિ, સહુ શાસિત તેય તેથી.
એને ન કોઈ ગતિ આપી રહેલ, કિન્તુ

'કોઈ ફૂલોના સરવાળા માંડશે' જેવી પદાવલિમાં 'સરવાળા' જેવો ગાણિતીક શબ્દ અતડો ન લાગતાં બરાબર બંધ બેસી જાય છે.

મૃત્યુ પામનાર વ્યક્તિ પોતાની સ્મૃતિ અને પોતાનાં કર્મોની યાદી મૂકી જતી હોય છે. મૃત્યુ નજીક આવે છે તેમ શ્વાસની ગતિમાં વધારો થાય છે. 'તેજે તેજે તોખાર શ્વાસ ચાલશે.' તેની સાથે ધીમે ધીમે બધા સંબંધો કપાતા જાય છે અને સામે માત્ર ઘોર અંધારું દૃષ્ટિગોચર થાય છે. મૃત્યુલોકની અલવિદા સાથે કોઈ બીજા લોક સાથે તેનો નાતો જોડાશે તેની વાત 'કોઈ પગલામાં બેડિયું બંધાવશે' દ્વારા મૌલિક છટાથી કવિએ વ્યક્ત કરી છે.

આ ગીતનું વિશિષ્ટ તત્ત્વ છે નિરૂપણ વિષયની એકરૂપતા. ગીત જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ મૃત્યુની ગંભીરતા ઘેરી બનતી જાય છે તેવું ભાવકને જરૂર લાગ્યા વગર નહીં રહે.

'ખુશબૂની ઠેસ', 'વીખરાતી ધૂળ' જેવા ભાવપ્રયોજનો અને 'ચાલ્યું સગપણ વિદેશ લઈ અંધારો વેશ' જેવી પંક્તિઓમાં મૃત્યુના પ્રતીકાત્મક સાહચાર્યો (Associations)ગીતના ભાવને ઘૂંટીને ગીતને વિશેષ સ્વાભાવિક અને માર્મિક બનાવે છે.

પ્રસ્તુત ગીતમાં શબ્દ અને તેમાંથી નીપજતા ભાવનું રસાયણ સુંદર રીતે સધાયું છે. ગીતનો લય પરિચિત છે છતાં તેમાં લયલીલાની રમ્યતા સાથે ભાતીગળતા અને લયની ચારુતા હોવાને કારણે ગીતના વેગની સાથે કાવ્યત્વ પણ સિદ્ધ થાય છે.

ગીતની સાદગી પણ ધ્યાનાર્હ છે. ગીતની દરેક કડી એક ભાવવર્તુળ પૂરું કરે છે અને આવનારી પછીની કડીની ભૂમિકા પણ બાંધી જાય છે. ભાવની નિર્મળ અને સાદી અભિવ્યક્તિ આ ગીતની ખૂબીમાં વધારો કરે છે.

ભાવકો જોઈ શકશે કે ગીત અતિ વિસ્તારમાં નથી સરી પડતું. એની પંક્તિ નાનકડી છે, પ્રલંબિત નથી. નાની અને ટૂંકી પંક્તિને લીધે આવતી ભાવની સઘનતા ગીતને ખૂબ જ ઉપકારક બની રહે છે. ધ્રુવપદ-અંતરાની કડીઓના માપમાં જ આખું ગીત આગળ વધે છે. ગીતના ભાવનમાં આ ટેકનિક ખાસ્સી મદદ કરે છે.

આ મૃત્યુગીતના પ્રાસની પસંદગીમાં દિલીપ જોશીની ગીતકવિ તરીકેની સર્ગશક્તિનો સૂઝભર્યો ઉપયોગ થયો છે. 'ધૂળ અને મૂળ', 'વ્હાલ અને ભાલ' 'વિદેશ અને વેશ' અને 'એકાન્ત અને વાત' જેવા પરિચિત પ્રાસ આ ગીતમાં નવાનકોર બનીને ગોઠવાઈ ગયા છે જે ગીતને બધું ઊજળું બનાવે છે.

આ ગીત કુલ ૪ ભાગમાં વહેંચાયેલું છે. ગીતનો દરેક ભાગ એક નોખું દૃશ્ય, એક નોખો વિચાર, એક નોખી કલ્પના અને એક નોખી પરિસ્થિતિ રજૂ કરે છે તે ભાવકો જોઈ શકશે.

*કોઈ ફૂલોના સરવાળા માંડશે*
*કોઈ ચોમાસું આંખોમાં આંજશે*
*કોઈ પગલામાં બેડિયું બંધાવશે*
*કોઈ પોતાનો પડછાયો દાગશે*

જોઈ શકાશે કે ઉપરની ચારેય પંક્તિ 'કોઈ'થી શરૂ થાય છે. છતાં 'કોઈ'નું થતું પુનરાવર્તન કંટાળાજનક લાગતું નથી તેનું શ્રેય કવિને ફાળે જાય છે. બોલચાલની અને વ્યવહારુ ભાષાનો અનેક જગ્યાએ કરાયેલો પ્રયોગ પણ દિલીપના આ ગીતની મોટી સિદ્ધિ છે. બાકી તો

'શબ્દ એટલે અહોરાતનો કોઈ અજાયબ રણકો' ! અસ્તુ.



# અવલોકન

## *છાલક મારીને ભીંજવતી ગઝલ*

### હરીશ વટાવવાળા

[છાલક : બાલુભાઈ પટેલ : ૧૯૯૧ : નવભારત પ્રકાશન મંદિર, બાલાહનુમાન પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૧. કિંમત : રૂ. ૫૦=૦૦]

ગુજરાતી કવિતાક્ષેત્રે ઘણી જ નવોન્મેષી કલમો પ્રકટતી રહી છે. તેમાંય ખાસ તો ગઝલક્ષેત્રે છેલ્લા દાયકામાં ઘણું ખેડાણ થયેલ છે. પરન્તુ નવોન્મેષ પ્રકટાવે તેવી નખશિખ ગઝલો આપણને ઘણી જ થોડી મળી છે. ગઝલનાં સંપાદનો થાય છે તેમાં પણ ગઝલ કરતાં સંબંધોને સ્થાન આપવામાં આવે છે. તો વિવેચનમાં પણ સંબંધોને મહત્ત્વ આપવામાં આવે છે. જેથી આપણને નખશિખ ગઝલ માણવા મળતી નથી. આવા કપરા કાળમાં પણ નિજત્વથી ભર્યોભાદર્યો અને ગઝલરૂપી નવનીતને પામી ગઝલની નજીક પહોંચનાર કવિ શ્રી બાલુભાઈ પટેલ સ્વપ્રોત્સવ (૧૯૮૮), મોસમ (૧૯૯૦) અને છાલક (૧૯૯૧), (હવે પછી 'કૂંપળ')ગઝલસંગ્રહોનો ગુલદસ્તો ગઝલના ભાવકોને અંકે કરે છે ત્યારે ઘણા ઓછા ગઝલકારોમાં જોવા મળતી સરળતા અને વેધકતા તેમની ગઝલમાંથી પ્રાપ્ત થાય છે. સરળ શબ્દો, બોલચાલની ભાષા, ભાવકને દુર્બોધ ન લાગે અને તીરોધાન થઈને હૃદયસોંસરી ચોટ વાગે તેવી શબ્દગૂંથણી પણ તેમના શેરોમાંથી માણી શકાય છે. તેમના આંતર્જગતમાંથી જે કંઈ પસાર થાય છે તેને જ અનુભૂતિની સચ્ચાઈથી ગઝલમાં શબ્દને ઢાળે છે. તેથી તેમની શબ્દ અભિવ્યક્તિની તાજપની મીઠી છાલક મારે છે. કવિ વર્ડ્ઝવર્થે કવિતાની ભાષા અન્વયે એક એવો નિર્દેશ કર્યો છે કે, 'કવિતાની ભાષા યથાસંભવ બોલચાલની નિકટ હોય તો સારુ' તેથી જ જાણે શ્રી બાલુભાઈ પટેલ ગઝલને પામવાના સતત રયાસ અને પ્રવાસને કારણે ગઝલની પરંપરાનો ત્યાગ કરી શક્યા નથી... તે તેમના જ એક શેરમાંથી માણી શકાય છે -

*- પૂર્વજોના પ્રેમીઓનો વંશ છું*
*યાતના મારી પુરોગામી હતી.*

(પૃ.૪૭)

સાવ સરળ લાગતો આ કાવ્યપ્રકાર એટલો સહજ કે સરળ નથી. હૃદયના ભાવોને કે ઊર્મિને માત્ર થોડાક જ શબ્દો દ્વારા વ્યક્ત કરવા માટે માત્ર બે જ પંક્તિમાં - મિસરામાં - પ્રકટ કરવા સહેલા નથી. અથવા તો ગઝલનાં બાહ્યાંગોને જાળવીને પણ આ ભાવોને વ્યક્ત ન કરી શકાય. તેમાં તિર્યકતાની સાથે સાથે ઊર્મિગત સંબંધો અને સંવેદના પણ એટલાં જ ઓગળીને રસાઈ ગળાઈને આવવાં જોઈએ.

ઉ.ત.

*- પાણી શું, ભીનાશથી પણ એ વંચિત છે;*
*વર્ષોથી એ દરિયા કાંઠે ઊભો છે.*

(પૃ. ૩૭)

*- મેઘ તો બીજે કશે વરસી ગયો;*
*હું તો નાહકનો અહીં પલળી ગયો.*

(પૃ. ૫૫)

*- સપનાંઓથી ઊંઘ છોલાતી રહી;*
*આંખ મારી એટલે રાતી રહી.*

(પૃ. ૫૭)

કવિ જ્યારે તીવ્ર સંવેદના અનુભવે ત્યારે જ શબ્દ કવિતા બનીને પ્રકટ થાય છે. એ જેટલું સાચું છે તેટલું જ સાચું એ પણ છે કે, કવિના મનોજગતમાં ઊઠતા ભાવોને ઘૂંટીને, સૌન્દર્યદર્શનને સુરેખ આકૃતિમાં ઢાળી સંવેદનને સઘનરૂપ આપવાની પ્રક્રિયાને જાળવી રાખવી જોઈએ. આવા કવિનો શબ્દ કવિતા થઈને પ્રકટે છે.

*- મીણની માણસ અડ્યો છે સૂર્યને;*
*વાત આ મારી છે બીજાની નથી.*

(પૃ. ૧૨૭)

*હું મારી શાંત નદીઓને ખોઈ બેઠો છું;*

(પૃ. ૧૩૭)

એમ કહેનાર કવિના હૃદયમાં કેટલી બધી વ્યથા હશે! વેદના હશે! તેનો તાગ મેળવી શકાય તેમ નથી.

*- તોપણ અમે ભીનાશને સૂકવી શક્યા નહીં,*
*યાદોને લઈ બપોરના તડકા સુધી ગયા.*

(પૃ. ૫૧)

ઉક્ત શેરમાં 'બપોરના' શબ્દ કવિએ આયાસપૂર્વક મૂકેલો સ્પષ્ટ જણાઈ આવે છે. અહીં સ્મૃતિના દર્દની મનોવેદના તીવ્રતાથી પ્રકટ થઈ છે. 'બપોરના' શબ્દ જેટલો આયાસપૂર્વક આવ્યો છે તેટલી જ તેની તીવ્ર અનુભૂતિ પણ ભાવકને થાય છે જેથી આયાસ હોવા છતાં પણ શેરની સુંદરતા ઓછી થતી નથી.

શ્રી બાલુભાઈની ગઝલોમાં છંદવૈવિધ્ય પણ જોવા મળે છે, તો તેમની ગઝલોમાં વિરહ અને વિચ્છેદની વ્યથા પણ ઘુંટાઈને પ્રકટ થઈ છે. કવિ એની વિસ્મૃતાતી સ્મૃતિઓને, પોતાની સંવેદનાઓને પોતાના મનઃસ્મૃતિપટલ પર તરતી મૂકે છે. સ્મરણ અને વિસ્મરણ વચ્ચે ફંગોળાતો કવિ કહે છે કે -

*- ત્વચાને પૂંચતો તડકો ગમી ગયો છે મને;*
*થયું કૈં એવું કે વગડો ગમી ગયો છે મને.*

(પૃ. ૧૩૭)

*- હું મારી શાંત નદીઓને ખોઈ બેઠો છું;*
*ઉછાળા મારતો દરિયો ગમી ગયો છે મને.*

(પૃ. ૧૩૭)

*- કદી તો ઝાંઝવાં પણ દૂરથી એવાં સરસ લાગે;*
*કે એને જોઈ દરિયા જેવા દરિયાને તરસ લાગે.*

(પૃ. ૧૧૨)

ઉક્ત શેરોમાં તગઝુઝુલ અને તસવ્વુફનું બળ પ્રકટતું આપણને જોવા મળે છે. અને એટલે જ કવિ ગઝલિયતને જાળવી શક્યા છે.

'આમ અચાનક કેમ અંતરાશી ગયાં (પૃ. ૧૩૪)માં 'અંતરાશી' શબ્દ ગઝલમાં કદાચ પ્રથમ વખત પ્રયોજાય છે. ત્યારે એનું સૌંદર્ય પણ એટલું જ જળવાયેલું જણાય છે.

વર્તમાનની ક્ષણો વચ્ચે જીવતો આ કવિ અતીતની સુખમય ક્ષણોને યાદ કરીને વિષાદને વધુ ઘેરો બનાવે છે. કવિનો વર્તમાન વિષાદમય છે, એટલે જ તે અતીતના સુખમય પ્રદેશમાં પ્રવેશી વિષાદને પ્રકટ કરે છે.

*- ફૂલશી ત્વચાને પંપાળી લીધી;*
*ને હથેળી એ રીતે બાળી લીધી.*

(પૃ. ૧૩૫)

*- યાદના દીવાઓ સળગાવીને મેં*
*એક કાળી રાત અજવાળી લીધી.*

(પૃ. ૧૩૫)

*- હું જ સામા વાયરે દોડી ગયો;*
*હાથમાં દીવો હતો; ભૂલી ગયો.*

(પૃ. ૫૫)

તો યાદમાં તડપતો આ સર્જક પ્રિયતમાની હાજરીનો મહિમા આ રીતે ગાય છેઃ

*- આપની યાદોથી આખો ઓરડો ભરચક હતો;*
*ઘર હવે લાગે છે સૂનું આપના આવ્યા પછી.*

(પૃ. ૮૨)

કવિનો ચૈતસિક વ્યાપ ઘણો વિશાળ છે અને સૂક્ષ્મ સ્વરૂપનો પણ છે. તેથી જ તે સમગ્ર માનવસમાજમાં પ્રવર્તી રહેલ દંભનો પડદો ચીરીને સત્યને ચાક્ષુસ કરે છે :

*- કાલે એક ભંગારવાળો સાવ સસ્તા ભાવમાં,*
*મારી પાસે મોટા ઘરની આબરૂ વેચી ગયો.*

(પૃ. ૧૦૫)

આધુનિક શિક્ષિત માણસની સંવેદનાઓ કેવી બુઠ્ઠી બની ગઈ છે તેનું સુંદર ચિતરણ કરતાં લખે છે :

*- દોસ્ત પણ જો કોઈ તકવાદી હશે;*
*એના સંબંધોય તકલાદી હશે.*

(પૃ. ૧૦૪)

કવિ પ્રાકૃતિક સૌન્દર્યનો પણ અજબ ઉપાસક છે. તેવા કેટલાક શેર તપાસીએ :

*- પીળા પત્તાની કરી દો તાપણી;*
*લીલા પાને પાનખર જોયા કરો.*

(પૃ. ૩૮)

*- ફૂલ પાસે પ્રેરણા લીધી છે મેં;*
*કંટકોમાં જિંદગી જોઈ છે મેં.*

(પૃ. ૩૫)

*- એક સલૂણી સાંજ તેં આપી હતી;*
*રાતભર એ સ્વપ્નમાં વ્યાપી હતી.*

(પૃ. ૩૩)

ઉક્ત શેરોમાં પણ કવિની સંવેદનાઓ આધુનિકતમ થઈને પ્રકટે છે.

શ્રી બાલુભાઈ પટેલની ગઝલો એટલી બધી સરળ છે કે, જો ભાવક તેને એકચિત્તે અને સમજ્યા વગર વાંચે તો ભાવક તેના મર્મને સ્પર્શી ન શકે. આવી સરળતામાં પણ કવિ વેધકતા લઈ આવે છે. તેમાં કવિનું સર્જકકર્મ અને સર્જકચેતનાનાં દર્શન થાય છે.

તેમના ગઝલો તપાસતાં અનેક રીતે પ્રકટતી સચોટ દિલચસ્પી માણી શકાય છે. જિન્દગીનું ઊંડું ચિંતન પણ થોડા શબ્દોમાં અત્યંત સરળતાથી વ્યક્ત થયું છે. માનવચેતનાના વિવિધ ભાવોને સરળ બાનીમાં ઘૂંટ્યા છે. હૈયાસોંસરવી ઊતરી જાય એવી ગઝલોમાં કવિની કાવ્યપદાર્થ સાથેની માવજતનો પરિચય થયા વિના રહેતો નથી. વ્યક્તિથી સમષ્ટિ સુધીનું દર્શન તેમના ગઝલોમાંથી પ્રકટ થાય છે. એટલું જ નહીં, અનુભૂતિને કલાત્મક રૂપ આપવા કલ્પન-પ્રતીક ધ્વનિનો સમુચિત વિનિયોગ થયેલો જોવા મળે છે. કવિનો કલ્પનાવૈભવ, ભાવનાપરાયણ જીવનદૃષ્ટિ ઉત્તમ રીતે આવિષ્કૃત થયાં છે.

'સ્વપ્નોત્સવ'થી શરૂ થયેલી કવિની ગઝલયાત્રા 'કૂંપળ' થઈને પ્રકટે તે પહેલાં ગુલાબી 'મોસમ'ની 'છાલક' આંખને ભીંજવે છે. ત્યારે બાલુભાઈ તમારો આવતી કાલનો શબ્દ આથી પણ બળવત્તર થઈને પ્રકટે તેવી શુભેચ્છાઓ આ 'કૂંપળ' ફૂટવાની ક્ષણે પાઠવું છું.



## સાભાર સ્વીકાર

<u>પ્રહાર</u>. નવ્ય કવિ કૃષ્ણ દવેનો પ્રથમ કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૮૦, રૂ. ૨૫. પ્રકાશક - પોતે જ, સી-૪૪, 'ઉત્કર્ષ', આર.બી.આઈ. સ્ટાફ ક્વાર્ટર્સ, આર.ટી.ઓ. સામે, સુભાષબ્રિજ, અમદાવાદ-૩૮૦૦૨૭.

<u>હું અને તું</u>. લાભુભાઈ ત્રિવેદીનો કાવ્યસંગ્રહ. કાચું પૂઠું, ડિમાઈ પૃષ્ઠ ૭૨, રૂ. ૨૫. પ્રકાશક - મહાત્મા ગાંધી ચૅરિટેબલ ટ્રસ્ટ, શાસ્ત્રી વિદ્યાલય, શાસ્ત્રીમેદાન સામે, રાજકોટ-૩૬૦૦૦૧

<u>સ્મૃતિનાં ઝરણ</u>. ભરત ઠક્કરનો કાવ્યોનો સંગ્રહ. કાચું પૂઠું, ક્રાઉન પૃષ્ઠ ૭૪, રૂ. ૨૦, પ્રકાશક - ગૌરા પ્રકાશન, ચન્દ્રનિલય, આણંદ-૩૮૮૦૦૧.

## ગુજરાતના વ્યાપક લોકહિતને લક્ષમાં રાખીને "નયા ગુજરાત"ના નિર્માણપથ પર આગેકૂચ.

અનેકવિધ પડકારોનો સામનો કરતા રહીને ગરવી ગુજરાતના ગૌરવને પુનઃ સ્થાપિત કરવા દૃઢ સંકલ્પ સાથે ગુજરાત રાજ્યનો, તેની સ્થાપનાના ત્રણ દાયકાની મંઝિલ વટાવી ૩૩મા વર્ષમાં મંગલ પ્રવેશ. ગુજરાતે તેના સર્વાંગી નવઘડતર માટે છેલ્લા ત્રણ દાયકામાં હાંસલ કરેલી સાફલ્યસિદ્ધિઓની આછેરી ઝલક.

### સરદાર સરોવર પરિયોજના

- સરદાર સરોવર પરિયોજના દ્વારા ૧૨ જિલ્લાઓના ૬૨ તાલુકાઓનાં ૩,૩૯૩ ગામોમાં ખેતીલાયક વિસ્તારમાં ૧૮ લાખ હેક્ટર જેટલી જમીન સિંચાઈ હેઠળ આવરી લેવાશે.

### અછતનો મુકાબલો

- રાજ્યના ૧૭ જિલ્લાના ૧૫૦ તાલુકાઓનાં ૧૧૩૮૧ ગામો અછતગ્રસ્ત અને અર્ધ-અછતગ્રસ્ત જાહેર કરાયાં.
- ૨૨૩ ઘાસ વિતરણ કેન્દ્રો દ્વારા ૪૫૦.૭૭ લાખ કિલોગ્રામથી વધુ ઘાસના જથ્થાનું કરાયેલું વિતરણ.

### વીજઉત્પાદનમાં વૃદ્ધિ

- વીજ-વપરાશના માથાદીઠ યુનિટની દૃષ્ટિએ ગુજરાત સમગ્ર રાષ્ટ્રમાં દ્વિતીય સ્થાને
- દેશમાં સરેરાશ માથાદીઠ વપરાશ ૨૩૨ યુનિટ, જ્યારે ગુજરાતમાં ૩૯૯ યુનિટ

### ઔદ્યોગિક વિકાસ

- ઔદ્યોગિક ક્ષેત્રે આઠમી પંચવર્ષીય યોજનામાં આશરે રૂ. ૪૦,૦૦૦ કરોડનું મૂડી રોકાણ.
- સાતમી યોજના કરતાં બમણું કરાયેલું આઠમી પંચવર્ષીય યોજનાનું કદ
- રાજ્યની આંઠમી પંચવર્ષીય યોજનાનું કદ રૂ. ૧૧,૫૦૦ કરોડ રાખવાની ગુજરાતની દરખાસ્તને આયોજન પંચે આપેલી સ્વીકૃતિ.

### પછાત વર્ગ કલ્યાણ

- અનુસૂચિત જાતિ, જન જાતિ તથા સામાજિક તથા શૈક્ષણિક રીતે પછાત વર્ગના કલ્યાણની યોજનાઓ માટે ચાલુ નાણાંકીય વર્ષમાં રૂ. ૪૬ કરોડની જોગવાઈ.

# વરસાદ ! તારા નામ પર

આજ નથી જાવું બસ કોઈનાય કામ પર —
અલ્યા
ધીંગા વરસાદ !
તારા નામ પર !
આજ આખી આલમથી અલગારી છુટ્ટી,
જિંદગીને લાધી ગઈ કંઈક જડીબુટ્ટી,
આજ નથી મહેરબાન થાવું આ ગામ પર.

ચોમાસું આવે ને યાદ આવો તમે,
દિલને ગુલાબી આ ગમગીની ગમે,
જિંદગીના ચોપડામાં જિંદગી છે જમે,
આજ મને આવી છે ઊલટ આરામ પર.

ધુમ્મસિયું આભ અને અજવાળું પાંખું,
સૂરજને ગેબ ગેબ ગોખલામાં નાખું,
સપનું છે ચોખ્ખું પણ જોણું છે ઝાંખું,
આજે હું તરસ્યો છું તીરથના ધામ પર.

રાગ હો મલ્હાર અગર રાગ હોય મારુ,
કેક હોય મૃગલું, માતંગ કે કાંગારુ,
બંદરના વાવટાને કહો વારુ વારુ,
આજે હું આફરીન અંધા અંજામ પર
આજ નથી જાવું બસ કોઈનાય કામ પર.

વેણીભાઈ પુરોહિત

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા ૨૦૪૮ : સળંગ અંક ૨૦૮ : દ્વિજ અંક ૧૩૬



**તંત્રી**
**ધીરુ પરીખ**




સલાહકાર
રાજેન્દ્ર શાહ ❊ નિરંજન ભગત

❊ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
❊ આ અંકની છૂટક કિંમત રૂ. ૮
❊ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૯૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ☏ 400688
મુદ્રણસ્થાન : ગાયત્રી મુદ્રણાલય, ૧૫ અમદાવાદ

## આગોતરા ગ્રાહકની યોજના

# • કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તંભરૂપ પ્રકાશન •

## મહાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સંપૂર્ણ પદ્યાનુવાદ

---

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સંભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસંતતિલકા છંદમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રંથની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો ગયા અંકમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અંતે મહત્ત્વના સંદર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઈન્ડિંગમાં તૈયાર થશે. ગ્રંથ આશરે નવેમ્બર ૧૯૯૨ના અંત સુધીમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રંથની કિંમત રૂ. ૨૫૦=૦૦ રહેશે. પરંતુ ૧૫મી નવેમ્બર ૧૯૯૨ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦=૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦=૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦=૦૦નો આ ગ્રંથ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦=૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦=૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

**કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯**

## કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યાં છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યાં છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓનાં કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/-કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/-કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/-કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/-કે તેથી વધુ |

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

વર્ષા વિ. સં. ૨૦૪૮

# કવિલોક

જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ભાષાનું ઉત્તમોત્તમ સ્વરૂપ કાવ્ય છે. કવિ પોતાની સમગ્ર સર્જકચેતના ભાષાચૈતન્યમાં સંક્રાન્ત કરે છે. એટલે ભવભૂતિએ કહ્યું છે ને આનંદશંકર ધ્રુવે સમર્થિત કર્યું છે તે રીતે, કવિતા 'આત્માની અમૃત કલા' છે અને કવિચેતના માનવજાતિની પ્રતિનિધિ ચેતના હોવાથી કવિતા માનવજાતિના આત્માની અમૃત ભાષા છે. મોટા કવિઓનો વૈયક્તિક અવાજ જ સમષ્ટિની ચેતનાનો વ્યંજક બને છે. એટલે કવિતાની એક સહજ અભિવ્યક્તિ શુદ્ધ Lyric રૂપે પ્રગટ થાય છે. આ Lyricism-ઊર્મિવતતા એ કવિતાનો પ્રાણ છે. એ વિના કવિતા, કવિતા નથી પરંતુ નાટક - મહાકાવ્યાદિ પ્રકારોમાં કવિ મોટું આહ્વાન ઝીલતો હોય છે. ઊર્મિવતતાને જાળવી લઈને તેને હજારો પંક્તિઓ, પૃષ્ઠો, પરિસ્થિતિઓમાં પ્રવર્તાવું પડે છે. ભારતીય રીતે વાત કરું તો એમાં પરમાત્મા - જીવાત્મા કહો કે આખો સંસાર, ત્રણેયને ઊંડળમાં લેવા પડે છે. મોટો કવિ ભાવશૂન્ય થયા વગર ને શાસ્ત્રીય કે તાર્કિક રીતે વિશ્લેષક બન્યા વગર, ભાવપ્રવણ થઈને જેમાં સઘળું ઓતપ્રોત હોય તેવું સંકુલ સંસારદર્શન, તત્ત્વદર્શન કરે છે. એ કશું તારવતો નથી - એ આખા જીવનને, આખા મનુષ્યને તાકે છે. કુદરત - Nature - ને કવિ પોતાની પ્રકૃતિ સાથે એકાકાર કરીને પ્રગટ થાય છે. એ રીતે બાહ્ય-આંતર પ્રકૃતિની યુગપત્ પ્રચાલના એમાં હોય છે અને અર્થ મેળવવાને બદલે એનાથી પમાય છે કોઈ સમજ - ચેતોવિસ્તાર. આ ચેતોવિસ્તારનું જ બીજું નામ તે 'બ્રહ્માનંદ સહોદર રસ.' આ પરિસ્થિતિમાં 'વિગલિત વેદ્યાન્તર' હોઈએ છીએ એટલું જ નહીં, પોતાના દર્શનથી ખુદ કવિ પણ દીક્ષિત થતો હોય છે. એની ગાંઠો, આગ્રહો, પૂર્વગ્રહો છૂટી જાય છે ને 'અહો કેવું જીવન છે !' એ વિસ્મયમાં તે ઠરે છે. આ એક ઉપશમ છે, પરંતુ આ ઉપશમ અદ્‌ભુત રસયુક્ત હોય છે. વળી, દરેક મોટો કવિ ત્રિપરિમાણી વિષયની સામે ઊભો રહે છે, એમાં કવિ ઊંચો - ઊંડો - પહોળો વિસ્તરે છે. જીવનમાં અને cosomosમાં એ ઊંચે ઉડ્ડયન કરે છે, નીચે ડૂબકી લગાવે છે ને ક્ષિતિજમાં પ્રસ્તાર સાધે છે. ભાષાની તમામ શક્તિઓને એ કામે લગાડે છે - વર્ણન, ચિંતન, મંથન, કલ્પનાશીલતા, પ્રતીકાત્મતા, વર્ણાદિવિન્યાસ અભિધાથી વ્યંજના સુધીની ભાષાશક્તિ - કશાયને એ વર્જ્ય ગણતો નથી. પરિણામે આવા કવિ વડે ભાષા પોતે પણ કશુંક અભિનવ પામે છે તે ધન્ય થાય છે ને સંસાર પણ મંડિત થાય છે.

ઉશનસ્

## કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓનાં કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/-કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/-કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/-કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/-કે તેથી વધુ |

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

વર્ષા વિ. સં. ૨૦૪૮ કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥


ષાનું ઉત્તમોત્તમ સ્વરૂપ કાવ્ય છે. કવિ પોતાની સમગ્ર સર્જકચેતના ભાષાચૈતન્યમાં સંક્રાન્ત કરે છે. એટલે ભવભૂતિએ કહ્યું છે ને આનંદશંકર ધ્રુવે સમર્થિત કર્યું છે તે રીતે, કવિતા 'આત્માની અમૃત કલા' છે અને કવિચેતના માનવજાતિની પ્રતિનિધિ ચેતના હોવાથી કવિતા માનવજાતિના આત્માની અમૃત ભાષા છે. મોટા કવિઓનો વૈયક્તિક અવાજ જ સમષ્ટિની ચેતનાનો વ્યંજક બને છે. એટલે કવિતાની એક સહજ અભિવ્યક્તિ શુદ્ધ Lyric રૂપે પ્રગટ થાય છે. આ Lyricism-ઊર્મિવતતા એ કવિતાનો પ્રાણ છે. એ વિના કવિતા, કવિતા નથી પરંતુ નાટક - મહાકાવ્યાદિ પ્રકારોમાં કવિ મોટું આહ્‌વાન ઝીલતો હોય છે. ઊર્મિવતતાને જાળવી લઈને તેને હજારો પંક્તિઓ, પૃષ્ઠો, પરિસ્થિતિઓમાં પ્રવર્તાવું પડે છે. ભારતીય રીતે વાત કરું તો એમાં પરમાત્મા - જીવાત્મા કહો કે આખો સંસાર, ત્રણેયને ઊંડળમાં લેવા પડે છે. મોટો કવિ ભાવશૂન્ય થયા વગર ને શાસ્ત્રીય કે તાર્કિક રીતે વિશ્લેષક બન્યા વગર, ભાવપ્રવણ થઈને જેમાં સઘળું ઓતપ્રોત હોય તેવું સંકુલ સંસારદર્શન, તત્ત્વદર્શન કરે છે. એ કશું તારવતો નથી - એ આખા જીવનને, આખા મનુષ્યને તાકે છે. કુદરત - Nature - ને કવિ પોતાની પ્રકૃતિ સાથે એકાકાર કરીને પ્રગટ થાય છે. એ રીતે બાહ્ય-આંતર પ્રકૃતિની યુગપત્ પ્રચાલના એમાં હોય છે અને અર્થ મેળવવાને બદલે એનાથી પમાય છે કોઈ સમજ - ચેતોવિસ્તાર. આ ચેતોવિસ્તારનું જ બીજું નામ તે 'બ્રહ્માનંદ સહોદર રસ.' આ પરિસ્થિતિમાં 'વિગલિત વેદ્યાન્તર' હોઈએ છીએ એટલું જ નહીં, પોતાના દર્શનથી ખુદ કવિ પણ દીક્ષિત થતો હોય છે. એની ગાંઠો, આગ્રહો, પૂર્વગ્રહો છૂટી જાય છે ને 'અહો કેવું જીવન છે !' એ વિસ્મયમાં તે ઠરે છે. આ એક ઉપશમ છે, પરંતુ આ ઉપશમ અદ્‌ભુત રસયુક્ત હોય છે. વળી, દરેક મોટો કવિ ત્રિપરિમાણી વિષયની સામે ઊભો રહે છે, એમાં કવિ ઊંચો - ઊંડો - પહોળો વિસ્તરે છે. જીવનમાં અને cosomosમાં એ ઊંચે ઉડ્ડયન કરે છે, નીચે ડૂબકી લગાવે છે ને ક્ષિતિજમાં પ્રસ્તાર સાધે છે. ભાષાની તમામ શક્તિઓને એ કામે લગાડે છે - વર્ણન, ચિંતન, મંથન, કલ્પનાશીલતા, પ્રતીકાત્મતા, વર્ણાદિવિન્યાસ અભિધાથી વ્યંજના સુધીની ભાષાશક્તિ - કશાયને એ વર્જ્ય ગણતો નથી. પરિણામે આવા કવિ વડે ભાષા પોતે પણ કશુંક અભિનવ પામે છે તે ધન્ય થાય છે ને સંસાર પણ મંડિત થાય છે.

ઉશનસ્

# આન્ના અહ્‌માતોવા

## શ્રીમતી લુદ્‌મિલા અને ચંદ્રકાન્ત શેઠ

ન્ના અહ્‌માતોવા રશિયન ભાષાનાં એક ધ્યાનાર્હ કવયિત્રી છે. તેમનો જન્મ ઓદેસ્સા નગરની પાસે આવેલા બોલ્શેય ફોન્તાન (= મોટો ફુવારો) નામના સ્થળે થયો હતો. તેમના પિતા આન્દ્રેઈ ગોરેન્કો નૌકાદળના એક કાફલાના નિવૃત્ત ઈજનેરી મિકેનિક હતા. આમ તો પિતાના કારણે તેમની અટક 'ગોરેન્કો' હતી, પરંતુ આન્નાએ પોતાનાં વડદાદી તાતાર, રાજકુમારી અહ્‌માતોવાના નામને અનુસરીને પોતાનું ઉપનામ રાખ્યું 'અહ્‌માતોવા', અને પછીથી એ જ નામે તેઓ જાણીતાં થયાં.

આન્ના એક વર્ષનાં હતાં ત્યારે તેમને ઉત્તરમાં રશિયાના પાટનગર સેન્ટ પિતેર્બુર્ગ પાસેના ઝારસ્કોય સેલો નામના ઉપનગરમાં જવાનું થયું. ત્યાં તેઓ સોળ વર્ષ રહ્યાં. દરમિયાન પ્રતિ વર્ષ ઉનાળામાં તેઓ સપરિવાર ઓદેસ્સા નગર પાસેના કાળા સમુદ્રના તટે આવેલાં હવા ખાવાનાં મથકોની મુલાકાત લેતાં હતાં અને ત્યાંના પ્રાકૃતિક સૌંદર્યનો ભરપૂર આનંદ લૂંટતાં હતાં. આન્નાની ઈશ્વરદત્ત કવિપ્રતિભા પર આ દરિયાઈ સૌંદર્યની બહુ ઊંડી અસર થઈ. સમુદ્રનો અગાધ જલવિસ્તાર, શાંત વેળુતટ તથા ત્યાંના પ્રાચીન સાંસ્કૃતિક અવશેષો વગેરેએ આન્નાની કલ્પનાશક્તિને સંકોરી - ઉત્તેજિત કરી અને તેનો તથા ત્યાંના સૌંદર્યાનુભવોનો પ્રગાઢ પ્રભાવ સમય જતાં એમની કવિતામાં પ્રગટતો ગયો. આન્નાની પ્રથમ તબક્કાની કવિતામાં આ દરિયાઈ સૌંદર્યનો અનોખો ભાવસંચાર જોઈ શકાય છે. તેઓ એમની એક કાવ્યરચનામાં લખે છે :

*અખાતનાં જળે નીચાણવાળા કિનારાને કોરી કાઢ્યો,*
*સઘળા સઢ ધસી ગયા મઝધાર તરફ.*
*હું કિનારાથી દૂર, અખાતનાં એ છીછરાં જળમાં ખડી ખડી,*
*ખારા જળે નીતરતા મારા કેશરાશિને સૂકવતી હતી !*

*મારી આસપાસ તરતી હતી લીલી લીલી માછલીઓ !*
*શ્વેત સી-ગલ ઊડતું હતું મારી આસપાસ.*
*આમ તો હું ચબરાક ને ચંચળ કન્યા,*
*હિંમતબાજ પણ ખરી !*

*ત્યારે જે હું અનુભવતી હતી એનું જ નામ સુખ;*
*-પણ એનું મને ભાન નહોતું ત્યારે !*
*હું તો કિનારાની ઊડતી રેતી સાથે*
*ઊડ ઊડ થતા મારા પીળા ફ્રોકને રોકવા મથતી હતી !*
*એટલા માટે કે કોઈ પવન ન એને ખેંચી જાય,*
*ને કોઈ રખડુ ક્યાંક એને લઈ ન જાય !*

*હું તો અખાતનાં જળમાં દૂર દૂર સુધી તરતી તરતી સહેલતી હતી.*
*એનાં હૂંફાળાં મોજાં પર ચત્તીપાટ સરતી સરતી*
*હું આરામ પણ લઈ લેતી હતી !*

*જ્યારે હું ત્યાંથી પાછી વળતી ત્યારે જોતી કે*
*પૂર્વ દિશામાંની પેલી દીવાદાંડી*

*રોજના કરતાં કંઈક જુદા - નવા જ પ્રકાશે*
*ઝળાંઝળાં થતી હતી !*

*અને ત્યારે હેર્સોનેસ નગરના નાકે ઊભેલો*
*મઠની કોઈ પાદરી મને કહેતો :*
*'અરે ! શા માટે આમ તું મોડી રાત સુધી રખડયાં કરે છે ?'*

ઉપર્યુક્ત કાવ્યપંક્તિઓમાં આન્નાનો ભાવાનુભવ કેટલો વિલક્ષણ, તાજગીભર્યો અને નિખાલસતાથી આકર્ષક છે !

શરૂઆતમાં આન્ના ઝારસ્કોય સેલોની શાળા (જિમનેશિયમ)માં ભણતાં હતાં. ત્યાંનું વિશાળ ઉદ્યાન, ત્યાંના મહેલ, તળાવ ને આરસની પ્રતિમાઓ તથા ખાસ તો પોતાના પ્રિય કવિ પુશ્કિનની ત્યાં સૂક્ષ્મ - અદશ્ય ઉપસ્થિતિ[૧] - આ સર્વેએ આન્નાના સ્મૃતિલોકમાં સદાને માટે ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરી લીધેલું. આન્નાએ આ સ્થળને તેમ જ કવિ પુશ્કિનને લક્ષ્ય કરીને કેટલુંક સુંદર સર્જન કરેલું. તેઓ એક કાવ્યરચનામાં કહે છે :

*ત્યાં વૃક્ષવીથિકામાં એક શ્યામળો તરુણ લટાર મારતો હતો;*
*તળાવ-તીરે તે વિહરતો હતો વ્યગ્રતામાં.*
*તેનાં એ પગલાંના સંચાર-રવને*
*એક સદી થયાં પ્રેમપૂર્વક આપણા અંતરમાં આપણે*
*ઝીલતાં રહ્યાં છીએ;*
*ચીડનાં ગાઢાંને અણિયાળાં પાન*
*આચ્છાદી રહે છે હેઠે રહેલા ઠૂંઠાને*
*અહીં જ પડી હતી એમની પેલી કોક્ટહેટ,*
*અને અહીં જ હતું પારનીનું ચૂંથાયેલું પેલું પુસ્તક.*

ઝારસ્કોય સેલોની શાળા પછી છેલ્લાં બે વર્ષ આન્નાએ યુક્રેનિયન નગરની કિયેવમાંની શાળામાં ગાળ્યાં. ત્યાં કિયેવમાં તેઓ પોતાના એક દૂરના સગાના પરિવારમાં રહેતાં હતાં. ત્યાં તેમને અવારનવાર એકલતા ને કંટાળાનો અનુભવ થતો હતો; તેથી મનમાં ને મનમાં તેઓ સોરાતાં હતાં. તેમનું હૃદય જે તરુણને ચાહતું હતું તેને તેમના પ્રત્યે લેશ પણ આકર્ષણ નહોતું. તેઓ 'સાંજ' કાવ્યમાં માર્મિક રીતે કહે છે :

*ઉદ્યાનમાં સંભળાય છે સંગીતના સૂર*
*કોઈ અકળ કારુણ્યથી ભર્યા ભર્યા !*
*તશતરીમાં બરફ પર મૂકેલી ઓઈસ્ટર માછલી*
*સમુદ્રના ઓજ અને તીખાશવાળી કોઈ વિચિત્ર વાસ અર્પે છે !*

*એણે મને કહ્યું : 'હું જ છું તારો દિલોજાન દોસ્ત !'*
*ને એણે હળવેકથી સ્પર્શ કર્યો મારા ફ્રોકને !*
*તેનો એ સ્પર્શ, અલબત્ત,*
*આશ્લેષથી તો ઊણો જ હતો !*

*કોઈ બિલ્લીને કે કોઈ પંખિણીને એવી રીતે પંપાળવામાં આવે છે,*
*એવી રીતે કોઈ અશ્વારોહી મુગ્ધા પર દૃષ્ટિપાત કરવામાં આવે છે*
*કે*

*સંકોચભરી આંખો ચમકી ઊઠે*
*ને એ આંખોમાં પાંપણ આડે*
*નમણી સ્વરર્ણિમતા માત્ર મરક મરક ઝળકી રહે !*

*વાયોલિનના કરુણ સ્વર*
*હવામાં ઝળૂંબતા ધૂમ્રપટલ આડે લહેરાય છે.*
*કોઈ ગાય છે :*
*'પાડ માન તારા પ્રેમાળ પ્રભુનો*
*કે તને આમ તારા પ્રિયતમ સાથે એકલાં રહેવાનો,'*
*અવસર આપ્યો !'*

આન્ના ૧૯૧૦માં પરણ્યાં. તેઓ જે પુરુષ સાથે લગ્નગ્રંથિથી જોડાયાં એના પ્રત્યે એમનું અંતર ખાસ ઊલટ અનુભવતું નહોતું. તેઓ લખે છે :

*'મારી યુવાવસ્થાના મિત્ર નિકોલાય ગુમિલ્યોવ સાથે હું લગ્ન કરી રહી છું. તેઓ ત્રણ વર્ષથી મને ચાહે છે અને મને લાગે છે કે મારા નસીબમાં તેમની જ પત્ની થવાનું લખ્યું છે ! ખરેખર ! હું તેમને ચાહું છું કે નહીં એ વિશે મને કશું સ્પષ્ટ સમજાતું નથી !'*

નિકોલાય ગુમિલ્યોવ પ્રસિદ્ધ કવિ હતા. તેમના બે કાવ્યસંગ્રહો પ્રકાશિત થયા હતા : 'કોન્ક્વિસ્ટડોરોનો પંથ' તથા 'રોમેન્ટિક પુષ્પો'. ગુમિલ્યોવે આન્નાને અનેક કાવ્યો અર્પણ કર્યાં હતાં. (જેમ કે, 'હું જાણું છું નારીને...'); આમ છતાં એ બંનેનું લગ્નજીવન સુખી નહોતું. તેઓ લગ્ન બાદ માત્ર આઠ જ વર્ષ સાથે રહ્યાં. ૧૯૧૮માં તેઓ બંને છૂટાં પડ્યાં. જોકે છૂટાં પડ્યાં પછી પણ - છૂટાછેડા પછી પણ - બંને પરસ્પર પ્રત્યે સ્નેહ તથા સન્માનની લાગણી ધરાવતાં હતાં અને બંનેય પરસ્પર સાથે મૈત્રીપૂર્ણ વ્યવહારથી વર્તતાં હતાં. તેમને તેમનાં ટૂંકા લગ્નજીવનના ફળ રૂપે એક પુત્ર- લેવ ગુમિલ્યોવ - પ્રાપ્ત થયો. પિતા અને પુત્ર - બંનેયનું નસીબ એવું વાંકું હતું કે આન્નાને તેમના કારણે પારિવારિક જીવનમાં અનેકાનેક સંઘર્ષોનો સામનો કરવાની ફરજ પડી.

પોતાની કવયિત્રી તરીકેની કારકિર્દીના પ્રારંભમાં આન્ના તથા ગુમિલ્યોવ બંને 'અકમેવાદીઓ'[2] હતાં. તેમની સાથે જૂથમાં એક ત્રીજા કવિ પણ સામેલ હતા, નામ હતું ઓસિપ મન્દેલ્શતામ.

અહ્‌માતોવાના બે દળદાર કાવ્યસંગ્રહો 'વેચેર' (સાંજ) ૧૯૧૨માં અને 'ચોત્કી' (માળા) ૧૯૧૪માં પ્રસિદ્ધ થયા. આ બંને કાવ્યસંગ્રહોએ આન્નાને સમગ્ર રશિયામાં એક ઉત્કૃષ્ટ કવયિત્રી તરીકેની પ્રતિષ્ઠા અપાવી. માત્ર બેત્રણ વર્ષના ગાળામાં જ આ બંનેય સંગ્રહોની દસ દસ આવૃત્તિઓ થઈ, જે તેની લોકપ્રિયતા તે સમયે કેટલી હતી તે સૂચવે છે. ત્યારે અલેક્ઝાન્ડર બ્લોકને પણ કવિતાક્ષેત્રે આન્ના જેટલી સફળતા - પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ નહોતી.

આન્નાનાં ઉપર્યુક્ત કાવ્યોમાં ભાવની સચ્ચાઈ અને અભિવ્યક્તિની પારદર્શકતા ધ્યાનાર્હ છે. એમનાં આ કાવ્યોમાં મનની ગહન-સંકુલ લીલા દૃષ્ટિગોચર થાય છે. આન્નાની કવિતામાં પ્રણયની અનુભૂતિ અત્યંત પ્રબળ અને વ્યાપક જોવા મળે છે. પરંપરાગત ભાવ-વિષયોને આન્નાના કવિત્વસ્પર્શે એવા રંગ-રૂપ, એવી અભિવ્યક્તિ સાંપડી કે વિવિધ પેઢીના સહૃદયો - વાચકોને તેમાં રસ પ્રેરવામાં તેઓ કામયાબ રહ્યાં. આન્નાનાં કાવ્યોમાં અનેક સહૃદયોને સ્વકીય ભાવવિશ્વનું પ્રતિબિંબ દેખાય છે. આન્નાનાં ઊર્મિકાવ્યોમાં ક્યારેક નાની ટૂંકી વાર્તામાં હોય છે તેવાં લાઘવ અને સચોટતા હોય છે. 'ભૂખરી આંખોવાળા રાય' નામનું કાવ્ય તેનું ઉદાહરણ છે. કેટલીક વાર આન્ના બહુ ઓછા શબ્દોમાં સુખદુઃખની નિજી અનુભૂતિને કાવ્યમાં ઉતારે છે. દા. ત.,

*મારા મિત્રે વિદાય લીધી ત્યારે હું ઘરના આંગણ સુધી ગઈ.*
*આંગણાની સોનેરી માટીવાળી ભોંય પર ઘડી ભર હું ખડી રહી ગઈ.*
*પાડોશમાં આવેલા ડંકાઘરના ડંકાઓના*
*પ્રચંડ ધ્વનિ કર્ણપટ પર અથડાતા હતા.*
*મને છોડીને એ ચાલ્યો ગયો !*
*વિદાયનાં એનાં ઔપચારિક વેણ !*
*શું હું તે કોઈ પુષ્પ છું આ પત્ર ?*
*અંધકારમાં દર્પણમાં ધારી ધારીને ચહેરો નીરખવા જતાં*
*આંખ સખત રીતે દુઃખી આવે છે !*

આ જ રીતે 'હું પ્રિયને ક્યાંય ન મળી' રચના પણ આસ્વાદ્ય છે.

ઉપર્યુક્ત કાવ્યોના સર્જનકાળ દરમિયાન આન્ના ઉત્તર ઈટાલી તથા ફ્રાન્સની યાત્રાએ ગયાં. એ યાત્રાનો તેમના ચિત્ત પર ઊંડો પ્રભાવ પડ્યો. તેમણે લખ્યું,

*'હું ઈટાલિયન કળાથી ખૂબ પ્રભાવિત થઈ છું. મને લાગે છે કે આ કળા એક અદ્‌ભુત સ્વપ્નરૂપ છે. તેનું સ્મરણ મને જીવનભર રહેશે.'*

પૅરિસમાં આન્ના અમાદેઓ મોદીલ્યાની નામના એક કલાકારના પરિચયમાં આવ્યાં. તેઓ બંને મિત્રો બન્યાં. આન્નાએ એ કલાકાર વિશે સુંદર લેખ લખ્યો, જેમાં તેમણે જણાવ્યું :

*'તે ગાળામાં મોદીલ્યાની મિસરની કળા પાછળ ઘેલો થયો હતો. તે મને લુવ્રના સંગ્રહાલયમાં એ કળાના નમૂનાઓ બતાવવા લઈ જતો હતો. ત્યાં તે મારા ચહેરાને આધારે મિસરની નૃત્યાંગના તેમ જ ત્યાંની રાણીની છબિઓ આલેખતો હતો.*

*વળી વરસતા વરસાદમાં લ્યુકસેમ્બૂર્ગ બાગમાં, એક બેન્ચ પર મોદીલ્યાનીની મોટી કાળી છત્રી હેઠળ બેસીને અમે વર્લેઈનની કવિતાનો મુખપાઠ કરતાં હતાં અને અમને બંનેને એની કવિતામાં એકસરખો રસ પડે છે એ જાણી અમે ખૂબ પ્રસન્નતા અનુભવતાં હતાં.'*

આન્નાએ આ મોદીલ્યાની વિશે એક સુંદર સંસ્મરણાત્મક કૃતિ રચી તો મોદીલ્યાનીએ આન્નાની એક સુંદર તસવીર ચીતરી. એ અમૂલ્ય તસવીર હાલ તેમના એક કુટુંબીજન પુનિનની પાસે છે.

રશિયામાં આન્નાની કવયિત્રી તરીકેની બોલબાલા સતત વધતી જતી હતી. માનદેલ્સ્ત માનદેલ્સ્તામ, મારીના ત્સ્વેતાયેવા, હ્‌લેબનિકોવ, બેર્ગોલ્ત્સ વગેરે કવિઓએ આન્નાને ભાવપૂર્વક કાવ્યાંજલિઓ અર્પી છે. અલેક્ઝાન્ડર બ્લોકે એમના વિશે એક કાવ્યમાં કહ્યું છે :

*'સુંદરતા કાતિલ છે' એમ તમને કહેવામાં આવે*
*ને તમે સ્પેનિશ શાલ હળવેથી બદન પર લહેરાવશો;*
*ને ત્યારે લાલ ગુલાબ ગૂંથશો તમે તમારા કેશમાં.*

*'સુન્દરતા સરળ છે' એમ તમને કહેવામાં આવે*
*ને તમે ભભકાદાર શાલમાં જેમતેમ લપેટશો બાળકને,*
*ને ત્યારે લાલ ગુલાબ હશે નીચે ફરશ પર.*

*પણ આસપાસની યદ્દવાતદ્દવા ચાલતી ગુસપુસને*
*સૂનમૂનપણે સાંભળતાં જ્યારે વેદનાપૂર્વક વિચારશોઃ*
*'હું નથી કાતિલ, હું નથી સરળ !*
*હું નથી કાતિલ કે સરળ રીતે વહાર કરું,*
*ને હું નથી સરળ કે*
*જીવન કેવું કાતિલ છે તે ન જાણું !'*

આન્નાનાં જીવનના ચાર દિવસની ચાંદની જેવા સુખના દિવસ વિશ્વયુદ્ધ અને રશિયન બોલ્શેવિક ક્રાન્તિના પગલે પગલે આથમી ચાલ્યા ! જોકે સંઘર્ષ અને વેદના વચ્ચેય એમની પ્રણયકવિતાનું સર્જન તો અવિરત ચાલુ જ હતું, પણ હવે એમની કવિતામાં પ્રણય સાથે રશિયાની માભોમની, ત્યાંની જનતાની અને ત્યાંના ઈતિહાસની વાતોય વણાતી આવી. રશિયા પ્રત્યેનો એમનો પ્રેમ બુલંદ હતો. એક કાવ્યમાં તેઓ કહે છે :

*'રશિયા અંધકારગ્રસ્ત છે.*
*તેના માથે કાળાં વાદળ ઘેરાયાં છે.*
*એ કાળાં વાદળને ધોળાં વાદળમાં પલટાવવા*
*હું મારા સર્વસ્વનું બલિદાન દેવા તૈયાર છું.*
*એ માટે દુર્ભાગ્યના એકેએક પ્રહાર ઝીલવા હું સજ્જ છું.'*

રશિયાના આ કટોકટીના તબક્કામાં ત્યાંના ભદ્ર ને સંપન્ન વર્ગમાં એક મોટો પ્રશ્ન આ ઊઠેલો : આપણે આ આપત્તિઓમાં ઘેરાયેલી રશિયાની માભોમને વળગી રહેવું કે પછી એને છોડી, ઉચાળા ભરી ક્યાંક પરદેશમાં ભાગી જવું. આન્ના માટે તો આવો પ્રશ્ન જ અસ્થાને હતો. તેમની એક કૃતિ 'મેં એક સાંભળ્યો સાદ' આ સંદર્ભમાં જોવા જેવી છે. તેમણે અન્યત્ર લખેલું :

*ઓક્ટોબર ક્રાન્તિ શરૂ થતાં તુરત જ મારા કેટલાક સમકાલીનો માતૃભૂમિ રશિયાને છોડીને ચાલી ગયા, એ સુવિદિત છે; પરંતુ મારા માટે તો આ વાત છેક જ અપ્રસ્તુત હતી. મેં કેટલોક સમય અહીં ગ્રંથાલયમાં ગ્રંથોની આપ-લેના વિભાગમાં કામ કર્યું અને સર્વ પિતેબૂર્ગવાસીઓની રીતે મેં પણ કપરી હાલતમાં મારું જીવન વ્યતીત કર્યું.'*

આન્ના અહ્‌માતોવાની માતૃભૂમિ રશિયાને અનુલક્ષતી કાવ્યરચનાઓમાં જે સૂક્ષ્મ વિલક્ષણતા છે એ ઉલલેખનીય છે. તેઓ આ કાવ્યોમાં રશિયા સાથેના પોતાના સંબંધની વાત તો છેડતાં જ નથી; કેમ કે તેઓ પોતે જ રશિયા સાથેનું તાદાત્મ્ય એવું ઉત્કટ અનુભવતાં હતાં કે સંબંધની વાંત પણ પાતળી લાગે ! વળી, તેઓ રશિયા માટે થઈને અવાજ ઉઠાવવાના મામલામાંયે પડતાં નથી, કેમ કે તેઓ તો પોતાના અવાજમાં જ રશિયાનો અવાજ હોવાની પ્રતીતિ કરે છે ! રશિયાના જનપરિવાર સાથેના સંબંધની વાત પણ તેમને ઉપલક લાગે છે કેમ કે તેઓ તો પોતાનામાં જ રશિયાના જન-પરિવારની હસ્તીનો એકાત્મભાવે અનુભવ કરે છે. !

અલેક્ઝાન્ડર બ્લૉક જેવા ક્રાન્તિકારી કવિએ પણ આન્નાનાં કાવ્યોનો રસાસ્વાદ કરતાં કહેલું : 'અહ્‌માતોવા સાચું કહે છે; ક્રાંતિથી ભાગવું એ શરમજનક બાબત છે.'

ક્રાન્તિના કપરા ગાળા દરમિયાન આન્ના અહ્‌માતોવા તરફથી બે નવા કાવ્યસંગ્રહો 'બેલાયા સ્તાય' (પંખીઓનું શ્વેત વૃંદ) તથા 'પોદોરોજ્જિનક' (પ્લેન્ટિન છોડ) મળ્યા. આ કાવ્યસંગ્રહોએ તેમની યશકલગીમાં એક વધુ પીછું ઉમેર્યું. આ સંગ્રહોમાં આન્નાએ દુઃખ, 'મૃત્યુ, 'વિદાય' જેવા અવનવા વિષયોનું નિરૂપણ કર્યું.

૧૯૨૧માં આન્નાને વ્યક્તિગત રીતે ખૂબ જ ઊંડો આઘાત આપનારી એક કરુણ ઘટના ઘટી. પોતાના પતિ અને મિત્ર કવિ નિકોલાય ગુમિલ્યોવને સોવિયેત સત્તાધીશોની આજ્ઞા અનુસાર ઠાર મારવાની સજા થઈ. આન્નાએ પતિ નિકોલાયના અવસાનના આ આઘાતજનક સ્મરણમાં કેટલીક રચનાઓ કરી, જે 'આન્નાદોમિની'માં સંગૃહીત થઈ છે. એમાં એપિગ્રાફ તરીકે આન્નાએ નિકોલાયની જ નીચેની પંક્તિઓ ઉતારી છે :

*'દુનિયાની આકર્ષક આભા માત્ર મિત્રના ચ્હેરે,*
*એ વિણ સૌમાં એ આભાની છાયા કેવળ લ્હેરે !'*

પ્રસ્તુત સંગ્રહની એક રચનામાં આન્ના જણાવે છે :



*કોઈ વિધવા સમી શરદ,*
*શ્યામ વસ્ત્રોમાં સજ્જ,*
*સર્વ હૃદયોને દુઃખ દે છે.*
*સદ્‌ગત પતિના શબ્દોના સ્મરણે*
*તે હીબકાં ભરતી રુએ છે.*

*અને આમ જ ચાલ્યા કરશે*
*જ્યાં સુધી પેલો ખામોશ બરફ*
*વિષણ્ણ ને શ્રાન્ત શરદ પ્રતિ દયા નહીં દાખવે !*

*વેદનાની વિસ્મૃતિ અર્થે*
*આંદની વિસ્મૃતિ અર્થે,*
*જીવન સમર્પિત કરી દેવું શું કઠિન છે ?*

આ ગાળાનાં અનેક કાવ્યોમાં અહ્‌માતોવા શાંતિના વિચારોનો પ્રચાર કરતાં હતાં. ઘરઆંગણે ચાલતા યુદ્ધ પ્રત્યે તેઓ ઘૃણા અને વિરોધ વ્યક્ત કરતા અવાજને કાવ્યમાં નિરૂપતાં હતાં, અને આ કારણે સોવિયેત શાસનના સત્તાવાર મુખપત્રમાં તેમ જ છાપાં-સામયિકોમાં તેમના વિરુદ્ધ ટીકા ને ગાલિપ્રદાન કરતા લેખો પ્રસિદ્ધ થવા માંડ્યા હતા. અહ્‌માતોવાનું વ્યક્તિખંડન કરવાની કોશિશો સતત ચાલતી રહી. એક પત્રમાં તો એમ જણાવાયું કે 'એક સ્ત્રી સમયસર મરવાનું ચૂકી ગઈ લાગે છે !'

*શું એક શ્વેતવસના સરસ્વતી*
*મારી આ સાંકડી મઢૂલીમાં પધાર્યાં છે ?*
*સદાને માટે પાષાણવત્ બની ગયેલી મારી વીણાને*
*શું હું મારી ચેતનવંતી આંગળીઓએ ફરી રણકાવી શકીશ*

*મારા અંતર્લોકમાં*
*છેલ્લે છેલ્લે*
*રમતાં રમતાંમાં એક વાવાઝોડું ઊઠીને*
*બેફામપણે ફેલાઈ રહ્યું છે.*
*શું હું ડરની મારી*
*તેજસ્વી તરુણોની ગરુડ-શી આંખોને*
*હવે બંધ કરી દઈશ ?*
*આભાસી સિદ્ધિઓની તૃષ્ણામાં*

*જ્યારે હું મારા વિરલ ભાગ્યને છેહ દઈ રહી હતી ત્યારે*
*શું મને ખબર હતી કે*
*મારી આ જિજીવિષા-પ્રેરિત વિજ્ઞપ્તિઓનો ઉત્તર*
*આમ નિર્ઘૃણ ઉપહાસ દ્વારા આપવામાં આવશે ?*

વીસમી સદીના બીજા દાયકાના મધ્યભાગથી ઘણાં વર્ષો સુધી આન્નાને સરકાર તરફથી અન્યાય કરી ઉપેક્ષાઓ અને તજ્જનિત દમનના ભોગ બનવું પડ્યું. તેમનાં કાવ્યો પ્રકાશિત કરવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. તત્કાલીન સાહિત્યિક-સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાંથી તેમને બહિષ્કૃત કરવામાં આવ્યાં. તેઓ કોઈ અકિંચનની રીતે ભારે માઠી હાલતમાં જીવન ગુજારતાં હતાં. તેમના એકના એક પુત્ર લેવ ગુમિલ્યોવને ગિરફતાર કરવામાં આવ્યો અને રશિયાના લાખો-કરોડો નિર્દોષ નાગરિકોની જેમ તેને દૂર દૂર સાઈબીરિયામાં જેલની દીવાલો પાછળ હડસેલી દેવામાં આવ્યો. આવાં અનેક પ્રકારનાં દુઃખ-દમન છતાં આ રશિયન કવયિત્રીએ જરાયે નમતું ન જ આપ્યું. ભારે વિષમ પરિસ્થિતિ વચ્ચેય તેમને ઉત્તમ કાવ્યોનું સર્જન જારી રાખ્યું. તેમણે પોતાના પ્રિય નગર પિતેર્બુર્ગનો પરિશ્રમપૂર્વક પ્રગાઢ પરિચય મેળવ્યો. પોતાના પ્રિય કવિ પુશ્કિનને અનુલક્ષીને, અગાઉ નિર્દેશ્યું તેમ, કાવ્યો પણ રચ્યાં. તેમણે આ સમયગાળા દરમિયાન ત્રણેક મહત્ત્વની કાવ્યરચનાઓ કરી. એક કાવ્યમાં તેઓ કહે છે :

*માનસિક સહારો યાચતા એ બધાં લોકોમાં*
*કેટલાક તો ભગવાનના આશકો હતા*
*ને કેટલાક વાચા ગુમાવી બેઠેલાં મૂંગાઓ હતાં.*
*એમાં કેટલીક હતી ત્યક્તાઓ એમના પતિઓથી હડધૂત*
*તો કેટલાક હતા અપંગો !*
*કેટલાક હતા અપરાધીઓ ને કેટલાક હતા આત્મદ્રોહીઓ*
*જો એ બધાંએ મને એકેક દમડી જ દીધી હોત,*
*તો હું મારા સદ્ગત મિત્ર કુઝમીનના કથન અનુસાર*
*મિસરની સૌથી માલેતુજાર મહિલા થઈ રહેત.*
*પરંતુ એ લોકોએ મને પૈસા ન પરખાવ્યા.*
*એમણે તો અંદરોઅંદર બાંટ્યું એમનું બળ -ખમીર*
*જે પામીને જ હું મને આ સંસારમાં સૌથી બળવાન*
*હોવાનું પ્રતીત કરું છું.*
*એથી તો હું મારાં બધાં દુઃખોને આમ બરદાસ્ત કરી શકી છું.*

આન્નાની આ વાતમાં ભારોભાર સત્ય છે. સરમુખત્યારી શાસનના જુલ્મી દોર વચ્ચેય અહ્માતોવા માટેનો સૌનો પ્રેમ જેમનો તેમ જળવાઈ રહ્યો હતો. અને બીજા વિશ્વયુદ્ધના અરસામાં (૧૯૪૧ થી ૧૯૪૫ના ગાળામાં) તો તે ઓર વૃદ્ધિ પામ્યો હતો. આન્નાની કાવ્યરચનાઓ વિવિધ સામયિકો તેમ જ છાપાંઓમાં પ્રકાશિત થવા લાગી. તાશ્કંદ, મોસ્કો, લેનિનગ્રાદ જેવાં નગરોમાં તેમના સાહિત્યિક કાર્યક્રમો યોજાવા લાગ્યા. અહ્માતોવા જ્યારે રંગમંચ ઉપર ઉપસ્થિત થતાં ત્યારે સૌ ઊભા થઈ ભારે ઉમળકાથી તાળીઓ દ્વારા તેમને વધાવી લેતાં. તેઓ એક સાચા સર્જકની હેસિયતથી કાવ્યકળાના સાત્ત્વિક બળે સરમુખત્યારી આતંક સામે દૃઢ પ્રતિકાર કરીને સચ્ચાઈના પરમ અને ચરમ વિજયની ઊજળી શ્રદ્ધા સૌને બંધાવતાં હતાં. તેઓ એક કાવ્યમાં કહે છે :

*આપણને બરોબર જાણ છે -*
*આજે આપણી સન્મુખ ત્રાજવાના પલ્લામાં શું મૂકવામાં આવ્યું છે તેની.*

] કવિલોક : જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૨

*આજે હવે આપણી પાસે શું આવશે તેનીયે જાણ છે.*
*પરંતુ હવે તો આપણી ઘડિયાળમાં વીરતાનો ડંકો વાગી રહ્યો છે !*
*આપણને હવે ગોળીઓનો ભય નહીં લાગે !*
*આપણને હવે નિર્વાસિત થવાનું દુઃખ નહીં લાગે !*
*આપણે હવે આપણી 'રશિયન' ભાષાની ખિદમત કરીશું.*
*કેવો મોં ભરાઈ જાય એવો શબ્દ છે આ - 'રશિયન !'*
*આપણે રશિયનને હવે સ્વતંત્ર કરીશું ને શુદ્ધ પણ !*
*એને હવે કોઈની શરણાગતિ લેવામાંથી ઉગારીશું !*
*અને અર્પીશું એની સંતતિને મુક્તિનું ખમીર,*
*સદા કાળ માટે !*

પરંતુ વિશ્વયુદ્ધની સમાપ્તિ પછી વળી એમની પરિસ્થિતિ કફોડી બની. એમને ઘણાં વર્ષો સુધી સાહિત્યના ક્ષેત્રમાંથી બહિષ્કૃત કરવામાં આવ્યાં. એમનું જીવન જીવવાનુંયે તંગ કરી દીધું. ૧૯૪૬માં સ્તાલિનના શાસન દરમિયાન એક વિચારક જહ્‌વાનોવે પોતાના પ્રવચનમાં તથા સામ્યવાદી પક્ષની મધ્યસ્થ સમિતિના ઠરાવ[3]માં કવયિત્રી આન્ના અહ્‌માતોવા તેમ જ લેખક ઝોશેન્કો સામે જૂઠા, અન્યાયી અને ગલીચ આક્ષેપો કર્યા ને એમના માટે અશોભનીય શબ્દો પ્રયોજ્યા, જે હમણાં છેક ૧૯૮૯માં, આજથી ત્રણ વર્ષ પૂર્વે જ પક્ષના દફતરમાંથી રદ કરાયા. સ્તાલિનના તંત્રની ખફા નજરને કારણે આન્ના સામે ફરીથી સામયિકો-છાપાંઓમાં અભદ્ર લખાણો દેખા દેવા લાગ્યાં. તેમને તે વખતની સોવિયેત સંઘની લેખકોની અધિકૃત પરિષદમાંથી કાઢી મૂકવામાં આવ્યાં; અને તેમના પુત્રને ફરીથી જેલની દીવાલો પાછળ ધકેલી દેવામાં આવ્યો. !

આવી વિપરીત પરિસ્થિતિમાં જીવન ગુજારતાં આન્ના અહ્‌માતોવે વિશ્વસાહિત્યના ઈતિહાસમાં શોધી ન જડે એવી એક અનોખી તરકીબ અજમાવી : રશિયન સરમુખત્યારી શાસન દરમિયાન અહ્‌માતોવાએ પોતાની તેમ જ અન્યની યાતનાઓને અભિવ્યકત કરતી અને સત્તાની જોહુકમીને પડકારતી કેટલીક કાવ્યરચનાઓ કરી, જે તેઓ ત્યારે ન તો પ્રકાશિત કરી શકે એમ હતાં કે ન તો (કે. જી. બી. ના કારણે) કાગળ પર ઉતારી જાહેરમાં મૂકી શકે એમ હતાં. તેમણે પોતાની એ રચનાઓ પોતાના અત્યંત નિકટના વર્તુળના અગિયાર મિત્રોને વાંચવા માટે આપી અને તેની એક નકલ દેખાવ ખાતર બાળી મૂકી. પેલા અગિયાર મિત્રોએ આન્નાની એ રચનાઓ બરોબર પોતાની સ્મૃતિમાં સંઘરી રાખી, જે પાછળથી હમણાં, અહ્‌માતોવાના દેહાવસાન બાદ, ચોવીસ વર્ષે 'રેક્વિએ' (મૃતાત્માઓને ભાવાંજલિ)ના નામે સંગ્રહ સ્વરૂપે પ્રકાશિત થઈ. આ મિત્રોએ જે રીતે આ કાવ્યરચનાઓ સ્મૃતિમાં સંઘરી રાખી તેની સગર્વ નોંધ લેતાં એમણે એક વાર જણાવેલું : 'આ મારા મિત્રોમાંથી કોઈએ મારા વિશ્વાસનો દ્રોહ કર્યો નહોતો.'

આન્ના 'રેક્વિએમ'ની એક રચનામાં લોહિયાળ સત્તાને અનુલક્ષીને લખે છેઃ

*જંગલી મધમાંથી સુવાસ આવે છે સ્વતંત્રતાની.*
*ધૂળમાંથી સુવાસ આવે છે સૂર્યનાં કિરણોની.*
*યુવતીના મુખમાંથી વાયલિટ પુષ્પની સુવાસ આવે છે,*
*પરંતુ સુવર્ણમાંથી તો કોઈ વાસ આવતી નથી !*

*મિન્યનેટ (mignonette)પુષ્પમાંથી જલની સુવાસ આવે છે,*
*અને સફરજનમાંથી સ્નેહની સુવાસ આવે છે,*

*પરંતુ આપણને હવે પાકી પ્રતીતિ થઈ છે કે*
*લોહીમાંથી તો માત્ર લોહીની જ વાસ આવે છે !*

*રોમના સમ્રાટે*
*આમ જનતામાં નકામો શોરબકોર ઊઠતાં*
*એની આગળ*
*પોતાના લોહિયાળ હાથ ધોવાની ચેષ્ટા કરેલી*
*- પણ નિષ્ફળ રીતે !*

*અને પેલી સ્કોટલેન્ડની મહારાણીએ પણ*
*રાજમહેલના બંધિયાર અંધકારમાં*
*પોતાની સાંકડી હથેળીઓને લાગેલા*
*લાલ છાંટા ઘસી ઘસીને સાફ કરવાની ચેષ્ટા કરેલી*
*- પણ નિષ્ફળ રીતે !*

આ આન્નાએ પોતાના પુત્રની ગિરફતારીના આઘાતજનક સમાચાર જ્યારે જાણ્યા ત્યારે તે વ્યથાને તેમણે કાવ્યમાં આ રીતે અંકિત કરી :

*અને પથ્થરનો અવાજ*
*મારી અર્ધજીવંત છાતી પર ફંગોળાયો;*
*વાંધો નહીં, હું તો તૈયાર જ હતી એના માટે !*
*કોઈક રીતે એ આઘાત પણ હું વેઠી લઈશ !*

*આજે મારે માથે કર્તવ્યનો ભાર છે,*
*મારે મારી સ્મૃતિને નિઃશેષ કરી દેવી જોઈએ;*
*મારે મારી આત્મા પથ્થરનો થઈ જાય એવું કંઈક કરવું જોઈએ;*
*મારે હવે ફરીથી એકડેએકથી જીવન જીવતાં શીખવું જોઈએ.*

*નહીં તો મારી બારી પાછળ,*
*ઉત્સવની જેમ ઉનાળાના હૂંફાળા અવાજનો,*
*આ ચોખ્ખાચણક દિવસનો*
*અને આ ખાલી પડેલા ઘરનો,*
*હું તો ઘણા સમયથી મનમાં ખ્યાલ કરતી હતી !*

સરમુખત્યારી શાસન આવતાં જ, લાખો નિર્દોષ લોકો જેલના સળિયા પાછળ હડસેલાઈ ગયાં. આ જેલવાસીઓને જરૂરી ચીજવસ્તુઓ કે કાગળપત્ર આપવા એમનાં સગાંસંબંધીઓ જેલના દરવાજે લાંબી લાંબી કતારોમાં કલાકો સુધી ઊભાં રહેતાં. એમાં એક અહ્માતોવા પણ ખરાં ! તેમણે આ અંગે એક સ્થળે લખ્યું છે :

*"ત્યારે લાઈનમાં મારી પાછળ ઊભી રહેલી નીલી આંખોવાળી સ્ત્રીએ મને ધીરેથી કાનમાં કહ્યું, 'તમે આપણાં આવાં દુઃખો વિશે પણ લખી શકો.' અને ત્યારે એને મેં જવાબ દીધો, 'હા, લખી શકું.' અને તે વખતે એ સ્ત્રીના ચહેરા પર આછેરું સ્મિત ફરકી ગયું."*

] કવિલોક : જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૨

અહ્‌માતોવા એ કરુણ સ્મિતને યાદ કરતાં તેમની અને દીનદલિત પેલી આમજનાતા વચ્ચે હૂંફાળા સ્નેહ-સંબંધનો જાણે એ એક સંકેત -કરાર હતો. આન્ના રશિયન સરમુખત્યારશાહી સામેનું તહોમતનામું નીચેની કવિતામાં સંભળાવે છે :

*આવું બનતું હતું તે વખતે,*
*જ્યારે માત્ર મૃત માણસના ચ્હેરા પર જ મલકાટ વરતાતો હતો,*
*કેમ કે તેને જ ખરેખરી શાંતિ મળી શકતી હતી !*

*લેનિનગ્રાદ નગર તો બેકાર માણસની જેમ*
*ભટકતું ફરતું હતું કેદખાનાની આસપાસ;*
*ત્રાસેથી વ્યગ્ર*

*નિર્દોષ કેદીઓનાં ટોળેટોળાં જઈ રહ્યાં હતાં*
*અને રેલવે-એંજિનનાં ભૂંગળાં*
*વિદાયનું ટૂંકું ગીત ઉદ્‌ગારતાં હતાં !*

*અને આ દેશમાં જો કોઈ વખત ભવિષ્યમાં*
*મારું સ્મારક રચવાનો વિચાર કરવામાં આવે તો*
*પૂરી ગંભીરતાથી હું જણાવું છું કે એમ કરવાની મારી સંમતિ છે*
*પણ માત્ર એક જ શરત !*

*આ મારું સ્મારક મુકાય નહીં*
*જે સમુદ્ર નજીક હું જન્મેલી તે સ્થળે;*
*તેની સાથેના સંબંધનો મારો છેલ્લો તંતુયે તૂટી ગયો !*

*જ્યાં દુઃખની છાયા મને શોધતી રહે છે ત્યાં*
*સરકારી બગીચામાંના એ પ્રિય વૃક્ષની નિકટ પણ*
*મારું સ્મારક મુકાય નહીં !*

*એ સ્મારક તો મુકાશે*
*અહીં, જ્યાં ત્રણસો કલાક હું લાઈનમાં ઊભી રહેતી હતી,*
*અને જ્યાં મારા માટે દ્વાર ઊઘડતું નહોતું જેલનું,*
*એ આ દીવાલ કને !*

માત્ર એ સ્થળે અહ્‌માતોવાનું જ નહીં બધી અભાગી માતાઓ અને ભગિનીઓનું ભાવિ સ્મારક રચાવું જોઈએ.

સમય જતાં આ કવયિત્રી પરનો સત્તાધારી પક્ષનો સિતમ ક્રમશઃ ઘટતો ગયો. બીજા દેશોમાં તેમને જેમ જેમ આદર-પ્રતિષ્ઠા ને પુરસ્કાર પ્રાપ્ત થતાં ગયાં તેમ તેમ સ્વદેશનું શાસનતંત્ર પણ તેમના તરફ કૂણું - ઉદાર થતું ગયું. ૧૯૬૫માં આન્નાને ઈટાલીનું 'એત્ના તાઓર્મીના' પારિતોષિક અર્પણ થયું. ઈંગ્લન્ડની ઓક્સફર્ડ યુનિવર્સિટીએ તેમને સાહિત્યમાં ડૉક્ટરેટની પદવી એનાયત કરતાં લાલ-આસમાની પોશાક પણ અર્પણ કર્યો. તેઓ લખે છે :

*આ છે ફલદાયિની શરદ !*
*તેના આગમનમાં, અલબત્ત, વિલંબ અવશ્ય થયો છે.*
*પંદર પંદર સુંદર વસંતો આવીને સરી ગઈ*
*પરંતુ ત્યારે હું આ ધરતી પરથી રજમાત્ર પણ અદ્ધર ઊંચકાઈ નહીં.*

કવિલોક : જુલાઈ-ઓ

*મેં આ શરદને અત્યંત નિકટતાથી નિહાળી,*
*તેની સાથે ઘરોબો બાંધ્યો,*
*તેને આશ્લેષમાં લીધી,*
*અને તેણે મારા આ અર્ધમૃત શરીરમાં*
*ગુપ્ત રીતે સંજીવની શક્તિનું સિંચન કર્યું !*

પણ આવા સુખદ અનુભવ પછી એક જ વર્ષમાં ઈ.સ. ૧૯૬૬માં માર્ચની પાંચમી તારીખે આ મહાન રશિયન કવયિત્રી સદાને માટે પોઢી ગયાં.

આન્ના પિતેર્બુર્ગ પાસેના તેમના વહાલસોયા ગામ કોમારોવોમાં એક નાનકડી લાકડાની મઢૂલીમાં ઘણાં વર્ષ રહેલાં. તેમને ત્યાં સાદા કબરસ્તાનમાં દફનાવવામાં આવેલાં. તેમની કબર જ એક અનોખું સ્મારક લાગે. પાસે જ જેલની ખોલીની દીવાલ અને લોખંડનો એક ભારેખમ ક્રોસ ! એ જગા સમુદ્રનીયે નજીક !

*અહીં બધું જ મારા કરતાં વધુ દીર્ઘકાળ સુધી જીવશે.*
*સ્ટર્લિંગ પક્ષીનું બધું જ, એનો જર્જર નીડ પણ,*
*અને આ હવા - વસંતની હવા - પણ,*
*જે સમુદ્ર પર થઈને લહેરાતી લહેરાતી આ તરફ આવે છે.*

*શાશ્વતનો સાદ મને આમંત્રે છે,*
*અદમ્ય એવા આકર્ષણપૂર્વક.*
*પ્રફુલ્લ ચંદ્ર મોરેલા ચેરી વૃક્ષ પર*
*ઢોળે છે પોતાની ચાંદની !*

*અને લીલીછમ ગીચ વનરાઈમાંથી જે માર્ગ જાય છે તે*
*ક્યાં જાય છે એ મને નહીં બતાવ,*
*મને એ માત્ર જરાયે જટિલ લાગતો નથી.*
*ત્યાં વૃક્ષો વચ્ચે સવિશેષ અજવાશ છે*
*ને બધું યે મળતું આવે છે*
*ઝારસ્કોય સેલો નજીની વૃક્ષાચ્છાદિત કેડીને !*

આ સાથે એમની બીજી રચના પણ જોઈ લઈએ :

## *આપણી ધરતી*

*આપણે તેને મંતરેલા તાવીજમાં મૂકીને છાતીએ લટકાવતાં નથી;*
*આપણે તેના વિશે રોતાં રોતાં કાવ્યો પણ રચતાં નથી,*
*આપણાં કટુસ્વપ્નોનો એ ત્રાસ આપતી નથી,*
*તો નથી એ આપણને સ્વર્ગનું સુખ પણ લાગતી !*

*આપણા દિલમાં સોદાની વસ તરીકે પણ આપણે એને રાખતાં નથી,*
*તેના ખોળે બીમાર પડતાં, દુઃખ વેઠતાં ને વેદના અનુભવતાંયે*
*આપણે તેનો લવલેશ પણ વિચાર કરતાં નથી.*
*હા, આપણા માટે તો એ જૂતાને લાગેલ કીચડ માત્ર !*
*હા, આપણા માટે તો ચાવતાં ચાવતાં દાંતમાં કચ કચ કરતી કાંકરી ... !*

નિરીક્ષક : જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૨

*આપણે તો નિષ્પાપ ને પવિત્ર એવી આ ધરતીની માટીને*
*દળીએ છીએ, ગૂંદીએ છીએ ને*
*તેના ટુકડે ટુકડા કરતાં રહીએ છીએ !*
*આપણને દફનાવવામાં આવે છે એની જ માટીમાં*
*ને આપણે માટીમાં માટી બની એનામય બની રહીએ છીએ !*
*ને આપણે પછી છૂટથી આ મારી પોતાની માટી*
*આ મારી જ ધરતી*
*એમ બોલતાં રહીએ છીએ !*

---

પાદટીપ

૧. યુવાન કવિ પુશ્કિને આ જ સ્થળે રાજકુમાર કૉલેજમાં સો વર્ષ પૂર્વે પોતાના અધ્યયનનાં સાત વર્ષ પસાર કરેલાં.

૨. 'અકમેવાદીઓ'માં ગ્રીક શબ્દ 'akme'છે. akme =કશાકની ઉચ્ચતમ કોટ. રશિયન કવિતામાં પ્રતીકવાદમાં કટોકટી પેદા થઈ તે પછી ૧૯૧૦મા આ અકમેવાદી કાવ્યધારા અસ્તિત્વમાં આવી. કવિતાને પ્રતીકથી અળગી કરી તેની આદર્શગત ભૂમિકાને સાંસારિક જીવનમાંથી પ્રાપ્ત કરવાનો એમાં આગ્રહ હતો.

૩. આ ઠરાવ મુજબ 'તારો' (ઝવેઝ્દા) તતા 'લેનિનગ્રાદ' બંધ કરી દેવામાં આવ્યાં, કેમ કે તે બંનેમાં આન્નાની અનેક રચનાઓ પ્રકાશિત થતી હતી.

---

# કલા

## તનસુખ ઓઝા

કલાનો આધાર નીચેની મુખ્ય ત્રણ બાબતો પર સમીક્ષિત કરીશું તો ખ્યાલઆવશે કે તે કેવી રીતે પરસ્પર સંકલિત આયોજન (compactly- composed)થયેલાં છે, અને તે છતાં આ અંગો કેવી રીતે ઓતપ્રોત થઈને આધારિત (dependent)રહેલાં છે, અને છતાં તેની રીતિ, (technique),રજૂઆત (expression)અને વિચાર યા વસ્તુ (content),આ મુખ્ય ત્રણ અંગો પણ લાગણીઓ અને વિચારને સુસંબદ્ધ રીતે તેની આયોજનાની રજૂઆત કરવાની રીતમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

જેમાં આકાર (form),શું કવિતા, ચિત્ર, સંગીત કે શિલ્પકલા હોય, (તેમાં)એ રીતે ખૂબ જ મહત્ત્વનું અંગ બની રહે છે. જેટલા પ્રમાણમાં આકાર પરત્વે કલાકારની સૂઝ સમજ અને પકડ વિશિષ્ટ હોય છે, તેટલા પ્રમાણમાં તેની કલાત્મકતા વધુ પ્રગાઢ અને પ્રભાવિત બની રહે છે, તેમાં વસ્તુ કે આકારની અસંબદ્ધ ગતિવિધિ પર જેટલો વધારે કાબૂ કલાકાર ધરાવે છે, તેટલો તે વધુ ફતેહમંદરીતે તેની રજૂઆત કરવામાં કાબિલ બને છે, અને બળવત્તર પરિણામો ઉપસાવી કે ઉપજાવી કે નિપજાવી શકે છે.

અમાનવીય કૃતિઓ કે પ્રાકૃતિક દર્શનોમાંથી પણ આપણને કલાત્મક આનંદ મળે છે, જે મનના, તેની પરની વિચારણાના પ્રતિભાવો રૂપે સાંપડે છે, જેની પ્રતિભાવિત પ્રતિચ્છાયાઓ આપણે આ દર્શનોમાંથી મેળવીએ છીએ તે કલાત્મક હોઈ શકે, પણ તેને કલા કહી શકીએ નહીં, પણ તેના કલાત્મક પ્રતિભાવો જે આપણે કલાના વિવેચનમાંથી કે ચિંતનમાંથી મેળવીએ છીએ તેનાથી જરાયે જુદા હોતા નથી, પણ કલા વિશે બોલતાં તે નિરપેક્ષ રહે છે, પરંતુ કલાત્મક વિશે બોલતાં સ્વભાવિકરીતે જ સાપેક્ષ હકીકતરૂપે જણાઈ આવે છે.

જે કલાત્મકતા રીતિમાંથી (technique)ઉદ્‌ભવે છે, તે રીતિ પ્રભુત્વપ્રેરિત જ છે, એટલું જ નહિ, પણ આકાર પરત્વેના પ્રભુત્વના ઉત્તરદાયિત્વરૂપે પણ છે, મન પર જે વિશિષ્ટ (elevating) અસર ઉત્પન્ન થાય છે; અને જે આનંદ તે નિષ્પન્ન કરે છે તે તેના પ્રાથમિક જ અનુભવજન્ય નથી હોતી. તેના મૂળ કલાકારના કૌશલ, રીતિ, પ્રભુત્વ, જે ઘણી વખત તેની મૂંઝવણ-ઉત્પન્નકર્તા બને છે; તેમાંથી શોધતાં માર્ગ-શોધનરૂપે કે સૂઝરૂપે, તેની આગવી પ્રતિભારૂપે પરિણમે છે, ત્યારે જ તે સિદ્ધિરૂપે મળી આવે છે, કે આપણને કલાની પૂર્તિરૂપે હાંસલ થાય છે.

જ્યાં સુધી કલાકર્મ-પરિણામ ઊંડી સૂઝના અર્થરૂપે આવિષ્કૃત ન બંને, ત્યાં સુધી આકારનું મહત્ત્વ કે ભવ્યત્વ આપણી સમક્ષ છતું કરવામાં નિષ્ફળ નીવડે છે અને માત્ર આનંદ-પર્યવસાયી કૃતિનું નિર્માણપ્રેરક બની રહે છે. પરંતુ વિશિષ્ટ પ્રતિભા સંપન્નત્વ (prolific- talented- significance) પ્રાપ્ત કરતી નથી.

આમ હોવાથી કલાકારે ઉપરોક્ત આકાર, રીતિ વિચાર અને ઊર્મિજનિત ભાવાવેગો પર સુપેરે કાબૂ પ્રાપ્ત કરી લીધેલો હોવો જોઈએ, અને તેનો ઉપયોગ વિશિષ્ટરીતે સંયમસિદ્ધ, કૌશલસિદ્ધ તેની નિર્મિતિમાં પરિપૂર્ણ રીતે પરિણમવો જોઈએ, કે જેથી તેની કલાકર્મની વિશિષ્ટપૂર્તિનાં સાફલ્યરૂપે આપણાં મનોચક્ષુ સમક્ષ આવિષ્કૃત બની રહે, અને ભાવકને કલાત્મક આનંદનો, આત્માનંદરૂપે પરિપાકરૂપે અનુભવ સિદ્ધ કરાવી આપે, જે મહત્તત્ત્વના સંસ્પર્શ વિના અનુપકારક રહેવા સંભવ છે.

ફ્રૅંઝ બોઆઝ (Franz Boaz)નામના કલાવિવેચકે તેના 'Primitive Art'નામક પુસ્તકમાં નીચેનાં સૂત્રો રજૂ કર્યાં છે, જે વારંવાર પરિચયન કરવા યોગ્ય છે :

(1) The more energetic the control (of form) the unco-ordinated movement of the form, the more aesthetic the result.

(2) The aesthetic effect of the work is developed not only from the control of the technique, but also by the perfection of the form.

(3) As long as no deeper meaning is felt in the significance of form its effect is for the most viduals, pleasurable, not elevating.

કવિલોક : જુલાઈ-ઓગસ્ટ ૧૯૯૨

## કહીં મુજ કન્ત

રાજેન્દ્ર શાહ

યામ તુરીય, તિમિર અચ્ચલ અવ
શશિયર દૂર કરન્તઃ
-વ્રજકુંવર કહીં ! મુજ કન્ત.

કાલિય-મર્દનનો હજી થાક
ન ઊતર્યો કાંઈ હશે ? કે
જોઈ કોઈ કૌતુકને પાછો
વળ્યો તુફાની ટેકે !
ભૂલી કોઈ રહ્યું ઝુરન્ત !

હવે કેટલી વાર ? તીર પર થવા માંડશે ભીડઃ
પલ્લવ-પુઞ્જ ટહુકે - મ્હારે જવું ઘરે લઈ પીડ !

જમુના- નીર ઝીલું, માથે લઉં
માયા બધીય ભેળી;
વિરહ વિકલ ભોગવું,
ભોગવું જેમ મિલનની કેલી.
- મુખ એનું હો મલકન્ત.

## હું તવ તુલસી

રાજેન્દ્ર શાહ

નીલ નિચોલ અને કાજલ રજની,
હું ન લહું મુજ કાયાઃ
આવ પીત વરસને પાસે
મુજ બાહુ ભયા રઘવાયા.

આગળ પાછળ જરા પર્ણરવ
અને હું એ મગ ભાળુંઃ
હવે કેટલી છલનાની
પલ પલ થાકેલી ગાળું !
- તવ ચરણ કહીં અટવાયા ?

ક્યાંક લાળી-ક્રન્દન : ને સૂતું વિહઙ્ગ ફફડે નીડઃ
હું આવી હરખાતી મદમાં, ભય અણદીઠો ભીડે !

આ વૃન્દાવનમહીં એક હું
તવ તુલસીનો છોડઃ
જલ-સિઞ્ચનથી કરવા ત્હારે
પૂર્ણ પ્રાણના કોડ -
- ના રહે, નાથ, અળપાયા.

# ગ્રીષ્મબપોર : એક ઘટના

ઉશનસ્

(૧)

એક રાતી વૃદ્ધ ગાય શેરીમાં થૈ આજકાલ
નીકળે છે રોજરોજ બરાબર આ જ ટાણે
બપોરના મારા ઘર આગળથી, જયાં - એ જાણેઃ
થોડો તો છાંયો રહે છે બપોરે ય; થોડું વ્હાલ
હશે, હશે પક્ષપાતે; ઘર અડી નીક વહે
શેરીપાણીના નિકાલતણી; ભોંયે ભેજ હજી,
એક કોઈ કૂતરું જ્યાં અધમીંચી આંખે ભજી
તંદ્રા રહે, ત્યાં આવીને ઘર તાકી ઊભી રહે;

શ્વાનને ય ના ખલેલ, એ ના ઊઠી જાય એમ
કાળજીથી નિયમિત આંગણામાં ઊભી રૂહે છે,
એની આંખોમાં તો જાણે કારુણ્ય-માંગલ્ય વ્હે છે
સનાતન ભારતીય, બાની આંખ જેવો પ્રેમ;

છાયા જેવી ખસે, ભેજ ઓછો થાય, ચાલી જાય
એય; આવું નિયમિત થાયઃ એક વૃદ્ધ ગાય....

(૨)

એક રાતી વૃદ્ધા ગાય આમ નિયમિત રીતે
મારા ઘરભણી મોઢું કરી જરી ઊભી રહે;
એની આંખ જાણે મને જોઈ રહે, કશું કહે;
મૂગું પ્રાણી મને મથી નાખે અણકથી પ્રીતે;

એની વૃદ્ધ ઝાંખી આંખે છબી માભોમની પૂર્ણ
આ સેતુ હિમાલય ખીલી રૂહેઃ મોજાં - હિમ-વને;
મધ્યે દેખાય મારું ગામ, ઘર, મારી બા મને;
ત્યાં ભીંતે કરોળિયાની આંખ બાના જેવી જીર્ણ;

આંગણે ઊભેલી ગાય, એની સાખે - બાની આંખે
પામું મને પુનરપિ; અન્યથા હું ઊખડેલ
આખેઆખો, છેક મૂળે જડ્યો માત્ર હું ટકેલ;
અહીં-ત્યહીં; આજે-ત્યારે; મને મૂંઝવી જ નાખે;

ન જાણે એ શું મને કૂહેવા માગે; ના સમજાય;
આજકાલ રોજ રોજ એક વૃદ્ધા રાતી ગાય...

## તું, મારો સર્ગ

ઉશનસ્

તને આ આકારે પ્રથમ તવ તે માવતરની
વિધાતાએ રેખા વીણીવીણી વણી; તે પછીથી મેં,
સ્વયં મેં નિર્મી છે પછીથી તુજને ધૈર્યથી ધીમેઃ
અમે સ્તો ઘૂંટી છે દૃગથી કવિના કાવ્યબરની;
તું પ્હેલાં શેરીની અણઘડ નરી છોડી જ હતી,
તને મારે પ્રેમે પછીથી સજી છે પ્રેયસી અશી;
તું હા, મારી પ્રીતિ સ્રજી જ અવ સંપૂર્ણ રૂપસી;
તું પ્હેલેથી આવી અપરૂપ વળી થોડી જ હતી,
તને ત્યારે કાયા શું કશુંક, છાયા પણ હતી;
પરંતુ જ્યાં માયા મુજ મળી તને, જાદુ જ હવો !
અવસ્તુના જેવી ઊપની અનવદ્યા, અવયવો
છતાંયે સ્વપ્ના-શી; અરધી મનુજાયા પણ હતી;
તું જે બ્રહ્માસર્જી, અવ કંઈ વયે ઝૂકી, ખરતી;
કલાએ મેં કાલાર્ણવ - જયી લયે મૂકી તરતી.

*

## જોઈએ

સતીષ જે. દવે

આ શબ્દનો રણકાર ચાલો જોઈએ,
ને અર્થનો ચમકાર ચાલો જોઈએ.
જયાંથી જવાનું છે અમારે એક દી'
એ રાહ છે ભેંકાર ચાલો જોઈએ.
તૂટે નહીં તેવા સંબંધો શોધવા,
ભીતરભર્યા સૂનકાર ચાલો જોઈએ.
કેવી ક્ષણોમાં એમણે ઓઢ્યું કફન,
કેવો હતો વિસ્તાર ચાલો જોઈએ.

## તને...એટલે...

હર્ષદ ચંદારાણા

તને યાદ કરવી એટલે
વિચારોની એક્સપ્રેસ ટ્રેઈનનું
કોઈ જંકશન પર
રોકાઈ જવું.

□

તને પત્ર લખવો એટલે
ઊંચાઈએ ઊડતા
વિમાનની પાંખ પર બેસી
નીચે
પસાર થતી
હરિયાળીની સામે
હાથ ફરફરાવવો.

□

તને મળવું એટલે
હલેસાં છોડી દઈ
હોડીને
સમુદ્રમાં યથેચ્છ વિહરવા દેવી

□

તને પ્રેમ કરવો એટલે
અનેક હેરપીન બેંડવાળા
પર્વતીય રસ્તે
કાર
પૂરપાટ ઝડપે
મારી મૂકવી.

# પથ્થર બોલે છે

હર્ષદ ચંદારાણા

પૂર ઊતરતા
જતા-જતા
પડખે વહેતી નદીએ
છોડી દીધો
મારા માથે થોડો ઓવાળ -
મને મળી ગયા મારા વાળ.

□

મારી છાતી ફાડી
ઊગ્યું છે એક ઝીણકુંક ફૂલ -
પતંગિયું આવે
એ પર બેસે
અને ગાવા લાગું
હુંય પણ ગીત

□

વાદળું —
એ તો આભના અરીસે
મારું પ્રતિબિંબ

□

ભીનો થયેલો હું યે
એક અરીસો -
ઓલી વળખાતી વેલીને
'આવ,
જો ને તારું મોઢું મારામાં'

□

ભીનો થયેલો હું
બહારથી જ પોચો દેખાઉં છું
એવું નથી —
....ભીનો થાઉં છું ને
ત્યારે
થઈ જાઉં છું
અંદરથીય પોચોપચ

□

પડખેના
બીલીના વૃક્ષ પરથી
બીલીપત્રો ખર્યા કરે...
પવન એકાદું ઊંચકે;
લાવે
અને મૂકે મારા મસ્તકે—
પછી હું ક્યાં પથ્થર !
હું તો ભગવાન શંકર !

## છુટ્ટો હું હોત...

જગદીશ વ્યાસ

છુટ્ટો હું હોત...
તો તો ઝરણામાં હોત કાં તો દરિયામાં હોત જ્યારે ઝાડવામાં થાત મારી ગોત

મેં તો સંતાતા પંખીના ટહુકાઓ લઈ લઈને એના કીધા રે હોત તાણા
થોડાં કિરણો લઈ ઊગતા સૂરજની પાસેથી કુમળા કીધા રે હોત વાણા
અરે મારું જો ચાલત તો આમ સાવ ધૂળ જેવું રહેવા ન દેત મારું પોત.

એક તાલી પાડું ને થાય નીરવતા દૂર એમ દૂર કરું ફટ્ટ દઈ રિબાવું
ઘેર લાલ લીલી પીળી જેવી ટમટમતી રોશની શી મનગમતી મોજ લઈ આવું
કૈંક એવું કરું કે જેથી માગેલા મેહ મળે કાં તો મળે માગેલાં મોત.

આમ કોરા થાવાની ઘડી સામે હું નહિતર તો રહેતો ન હોત સદા ઝૂઝતો
ઘોર એકલાપણાનો ઘાવ અંધારે અજવાળે મારામાં રૂહેત નહીં દૂઝતો
મને પાણીના ટીપાને વ્હેણ જો મળત અને દરિયામાં થાત ઓતપ્રોત.

## મોસમ બેઠી

લાલજી કાનપરિયા

આવ, નવો તું વેશ ધરીને લે, ફરી આ મોસમ બેઠી
ઢૂંકડું આવશે ગીત તરીને લે, ફરી આ મોસમ બેઠી.

પાને પાને પડી ગયાં છે વાસંતી પગલાંઓ લીલાં
ફૂલો ખીલશે નવાં ફરીને લે, ફરી આ મોસમ બેઠી.

એદી થઈને ઊંઘ્યા કરતો જીવ હવે, સળવળતો પાછો
જાગી ઊઠશે જોમ ભરીને લે, ફરી આ મોસમ બેઠી.

કલમ અને કાગળને રાખો હમેશ હવે તો હાથવગાં
આવી ચડશે શબ્દ સરીને લે, ફરી આ મોસમ બેઠી.

સાવ નવાં નક્કોર જ સપનાં શણગારીને બેઠો છું
ફાલ ગયો જૂનો ખરીને લે, ફરી આ મોસમ બેઠી.

# પથ્થર બોલે છે

હર્ષદ ચંદારાણા

પૂર ઊતરતા
જતા-જતા
પડખે વહેતી નદીએ
છોડી દીધો
મારા માથે થોડો ઓવાળ -
મને મળી ગયા મારા વાળ.

□

મારી છાતી ફાડી
ઊગ્યું છે એક ઝીણકુંક ફૂલ -
પતંગિયું આવે
એ પર બેસે
અને ગાવા લાગું
હુંય પણ ગીત

□

વાદળું —
એ તો આભના અરીસે
મારું પ્રતિબિંબ

□

ભીનો થયેલો હું યે
એક અરીસો -
ઓલી વળખાતી વેલીને કહું:
'આવ,
જો ને તારું મોઢું મારામાં'

□

ભીનો થયેલો હું
બહારથી જ પોચો દેખાઉં છું
એવું નથી —
....ભીનો થાઉં છું ને
ત્યારે
થઈ જાઉં છું
અંદરથીય પોચોપચ

□

પડખેના
બીલીના વૃક્ષ પરથી
બીલીપત્રો ખર્યાં કરે...
પવન એકાદું ઊંચકે;
લાવે
અને મૂકે મારા મસ્તકે—
પછી હું ક્યાં પથ્થર !
હું તો ભગવાન શંકર !

## છુટ્ટો હું હોત...

જગદીશ વ્યાસ

છુટ્ટો હું હોત...
તો તો ઝરણામાં હોત કાં તો દરિયામાં હોત જ્યારે ઝાડવામાં થાત મારી ગોત

મેં તો સંતાતા પંખીના ટહુકાઓ લઈ લઈને એના કીધા રે હોત તાણા
થોડાં કિરણો લઈ ઊગતા સૂરજની પાસેથી કુમળા કીધા રે હોત વાણા
અરે મારું જો ચાલત તો આમ સાવ ધૂળ જેવું રહેવા ન દેત મારું પોત.

એક તાલી પાડું ને થાય નીરવતા દૂર એમ દૂર કરું ફટ્ટ દઈ રિબાવું
ઘેર લાલ લીલી પીળી જેવી ટમટમતી રોશની શી મનગમતી મોજ લઈ આવું
કૈંક એવું કરું કે જેથી માગેલા મેહ મળે કાં તો મળે માગેલાં મોત.

આમ કોરા થાવાની ઘડી સામે હું નહિતર તો રહેતો ન હોત સદા ઝૂઝતો
ઘોર એકલાપણાનો ઘાવ અંધારે અજવાળે મારામાં રૂહેત નહીં દૂઝતો
મને પાણીના ટીપાને વ્હેણ જો મળત અને દરિયામાં થાત ઓતપ્રોત.

## મોસમ બેઠી

લાલજી કાનપરિયા

આવ, નવો તું વેશ ધરીને લે, ફરી આ મોસમ બેઠી
ઢૂંકડું આવશે ગીત તરીને લે, ફરી આ મોસમ બેઠી.

પાને પાને પડી ગયાં છે વાસંતી પગલાંઓ લીલાં
ફૂલો ખીલશે નવાં ફરીને લે, ફરી આ મોસમ બેઠી.

એદી થઈને ઊંઘ્યા કરતો જીવ હવે, સળવળતો પાછો
જાગી ઊઠશે જોમ ભરીને લે, ફરી આ મોસમ બેઠી.

કલમ અને કાગળને રાખો હમેશ હવે તો હાથવગાં
આવી ચડશે શબ્દ સરીને લે, ફરી આ મોસમ બેઠી.

સાવ નવાં નક્કોર જ સપનાં શણગારીને બેઠો છું
ફાલ ગયો જૂનો ખરીને લે, ફરી આ મોસમ બેઠી.

## ફાટેલું પહેરણ

ભરત ભટ્ટ 'તરલ'

બધું છોડી જાશે, નહીં હોય કે રણ;
છે, ઇચ્છા સરેરાશ ફાટેલું પહેરણ !

ભલે મને થીજે હાંસિયામાં રહીને,
સુખોના પ્રસંગો વધુ એક-બે ગણ !

આ ખેતર છે તારું તને છૂટ સઘળી,
કરી વાવણી હોય તો છૂટથી લણ !

ભીંતો કાનથી સાંભળે છે, ખરેખર,
મળ્યે તક કદી ભીંત બોલી શકે પણ !

## સતત

સોલિડ મહેતા

ગત-અનાગતની રમત
ક્યાં સુધી રમવી સતત ?

સ્વપ્ન સાથે અશ્રુઓ
આંખ આપે છે પરત.

કાચ જેવી જાતથી
શાપવશ બાંધી મમત.

શું ભરોસો કાલનો
શ્વાસ તો છે જડભરત.

કોઈપણ પરવા વગર
હું લગાવું છું શરત.

હર ચહેરા વાંચવા
કેળવી મેં આવડત.

ફૂલ જેવી હરક્ષણે
યાદ આવે તું તરત.

## બે ગઝલ

સુરેન્દ્ર જી. કડિયા

(૧)

અમે બસ જનમ પર જનમ માગવાના
અને હર જનમમાં કલમ માગવાના.

અમે એક અક્ષર લખી ફૂલ ઉપર
દશે દશ દિશાથી પવન માગવાના.

અમે આસમાની હવાઓના ચાહક
અમે શ્વાસ-શ્વાસે ગગન માગવાના.

તમે રાખજો ફૂલ જેવી નિશાની
અમે આખે આખું ચમન માગવાના.

(૨)

તર-બતર થઈ તર કે તરવામાં મજા છે
ફૂલ થઈને ફર કે ફરવામાં મજા છે.

તું હજી તારા ઉપર શંકા કરે છે
આયનાથી ડર કે ડરવામાં મજા છે.

તું સમયના વૃક્ષ પરનું પાંદડું છે
ક્ષણ બનીને ખર કે ખરવામાં મજા છે.

માગ માગે તે મળે છે શબ્દ પાસે
કંઈક ઇચ્છા કર કે કરવામાં મજા છે.

જિંદગીની કોઈ અટકળ હોય ખાલી
ઝાંઝવાથી ભર કે ભરવામાં મજા છે.

## ફાટેલું પહેરણ

ભરત ભટ્ટ 'તરલ'

બધું છોડી જાશે, નહીં હોય કે રણ;
છે, ઈચ્છા સરેરાશ ફાટેલું પહેરણ !

ભલે મને થીજે હાંસિયામાં રહીને,
સુખોના પ્રસંગો વધુ એક-બે ગણ !

આ ખેતર છે તારું તને છૂટ સઘળી.
કરી વાવણી હોય તો છૂટથી લણ !

ભીંતો કાનથી સાંભળે છે, ખરેખર,
મળ્યે તક કદી ભીંત બોલી શકે પણ !

## સતત

સોલિડ મહેતા

ગત-અનાગતની રમત
ક્યાં સુધી રમવી સતત ?

સ્વપ્ન સાથે અશ્રુઓ
આંખ આપે છે પરત.

કાચ જેવી જાતથી
શાપવશ બાંધી મમત.

શું ભરોસો કાલનો
શ્વાસ તો છે જડભરત.

કોઈપણ પરવા વગર
હું લગાવું છું શરત.

હર ચહેરા વાંચવા
કેળવી મેં આવડત.

ફૂલ જેવી હરક્ષણે
યાદ આવે તું તરત.

## બે ગઝલ

સુરેન્દ્ર જી. કડિયા

(૧)

અમે બસ જનમ પર જનમ માગવાના
અને હર જનમમાં કલમ માગવાના.

અમે એક અક્ષર લખી ફૂલ ઉપર
દશે દશ દિશાથી પવન માગવાના.

અમે આસમાની હવાઓના ચાહક
અમે શ્વાસ-શ્વાસે ગગન માગવાના.

તમે રાખજો ફૂલ જેવી નિશાની
અમે આખે આખું ચમન માગવાના.

(૨)

તર-બતર થઈ તર કે તરવામાં મજા છે
ફૂલ થઈને ફર કે ફરવામાં મજા છે.

તું હજી તારા ઉપર શંકા કરે છે
આયનાથી ડર કે ડરવામાં મજા છે.

તું સમયના વૃક્ષ પરનું પાંદડું છે
ક્ષણ બનીને ખર કે ખરવામાં મજા છે.

માગ માગે તે મળે છે શબ્દ પાસે
કંઈક ઈચ્છા કર કે કરવામાં મજા છે.

જિંદગીની કોઈ અટકળ હોય ખાલી
ઝાંઝવાથી ભર કે ભરવામાં મજા છે.

# ઉત્તરપૂર્વીય સૌંદર્ય :

પ્રીતિ સેનગુપ્તા

## મણિપુર

ચારે તરફ ઊભેલા પર્વતોના ખોળામાં
સદ્ય વર્ષોથી છલછલ થયેલાં
ક્ષેત્ર છે, અને
જેની પાળ પર
માછલી માટેની અનેક ચોરસ જાળ મૂકી છે
તેવા કેટલાયે જળાગાર છે.
ગ્રામ દશ્યો
તારી ફનકના* રંગોથી જીવંત થયાં છે.
તારી પાનીના સ્પર્શથી
લાલ માટી ચંચળ છે, અને તારી
ઈન્નફિને* આધારે તો પવન ફરકે છે.
તારાં ગમન-આગમનથી, હે રમણી,
સમયનો સ્વભાવ લલિત બન્યો છે.

## નાગાલેન્ડ

યોદ્ધાઓના ભાલાની અણી જેવાં
શિખરોથી આબદ્ધ છે દિશાઓ
માર્ગો મથ્યા કરે છે
વળાંકોની ચૂડમાંથી છટકવા.
ત્યારે સંભળાય છે
તારા મુક્ત-હાસ્યના પડઘા.
સ્પષ્ટ પગલાંમાં વ્યાખ્યા મળે છે
તારી આધુનિકતાની
તીક્ષ્ણ નજર, ને ઉન્નત શિરથી
લાગે છે તું વીરાંગના.

## અરુણાચલ પ્રદેશ

અભેદ્ય જંગલમાં
કોણ સંતાકૂકડી રમ્યા કરે છે ?
સ્થળથી સ્થળ,
વનથી વન,
શૃંગથી શૃંગ જવા બની છે કેડીઓ
કદાચ, કેટલીક.
ખરેલાં પાન પર કોણ દોડે છે ?
ઝરણાં સાથે કોણ હોડ કરે છે ?
દુનિયાથી દૂર દૂર
એ કોણ છે
જે ક્યાંયે દેખાતું નથી ?

## આસામ

નિઃશબ્દે સરી જતી
નાનકડી નાવ સાંજે જ્યાં પહોંચશે
ત્યાં હશે ઘરનું સ્વચ્છ આંગણ.
સુકાતી હશે તાડપત્રી એક તરફ.
બારણા પાસે હશે
લાંબો, ઊંચો એક ઘટ.
ત્યારે સોપારીના ઝાડ જેવી
તન્વી, ટટ્ટાર તને જોઈ છે.
શુભનાં બે પ્રતીક એકસાથે -
પુષ્ટ કેળ અને તું.
તારા સ્મિતમાં
ચ્હાની કૂણી પત્તી પર પડેલી ઝાકળનું
માર્દવ છે. ઓ લલના,
મેખલાથી* આવૃત તારી સૌમ્ય અંગાવલિ
પરિસરનાં નેત્ર-મનને હૃદ્ય છે.

## મેઘાલય

રંગરંગીન ફૂલોના નિખારવાળા ઉદ્યાનમાં
તું શોભે છે.
કાળી શિલાઓ પરથી લપસતા
કે પછાડ નાખતા જળ-પ્રપાતો
તારા લાસ્યનું પ્રતીક બને છે.
અને ગર્ભ-ગંભીર વાદળો
ત્રાંસાં થઈને તને જ જુએ છે-
તે ખાતરી, રૂપવતી, વામા, તું જરૂર રાખજે.
નહીં તો પણ,
પ્રાર્થનાઘરના પ્રૌઢ-મતિ ઘંટારવ તો
એ સંદેશો ફેલાવવાના જ છે.

## ભુતાન

પરિષ્કાર ને પ્રકાશમય આકાશની નીચે સ્પંદિત
તારી ત્વચાની આભા પરથી
નજર ખસતી નથી.
ઝીણી ઝીણી આંખોમાં
ગિરિસભર આ સૃષ્ટિ
કઈ રીતે સમાય છે ?
સૂરજે ખીણનાં આછાં ઘાસને આપેલા
સોનેરી તરવરાટ સાથે
તારાં વસ્ત્રાભૂષણની ચમકનો મેળ છે.
તારા બિંબ-મુખ પર, હે લોકશ્રી,
આગંતુક પ્રત્યે વિસ્મય જ નહીં,
વિનોદ પણ છે.

## સિક્કિમ

સરહદના ગૌરવોચ્ચ ઢોળાવોની એક પંક્તિ પર
બરફના લિસોટા છે, ને
બીજી પર નાજુક ઑર્કિડ ખીલવામાં છે.
કૈંક આવું જ દ્વિપ્રકાર દર્શન છે
વન્યા, તારું પણ.
લોકેશ્વરની બહુસંખ્ય હથેળીઓમાંનાં
બહુસંખ્ય ચક્ષુઓના કેન્દ્રાર્થમાં
તું હોઈ શકે છે
-કે પછી ના પણ હોય.
કશા નાવીન્ય તરફનું વલણ
તું જ્યાં છે ત્યાં
તને સંદિગ્ધ બનાવે છે.

## ઉત્તર બંગાળ

દૃષ્ટિના સંદર્ભ પર જ્યાં
કાંચેનદ્‌ઝોન્ગાના સમર્થ ત્રિકોણાકારનું પ્રભુત્વ છે
ત્યાં અન્ય કશું
બહુ ધ્યાન દોરતું નથી.
પણ દિવસે ને રાતે
સહેલના રસ્તે, ને ગામની ગલીઓમાં,
કેડીઓ ને મેદાનોમાં,
કાન્તા, તારી વિવિધોપસ્થિતિની વાતો
સંભળાતી રહે છે ખરી.

આરંભથી અંત સુધી,
પ્રાંતે-ઉપાંતે, અહો સુંદરી
તું રમ્યને રમ્યતર કરતી રહે છે,
મોહકને મોહમય બનાવતી રહે છે.

---

*લાક્ષણિક પ્રાંતીય પોષાકનાં નામ.

## મારો સંબંધ

મફત ઓઝા

મારો સંબંધ છે મારી સાથે -
એટલે તો મને
મારાં સ્વજનો માટીમાં દાટી દે છે.
પછી હું એમાંથી ફૂટી નીકળું છું વૃક્ષની જેમ.

મારા શ્વાસ માટીના છે
ને મારામાં ધબકે છે તેય માટી છે
માટીનું ઢેફું હું -
હાલું-ચાલું છું ને વરસાદમાં ઓગળું છું મન જેવું
ને ક્યારેક વૃક્ષની છાયામાં બેસું છું છાયા થઈને-

ક્યારેક ક્યારે
મારાં પગલાંમાં પગ મૂકી
ક્ષિતિજે ખીલેલા મેઘધનુષ્યને ઓઢી
ખીલુ છું ફૂલોની જેમ.
એમાં ઊઘડે છે એય રંગો મારા છે.

મોક્ષ પહેરી-ઓઢી લેવાની મારી નથી ઝંખના.
મારે તો
મારી માટીમાં પોઢી જવું છે
ને ઊગવું છે વારંવાર વૃક્ષ થઈને.

## કે જેમાં આજ...

નિર્મિશ ઠાકર

પાન
નર્યું બેધ્યાન કે જેમાં
અડકોદડકો રમતો મેલ્યો
ભાણ
કે જેના હાથમાં ફર્યા ને ઝોલાયું
ઝાકળ
જે માગે મધમધતું
આકાશ
ખ્વાબમાં જેના આવી રોજ
ઝૂલે છે
ઝાડ
કે જેમાં આજ
ખૂલે છે ઝાડ...
ખૂલે છે ઝાડ...
ખૂલે છે ઝાડ...!

## કૈંક કર

સુધીર પટેલ

જ્યાં ગમે એવી જગાનું કૈંક કર,
એ જગા પર સ્થિર થવાનું કૈંક કર !

બ્હાર બહુ ભટકી હવે થાકી ગયો,
આજ બસ ભીતર જવાનું કૈંક કર.

બાગ આખો થૈ જશે તારો પછી,
કામ ફૂલ જેવું મજાનું કૈંક કર !

મુઠ્ઠી ભરશું ને બધું સરતું જશે,
ખાલી હાથે પામવાનું કૈંક કર !

થૈ રહું વાતાવરણથી પર 'સુધીર'
ઘેરી વળતી આ હવાનું કૈંક કર !

## ચહેરો ઉમેરો

સુધીર પટેલ

સાવ કોરા દૃશ્યમાં દરિયો ઉમેરો,
એ રીતે વિચારમાં જુસ્સો ઉમેરો !

ને પછી જુઓ ચડે છે કેવી રમણે,
સ્થિર હવામાં એમનો લ્હેકો ઉમેરો !

જિંદગી પણ શક્ય છે મ્હેંકી ઊઠે,
ફૂલ જેવો શ્વાસમાં નુસખો ઉમેરો

સાંજ પડવાની ખબર પણ નહિ પડે કૈં,
સૂર્ય ઊગે ને નવો મુદ્દો ઉમેરો !

થૈ જશે વેરાન ખળખળતું 'સુધીર'
ખુદની સામે એમનો ચહેરો ઉમેરો !

## બે ગઝલ

દાન વાઘેલા

(૧)

શબ્દ સાદા છે અજબ આધાર છે;
આ ભજન છે કે ભરેલો ભાર છે !

હોય ચોર્યાશીની જે ઘટમાળ ત્યાં -
એક ગઢ ફરતાં જ, લ્યો, દશદ્વાર છે.

તંબૂરો તનનો ને મનનો મંજીરો-
'હું' વગર રણકે તો એ રણુંકાર છે.

બંકનાળી બાદશા બેઠો હશે -
એ બજારે જોગીનો પડકાર છે.

વીજના ઝબકારમાં મોતી ભરો-
કાચની પૂતળીનો એ શણગાર છે.

નૂરતે ને સૂરતે જો 'દાન' પણ -
કોક એવું છે જે બાવનબાર છે.

(૨)

પોઠ વણઝારાની આવી શ્હેરમાં-
સંતવાણી એમ ચાલી લ્હેરમાં !

તાલમાં ઝૂમી રહ્યો છે ચોક પણ-
શબ્દ વેચાતો રહ્યો અંધેરમાં !

બાજીગરની બાજી ભરચક જામતી;
રુદ્રમાળા શોભતી જાહેરમાં !

ઠામ કે ઠેકાણાં જેવું હોય ના;
રોજ મળતા તાંબિયાના તેરમાં !

'દાન' આગમવાણી સાચી લાગશે;
ખોળવાનું ભીતરી ખંડેરમાં !

## સરનામું શ્યામનું

નટરાજ બ્રહ્મભટ્ટ

તમે સરનામું પૂછો છો શ્યામનું ?
કરો કેર ઑફ રાધાના નામનું.

નાનો મોટો થયો ગોકુળમાં
એવો આ નંદને જશોદાનો જાયો,
તો ય કેવું કૌતુક કે આજલગી લોકમાં
રાધાથી શ્યામ ઓળખાયો;
રાધા વિનાનું એક પાંદડું ન હાલે
અહીં થનગનતા ગોકુળિયા ગામનું...

ગામ ગલી ફળિયું કે શેરીનું નામ ઠામ
આ રે પરબીડિયે ન ચાલે,
રાધાના નામ વિના આ રે ટપાલ
એક ડગલું યે આગળ ન હાલે;
કાગળના શબ્દો સૌ ગોપી થૈ બોલે
તો સમજો કે લખવાનું કામનું...

લખવા બેઠાં છો તો અક્ષર બે પાડજો
કે અંતરમાં ઊમટ્યો ઉન્માદ,
મોરપીંછ મટકી ને મોરલીને મોકલજો
માખણ ને મિસરી શી યાદ;
લખિતંગ લાગણીના રાધે ગોવિંદ કરી
લખજો કે મુખ કરે આમનું...

## સંભાળજે

બાલુભાઈ પટેલ

છે આ સરનામું ગલત સંભાળજે,
પત્ર આવ્યો છે પરત સંભાળજે.

છાપરું ચૂવે તો ચિંતા ન કરીશ,
ભીંત પલળે કે તરત સંભાળજે.

થોડી યાદો, થોડા જખ્મો, થોડાં નામ,
એક મુઠ્ઠીભર બચત સંભાળજે.

પીઠ નહિ તો આ રીતે ધબકે નહીં,
દોસ્તોની છે રમત સંભાળજે.

'બાલુ' શબ્દો તો વિવેચકના જ છે;
જાસાચિઠ્ઠી છે કે ખત સંભાળજે.

## મળે

ભરત ભટ્ટ 'તરલ'

ઘરમાં તિરાડ હોય તો ખાલીપણું મળે,
ફૂંકો ચલમને તો ય ધુમાડો ન નીકળે !

ખખડાટ આજકાલ વધુ થાય છે, કદાચ;
બારી છળે છે રોજ, હવે બારણાં છળે !

એવું છે થોડું ભીંત કે ભેખડ ધસી પડે,
ક્યારેક ઝંખના પણ મૂળસોતી ખળભળે !

ફીણાય ફીણ માફક દરિયો અભાવનો,
પાણી, પવન ને પ્રશ્ન રહે ફીણની તળે !

છે ભાંગતૂટે જેવું અભીપ્સાના લોહીમાં,
મનને સખત કરાય, ખુલાસા પછી મળે !

## ચગળવાનું

ભરત ભટ્ટ 'તરલ'

બચેલા કૈં ખુલાસા લઈ પ્રસંગોપાત મળવાનું,
ફરી પાછું રહે છે મીણબતી જેમ બળવાનું.

પ્રતીક્ષા, પત્ર, પીડા ને પવનની પારદર્શકતા,
બધું હોઠે અડાડીને કે ચૂમીને ચગળવાનું.

છે દોરી પર લટકતાં વસ્ત્ર જેવી આ અભીપ્સાઓ,
અરે દરરોજ લટકીને સુકાવાનું પલળવાનું.

હજી મારી દિગંબરતાને એવું રોજ ડંખે છે,
નગરમાં કાયમી પોષાક પહેરીને નીકળવાનું.

સ્મરણ કોનું ફૂટે છે પાનની માફક અનાયાસે,
હવે ટહુકા નથી, ભૂલી ગયો છું હુંય ફળવાનું !

## જેવું રહ્યું

પ્રફુલ્લ નાણાવટી

ક્યાં હવે આશા-કિરણ જેવું રહ્યું,
ઝાંઝવાના યે ઝરણ જેવું રહ્યું ?

આ ક્ષિતિજો પાર તો કરવી ગમે
ચાલવાનું તો ચરણ જેવું રહ્યું.

આ જ રસ્તે ઓલવ્યાતા મેં દીવા
આજ એ આછા સ્મરણ જેવું રહ્યું !

કસ્તૂરી ઉંબરમાં સંકોચાઈ ગઈ
ઘર હવા ભૂખ્યા હરણ જેવું રહ્યું !

દોસ્ત સરવાળા હતા એ શ્વાસના
બાદબાકીમાં મરણ જેવું રહ્યું !

## એક કવિતા

હિતેન્દ્ર જોશી

સવારને સૂરજ ફૂટે,
સૂરજને કિરણ ફૂટે,
તેમ ફૂટી નીકળ્યો છે એનો અવાજ
તડ્...તડ્...તડ્...તડાક્...તડકો થઈને.

તડકાનો સ્પર્શે
એક વૃક્ષ મારામાં ફૂટી નીકળે છે.

સૂર્ય-લીલા જોઈને,
પવનના સ્પર્શે
કશુંક લખ્યા કરે છે પર્ણો,
મારા લીલા લીલા શરીર ઉપર.

વૃક્ષની શાખાઓમાં રોજ નવું પંખી રહેવા આવે
પુષ્પો ખીલી ઊઠે છે.
પર્ણો ઝૂમી ઊઠે છે,
પણ પ્રત્યેક સાંજે,
પવન પ્રસરાવે છે મારા આંગણામાં,
કોઈકના ગયાની ખાટી ખાટી વાસ.
આમ છતાં, દૂર થયેલાં મૃત-સ્વજનો,
શ્વાસમાં ધબકી ઊઠે છે,
ઘૂઘવતાં મોજાં પર,
પથરાય છે દરિયાનું મૌન.

કદીય કરી નથી ફરિયાદ,
છતાં સ્મૃતિનું વન ફેલાવ્યા કરે છે એની માય
ને વાગોળ્યા કરે છે પેલી ચારુ ઉક્તિ-
મારો પ્રેમ બાળક જેવો છે !

## નળસરોવર

મેહુલ ત્રિવેદી

ધીમે ધીમે સરકતી અમારી નાવ.
નાવના પ્રલંબ હાથ વડે ધકેલાઈ
અમારી સાથે જ ગતિ કરતું સરોવર.
ક્ષિતિજે દૃષ્ટિ કરતા જ આંખ સામે
સ્પષ્ટ દૃશ્યમાન થતા,
એક સાથે બબ્બે આકાશ !
એક આકાશ,
ચંચળ, સ્પંદિત, ક્રિયાશીલ.
બીજું તે,
આખાયે સરોવર પર રાક્ષસી ઊંધા તાવડા જેવું
સાવ કોરું સ્થિર.
ચંચળ, સ્પંદિત, ક્રિયાશીલ આકાશને પાંખોમાં
બેસાડી
સાવ કોરાં સ્થિર આકાશમાં એકાકાર કરવા
મથતાં
રૂ સમાં શ્વેતરંગી વાદળો જેવાં પક્ષીઓ !
એને લીધે,
કાનના પડદે ટી. વી. સ્ક્રીન પરના
ટાઈટલ સૉંગ જેમ
એકદમ ઊપસી ધીમે ધીમે શમી જઈ અલૌકિક
થઈ જતું મનભાવન સંગીત !
જાણે એના અનુસંધાનમાં તરત જ
મિત્રના કંઠેથી સરોવરની જેમ લહેરાતું
સુમધુર લોકગીત,
'આપણા મલકના માયાળુ માનવી
માયા મૂકીને મરી જાશું મારા મહેરબાન
હાલોને આપણા મલકમાં...!'
દેખાવે કદરૂપું છતાંય દૂરથી પુરાતન
કાળમીંઢ ખડકાળ પ્રદેશના અવશેષો જેવું
લાગતું,
સરોવરતીરે ટહેલતું મહિષીધણ.
આખાયે સરોવરની સહેલ અશક્ય.
પરંતુ,
બાયનોક્યુલરની દૂરદર્શી આંખોમાં પ્રવેશી તે
અમારી સન્મુખ આવી બેસતું.
મઝધારે પહોંચ્યા ત્યાં સુધી અમને એમ જ
લાગ્યું કે
તરી રહ્યાં છીએ.
પણ સરોવરની અંદર નજર કરતા લાગ્યું,
આ અમારો ભ્રમ છે.
સરોવરતળમાં વિકસેલી હતી
વૈવિધ્યસભર અડાબીડ તૃણસૃષ્ટિ !
એની ટોચ પર
ચંચળ, સ્પંદિત, ક્રિયાશીલ આકાશ !
જેમાં અમે પેલાં પક્ષીઓ જેમ
હળવે હળવે ઊડી રહ્યાં હતાં.
એક મિત્રને સરોવરના ઊંડાણનું ઘાસ
સૂતરફેણી જેવું લાગ્યું.
મને તો લાગ્યું ઘઉંની બનાવેલી સેવના
ઢગલા જેવું
એને હાથમાં લઈ અદ્ધર કરતા જ એકાએક
મારી ચેતનાના સમગ્ર વિસ્તારમાં ફરી વળી,
અંગત ગૂંચમાં ઓતપ્રોત થઈ જતી એની ગૂંચ !
ક્યાંક ક્યાંક,
એની ગીચતામાંથી અટવાતા અટવાતા
ઉપર આવી, સરોવર-સપાટીને અડપલાં કરી,
ઊંડાણમાં સંતાઈ જતાં નાનકડાં માછલાં.
માણસ મટી નાનકડા મત્સ્ય રૂપે અવતરવાનું
મન થાય,

એવી એ અનોખી રમ્ય તૃણસૃષ્ટિ તટ આવે
ત્યાં સુધી જોયા જ કરી...!
છેવટે,
પોતાનાં વહાલસોયાં સ્વજનને વિદાય આપવા
આવતી હોય એમ નાવના પ્રલંબ હાથ વડે
ખેંચાઈ,
કિનારા સુધી પાછળ પાછળ આવેલી
-અને કિનારે પગ મૂકતા જ -
જેની વિદાય લેવાનું ન ગમે એવી
આંખોની ભીતરના અગાધ ઉદધિમાં
સ્મૃતિરૂપે ગ્રહણ થતી,
સરોવરની મંદ મંદ લ્હેરોની
હારમાળા....!

## 'પથ્થરસ્થ'

યોગેશ પંડ્યા

ક્ષણોની કરાંગુલિઓ વડે
કાળનાં મોતીમાં જિંદગી પ્રોવાતી ગઈ છે....

જીવતરની જાન
આ ભવમાં જ તારાં ડાબી તરફ
વળી ગયેલાં પગલાંના ચીલે ચીલે ચાલે છે.
ડૂબતા સૂર્ય જેમ
સ્મૃતિની મીણબત્તી ધીમે ધીમે બળતી જાય છે,
તેમ તેમ
ફેફસાંમાં ઠલવાતી જતી હવાના ફૂટતા જતા
શ્વાસ-પરપોટામાં
સાત રંગનાં સ્વપ્ન જોતો
વિસ્મૃતિની ગર્તામાં ધકેલાતો, ચિર નિદ્રામાં
ઊતરતો જાઉં છું...

એવો મને ખ્યાલ આવી ગયો છે -
હું આવતીકાલે મૃત્યુ પામીશ.
મારા ઘરના દરવાજે તાળું માર્યું હશે.
(પણ બંધ દ્વાર જાકારો નહીં આપે)
આંગણામાં ઊભેલ લીમડો પીળો પડી ગયો હશે.
તેની છાલ ઉપર આંસુનાં તોરણ બંધાઈ ગયાં હશે.
ભીનું પાણિયારું અને તેનો પર્યાય એવાં ઘણાં
વર્ષોથી સાસરે વળાવેલ
એકની એક દીકરીના કુમકુમ થાપા, ઝાંખા થઈ
ગયેલા, વર્ષોથી અકબંધ સાચવેલાં
સૂનમૂન થઈ ગયા હશે.
અંધારી રાત્રે લીમડા ઉપર બેઠેલ ઘુવડ પાંખ
ફફડાવી
ઘુઘવાટ કરશે ત્યારે તેને હોંકારો કોણ આપશે ?

બસ -
રહેશે ફક્ત
સાપની કાંચળી જેવી
મારાં આત્મા ઉપરથી ઊતરડી લીધેલ
કર્મોની કાંચળી
જે
મારી હયાતીનો સાક્ષી હશે.
તું મારા ઘેર આવજે.
અપૂજ પડ્યા રહેલા તુલસીના ક્યારે દીવો
પ્રગટાવજે.
હું
જ્યોતરૂપે તેજ થઈ
ઝળાંહળાં થઈશ !!!

## ઓળખ

તગજી બારોટ 'તખત'

તપાવી કે ટીપી, પછાડીને ઓળખ,
સ્વયંનો તું સિક્કો વગાડીને ઓળખ.

પછી ગંધ-દરિયો છલોછલ મહકશે,
ઋજુ લાગણી તું ઉડાડીને ઓળખ.

અતિથિ સમાં અશ્રુઓ આવશે પણ,
નયન-ઝાંપલી તું ઉઘાડીને ઓળખ.

વિલાપો, વિષાદો, વિયોગો ને યોગો,
બધો મિશ્ર મેળો જગાડીને ઓળખ.

ખુમારો-વિહંગો નયનમાં ટહુકશે,
કસુંબીના રંગો લગાડીને ઓળખ.

ન ઓળખ, ના પાળખ- આ મડદાંની દુનિયા...!
હવે એક માણસ ઉગાડીને ઓળખ.

નથી જાત-પાંતો ન મજહબ જમાતો
ઊંઘ્યા છે મસાણે ઉઠાડીને ઓળખ.

## પવન લખું

નીતિન વિ. મહેતા

ફૂલ ફૂલમાં પવન લખું
પવન પવનમાં તને
સૌરભની તું વેલ બનીને
વીંટળઈ વળતી મને.

દરિયા ઉપર લહર લખું
ને લખું ખડકમાં મૌન
વમળ વમળને ભાષા ફૂટે,
શબ્દ બધા યે ગૌણ
જેમ છીપમાં છુપાય મોતી
એમ તું મળતી મને.

લઈ આભનો કાગળ ભૂરો
લખું ઊઘડતી સાંજ
સોનલવરણી ક્ષિતિજમાં પણ
લખું સૂર્યની આંખ

ટહુકાના ટોળામાં એકલ પીછું થઈને
તું જ ઘેરતી મને
બસ, એમ તું મળતી મને.

## કેટલાંક કાવ્યો

મૂળ લેખિકા : આન્ના અહ્‌માતોવા

અનુવાદ : ચંદ્રકાન્ત શેઠ

### ભૂખરી આંખોવાળા મારા રાય

ઘણી ઘણી રે ખમ્મા, મારા દુઃખ !
ભૂખરી આંખોવાળા મારા રાય,
ગઈ કાલે જ ગયા લૈ ચિરવિદાય,
કદી કદી નહીં સાન્ત્વન હવે પમાયઃ
ઘણી ઘણી રે ખમ્મા, મારા દુઃખ !

હતી પાનખર, સાંજ તણી ત્યાં છાંય,
હતો બાફ ને હતી કિરમજી ઝાંય,
મારા પતિએ ઠાવકાઈથી કહ્યું મને ત્યાં આમઃ
'સાંભળ, રાજા શિકાર કરવા ગયા હશે આ વનમાં,
મળ્યા મને તે ઓક તળેથી,
પ્રાણ નથી હા, તનમાં !

રાજા જવાનજોધ જેમના ગયા,
એ રાણીને મને આવતી દયા,
એક રાતમાં વાળ એમના શ્વેત કેટલા થયા !'

વાત કરી એ, હુક્કો પી લૈ, હૂંફાળા જ્યાં થયા,
કામ રાતનું કરવા પૂરું ત્યાંથી પાછા વળ્યા !
મને એકલું લાગે અડવું,
મારી દીકરીને હું જગવું,
ભૂખરી ભૂખરી એની આંખો, ઊંડે તહીં નીરખવું !
ઘરની બારી પૂંઠે પોપ્લર-પર્ણો ખરખર લવે;
'નથી રાજવી તારો અહીંયાં, આ ભૂતળ પર હવે !'

### હું પ્રિયને ક્યાંય ન મળી !

હું પ્રિયને ક્યાંય ન મળી,
કેટકેટલા ભમી દેશ,
મળવાની આશ નહીં ફળી ! - હું.

જ્યારે પાછી વળી,
પિતા પ્રભુ, એને પ્રેમે મળી,
મને પૂછતાં ઉત્તરમાં મેં વાત આટલી કરીઃ
પિતા પ્રભુ ! સૃષ્ટિ સુન્દર કરી !'

કાયા મારી પ્રફુલ્લ કરતા પેલા નીલ સમુન્દર !
નિર્મળ ગાને પ્રસન્ન કરતાં પેલાં વિહંગ સુન્દર !
માતૃભોમનું ઠરેલ ઝાકળ સ્પર્શ કરે શો વત્સલ !
શ્યામલ મારા કેશરાશિને કરી રહે શો શ્વેતલ !

દૂર દૂર ઓ દેવળ-મઠમાં,
દીર્ઘ રાગમાં, આર્દ્ર કંઠમાં,
કરે પ્રાર્થના સર્વ સાધુજન;
આ સૃષ્ટિ જે, જાણું હું તવ સર્જન,
એનું થશે વિસર્જન !
અહીંથી એનું દર્શન કરતાં
વ્યથિત થશે તવ લોચન !

હે પ્રભુ ! તેં જે કહ્યું, કર્યું મેં;
નિષ્ઠા પૂર્ણ બતાવી;
તારી ઇચ્છાને વશ વર્તી
તવ તેડી અહીં આવી.
તારી સૃષ્ટિ તણાં મધુ-સ્મરણો
રહે અંતરે ઊછળી;
વળી વળીને તો ય કહે,
'હું પ્રિયને ક્યાંય ન મળી !'

## મેં એક સાંભળ્યો સાદ !

મેં એક સાંભળ્યો સાદ !
મીઠડો સાન્ત્વન દેતો સાદ !
મને પ્રેમથી વીનયે:
'આવ અહીં રે આવ !
દુઃખ-પાપથી ભરી,
માભોમ તારી પરહરી,
આવ, સદાને કાજ, અહીં રે આવ !

લોહી નીગળતા હાથ પખાળીશ તારા,
હૈયે ખૂંત્યાં કલંક કાઢીશ તારાં,
પરાજયો ને અન્યાયોના દાહ ઠારવા તારા,
નવા નવા ઉપચાર કરીશ હું સારા !
આવ, અહીં રે આવ.'

સાદ ઘણો એ મોહક-મીઠો,
પણ અપમાનભર્યો મેં દીઠો
રખે પડે એ કાને !
રખે પહોંચી મુજ ભીતર
મારા ભ્રષ્ટ કરે હૈયાને !
એથી બહેતર બે હાથે મુજ
કાન દબાવી દઉં,
સાદ એ સુણતાં ઊગરી જઉં !

## સાદું જીવન શાણપણે અહીં જીવતાં....

સાદું જીવન શાણપણે અહીં જીવતાં,
આસમાનને જોતાં,
પરમેશ્વરને નિત્ય પ્રાર્થના કરતાં,
વ્યર્થ જાગતો ભીતર જે સંક્ષોભ, શાન્ત એ કરતાં,
રોજ સાંજ રે
સૂર્ય આથમ્યા સુધી
લાંબે સુધી ઘૂમવાની મેં ટેવ કેળવી !

ખીણમાંનું બર્ડોક કંપતું નાખે ઓ નિઃશ્વાસ !
ઝૂકે એશની લાલ-પીળાં ફળલચી ડાળખી પાસ !
ત્યારે પામી ક્ષણિક જીવનની શાન્ત માધુરી,
રમ્ય કાવ્યને સર્જન રહું આનંદ મેળવી !

પછી વળું જ્યાં પરત,
રૂંવાંદાર મુજ બિડાલ ખુશ ખુશ, ઘુર ઘુર
કરતો તરત,
હળવે રહી એ ચાટે મારી કરતલ;
ને ત્યારે એ શૉ-મિલના ટાવર પર દીવો એકલ,
સ્થિર પ્રકાશે બળતો ન્યાળું ઝળહળ.

ક્યારેક મારા ઘરે છાપરે સારસ-જોડી ઊતરો,
કેલિકૂજન કરતાં ઘરની શાન્તિ ક્ષુબ્ધ કરે છે;
ને ત્યારે મુજ બંધ બારણું તમેય જો ખખડાવો,
'નહીં સાંભળું, નહીં સાંભળું'
- એમ જ થયાં કરે છે !

## નથી જોઈતાં લાવલશ્કરો....

નથી જોઈતાં લાવલશ્કરો, પોકળ
સ્તોત્ર-સ્તવનમાં,
નથી જોઈતાં નકલી ગાણાં શોક અને શ્રદ્ધાનાં.

કવિતામાં કંઈ હોય નહીં પ્હેલેથી સજ્જડ બાંધ્યું,
જે જે બીજા કરે, એવું કરવું એમાં નહીં તાક્યું.
કવિતાની તો સાવ નિરાલી ચાલ !
સમજો તો તો થઈ જાઓ સૌ ન્યાલ !
કવિતા તો અલ્લડ અલબેલી ! કચરામાંયે ફૂટે !
જેમ વાડમાં ફૂટે પેલા પીળા ફૂલના છોડ,
જેમ ફૂટતા ગૂસફૂટ બર્ડોક જંગલી છોડ !

ગુસ્સે ભર્યો અવાજ,
ગરમ ગરમ ડામરની તાજી વાસ,
ભીંતે સરતી ભેદી, લીલ-શેવાળ,
કશુંક એવું અડી જાય જો આ કોમળ કવિતાને
કંઈક એવું એ કરે,
આપણાં ચિત્ત રસ બસ સ્રવે,

## સૌહાર્દનો રસ

### વ્રજલાલ દવે

કાળની કેડીએ ઘડીક સંગ,
રે ભાઈ, આપણો ઘડીક સંગ;
આતમને તો ય જનમોજનમ લાગી જશે એનો રંગ !
ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા
વાટમાં વચ્ચે એક દિ' નકી આવશે વિદાય વેળા,
તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા !
હૈયાનો હિમાળો ગાળી ગાળીને વહશું હેતની ગંગ !

પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી,
કંટકપથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,
એકબીજાને જીતશું, રે ભાઈ, જાતને જાશું હારી !
ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ !

નિરંજન ભગત

શ્રી નિરંજન ભગતની આ કૃતિમાં ગીતની સુષમા તો છે જ; પણ સૌહાર્દના રસની હૃદ્ય છાલક છે. ગીતની છેલ્લી પંક્તિમાં પ્રેરણાનું બિંદુ છે. બ્રિટિશ સર્જક હુસમેને એક માર્મિક કટાક્ષને સાકાર કર્યો છે :

> *'How do people find time to hate*
> *when life is too*
> *Short to love ?'*

માણસને મળેલું આયુષ્ય ટૂંકું છે. તો પછી ઘણાબધા માણસોને તિરસ્કાર કરવાનો સમય ક્યાંથી મળે છે ? સ્નેહ કરવા માટે પણ પર્યાપ્ત સમય આપણી પાસે હોય નહીં ત્યારે આપણે તિરસ્કારના વંટોળિયા કેમ ચગાવ્યા કરીએ છીએ ?

આપણા મીમાંસકોએ નવ રસોની ગણના કરી. તેમાં મૈત્રીના રસને સ્થાન આપ્યું નથી. પણ સૌહાર્દના રસનું સ્થાન ટાળ્યું ટળે એમ નથી. હુસમેને સ્નેહની ગરિમાનો જ ઉદ્‌ઘોષ કર્યો છે; અવળ મારગી સમુદાયનો કરુણ ઉપહાસ કર્યો છે; દુઃખદ આશ્ચર્ય રજૂ કર્યું છે. ઉત્તમ સંતો અને પ્રતિભાશાળી સર્જકોએ સદા મૈત્રીભાવનો મહિમા રેલાવ્યો છે. તમોગુણને નાથવા માટે આ સિવાય બીજી કોઈ સંજીવની નથી.

રે ભાઈ ! એટલે રે બંધુ ! અથવા રે મિત્ર ! એવો અર્થ લક્ષમાં લેવાનો છે. કવિના મનમાં પિનુભાઈ કે રાજેન્દ્રભાઈ હોઈ શકે. પણ આપણે આ અંગે પૃચ્છા કરવા નહીં રોકાઈએ. પણ સૌહાર્દનો રંગ માણીશું.

કાળનો તો મહાન રાજમાર્ગ હોય. પણ કવિએ બે વ્યક્તિઓની યાત્રાને અનુરૂપ કેડી શબ્દને યોગ્યરીતે અભિવ્યક્ત કર્યો છે. 'ઘડીક સંગ' કોઈ પરમ વિરાગીનું ક્ષણિકત્વ કે મિથ્યાત્વ પ્રગટ કરતો નથી. આયુષ્ય ટૂંકું છે. અનંત કાળપ્રવાહની સરખામણીમાં માનવીનું આયુષ્ય ઘડીકનું જ ગણાય. પણ મિથ્યા સપનું ગણીને પરલોક માટેનો કોઈ હઠાગ્રહ આ આધુનિક સર્જકમાં હોઈ શકે જ નહીં. સ્નેહના ઉદ્રેકથી સાથે જીવીશું - સાથે જીવનયાત્રા કરીશું. સ્નેહના રાસમાં અને રસમાં ઘૂમતાં ઘૂમતાં હૃદયો દ્રવશે. એની ગુલાલી કે ગુલાબી રંગ તો જનમોજનમ સુધી સંગાથી બની રહેશે. ભીના દિલની સહજ ઉલટ વિના રંગની આવી જમાવટ શક્ય નથી. મૈત્રીની સભર અને સાત્ત્વિક અભિલાષા જ અહીં હૃદયસ્પર્શી બની છે, વિજય-પતાકા બની છે. 'ઘડીક' શબ્દનો સંબંધ માનવ સમુદાયના મિલન સુધી વિસ્તરે છે. ભેગા ભમતા માનવોએ એકબીજાની વિદાય લેવાની આવે જ. આમ તો શ્રી નિરંજન ભગતે માનવમિલનને એક વાર અપૂર્વ ઘટના તરીકે આલેખ્યું છે. અહીં વિદાયવેળા સાથે વ્યથાનો સંચાર છે. પણ વ્યથાને પરાસ્ત કરે એવી અભિવ્યક્તિ સહજ સાથે અપૂર્વનું અનુસંધાન કરી આપે છે; સીમિતને અસીમ સાથે જોડી આપે છે.

આપણી સહયાત્રા એવી ત્યાગમૂલક આનંદથી હરીભરી હજો કે સમય પણ તેને ભૂલી શકે નહીં. આયુષ્ય સીમિત ખરું; પણ સ્નેહનો તંતુ તો અજર અને અમર જ ને ? તેથી અસીમનો સંબંધ તો ખરો જ. 'ભમીશું ભેળા'માં વર્ણાનુપ્રાસ તો છે, પણ સૌહાર્દની ઉષ્માનો ગાઢ સંબંધ પણ છે. નિરુદ્દેશે ભેળા ભમવાની ક્રિયા પણ પરમ તત્ત્વની લીલા જેવી જ હૃદયપ્રિય ગણાય.

સીમિતને અસીમ સાથે યોજવાનું સર્જન કૃત્ય પ્રતિભાશાળી સર્જકો કરતા જ આવ્યા છે. અહીં તો પ્રશસ્ય પ્રસાદગુણની નિર્મિતિ ખાસ લક્ષમાં લેવા જેવી છે. કર્તવ્યથી એક ડગલું આગળ ચાલીને મહાન સર્જકનું મિશન પણ અહીં પ્રત્યક્ષ થયું છે :

'હૈયાનો હિમાળો ગાળી ગાળીને /વહશું હેતની ગંગ' હૈયાનો હિમાળો ગાળનારી ઉષ્મા પણ મૈત્રીનો જ સહકારી ભાવ. હિમાલય ઓગળ્યા કરે ત્યારે જળપ્રવાહ સતત વહ્યા કરે. હેતની ગંગાનું રૂપ આમેય રમણીય જ. પણ તેમાં મૈત્રીભાવની પવિત્રતાની વ્યંજના પણ રહેલી છે. શ્વેતવર્ણી ગંગાના પ્રવાહની અખંડતતા ગણ્યાગાંઠ્યા શબ્દોમાં અભિવ્યકત થઈ છે. પ્રસાદગુણનો સંબંધ મનની વ્યાપ્તિ સાથે કલ્પવામાં આવ્યો છે. અહીં ગેય ઈબારતમાં દ્રુતિ તો છે જ પણ ચિત્તની વ્યાપ્તિ વધુ મર્મસ્પર્શી લાગે છે. કેડી, મેળા, સહભ્રમણની રમ્યતા સાથે હિમાળાની ભવ્યતા સહજભાવે કેવી ગૂંથાઈ ગઈ છે !

ભાવમય પ્રબુદ્ધતા આ ગીતની એક ખાસ વિશેષતા છે. ગીત એટલે રંગીન અને છટકણું ભાવોત્તેજક પતંગ-ઉડ્ડયન એવો ખ્યાલ આ ગીતનું ગુંજન કરતાં કરતાં પળમાં સરી પડે છે. જીવનની ક્રૂર વાસ્તવિકતા પણ અહીં રજૂ થઈ છે. જીવનમાર્ગમાં અગ્નિજવાળાનો પણ ભેટો થાય; કંટકનો પથારો પણ ઓળંગવાનો આવે. અગ્નિને ઠારવા માટે આપણે આંસુઓની સહાય લઈશું. એ નેત્રજલથી અગ્નિને શમાવી દઈશું; કાંટાઓ સામે ફૂલોની ક્યારીઓ મહોરવા દઈશું. અહીં જીવનની નકારાત્મક બાજુઓ સામેનિરંજન ભગતે ભાવાત્મક, પ્રાણમય સામગ્રીને પ્રયોજી છે. સંસારમાં કંટક અને પાવક તો ચિરપરિચિત દશ્યો છે. આંસુ પણ સદાનાં સંગાથી પરિચિત સ્વજનો છે. સ્મિતનું શસ્ત્ર તો સૈકાપુરાણું છે. પણ અહીં એ બન્નેનો વિધેયાત્મક કે ભાવાત્મક વિનિયોગ નવીનતાનો સ્પર્શ કરાવે છે. નેત્રની ઝારી અને ફૂલની ક્યારી સજીવ રૂપકો છે. આમ તો કવિએ મિત્ર સાથે અંગત ગોઠડી કરતાં કરતાં સૂક્ષ્મ કવિતાના ઉદ્ગારોની અપૂર્વ ડિઝાઈન સહજભાવે રચી છે. પણ અહીં એક અનન્ય વિરોધાભાસ ખાસ ધ્યાન ખેંચે છે.

*'એક બીજાને જીતશું રે ભાઈ*
*જાતને જાશું હારી !'*

સર્જક માનવે હારીને જીત મેળવવાની છે. મિથ્યા સ્વત્વ અને મમત્વને ઓગાળ્યા પછી જ સ્નેહનો અખંડ કલરવ સાંભળવા મળે. ઘણા આધુનિક સર્જકોએ માનવપોલાણોની અવિરત કથની સંભળાવી છે. પણ આ ગીતમાં હૃદયની અમર ભાવતંત્રીની સ્વરાવલિ સંભળાય છે.



## 'પ્રતીક્ષા'ની ફલશ્રુતિ

ભરત ભટ્ટ 'તરલ'

પ્રતીક્ષા (ગઝલસંગ્રહ) કવિ :- શ્રી દિનેશ ડોંગરે 'નાદાન' પ્રકાશક-પોતે, વાડીખેડકર ફળિયા, શારદામંદિર સામે, વડોદરા - ૧૭, પૃ. સં. ૬૪+૨૦ કિં. રૂ. ૪=૨૫

સાંપ્રત ગુજરાતી સાહિત્યમાં સૌથી વધુ 'ગઝલ' લખાય છે એમ કહેવામાં હવે કોઈ અતિશયોક્તિ નથી. અથવા તો પોતાને અભિવ્યક્ત કરવા માટે નવોદિત કવિ અન્ય કવિતા પ્રકાર કરતાં ગઝલને વિશેષ પ્રાધાન્ય આપે છે. જોકે હવે ગઝલની પૌરાણિક વ્યાખ્યા 'પ્રિયતમા સાથેની ગુફતેગૂ' પૂરતી મર્યાદિત રહી નથી. છેલ્લાં વીસેક વર્ષમાં ગઝલે કેટલાંય સીમાચિહ્નો સર કર્યાં છે. ગુજરાતી ગઝલે ખૂબ ખૂબ ગજું કાઢ્યું છે. આ વરસો દરમ્યાન આપણે કેટલીય સંઘેડાઉતાર રચનાઓ મેળવી શક્યા છીએ.

આધુનિક ગઝલની વાત નીકળે એટલે છંદ-પ્રયોગ, શબ્દ-ચમત્કૃતિ અને વિષયનાવીન્યથી ભાવકને આંજવાની વાત આવે જ. ગઝલને પામવાની આ દોટથી આપણે ઘણું સારું તો પામ્યા જ, પણ નરસું પણ પામ્યા. પોતાની જાતને અભિવ્યકત કરવા માટે ન તો માત્ર પ્રયોગો જરૂરી છે કે ન કેવળ પારંપરિકતા. જરૂરી છે કેવળ 'ગઝલ અને તગઝ્ઝુલ' ને એમાંથી જ સાંપડે છે અણિશુદ્ધ ગઝલ.

અહીં આટલું કહ્યાં પછી એક વાત કરવાનો ઉપક્રમ છે. આને વિવેચકખોરી ન ગણવામાં આવે તેવી સ્પૃહા છે.

પારંપરિકતાથી પ્રાયોગિકતા સુધીના બે પૂર્ણવિરામ વચ્ચે ગઝલકાર ઘણું પામ્યો છે, ને એનાથી બન્નેની સમઅનુભૂતિ અભિવ્યક્ત કરી શક્યો છે. કેટલાક ગઝલકારોએ આમાં સારું કામ કર્યું છે. યોગિકતા અને પારંપરિકતાની વચ્ચેની અભિવ્યક્તિ કરતી હરોળના કેટલાક ગઝલકારોમાં નવોદિત દિનેશ ડોંગરે 'નાદાન' ને મૂકી શકાય.

તાજેતરમાં દિનેશ ડોંગરે 'નાદાન' પોતે પોતાનો પ્રથમ ગઝલસંગ્રહ 'પ્રતીક્ષા' લઈને આવ્યા છે. અહીં 'પ્રતીક્ષા'ની ફલશ્રુતિ વિશે થોડુંક લખવાનો અને માત્ર લખવાનો જ ઉપક્રમ છે.

'પ્રતીક્ષા'ના મુખપૃષ્ઠથી અંતિમ પૃષ્ઠ સુધીના કૂલ ૬૪+૨૦ પૃષ્ઠો પરથી પસાર થતાં માત્ર સચ્ચાઈની અનુભૂતિનો પડઘો સંભળાય છે. 'પ્રતીક્ષા'માં કુલ ૬૪ ગઝલો છે.

'પ્રતીક્ષા'ની રચનાઓ વાંચતા વાંચતા ફરી-ફરીને માણવાનું મન થાય, સ્મૃતિમાં રહે અને હોઠે વસી જાય કે ક્યારેક એકલાં એકલાં જ ગણગણવાનું મન થાય એવા શે'રોની અછત નથી. ગઝલની કહેવાતી સરળ શૈલી જાળવવામાં શ્રી 'નાદાન' કંઈક અંશે સફળ જરૂર થયા છે. ગમેલા કેટલાક શે'રો નોંધવા જેવા છે :

*આ પોપડા દીવાલથી અમથા નથી ખર્યા,*
*એકાંત નિત્ય ન્હોર ભરે છે દીવાલ પર. (પૃ. ૧)*

*મહેફિલમાં એનું મૌન બહુ બોલકું હતું,*
*ચહેરો હતો ઉદાસ, ઢળેલી નજર હતી. (પૃ. ૧૨)*

*આમ ના અટકી પડે મારા ચરણ,*
*આટલામાં ક્યાંક એનું ઘર હશે. (પૃ. ૨૮)*

*મૌન કોલાહલ કરે છે ચોતરફ,*
*શૂન્યતા આઘાત શોધે છે હવે. (પૃ. ૩૨)*

*મહેલમાંથી નીકળીને જેમ રાની આવતી,*
*એમ મારા હોઠ પર તારી કહાની આવતી. (પૃ. ૩૮)*

*માંડીને મીટ આંખ જુએ બારણા તરફ,*
*શ્રદ્ધાય જઈ રહી છે હવે ધારણા તરફ !*

*છે વૃદ્ધતમ ભવિષ્ય, લૂલો વર્તમાન છે,*
*લઈ જાવ પાછો કોઈ મને પારણા તરફ ! (પૃ. ૪૭)*

*દર્પણ તૂટ્યા પછી એ ચહેરાઓ ક્યાં ગયાં ?*
*આજેય પ્રતિબિંબોને એની તપાસ છે. (પૃ. ૫૪)*

આ પ્રકારના કેટલાક સંગીન શે'રો વારંવાર વાંચવા-વાગોળવા ગમે તેવા છે. અનુભૂતિની સચ્ચાઈનો રણકો છે. આખા સંગ્રહમાંથી એક ગઝલ ઊડીને આંખે વળગે તેવી છે. ઉંબરો અવિરત પ્રતીક્ષાથી શું શું પામ્યો તેની અભિવ્યક્તિ કવિએ 'ઝળહળ્યો છે ઉંબરો' એ રચનામાં કરી છે. અન્ય રચનાઓ કરતાં આ ગઝલ ભાવકને નવા પરિપ્રેક્ષ્યમાં માણવા આતુર કરે છે. ખૂબીની વાત તો એ છે કે આ સુંદર રચનાની શરૂઆતમાં જ આ સંગ્રહનું શીર્ષક પણ આવી જાય છે. આ છે કવિની 'પ્રતીક્ષા'ની સાર્થકતા-ફલશ્રુતિ.

*તવ પ્રતીક્ષામાં અવિરત ટળવળ્યો છે ઉંબરો,*
*સ્પર્શ તારો પામવાને ખળભળ્યો છે ઉંબરો.*

આ ઉપરાંત 'દીવાલ પર', 'શોધે છે હવે', 'પારણા તરફ,' 'એનો નિવાસ છે' વગેરે રચનાઓ માણવી ગમે તેવી છે.

મારી દૃષ્ટિએ, સંગ્રહની કેટલીક રચનાઓમાં ક્યાંક કાફિયાની સાયાસતા કે વજનદોષના કસ્તર રહી ગયાં છે. તેવી રચનાઓમાં કેટલાક શે'રો માત્ર ગઝલ પૂરી કરવાના હેતુસર પરિશ્રમ-પૂર્વક લખાયા હોય તેમ લાગ્યા વગર રહેતું નથી. આવા શે'રો વિચાર, મન, આંખ, હૃદયને ઠેસ પહોંચાડે છે. ક્યાંક ક્યાંક અનુભૂતિને મૂર્ત કરવામાં કવિ અસફળ રહ્યા છે, તો ક્યાંક ક્યાંક અનુરણનના સહારે-સહારે આગળ વધ્યા છે. દા.ત. ઈશ્વર સુધી ગયા, તારલા, તડકો, સવારે સવારે, વગેરે.

કાફિયાની સાયાસતા કે વજનદોષ ધરાવતા શે'રો પૃષ્ઠ ૧, ૩, ૪, ૨૦, ૨૧, ૨૬, ૨૯, ૩૨, ૩૪, ૪૬ ઉપર જોવા મળ્યા છે. ઉપરાંત પૃ. ૨૪ની ગઝલના ચોથા શે'રમાં 'તારલાનું ખરણ'આં 'ખરણ' શબ્દ ખૂંચે છે. તેવી જ રીતે પૃષ્ઠ ૩૪ની ગઝલના પ્રથમ અને ચોથા શે'રમાં પ્રયોજાયેલ અનુક્રમે 'બાવળ' અને 'દાવાનળ' બંને શબ્દો પુલિંગ હોવા છતાં નપુંસક-લિંગમાં પ્રયોજાયેલ છે. ગુજરાતી ભાષામાં વિપુલ શબ્દ-ભંડોળ હોવા છતાં શ્રી 'નાદાન' ઉર્દૂ પદાવલી પ્રયોજવાની લાલચ રોકી શક્યા નથી. આવા શબ્દો કોઈ આશ્ચર્યકારક પરિણામ લાવી શક્યા નથી. આમ, કેટલાક શબ્દ-દોષ નિવારી શકાયા હોત.

તેમ છતાં શ્રી 'નાદાન'ની ગઝલને પામવાનીઆ સંગ્રહમાં મથામણ છતી થયા વિના રહેતી નથી. કર્મનિષ્ઠ ગઝલ હંમેશાં સફળતાને વરે છે. પરંતુ પ્રતીક્ષામાં થયેલું કાર્ય થોડીક ધીરજ, સજ્જતા, ચીવટ અને નિષ્ઠા 'નાદાન' પાસેથી માંગી લે છે. 'નાદાન' નો શબ્દ હજી પરમ્પરિત છે; પ્રણય અને પ્રકૃતિ એ 'પ્રતીક્ષા'નો વિષય છે.

ગૌરવ લેવા જેવી બાબત એ છે કે પ્રતીક્ષાના કવિ દિનેશ ડોંગરે 'નાદાન'ની માતૃભાષા મરાઠી છે. મ. સ. યુનિવર્સિટી, વડોદરામાં બી-કૉમ. થઈ વ્યવસાયે એલેમ્બિક કૅમિકલ્સમાં કારકુન-ટાઈપિસ્ટ તરીકે હોવા છતાં ગુજરાતી ભાષા પર સારું એવું પ્રભુત્વ ધરાવે છે. તેથી જ 'પ્રતીક્ષા' માંથી પસાર થઈને એની પીઠ થાબડયા વિના રહેવાતું નથી.

*

# *ક્રિયાકેન્દ્રી રચનાઓમાંથી પસાર થતાં...!*

## ભરત ભટ્ટ 'તરલ'

'તમારું નામ લખી દો' (કાવ્યસંગ્રહ) કવિશ્રી અરુણ દેશાણી. પ્રકાશન-ફ્રટિકિમ પ્રા. લિ. પ્રાપ્તિસ્થાન 'નીલમ' ૨૩૭૮/૧૭, રબ્બર બસ સ્ટોપ પાસે, રીંગ રોડ સુભાષનગર, ભાવનગર કિં. રૂ. ૧૦/-

ભાવનગરના કેટલાક વર્તમાન કવિઓમાંના એક શ્રી અરુણ દેશાણી (ઓછપ- ગઝલસંગ્રહ), કાવ્યગૂર્જરી (પાંચ કવિઓનો સંપુટ), લહર (પાંચ કવિઓનો સંગ્રહ) પછી તાજેતરમાં જ 'તમારું નામ લખી દો !' કાવ્યસંગ્રહ લઈને ભાવક-દરબારમાં પ્રવેશે છે. આ અગાઉના તેમના બધા જ સંગ્રહો અપ્રાપ્ય છે અને એ જ બતાવે છે કે તેમનો ભાવકવર્ગ કેટલો વિશાળ છે. એટલે જ શ્રી અરુણ દેશાણીનું નામ કાવ્યજગત માટે અજાણ્યું નથી.

'તમારું નામ લખી દો !' સંગ્રહના ૫૦ પૃષ્ઠો પરથી પસાર થતાં ભાવકને શ્રી અરુણ દેશાણીની સૂક્ષ્મ અભિવ્યક્તિની હથોટીનો અનુભવ થાય છે. અને મોટા ભાગનાં પૃષ્ઠો પરની રચનાઓ વારંવાર વાંચવા-માણવાનું મન થાય છે. સંગ્રહના પ્રારંભે મુખપૃષ્ઠ પર સંગ્રહના શીર્ષક નીચે લખેલી પંક્તિ જુઓ -

*'હળવે હાથે હથેળી ઉપર જરા તમારું નામ લખી દો !'*

શ્રી અરુણ દેશાણીએ કેટલા કોમળ ભાવો અનુભવ્યા હશે ! (આ પંક્તિલખતી વેળા) ને, સંગ્રહ ખોલતાં જ રચનાઓનાં પૃષ્ઠ શરૂ થાય એ પહેલાં એક પૃષ્ઠ પર મૂકેલો એકમાત્ર શે'ર ભાવકના ચિત-તંત્રને જકડી રાખવા પર્યાપ્ત છે :

*'અસ્તિત્વના કૂવામાં હવે જળ નથી રહ્યું,*
*શ્વાસોનું છૂટવું એ તમારો અભાવ છે !'*

સંગ્રહમાં મુખ્ય ત્રણ વિભાગો છે - ૨૩ ગઝલો, ૧૩ ગીતરચનાઓ સોરઠા-૧ સહિત, અને છેલ્લે એક નાનકડો વિભાગ હિન્દી ગઝલ રચનાઓનો છે, જેમાં ૯ હિન્દી રચનાઓ છે.

ગઝલની વાત કરીએ તો અહીં રજૂ થયેલ ૨૩ ગઝલોમાંથી કેટલીક ગઝલો પારંપરિકતાની શૈલીમાં છે તો કેટલીક રચનાઓ પ્રાયોગિક ક્ષેત્રે નોંધનીય છે. પરંતુ જે કાર્ય થયું છે તેમાંથી આપણને 'તગ્ઝુઅલ' મળે છે જ. અને એ જ ગઝલકાર તરીકેની કવિની ફલશ્રુતિ છે. ગઝલવિભાગમાં, કેટલાક વાંચતા જ અચંબો પામી જઈએ ને વિચાર્યા જ કરીએ તેવા નોંધપાત્ર શે'રોની અછત નથી.

કેટલાક નોંધપાત્ર શે'રો આ રહ્યા -

*આટલામાં ચીબરી બોલી નથી,*
*તો ય મારો શ્વાસ કાં રૂંધાય છે ? (પૃ. ૨)*

*દિવસો થઈને પંખીઓ ઊડી ગયાં,*
*જ્યાં હથેળીમાં વસાવ્યું આભને ! (પૃ. ૩)*

*હું બરફના એ નગરમાં કેદ છું,*
*સૂર્ય જ્યાં ક્યારેય જોવા ના મળે ! (પૃ. ૩)*

*રૂમાલનાં પતંગિયાં - વરસાદનાં સ્મરણ,*
*ફૂલોના પ્રેમપત્ર ઉપર બાઝે ઝાકળો,*
*રેતી- વમળ વહાણ - કિનારાની સ્તબ્ધતા,*
*લિખિતંગ અટકળોથી લખાયેલા કાગળો ! (પૃ. ૬)*

*સામા કિનારે પહોંચવું ખૂબ જ સરળ હતું,*
*નૌકાનું ડૂબવું એ તમારો અભાવ છે ! (પૃ. ૭)*

*થાક ભરેલાં લથબથ પીંછાં,*
*લથડે તો ય કબૂતર ઊડે ! (પૃ. ૯)*

*જર્જરિત દીવાલ જેવી જિંદગી,*
*ને નસોમાં રિક્તતાના કાચબા ! (પૃ. ૧૮)*

*રોજ નવો એક માણસ અહીંયાં,*
*ક્રોસ ચડે છે ઢોલ વગાડી ! (પૃ. ૨૩)*

સ્થળ-સંકોચને કારણે અટકું છું, પરંતુ અહીં ભાવકને આખ્ખે-આખ્ખી રચનાઓય માણવી ગમે તેવી

સુંદર ગઝલો છે. 'ફૂલોના પ્રેમપત્રો' (પૃ. ૬) 'તમારો અભાવ' (પૃ.૭) 'તમારું નામ લખી દો' (પૃ.. ૧૧) 'કાચબા' (પૃ.૧૮) અને 'ઢોલ વગાડો'જેવી કેટલીક રચનાઓ ખૂબ જ સુંદર છે. આવી રચનાઓ જ શ્રી અરુણ દેશાણીની ગઝલકાર તરીકેની પીઢતાનો અનુભવ કરાવે છે.

અહીં, સંગ્રહની ગઝલ-રચનાઓ જોતાં ટૂંકી, મધ્યમ તેમજ લાંબી બહરની કવિને હથોટી છે. તેમની ગઝલ-સાધનાનો ભાવકને સુપેરે પરિચય થયા વિના રહેતો નથી. 'ફૂલોના પ્રેમપત્રો' (પૃ. ૬) આખ્ખી રચના પ્રતીકાત્મક છે.

ગીતરચનામાં પણ કવિ સારી રીતે ઉઘાડ પામ્યા છે. કવિને જળની માયા છે. અને જળ પણ દરિયા અને વરસાદનું, કેટલીક ગીત-રચના આ વાતની સાક્ષી પૂરે છે. પૃ. ૩૧, ૩૩, ૩૪, અને ૩૫ ઉપરની રચનાઓમાં થયેલ જળોલ્લેખ નોંધનીય છે. 'સોનપરી' (પૃ.૨૯)રચનામાં ભમરાનાં ગુંજનને અપાયેલ વાચા 'ગુન ગુન, ગુન ગુન' ખુદ ભાવકના કર્ણમાં જ ભમરો ગુંજતો હોય તેવી અનુભૂતિ કરાવે છે. અહીં કવિની ગીત-નિષ્ઠા પૂર્ણપણે પ્રકાશી છે.

ઉપરાંત 'લીંજો-લીંજો', 'ગુપચુપ-ગુપચુપ', 'વળગુણ', 'કાળી છોકરીનું ગીત' અને 'સાગરની માયા' વગેરે ગીતોમાં કવિનો પુરુષાર્થ સફળ થયો છે. સંગ્રહમાંથી પસાર થતાં એમ કહવું પડે કે કવિએ ગીતગઝલ બંનેને યોગ્ય ન્યાય આપ્યો છે.

સંગ્રહના ઉતરાર્ધમાં ૬ હિન્દી ગઝલો છે. સરળ બાનીમાં કરાયેલ રજૂઆત સ્પર્શે તેવી છે. 'તુમ કયા જાનો' (પૃ. ૪૦) અને 'ધુઆ-ધુઆ' (પૃ.૪૩) રચનાઓ સુંદર છે. એકબે ગમેલા શે'ર નોંધવાની ઇચ્છા રોકી શકાતી નથી :

*'બહુત કઠિન હૈ દિલમેં કિસીકે દાખિલ હોના,*
*બંદ યે દરવાજે હોતે હૈ તુમ ક્યા જાનો ?' (પૃ. ૪૦)*

*આજ દેખેગી રોશની દુનિયા,*
*ઈસ લિયે મૈંને ઘર જલાયા હૈ / (પૃ. ૪૨)*

અંતમાં એટલું કહી શકાય કે, આ સંગ્રહમાં પ્રયોજાયેલ (એકથી વધારે વખત) કલ્પનો - હથેળી, પીછાં, પંખી, પતંગિયાં, મૃગજળ, ફૂલ, દિવસ, શ્વાસ, દરિયો... વગેરે સાંપ્રત કવિતા માટે નાવીન્યપૂર્ણ હવે નથી રહ્યાં; છતાં ય શ્રી અરુણ દેશાણીએ જ હાથવગાં પ્રતીકો-કલ્પનો પાસેથી પોતાની અભિવ્યક્તિના બળે ખૂબ જ સુંદર કામ કઢાવ્યું છે, જે આજના નવોદિત ગઝલકારો માટે ઉપયોગી છે, એટલું જ નહિ બલ્કે શીખવા જેવું પણ ખરું.



# ભજન કરે તે જીતે

વજન કરે તે હારે રે મનવા !
ભજન કરે તે જીતે.
તુલસી-દલથી તોલ કરો તો
બને પવન-પરપોટો,
અને હિમાલય મૂકો હેમનો
તો મેરુથી મોટો :
આ ભારે હળવા હરિવરને
મૂલવવો શી રીતે !
રે મનવા, ભજન કરે તે જીતે.
એક ઘડી તને માંડ મળી છે
આ જીવતરને ઘાટે,
સાચ-ખોટનાં ખાતાં પાડી
એમાં તું નહીં ખાટે :
સ્હેલીશ તું સાગરમોજે કે
પડ્યો રહીશ પછીતે ?
રે મનવા, ભજન કરે તે જીતે.
આવ, હવે તારા ગજ મૂકી,
વજન મૂકીને વરવાં,
નવલખ તારા નીચે બેઠો
ક્યાં ત્રાજવડે તરવા ?
ચૌદ ભુવનનો સ્વામી આવે
ચપટી ધૂળની પ્રીતે.
રે મનવા, ભજન કરે તે જીતે.

**મકરન્દ દવે**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ ૨૦૪૮ : સળંગ અંક ૨૦૯ : દ્વિજ અંક ૧૩૭



તંત્રી
ધીરુ પરીખ



સલાહકાર
રાજેન્દ્ર શાહ ❊ નિરંજન ભગત

❊ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
❊ આ અંકની છૂટક કિંમત રૂ. ૮
❊ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઈમેજ સિસ્ટમ્સ ✆ 400688
મુદ્રણસ્થાન : ગાયત્રી મુદ્રણાલય, ૧૫ અમદાવા

## આગોતરા ગ્રાહકની યોજના

# • કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તંભરૂપ પ્રકાશન •

### મહાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કોમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સંપૂર્ણ પદ્યાનુવાદ

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કોમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સંભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસંતતિલકા છંદમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રંથની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો ગયા અંકમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અંતે મહત્ત્વના સંદર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કોમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઇન્ડિંગમાં તૈયાર થશે. ગ્રંથ આશરે ડિસેમ્બર ૧૯૯૨ના અંત સુધીમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રંથની કિંમત રૂ. ૨૫૦=૦૦ રહેશે. પરંતુ ૩૧મી ડિસેમ્બર ૧૯૯૨ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦=૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦=૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦=૦૦નો આ ગ્રંથ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦=૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦=૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/-કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/-કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/-કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/-કે તેથી વધુ |

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

# કેનેડિયન નારીવાદી કવિતા

## નીતા રામૈયા

ફીતરીની જેમ ફૂંકીને સ્ત્રીના વિચારો કે નિર્ણયો ફેંકી દેવાની પુરુષની આદત છે. પુરુષની ગોલી કે ચેલી થઈને રહેવાની સ્ત્રીની આદત છે. આદત તે રોગ છે. આ બંને રોગિષ્ઠ સ્થિતિ બંનેને તેમ જ અરસપરસ કોઠે પડી ગઈ છે. આ રોગ છે તે વાત ભુલાઈ જાય તેટલી હદે. અત્યાર સુધી પુરુષરચિત જીવન સ્ત્રીનું જીવન મનાતું. આમ, દુનિયાની અરધી પ્રજાનું હોવા છતાં તે સમગ્ર પ્રજા માટેનું જીવન બની જતું. આ બાજુ જુઓ તો પુરુષને સ્ત્રીના ધણી હોવાનો આફરો ચડ્યો છે. તો સામી બાજુ ચકરડી-ભમરડીની જેમ પુરુષની આસપાસ ગોળ ગોળ સ્ત્રી ફર્યા કરે છે. ન પોતે છોડે કે ન કોઈ તેને છોડી આપે તેવો પાટો સ્ત્રીની આંખે બાંધેલો છે. આ પાટો પોતે જાતે જ છોડી શકવાની ન હોય તો પુરુષ તો ક્યારેય એ પાટો છોડાવવા મદદ કરવાનો નથી. એને તો પાટો ન છૂટે તેમાં જ રસ છે.

ભૂતકાળે આપેલ સામાજિક વ્યવસ્થા પુરુષરચિત હોવાથી પુરુષના લાભમાં છે. વર્તમાને આપેલ વ્યક્તિત્વવાદી આધુનિકતાનો ઝટ કરતો લાભ પુરુષે ઉઠાવવા માંડ્યો છે, સ્ત્રીને જુદા જુદા સ્વરૂપે ભોગવીને, શોષીને. આવા સંજોગોમાં સ્ત્રી અને પુરુષ વચ્ચેના સમાનધર્મી સંબંધોનો મેળ કેમ કરવો ? પુરુષે સદીઓથી જે સ્થિતિમાં સ્ત્રીને રાખી છે તે સ્થિતિમાં બધા પુરુષો મુકાય તો દુનિયાભરના પુરુષોનું અસ્તિત્વ લાલ ઝંડીમાં ફેરવાઈ જાય.

સ્ત્રી અને પુરુષ માટે જરૂરી છે 'સ્વ'ની સ્પષ્ટ ઓળખ અને 'સ્વ' તેમ જ 'અન્ય'ના અસ્તિત્વનો સ્વીકાર. દરેકની શક્તિના પરસ્પર પરિચય દ્વારા સ્ત્રી અને પુરુષ વચ્ચે પરસ્પર સ્વીકાર્ય સાથીદારી કેળવાય. આવું નહીં થાય તો પુરુષ સ્ત્રીને વાપર્યા કરશે, સ્ત્રી પુરુષ માટે ખર્ચાયા કરશે, વપરાઈ-ખર્ચાઈને સ્ત્રી ધીમે ધીમે અંદરથી, બહારથી ખવાઈ જશે. પુરુષ ફૂલ્યા કરશે આફરો ચડેલ બકરીના પેટ જેવું. સત્તાનો ઢોલ આખી દુનિયા જેવડો મોટો છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાંતર સંબંધ બંધાય તો ઘર ઘર રમવાની રમત — ચાલબાજી જે પ્રેમસંબંધમાં અને પછી લગ્ન થકી શરૂ થતી હોય છે તે ચાલબાજી દૂર થાય. સ્ત્રી અને પુરુષની જીભે 'આપણું' ઘર સર્જાય. આવું ન થાય ત્યાં સુધી પુરુષના હાથમાં દોરી ને સ્ત્રી ચકરડી-ભમરડી.

❊

નારીવાદી વિચારસરણી કેનેડિયન કવિતામાં ગજબની પકડ ધરાવે છે. નારીવાદ એક માટે એક વાત છે, તો બીજા માટે બીજી વાત. History છે તો Herstory શા માટે નહીં ? પુરાણકથાએ આપેલા આદર્શો એકતરફી છે; સ્ત્રીજાત ઉપર ભાર વધારનારાં એ મૂલ્યો થકી પુરુષજાતને ફાયદો મળ્યા કરે ને સ્ત્રીજાતનું શોષણ થાય. તેથી જ પુરાણકથાને ઊલટાવીને નવી રીતે મૂલવવાનું કામ મોટે પાયે શરૂ થઈ ચૂક્યું છે. પુરુષ થકી સ્ત્રીને આપવામાં આવેલ marginalized existenceની વાતને વખોડવામાં આવી છે. પુરુષસહજ અનુભૂતિથી સ્ત્રીસહજ અનુભૂતિ કઈ રીતે જુદી પડે છે તે શોધીને તે બાબતને કવિતામાં સામેલ કરવામાં આવી છે. આમાંથી Writing in the Feminine જેવી સજાગતા પ્રવેશી. પોતાના માટે એક અને સ્ત્રી માટે બીજા, એમ પુરુષે રચેલા Double Standards દૂર કરીને સમાન ધોરણો સ્થપાય તે માટે ભાષાને જ મૂળથી બદલવાની જરૂર છે એવી પ્રતીતિ સાથે ઘણી નારીવાદી સ્ત્રીકવિઓએ અદ્‌ભુતસુંદર કાવ્યો આપ્યાં છે. સાથોસાથ, manને સ્થાને Person, men-ને સ્થાને people અથવા humans, generic heને સ્થાને s / he, mankindને સ્થાને humankind તો હવે કેનેડાની રોજની ઔપચારિક ભાષા બની ગઈ છે. સ્ત્રી માટે જ વપરાતા શબ્દો - દા.ત., whore કે spinster

કે witch કે bitch કે maid કે matron જેવા શબ્દોનાં લેટિન અને ફ્રેન્ચ મૂળ શોધીને તેને ધરમૂળથી બદલવાના અનેક પ્રયાસો થયા છે. અનેક શબ્દોમાં ગર્ભિત Semioticsના અભ્યાસ દ્વારા તેમાં રહેલ malebiased અર્થછાયાઓને છતી કરવામાં આવી છે. આમ, genderને લગતી સમસ્યાઓને કેન્દ્રમાં રાખીને કાવ્યો લખાયાં છે. એક સ્ત્રી બીજી સ્ત્રીના અસ્તિત્વનું મહત્ત્વ સ્ત્રીજન્ય અનુભૂતિ ને સંવેદનાની સ્વીકૃતિ અને સમજ થકી સ્થાપી શકે એ વિચાર સાથે sisterhood અને female-bonding જેવી વિચારસરણી પ્રચલિત બની.

આપણાં સામાજિક-સાંસ્કૃતિક વળગણોએ આપણી ભાષામાં in-built gender-sensitivity તૈયારી કરી છે. તેને સ્થાને કઈ રીતે gender-insensitivity કેળવવી તે તબક્કા ઉપર તાજેતરની નારીવાદી સ્ત્રીકવિઓ પહોંચી છે. તેણે સ્ત્રી અને પુરુષ વચ્ચે સામાન્ય ભૂમિકા ધરાવતા અનુભવપ્રદેશ માટે જરૂરી non-sexist ભાષા તરફ પગલાં માંડ્યાં છે. તેને લગતા કેટલાક શબ્દકોશો લખાઈને બહાર પડવા માંડ્યા છે. આવું બધું કામ યુદ્ધના ધોરણે અને તે પણ રાજકીય સ્તર સુધી લઈ જવામાં આવ્યું છે. આમાંનું મોટા ભાગનું કામ માત્ર સ્વીકૃતિના સ્તરે નહીં પણ વ્યવહારના સ્તરે પહોંચી ગયું છે.

રીતસરના જીવનમાં પ્રેમસંબંધ, જાતીય સંબંધ, sexual preferences, લગ્નજીવન, લગ્ન સિવાયની અન્ય ગોઠવણો, સ્ત્રીપુરુષનો સંબંધ, બંનેની કામગીરી, પસંદગીનાં ધોરણો કે બહુલક્ષી શક્યતાઓનાં ધોરણોનો નવો દૃષ્ટિકોણ ઉમેરાતો જાય છે. જેમ housewife હોય તેમ househusband હોઈ શકે; mothering હોય તેમ fathering હોઈ શકે. દરેક nurse હમેશાં સ્ત્રી ન હોઈ શકે; જેમ વ્યવસાયી સ્ત્રીના પ્રશ્નો હોય તેમ ગૃહવ્યવસાયી પુરુષના પ્રશ્નો પણ હોઈ શકે. રોજબરોજ જિવાતા કેનેડિયન જીવનમાં રીતસરની આવી ચૂકેલી આ બાબતો છે.

કવિતાસાહિત્યમાં ઉદ્ભવતી નારીવાદી બાબતને મૂલવવા માટે વિવેચનનાં નવાં ધોરણો આકારવાં પડે. તે માટે Feminist Criticism તેમ જ Feminist Aesthetics કે Feminist Poetics જેવી વિવેચનપદ્ધતિ પ્રવેશ પામી ચૂકી છે. આજથી વીસ વરસ પહેલાં કેનેડિયન નારીવાદી કવિતાને main-Stream સાહિત્યના ભાગરૂપે ગણવામાં આવતી નહોતી. જે male-Stream લખાણ હોય તેને જ main-Stream લખાણ ગણવું એવી સદીઓથી પડેલી આદતને લીધે. નારીવાદી કવિતામાં રજૂ થતું 'દર્શન' તે Liberal Humanismના ભાગરૂપ છે, તે વાત સૌને સમજાઈ ગઈ છે. આમ, અનેક feminist concernsને આગળ કરવા શબ્દ ને વસ્તુની મધ્યમાં નારીવાદી કવિતા પગ ખોડીને ઊભી હોય એમ લાગે. Marxist કવિતામાં હોય તેવી હેતુલક્ષિતા નારીવાદી કવિતામાં વર્તાય, તેમ છતાં તે Marxist કવિતા ન હોય; તે સ્ત્રી-અસ્તિત્વ વિશેના concernsમાંથી જન્મેલી કવિતા હોય. મનુષ્યજાત કે માનવસ્થિતિ વિશેની માનવતાવાદી કવિતા હોય તેમ વિશ્વની અરધી પ્રજા લેખે નારી-સ્થિતિ વિશેની કવિતા womanist કે feminist concernsની કવિતા હોય. Liberalist વિચારપરંપરા અને Human Rightsના રખેવાળો feminist concerns તરફ ઢળ્યા વિના રહી શકતા નથી.

⁂

સદીઓથી ચાલ્યા આવતા પુરુષતરફી નિયમોએ સ્ત્રીઓના જીવન ઉપર ખરાબ અસર કરી. સ્ત્રીઓનું વર્તન નમાલું થયું; તેની બોલી વધુ પડતી નમ્ર બની; તેને આપેલા પહેરવેશે તેની હાલચાલ બદલી નાખી; તે ઇચ્છે તે કામ કરવાની મનાઈ કરવામાં આવી. આ સંજોગોમાં સ્ત્રી પોતાની જાતને ઓળખે તે ખૂબ જરૂરી છે. ત્યાર પછી પોતાના સત્ત્વશીલ સ્વ વિશે પુરુષને સભાન કરવો જરૂરી છે. મહાન કેનેડિયન સ્ત્રી-કવિ માર્ગરેટ એટવુડ કહે છે :

*હું સંત નથી કે નથી પંગુ*
*હું જખમ નથી; હવે મારે જોવું પડશે*
***હું નમાલી છું કે કેમ.***

પુરુષની સારસંભાળથી સ્ત્રીનું જીવન ભરાઈ જાય છે . તે વાતે પુરુષ એટલો ટેવાઈ ગયો હોય છે કે તે સિવાય બીજું કંઈ એ સ્ત્રીને કરવા દેતો નથી. એટવુડના શબ્દોમાં :

*તારા સિવાયનું*
*બીજું કશુંક મારે કરતાં રહેવું જોઈએ.*

બીજા એક કાવ્યમાં એ કહે છે :

*તેને (પુરુષને) સાદી વસ્તુઓ જોઈએ : ખુરસી, તેનાં શૂઝ ખેંચીને ઉતારી આપે તેવું કોઈક, તે વાત કરતો હોય ત્યારે તેને કોઈક જોનાર — ભય અને પ્રશંસા સાથે, બને તો ઉપકારના ભાવથી, આરામ ને તાજગી મેળવવા પોતે જેનામાં ઝંપલાવી શકે તેવું કોઈક.*

જૂની ઢબે જિવાતા જીવનમાં સ્ત્રી ચૂપ હોય, પુરુષ કહે તેમ પરાણે કરતી હોય, તેને પૂછી પૂછીને જ આગળ વધતી હોય; નવી ઢબે જિવાતા જીવનમાં સ્ત્રી પૂતળી સમાન હોય, મહદ્ અંશે જાતીય સુખનું સાધન હોય. પુરાણે પ્રબોધેલા આદર્શ આપણને ખપે તેમ નથી. નવા આદર્શો સ્થપાતા નથી. તે દરમિયાન સ્ત્રી વિશેનું સ્ત્રીનું તેમ જ પુરુષનું વલણ બદલવું પડે. લોલા લેમ્પિયર ટોસ્ટવાં નામની કેનેડિયન કવયિત્રી ભાષામાં રહેલ gender-bias શોધી કાઢે છે. કોઈ ને કોઈ રીતે સ્ત્રીને હલકી પાડીને તેના નામનું મીંડું કરી દેવામાં આવે, તે સામે એ ઉગ્ર ફરિયાદ કરે છે. અત્યાર સુધી સ્ત્રી અદૃશ્ય (invisible) રહેવા પામી; તેને મૂઢ ને મૂક (mute and unspeaking) બનાવી દીધી; તેને કિનારીએ રાખવામાં આવી જેથી ગમે ત્યારે તેને ત્યાંથી ગબડાવી દેવાય; તેને કેન્દ્રથી દૂર એવું અંશતઃ (marginal) જીવન આપવામાં આવ્યું. લોલા લેમ્પિયર ટોસ્ટવાં કહે છે :

*બહુ બહુ તો અંશતઃ*
*હવાઈ અવકાશની વચ્ચોવચ્ચ એક અધ્યાહાર સૂચવતું ચિહ્ન*
*દાંતની*
*ચામડીથી લટકતું વાળની રેખા જેવું*
*વાળની પહોળાઈ જેટલું કશુંક*
*કહેવાની અણી ઉપર*

માથાના વાળની પહોળાઈ જેટલું અથવા કશુંક અધ્યાહાર રહેતું. તે છે છતાં નથી જેવું. તેથી જ, એક કાવ્યમાં એ કહે છે :

*છેતરાશો નહીં ભિન્ન દેખાવથી*
*હું સ્ત્રી નથી હું એક કવિતા છું*
*મારા અંગથી નારીવાદી બનતી સ્ત્રીમય*
*મારું પોતાનું વજન ઊંચકવા ક્ષણજીવી*
*તમારી ગેરહાજરીથી*
*નિશ્ચિત થયેલા અવકાશમાં અંદર ને પછી બહાર જતી*

સ્ત્રીને ન-ગણ્ય (uncounted) રાખીને લગભગ અ-દૃશ્ય કરી દેવામાં આવી છે. શબ્દ દ્વારા, કવિતા દ્વારા સ્ત્રી પોતાની જાતને ગણ્ય તેમ જ દૃશ્ય રૂપ આપી શકે. મેરિલીન બાચરિંગ નામની કવયિત્રી કહે છે :

*ભાષા કહે છે : બધું જ શક્ય છે*

દરેક નારીવાદી કવિને શબ્દની શક્તિમાં ખૂબ શ્રદ્ધા છે. નારીવાદી ક્રાંતિ એ અર્થમાં શબ્દ થકી સિદ્ધ થયેલી ક્રાંતિ છે — સાહિત્યના શબ્દ થકી. એક હાસ્યપ્રેરક કવિતામાં મેરિલીન બાવરિંગ પાછું વાળે છે : સ્ત્રીએ બોલેલું — પુરુષના ઘમંડને પોષતું, પુરુષને ગમતું બધું. કાવ્યનું શીર્ષક છે 'હીરા પાછા વાળતાં' :

*આ રહ્યો એક :*
*'હું તને કાયમને માટે ચાહું છું',*
*અને બીજો :*
*'તારા જેવો બીજો કોઈ જ નથી',*
*અને ત્રીજો :*
*'તારા ખાતર હું કંઈ પણ કરવા તૈયાર છું',*
*અને આ ચોથો :*
*'તું જેવો છે તેવો જ મને ગમે',*
*અને પાંચમો :*
*અલવિદા કાયમની, અલવિદા;*
*અને તું નથી...*
*અને ત્યાં જોકે નથી...*
*અને તું નથી...*

*હું તને કાયમને માટે ચાહું છું*
*તારા જેવો બીજો કોઈ જ નથી*
*તારા ખાતર હું કંઈ પણ કરવા તૈયાર છું*
*તું જેવો છે તેવો જ મને ગમે*
*અલવિદા કાયમની, અલવિદા*

આધુનિક સ્તરે નારીવાદી ઢબે સ્ત્રી-પુરુષના સંબંધને લઈ જવા માટે સ્ત્રીએ પોતાની ભાષા બદલવાની કેટલી બધી જરૂર છે. એ બદલવા જતાં સ્ત્રીને કેવું વસમું લાગે છે. દરેક પુરુષ આદર્શ પુરુષ નથી કે આદર્શરૂપ નીવડતો નથી. એ જાણવા છતાં પુરુષને પ્રિય લાગે તેવી જ ભાષા બોલવા ટેવાયેલી સ્ત્રી કાવ્યને અંતે તે ભાષાને કાયમી અલવિદા આપે છે. તે પુરુષને નકારતી નથી. પુરુષને બિનજરૂરી મહત્ત્વ આપતી સ્ત્રીની ભાષાને નકારે છે. ડોરોથી લાઈવસે 'male-loving and female-affiring' નારીવાદમાં માને છે.

પ્રેમની લાગણીને સૂક્ષ્મ સ્તરે પામવા કરતાં લોકો તેના બાહ્યરૂપને મહત્ત્વ આપતા હોય છે. પુરુષ-રચિત પ્રણય-કવિતાએ બાંધી આપેલો પ્રણય-મિજાજ આપણને છોડતો નથી. પ્રણય-કવિતાની ભાષામાં આપણે ફસાઈ પડ્યા છીએ. એકની એક ભાષાનો આપણને કંટાળો આવતો નથી, તે વાત વિચિત્ર છે. સ્ત્રીએ આ ભાષામાંથી છટકવાનું છે. લોર્ના ક્રોઝિયેર કહે છે :

*કવિતામાં*
*પ્રેમ શબ્દ કઈ રીતે વાપરવો ?*
*પ્રેમ*
*તમે તેની સામે તાક્યે રાખો*
*લાંબો સમય*

*તો તમારી આંખમાં બળતરા થશે*
*અને કાયમી બળતરા*

પ્રેમના નામે સ્ત્રી ઉપર ગુજારવામાં આવતા જાતીય પ્રકારના બળાત્કાર વિશે લોલા લેમિયર ટોસ્ટવાં ચિત્કારી ઊઠે છે :

*મારી દીકરીનો ઠરડાયેલો     અને ઉઝરડાયેલો ચહેરો*
*તેની કાળી પડી ગયેલી આંખો     તેના જમણા ગાલને*
*વીંધીને દેખાતી દાંતની નિશાની     તેનો ઉપલો હોઠ*
*તેના ખભે લટકતા થેલાનો ચામડાનો પટ્ટો*
*ગળા ફરતો વીંટાળેલો તેના ચાઠાં*
*મનુષ્યના ચહેરાની સંપૂર્ણ આકૃતિ*
*લબડતી તેની પાછળી ડોકની ઉપર*

પ્રણય અને પ્રણયની પરિણતી વચ્ચે ઝોલાં ખાતી સ્ત્રીની કલ્પના બ્રોનવેન વોલેસ આ મુજબ કરે છે :

*તેના હાથ બાજુએ નમી પડે છે*
*તેના ડાઘાડૂઘી વિનાના રસોડાની વચોવચ*
*એ ઊભી છે ત્યારે*
*આપણે તેને જોઈ શકીએ છીએ આમ*
*ને આમ ઘરડી થતી જતી*
*અને એમ થાય કે કશુંક     કંઈ પણ*
*બને     બનવાજોગ છે કે તે*
*પાગલ બની જાય અને પૂરી દે પોતાની જાતને*
*કોઈ કબાટમાં     પડી રહે ટૂંટિયું વાળીને ત્યાં*
*દિવસો સુધી તેનાં કપડાં કરમાતાં જાય*
*તેની આસપાસ ઊતરી ગયેલી ચામડીની જેમ*
*કે કદાચ તે શેરીઓમાં નીકળી પડે*
*રેગે ઘૂમી વળતી     રાતના સમયે*
*તેના પતિની ગાડીમાં*
*જુવાન છોકરડાને લઈને*
*પાછલી બેઠકમાં સંવનન કરતી*
*આપણને એવી પણ કલ્પના આવે કે*
*તેનું શરીર મળી આવે*
*ક્યાંય કોઈ ખાબોચિયામાં ફેંકાયેલું*
*શહેરના સીમાડે.*

પોતાના આનંદ ખાતર બીજાનો આનંદ હણવો તેમાં મોટામાં મોટું દારિદ્ર્ય રહેલું છે. એકસરખો ઢસરડો કરવા ટેવાયેલી સ્ત્રીને સમજ પડતી નથી, કઈ રીતે પોતાની જાતને રોકવી — રાજી કરવી — આનંદિત કરવી તે. સુઝન ગ્રિફિન કહે છે :

*માતાનો વિષાદ મને વારંવાર ઘેરે છે, તે મારા દિવસો ભરી દે છે*
*એકલવાયી આંખોથી, તે બધે જ હોય છે : બાબાગાડી ફેરવતી*
*ગલીઓમાં, આકરા તડકામાં આવતી-જતી*
*બસ-સ્ટૉપ પાસે રાહ જોતી કેટલાય થેલા ઊંચકીને*
*અને પૂરતા હાથ નહીં, ક્યારેય પૂરતા હાથ નહીં બીજાનાં*
*આંસુને લૂછવા, પોતાનાં જ આંસુને લૂછવા પણ*
*ક્યારેય હાથ પૂરા નહીં પડતા*
*ક્યારેય પૂરા નહીં પડતા હાથ  દિલ  સંવેદનો*
*દરેકના વિષાદને શાંત પાડવા પણ ખાસ કરીને તો*
*માતાના વિષાદને. માતા રડી પડે છે*
*બાળકો સપનાં ખોઈ બેસે ત્યારે*
*અને પુરુષો છોભીલા પડે ત્યારે*
*તેના માટે દુનિયા સંકેલાઈ ગઈ તે પહેલાં*
*એક વસંતઋતુમાં તે એક કિશોરી હતી તે યાદ આવે ત્યારે.*

*માતાનો વિષાદ બધે જ છે અને તે એક મહાન અપરાધ છે*
*અને કોઈ જ તે બદલ ચૂકવશે નહીં*
*અને ચૂકવી શકશે પણ નહીં  કોઈ જ નહીં.*

સ્ત્રીના અસ્તિત્વ થકી સર્જાતા લાગણીજન્ય ટાપુ — જેની વચ્ચે બધાં જ સચવાઈ રહે, એક સ્ત્રી સિવાય, એક સ્ત્રી થકી — જેવું વાતાવરણ સુઝન ગ્લિકમેન કરી દે છે.

કોઈ જાતનું વર્ચસ્વ ભોગવવાની ખટપટમાં પડ્યા વિના બંને — સ્ત્રી અને પુરુષ — લાગણીભરી ભાવના કેળવે તે જરૂરી છે, એવી વાત માર્ગરિટ ઍટવુડ એક કાવ્યમાં રજૂ કરે છે :

*હું નહીં વાપરું*
*તને, કે નહીં*
*ખલાસ કરું, અને છતાંયે તું રહેવાનો*
*મને વીંટળાઈને, સંપૂર્ણ*
*હવાની જેમ.*

સ્ત્રી-પુરુષ વચ્ચેના શારીરિક અને માનસિક સમાગમ દ્વારા લાગણી અને ભાવનાનું પોત શુદ્ધ, ટકાઉ ને કાયમી બને છે. તેથી જ, ઍટવુડ આપણા માટે સ્ત્રી-પુરુષ-સંબંધ-પ્રેરિત લાગણીજન્ય ટાપુ સર્જ્યા કરે છે :

*ચામડી સર્જે છે*
*શિયાળામાં*
*હૂંફના અનેક ટાપુ, ઉનાળામાં*
*અનેક ટાપુ ઠંડકના.*

❊

એકવીસમી સદીને આઠ વરસની વાર છે. વીસમી સદીના પાછલા ભાગમાં સ્ત્રીજાતિ વિશે કંઈક નક્કર કામ થયું હોય તો તે નારીવાદી વિચારધારાનો વિકાસ. અનેક નારીવાદી કાર્યક્રમો સાથે સાહિત્ય તેમાં સામેલ

થયું. આખી દુનિયાના ઇતિહાસમાં સાહિત્ય દ્વારા સામાજિક ક્રાંતિ સિદ્ધ થઈ હોય તો તે પહેલી જ વાર આ સદીમાં, ને તે પણ નારીવાદી સાહિત્ય દ્વારા ! નારીવાદી ધ્યેયને વફાદાર રહીને કવિતા રચતી અનેક કેનેડિયન સ્ત્રી-કવિની તાજગી આપતી કલમે સર્જી છે આવી ક્રાંતિ, અને ક્રાંતિ પછી આવતી શાંતિ.

# કલા

## તનસુખ ઓઝા

કલા માત્ર રીતિ(Technique)માં જ સમાવિષ્ટ નથી, કે તેના આકાર પરત્વે જ મર્યાદિત થયેલી નથી; કે તે સૌંદર્યની અભિવ્યક્તિની સંશોધિત કે પ્રતિછવિત કે પ્રતિભાવિત છાયા કે સર્જિત થયેલી કલાત્મક કે બનાવટી (artificial) માયા નથી; તે તો છે આત્માભિવ્યક્તિની વિશિષ્ટ અનુભૂતિની થયેલી દાર્શનિક-ઝંખનાના (visionary-aspiration) દર્શનની (vision) પરિપૂર્તિરૂપે ઉત્પન્ન થયેલ કે ઉપસ્થિત થયેલ કલાત્મકતાની વિશિષ્ટ સ્થિતિની (conditioned) વિશિષ્ટ ઊપજ (excact-result), નીપજ,(product) જેને આપણે દર્શન શબ્દમાં સમાવિષ્ટ કરીને પૂર્ણાહુતિ કરીએ છીએ; 'ઇતિશ્રી' માનીએ છીએ.

ગુણવત્તા, કદી પણ આકસ્મિક (accidental) હોતી નથી; તે હમેશાં દૃઢ નિર્માણશક્તિની ઉચ્ચાવચ અભિલાષાની (aspiration) ગંભીર પ્રયત્નની, બૌદ્ધિક રીતે, દિગ્દર્શિત, યુક્તિયુકત નિર્મિતિ, જે ઘણા વિકલ્પમાંથી એક વરાયેલ (selected) વિશિષ્ટતા જે શિષ્ટ ઊર્મિપ્રાણિત, સંવિતપ્રાણિત, પ્રાજ્ઞત્વ ધારણ કરી ઊપજી, નીપજી કે ઊપસી આવે છે.

સસ્તી સામાજિક લોકકલા (Pop-art) સામાન્ય કલાનું સ્વરૂપ ધારણ કરે છે, તેમાં ના કહી શકાય તેમ નથી; કેમ કે કુદરતે માનવને સર્જકસ્વરૂપે જ જન્માવ્યો છે. એટલે, આવી સિદ્ધિની તરત જ મળી આવતી માત્ર ઝાંખી (Dim-vision) રૂપે સમાજ અનુભવે છે; પણ સર્જકે તો તેનું જે દર્શન કરવાનું છે, તે વિશિષ્ટ અને એકાંગી (individualised)કે 'વ્યક્તિગત' - છે; બની જાય છે; જેને વિગલિત-વેદ્યાંતર દ્વારા, 'સામાન્યીકરણ' દ્વારા, જાણ્યે-અજાણ્યે, કોઈ પણ કલાકાર, તેનું નિર્માણ કરવામાં ઉપયોજન કરે છે; સહજ રીતે જ એમ બની આવે છે.

આ રીતે આપણે ગ્રામકલા અને શિષ્ટકલા વચ્ચેની ભેદરેખાને જોડી શકીએ છીએ અને તેમાં વાસ્તવિક અવરોધોને (realistic-obstacles) દૂર કરી શકીએ — સ્વ. કવિશ્રી ન્હાનાલાલે 'શૂન્યમુખ ચિદાકાશ' કહેલું; પણ, તે 'બુદ્ધસન્માનિત શૂન્ય' રિક્તતા માટે નહિ, પણ નવસર્જનની નવી ઉષા(aurora)ના ઉદય માટે; અને માટે જ મહત્ત્વ છે માનવતા — ઈસુ, બુદ્ધ, ગાંધી ! ! !

પરંતુ જે કલા માન મુકાવે તેવી અમૂલ્ય (valuable) અભિવ્યક્તિ (expression) સિદ્ધ કરે, જે તેના દૃઢીભૂત પ્રાજ્ઞત્વ (exact wisdom to execute) અને અનુભૂતિ (experience) જે તેના આંતરસત્ય (concious-truth) દ્વારા, કલા પરિવેષ્ટિત, મહત્ત્વ અને ભવ્યત્વ સાથે આદર્શ(ideal-elements) તત્ત્વોને, આત્મસાત્ કરી રજૂઆત પામે, દેહ ધારણ કરે, તે જે શિષ્ટાદર્શના શિખરને વરેલી વિશિષ્ટ માનાર્હ (venerable) કલા છે, જેની આપણે આરાધના કરીએ છીએ — યા કરવી જોઈએ, અર્ચના સાથે !

તેનાથી પરિણત સંસ્કૃતિ : કારણ કે, તેનાથી એક શાશ્વત સંસ્કૃતિ (Permanent-culture) ઉત્પન્ન થાય છે; જેને મેથ્યુ આર્નોલ્ડ જેવા કવિ-વિવેચક પણ શિક્ષણમાં અને જીવનમાં પ્રાધાન્ય આપી મહત્ત્વ સ્વીકારે છે; એટલું જ નહિ, પણ તેનું ગૌરવપૂર્ણ વિશિષ્ટ (adoration) સન્માન કરે છે, અને સર્વતોમુખ કેન્દ્રિત (centrelised-altruism)ના સિંહાસને સ્થાપિત કરે છે ! ત્યાં સુધી તો આપણો સમાજ તેની જ વિવિરેનાત્મક કાવ્યપંક્તિ પ્રમાણે

Ignorant armies....on a darking-plain - clashing by night - in fight' ? વગેરે — જેવી સૂચિત અજ્ઞાનના કર્દમમાં ખોવાયેલું જ રહેશે; અને તેને તેમાંથી બહાર આવવા યુદ્ધ (fight); સંઘર્ષ (struggle) કરવાં જ રહ્યાં ! ?

# હે ધરિત્રિ

રાજેન્દ્ર શાહ

હે ધરિત્રિ !
સાવિત્રીને સ્પર્શ
સઙ્ગીતના લયને આવર્તન
ક્લાન્તિહીન ત્હારું છે નર્તન.

ફેરફુદરડીની રઙ્ગત સઙ્ગ
પરિક્રમા કરી રહે
આદિ એક નારાયણ તણી તું અખણ્ડ.

ત્હારે તાલ
વિચિત્ર ભઙ્ગિમાં સોહે
નવલ વર્ણને નાદ ઋતુમય કાલ.

મઞ્જરિત કાય,
ઉદીયમાન યૌવન-
સૌરભ શી હવામાં ફેલાય !

દિગન્ત-દિશા ન સૂની.
ભમર-ભ્રમણ સમ
તરઙ્ગિત અવિરત મૃદુ ગુનૂગુની.

આવેગ આવેશ —
મહીં ઊડી જાય ઉત્તરીય
એની ત્હને સ્પૃહા નહીં લેશ.

ગગને છવાય —
તવ આર્દ્ર હૃદયની તે તો
આકુલ ઉન્મન એષણા જ ગોરમ્ભાય.

એથી અભિષિક્ત
નૂતન સૌન્દર્ય તવ
સોહી રહે અભિનવ તેજ થકી દીપ્ત.

ઉલ્લાસ વિલાસઃ
અન્તરિક્ષને પુલિન
સુધા-નિસ્યન્દને રત રમણીય રાસ.

ને તું હિરણ્મયી
પુલકિત વિશ્વ-પ્રાણ
ત્હારે સ્પર્શ, તું છો શક્તિ રયિ.

આનન્દ-પ્રશાન્ત
તવ ચરણ શીઞ્જના તણો
સુકોમલ ધ્વનિ નિખિલને પ્રાન્ત.

તું નીલ, તું શ્વેત,
અર્ધ નિમીલિત લોચને
ઝિલાય, ને રેલાય અનર્ગલ હેત.
હે પુરન્ધ્રિ, હે ધરિત્રિ !

---

સાવિત્રી - સૂર્યનું કિરણ
પ્રાણ-રયિ - સૃષ્ટિનું પ્રથમ મિથુન

## મરણ વિષયે બે રચનાઓ

જયન્ત પાઠક

### ૧. રીંછ

રીંછ આવી રહ્યું છે :
ડોલતું ડોલતું
છીંકતું છીંકતું
સૂંઘતું સૂંઘતું
— એની ચકોર નજર ચુકાવીને
    નાસી જવાય એમ નથી —
હું રસ્તામાં ચત્તોપાટ પડ્યો છું
આંખો મીંચીને
શ્વાસ થંભાવીને
રીંછને છેતરવા —

### ૨. મહિષ

અંધકારમાં આવતો જણાય છે
મહિષ —
છીંકોટા મારતો
પડછંદા પાડતો —
રહેવા દો દેવ, તમારો પાશ,
હું સામો આવું છું
રાજીખુશીથી તમારી પાસ —
નચિકેતા.

## શું આપી શકવાનો હતો ?

કિશોરસિંહ સોલંકી

હું તને આપી આપીને
શું આપી શકવાનો હતો ?

મેં વસંત તને આપવા ધારેલી
તેં પસંદ કરી લીધી પાનખર.

મેં મોગરો રોપ્યો તારા બાગમાં
તેં ચાંદની ચણી લીધી નખમાં.

હું પોષની ગુલાબી ઠંડી લઈને
આવ્યો તારી પાસે
તેં સળગાવ્યું તાપણું આંખમાં.

હું ખોબો ભરીને લાવ્યો
તડકો તારા માટે
તેં પહેરી લીધું કવચ શીતળ છાંયનું.

હવે હું
આષાઢ લઈને આવ્યો છું
તારા આંગણે —
બીજું તો શું આપી શકવાનો હતો તને ?

## વહેતી લોહીમાં

દેવેન્દ્ર દવે

ઉશેટાઈ આવ્યાં શબદ, લય, 'લંકાર સઘળાં
પ્રવાહે ખેંચાઈ સરિત સહ સૌ પ્હાડ, વગડા
અશાં વ્હેતાં આવે — રૂપક, ઉપમા, શ્લેષ ઝમતાં
વહી આવ્યાં વ્હેણે વિવિધવરણાં વ્યંજન-સ્વરો !
વિભક્તિ, કૈં નામો તરબતર ભાષા ભભકતી !
છકેલા છંદોયે હય સમ ભરે ડાંફ, રસનાં
નવે પાત્રો કેવાં છલકઈ જતાં, છોળ ઊછળે !

અનોખા ઉત્સાહે કલમ પકડું ને ફરફરે
હવામાં હિલ્લોળા, ઋતુ ઋતુ તણાં વર્ણન ઝરે !
પ્રિયે, તોરી બાની પ્રણયભર સૌંદર્ય સજતી :
સુગંધી સૉનેટો, ઝલમલ થતાં ગીત-ગઝલો !
જતાં ડોલી પેલાં ભજન સુણતાં મૂક પથરા ? !
વહેતી લોહીમાં રસઝરણ ભીની કલકલો
હૂંફાળા સાનિધ્યે હરપળ ઝમે સૌમ્ય કવિતા !

## રે ચાલો

પિનાકિન્ ઠાકોર

રે ચલો મુસાફર ચલોજી મનવા નહીં થંભવાં
હવે ચાલવા માંડો.
સરાઈ ભોગવી ખૂબ મફતીઆ કેડો હવે તો છાંડો.
રે ચલો૦

મારું મારું કહી જમાવ્યો ખૂબ વખત અહીં અડ્ડો,
હવે સમયસર તરી જાવ આ વૈતરણી સમ ખડ્ડો,
જકે ચઢી નહિ હઠે ઠરાવી દેશે લોક તને તો ગાંડો,
રે ચલો૦

ઘર-ફળિયું મુજ ગામ નગર એ ભૂંડી ભમણા રાખે,
તારું બોલ્યું કોઈ ન સાંખે તું તો સ્વારથ ભાખે;
હદ ચૂક્યો તો પકડી સાણસે
પૂરે ઘટમાં સાપ ગણીને બાંડો,
રે ચલો૦

અધ્રુવ ઘર આ ફોડી તોડી ધ્રુવનાં શરણ સ્વીકારો,
પાવન ગંગાતીરે પહોંચો અચલ ધામ પથ તારો,
સર્વ સમર્પી આપ લય કરી મોક્ષપદે પગલાં પાડો,
રે ચલો૦

## દીવડો

પિનાકિન્ ઠાકોર.

દીવડો અનાદિ અનન્ત આપ અવતર્યો,
ઊઘડ્યો તેજ તેજ તપતો અંબાર;
ઝળહળતાં આકાશી રૂપ લઈ ઊતર્યો,
દીવડો૦

જ્યોતો પ્રકાશની શત શત સોહામણી,
પ્રગટી અનાગતની અદ્દ્ભુત એ સરવાણી;
જીવન સનાતન શુભ ધારા રળિયામણી,
નાચતી તરંગ અંગ વાયુ સંગ રાગિણી,
નિર્મળ નિખાર સભર ચેતન રસ નીતર્યો.
દીવડો૦

શબ્દોના પડછાયે સૂરો આકાર ધરે,
અનુભવના વાદળિયા સાત સાત રંગ તરે;
રૂપ ને અરૂપની સીમાએ ઊભરે,
કોઈ ગહન અનહદની રેખાએ ચીતર્યો.
દીવડો૦

## અભિસાર !

વીરુ પુરોહિત

(૧)

દિવસે ચોળી ઇન્દ્રધનુની, પહેરે રાતે વીજળી !
ગળે માલતી માળ ઝુલાવી શ્રાવણ લઈ તું નીકળી !

તું મોરપિચ્છનું અંબર ધારે, નિવીબંધ કેકાની;
'ને પકડી જલની ધાર ઝૂલે,
છો અલ્લડ 'ને તોફાની !
આ શીકર સુવાસિત ઊડે કે તું કેશઘટા વંછેરે ?
છે નથનું મોતી હોઠે કે જલબિંદુ અંબુજ ઉપરે ?

તું મારી બંને આંખોમાં જઈ કપૂર માફક પીગળી !
ગળે માલતી માળ ઝુલાવી શ્રાવણ લઈ તું નીકળી !

તું ચાલે ત્યારે ઊઠે ધરા પર તમરાંનો ઝીંગોર,
હું અડાબીડ જંગલ છું 'ને તું પવન, કરે કલશોર !
તું ચક્રવાક-કીર ચહેરા ઉપર સંતાડીને લાવે,
'ને મારા કરમાં નદી નામની રેખા એક વહાવે !

મારાં રોમેથી કસ્તૂરીની ગંધ ઊડી, તું પલળી !
ગળે માલતી માળ ઝુલાવી શ્રાવણ લઈ તું નીકળી !

(૨)

ઘરમાંથી તું નીકળી સવ્વાશેર આગિયા પહેરી !
નીકળી એવી મારી આખી
ન્યાત બની ગઈ લહેરી !

બસમાંથી ઊતરીને કહેવા માંડ્યો એક પ્રવાસીઃ
છે બધાં મકાનો મીણબત્તી 'ને
ઝળહળ જ્યોત અગાસી,
રસ્તા પર રજનીગંધાની સેર ઝૂકી મલકે છે;
અહીં નગરજન ગુલાબદાની માફક કાં છલકે છે ?

તને જોઈ એની ઉત્કંઠા થઈ ગઈ મૂંગી-બહેરી !
ઘરમાંથી તું નીકળી સવ્વાશેર આગિયા પહેરી !

તને ગમે તે માટે નભમાં નૃત્ય કરે અપ્સરા,
છે ચાંદ ઊછળતું મોતી, તારા હાર હશે નવસરા !
તું ચાલી ત્યારે બધી શેરીઓ નીંદરમાંથી હબકી,
બધી આંખ ફૂલ સમજીને તું
ત્યાં જઈ જઈને ઝબકી !

તારાં પગલાંની છાપે છાપે ચણે લોક સૌ દહેરી !
ઘરમાંથી તું નીકળી સવ્વાશેર આગિયા પહેરી !

## ન્યોછાવર

પ્રીતિ સેનગુપ્તા

### સમરકંદ

અનજાન વક્તના રસ્તાના મોડ પર
અનાર-ફળની ગીચ ફસલ
દેખાયા કરે છે.
આવતા-જતા શખ્સના કદમો તળે
ચંપાય છે
સલામ આલેકુમના પડઘા.
ખાતૂનોના નકાબ જેવા સાયા
મિહરાબની ખાલી જગાને
લપેટી રહ્યા છે.
ખરતી જતી દીવાલોને
ખોવાયેલી સજાવટની યાદ જલાવે છે.
દરગાહના આસ્તાન પર
તમ્મર ખાઈને પડ્યા છે
ઈબાદતના પ્રાણ.
પથ્થરોની જબાન દટાઈ ગઈ છે
તિમુરલંઘની કબર થઈને.
સંગેમરમરના સર્દ સીનામાં
કોઈ અજીબ પુકાર મહસૂસ કરીને
એક મુસાફર નાસમજીમાં પૂછી બેસે છે,
"કૌન ?"

### બુખારા

ગુલાબની પત્તી પત્તી પર
બેઅસર અશ્કનાં લાલ ધાબાં પડ્યાં છે.
ચમનમાં સન્નાટો છે.
શીશમહલના પારા પારામાં
રાતની ચુપકીદી જડાઈ ગઈ છે.
ચોકમાં પડેલા એકલવાયા ખાટની માયૂસી
મુસાફરથી બરદાસ્ત નથી થતી.
ખુદાયા, આ ખાનાખરાબીમાં
હજી પણ કશી આરઝૂ બચી લાગે છે.
રહમત કરો એ નાદાર પર —
જે બંધ દરવાજાને ખટખટાવે છે.
એને માલૂમ નથી કે કસ્બામાં
ના કોઈ બુત સલામત છે કે ના કોઈ રૂહ.

### ખિવા

શહનશાહોની બાઅદબ સવારીઓ
જ્યાંથી નીકળતી
તે ગલીઓમાં
હવાના લેબાસવાળું કોઈ કહકહા લગાવે છે.
હુર્રીઓના ખુશબોદાર ખૂતુત જેવાં કબૂતર
ગુંબજને પરેશાન કરી રહે છે.
બુર્જ સુધી પહોંચે છે સિર્ફ ગર્દ.
મર્હૂમ જમાનાના મકબરાની પાસે
બુઝાયેલી એક મીણબત્તી પડી છે.
નેકી ને નાકામીના આસાર છે;
ઈમામ લાપતા છે.
એક સુનસાન કમરામાં
એક તખ્તપોશ
પોતાની મુહતાજીની શરમમાં
જાન ગુમાવી બેઠું છે.
કોઈ
ક્યારેક જિંદગી ન્યોછાવર કરવા તૈયાર હતું.
એ આલમ ક્યાં છે ?
જતાં જતાં મુસાફર
અટકીને એક નજર પાછળ જુએ છે —
ને ગુમનામ બસ્તીના ખ્યાલમાં
જિગર ફના કરી બેસે છે.

# ગુજરાતી કવિઓને ધાકધમકી

ચંદ્રકાન્ત શાહ

શબ્દોને વાળો કે ચોળો કે બે પગની વચ્ચે રગદોળો
પણ ખબરદાર ! હાથ જો લગાડ્યો છે આંખ કે અવાજ કે આકાશને તો !

શબ્દોને પથ્થરની જેમ ભલે ભાંગો કે પાંચીકા જેમ છો ઉછાળો
પણ ખબરદાર ! ઊંચી કરીને આંખ જોયું છે સાંજ કે સમુદ્ર કે સુવાસને તો !

શબ્દોને ખાતે ઉધાર કીધી કેટલી અનુભૂતિ, કેટલી અભિવ્યક્તિ, કેટલા વિચારો !
રોકડામાં સિલ્લક છે જાત અને 'કવિરાજ' શબ્દ એક એકલો, અટૂલો, બિચારો !
શબ્દોને દાઢીની જેમ છો ઉગાડો કે બુકાની બાંધવાને મોં પર વીંટાળો
પણ ખબરદાર ! બત્રીશી તોડી નાખીશ જો વતાવ્યાં છે બિંબ-પ્રતિબિંબને કે આસપાસને તો !

શબ્દોને વાળો કે ચોળો કે બે પગની વચ્ચે રગદોળો !

શબ્દોને ઠોકી ઠોકીને કીધા ગાભણા ને એમાંથી
કાઢ્યાં કૈં કોટી કરોડ નવા શબ્દોનાં ઈંડાંઓ
શબ્દોને ચાવીને, ચૂંથીને, ધાવીને, ઝધ્ધીને
ઝધ્ધીના કવિઓએ ઠોક્યા છે ગુજરાતી
શબ્દોના ભીંડાઓ
દોસ્તો ! આ શબ્દોને તોડો કે ફોડો કે
આંગળી કરીને ઢંઢોળો
પણ ખબરદાર ! છેટાં રહેજો બધાંય મૌનથી
મકાનથી — ને બુડથલમાં પડશે જો અડશો
ઉજાસને તો !

શબ્દોને વાળો કે ચોળો કે બે પગની વચ્ચે રગદોળો !
પણ ખબરદાર ! હાથ જો લગાડ્યો છે આંખ કે અવાજ કે આકાશને તો !

## ઝીંકણાનુભૂતિ

ભાવેશ જેતપરિયા

રસ્તા-નકશા હંબો હંબો
ઘેટાં -ગાડાં હંબો હંબો

ઉપર-નીચે આગળ-પાછળ
ઘટના-પડઘા હંબો હંબો

બેક અષાઢી વાદળ જેવાં
ટીપાં-છાંટા હંબો હંબો

અંતર-મંતર અંધારામાં
ટહુકા-સપનાં હંબો હંબો

મોહમયા આ પાંત ગઝલના
તખતા-પડદા હંબો હંબો

હોવું ઉર્ફે ખોવું ઉર્ફે
તડકા-પગલાં હંબો હંબો

## કેવું થીજ્યું ગાન દૂધિયું !

કનુભાઈ જાની

કેવું થીજ્યું ગાન દૂધિયું !
બધુંય એકાકાર દૂધિયું !
ઝમઝમ ઝીણે તાન દૂધિયું !
હેજ-હેજ મસ્તાન દૂધિયું !

ઘડીક પહેલાં હતી
કડાકેદાર મજાની ચહલપહલ
તે,
ક્ષણમાં થઈ ગઈ ભેજ !
જાદુ શો !
હવા થઈ ગઈ
હેજ દૂધિયું ! ૧

અને મીંચીને આંખ
શાન્તિમાં કેવું પલળે અંબર !
સિદ્ધાસન વાળીને બેઠું
મૌન દૂધિયું ! ૨

ને તોફાની નટખટ નંદી
પૂંછે ટીખળી,
સૌને છેડી
ડાળડાળ ને પત્તેપત્તું
દે ઝંઝેડી,
સદા છટકતો
વણપકડાયો રહે વિચરતો,
જુઓ જમાવી પગ બેઠેલો
નેણ નમાવી
શિવ સન્મુખ !
શું થયું બધું
ચાંચલ્ય દૂધિયું ! ૩

માટીના કણ કણ સળવળતા
તડતડંત તાલે નાચંતા
પદરવ છોડી,
કળી બનીને
ફણગે મીઠી ગંધ !
શ્વસંતું તૃણ તૃણ લીલું
ઋણ દૂધિયું ! ૪

પ્રચંડ નાદે ઘૂઘવતો જે
છોળે છોળે સદા છકેલો
અંબરચારી થઈ ઊતર્યો
શામળ શામળ વાન ઊતર્યો
મ્હેક માટીની થઈ ઊતર્યો
સ્વપ્નો લીલાં લઈ ઊતર્યો
ઢબૂરતો ચોકળ ઊતર્યો
કેવળ જળજળકાર ઊતર્યો !
જગ આખુંયે -
ગેબ ! દૂધિયું ! ૫

# ત્રણ ગઝલ

કિશોર મોદી

(૧)

કેળવ પવન વડે કહે મુજને ભર્યો,
પળ પળ જીવ્યો અને કહે પળ પળ મર્યો.

ઉમ્મરની વાત છેડી મેં ક્યારેક તો,
તેં સામે એકદમ અરીસો કાં ધર્યો ?

જેવી સમયની મેં હથેળી વાંચી કે,
એ સાંભળીને ખુદ્ સમય પણ થરથર્યો.

વિસ્મયભરી આ વારતાયે લાગશે,
કે પાંદડું તર્યું અને ટહુકો ખર્યો.

આ લાગણી કદી કદી પથ્થર બની,
તો ભેખડો વચાળથી રસભર ઝર્યો.

મિત્રો, ગઝલ લખું લખું થાતું મને,
પણ શબ્દ જેવા શબ્દને કોણે હર્યો ?

માણસ થવાની ઝંખના એમ જ રહી,
છેવટ સુધી એ એક જણ બહુ કરગર્યો.

ઊંચાઈ તારલાની પામ્યો કે તરત
અભિનય કર્યો પ્રકાશવાનો ને તર્યો.

મેં બાદબાકી સ્વપ્નમાં મારી કરી
ચોમેર હેમખેમ હળવો થઈ ફર્યો.

ડરતો નથી લગીર ઈશ્વરથી કિશોર
જોકે જીવનમાં એટલો નિજથી ડર્યો.

(૨)

તોરણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.
પાંપણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.

નિત નવાં ગુલમ્હોર મઘમઘતાં રહે છે લોહીમાં,
ફાગણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.

એ નગરના નામને દરવાજે ચીતરવું નથી,
કણકણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.

એટલે વરસોવરસ ખૂટે ન એવી વાત છે,
પ્રતિક્ષણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.

વ્હાણ સાતેસાત ડૂમામાં ડૂબ્યાં તોયે કિશોર
છૂંદણે તમને મળ્યાની છે બુલંદી ને હું છું.

(૩)

દોસ્ત એમ જ રોજ આથમવું પડ્યું,
સૂર્યની માફક વળી હસવું પડ્યું.

શૂન્યતા એવી રીતે ફેલાતી ગઈ,
મન ઉદાસીથી સતત ભરવું પડ્યું.

વારતા પીડાની કરશો નહિ તમે,
આપણે હર મોસમે ખરવું પડ્યું.

એક દુર્વાસી નગરની પોળમાં,
સેંકડો ઘટનારૂપે બળવું પડ્યું.

જ્યાં હિમાલય જેવડી આવી ખુશી,
કે તરત ઈચ્છા વગર ગળવું પડ્યું.

કેટલીયે ચડઊતર કરવી પડી,
જિંદગીભર આપણે મથવું પડ્યું.

શેષ વરસોમાં કિશોરે લઈ અતીત,
હરપળે કેન્વાસ ચીતરવં પડ્યું.

## યમમિલાપ

ઇન્દુકુમાર ત્રિવેદી

### યમ-નચિકેતા સંવાદ - ૧

યમ :

વત્સ હે !
ઋષિ બાલક !
તપસ્વી ઓ નચિકેતા ! તાત આદેશ પાલક
વરદાનો તને દીધાં
માગ તું હજીયે વધુ.

નચિકેતા :

સૌંદર્ય લસતું જેનું શ્યામલ મેઘના સમું
એવા હે સૂર્યના પુત્ર ! અનન્ય ભાવથી નમું.
આપના તાતને નમું અનાદિ સર્વ સર્જક
પુનઃ પ્રણમું તમને સર્વના હે વિસર્જક !

યમ :

માગ શું જોઈએ તારે ?

નચિકેતા :

આપો જો આપવા ચાહો રહસ્ય આત્મજ્ઞાનનું.

યમ :

અરે શું આવું માગ્યું જે લભ્ય ના સર્વ કોઈને ?
આત્મજ્ઞાન વિના વત્સ ગમે તે અન્ય માગી લે.

નચિકેતા :

અપવું હોય તો આપો માત્ર એ અન્ય ના કંઈ.

યમ :

પ્રસન્ન નિશ્ચયે તારા.
તથાસ્તુ.
જિજ્ઞાસુ, ધીર, ત્યાગી, લે આપું હું જ્ઞાન-અર્ક આ :

અણુથી સૂક્ષ્મ આત્મા જે કલ્પાયો બહુ રીતથી.
દુર્જ્ઞેય મતિથી તે તો, પ્રાપ્ત સુજ્ઞ ગુરુ થકી.
વ્યાખ્યાને પ્રાપ્ત ના આત્મા ધારણા શ્રવણેય ના
પમાતો આત્મથી આત્મા કરાતાં આત્મ-પ્રાર્થના.
પ્રચ્છન્ન સર્વ ભૂતોમાં ના આ આત્મા પ્રકાશતો,
સૂક્ષ્મદર્શી પ્રબુદ્ધોને સૂક્ષ્મ ધી માહીં ભાસતો.
'ઓમ' એ અક્ષરબ્રહ્મ, માત્ર અક્ષર એ પરમ્
જાણે તે જાણનારાને થાય સૌ પ્રાપ્ત-ઇચ્છિત
ઇન્દ્રિયોથી મન શ્રેષ્ઠ, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ, ને
બુદ્ધિથીયે મહતત્ત્વ, અવ્યકત શ્રેષ્ઠ તેથીયે
અવ્યક્ત 'પુરુષ' શ્રેષ્ઠ અલિંગ સર્વ-વ્યાપક
જેને જાણી થતા મુક્ત, ને પામે તેજ અમૃત.
છેદાતાં ગ્રંથિઓ સર્વ હૃદયે દીર્ઘકાળની
અમરત્વ પામતો મર્ત્ય વેદાંતસાર આટલો.

નચિકેતા :

કૃપા જો હોય તો દેવ ! દો વરદાન અંતિમ
નિસ્પૃહી, નિર્ભયી જે કો સાધે સંવાદ આપનો
એવા જિજ્ઞાસુને દેજો, આત્મજ્ઞાન રહસ્ય આ.

યમ :

તથાસ્તુ પરમાર્થી હે !
વળો પાછા ધરા પરે.
શિવાસ્તે પન્થાનઃ વત્સ !

નચિકેતા :

गुरुदेव नमोनमः ।

## યમ-સાવિત્રી સંવાદ - ૨

યમ :

હવે તું પુત્રી સાવિત્રી, પાછી જા હઠને ત્યજી,
આપ્યાં સર્વ વરદાનો, માગ્યાં તેં જે હજી સુધી.

સાવિત્રી :

શેષ્ એક જ અંતિમ.

યમ :

અંતે તે માગી લે હવે.

સાવિત્રી :

પામું પરાક્રમી પુત્રો મારા આ સત્યવાનથી.

યમ :

તથાસ્તુ હે તપસ્વિની !
સુદૂરે આવી તું સાથે હવે જા ત્યાં ધરા પરે
પ્રાણ હું હરવા આવ્યો તારા આ સત્યવાનના.

સાવિત્રી :

પ્રણામ પ્રાણહર્તાને...
શરણું સર્વ જીવોના, સદૈવ ધર્મપાલક,
સૂર્યની કાન્તિવાળા હે ! અસીત અભ્રના સમા,
લોચનો રક્ત બન્ને ને શોભતા પીત વસ્ત્રમાં
મૃત્યુના પાશને છોડો જિવાડો રાજપુત્રને.

યમ :

અહો હે પ્રિયભાષિણી !
અનન્ય માગ તું હવે.

સાવિત્રી :

વિવસ્વાન તણા પુત્ર પ્રતાપી ધર્મરાજ હે !
શમ ને ધર્મથી નિત્યે સૃષ્ટિને પાળતા તમે.
હોય ના શુદ્ધ દામ્પત્ય પામું હું કેમ સંતતિ ?
આથી હું વીનવું દેવ ! આયુ દો મુજ સ્વામીને.
ધરિત્રિ સત્યથી આ ને સત્યથી સૂર્ય આ તપે,
વાયુ આ સત્યથી વાતા સત્યે સર્વ પ્રતિષ્ઠિત
સૃષ્ટિ આ ચાલશે કેમ ? નહીં જો 'સત્ય' જીવિત.

યમ :

તથાસ્તુ હે પતિવ્રતા !
લઈ જા પતિને તારા કરું હું મુક્ત પાશથી.

સાવિત્રી :

કૃપાલુ તાત વત્સલ ! વંદું છું હું પુનઃ પુન
આશા થૈ પૂર્ણ સૌ મારી આપના આ અનુગ્રહે.

યમ :

રિક્ત હસ્તે વળું પાછો હવે હું નિજલોકમાં,
પૂર્ણ સૌભાગ્યને પામી સુખી થા કુલનંદિની !

## કથા અગનની

વ્રજલાલ દવે

તેં ફૂલના હૈયામાં રજે રજે
જગાડી કેસરી આગ,
પંખીની ચાંચે અને પાંખે
રમાડી ધગતી સુગંધ;
તેં જ સેવ્યું ઈંડાનું સુકુમાર સપન;
ચતુષ્પાદને મુખરિત કરીને
તપ્ત લયથી તેં કંપાવ્યાં ગાત્ર,
તારું તેજ તિર્યક્ અને ગહન,
તારા સંગે કાળમીટ
ઈન્દ્રધનુ થઈ જાય,
પ્રગટ અને અપ્રગટ અવકાશ વચ્ચે
રચાતી રહે ઝાંઝવી કે
ઝંઝાનિલી ક્ષણો,
હૂંફાતા રહે મનભાવન વ્રણો :
ઊડે છે પક્ષ્મોથી અમળાતો પવન,
ચગે છે ગુલાબી મૃત્તિકા પિંડોમાં
આદિ નૂતન નર્તન !
જલાવવું અને ખાખ કરવું
એ તો ઠોઠ આગનો ખેલ !
તારા અગ્નિની પ્રતિજ્ઞા તો
મૃત્તિકાંને તપાવવાની
અને ભીના આભને ચૂમી લેવાની !
માનવત્વચાને તેં વ્યંજના આપી :
મહાસર્જકે પણ તને ઘડવા
કરામત પણ કેવી કરી ?
તેણે જાણે લાવા, વીજ, ચાંદની
અને વર્ષાભીની માટીનું રસાયણ કર્યું !
પણ હે મન્મથ ! ક્ષમા કરજે !
હે હૃદયરાગી અગ્નિ !
તારાં ઘણાં આત્મ ઝંકારતાં ગીતો
ખોવાતાં જાય છે...
જંગલી, ઈમારતી, લીલાં-સૂકાં
કાષ્ઠની ચિતામાં તારાં પુષ્પો જલે છે...
પણ ભસ્મમાંથીયે
તારું રાગીય રૂપ મહોરશે તો ખરું જ !

## યુદ્ધ

કૃષ્ણ દવે

જીવન કેવળ યુદ્ધ !
આ ધસમસતા પ્રવાહ મધ્યે તરવાનું જ વિરુદ્ધ ?
જીવન કેવળ યુદ્ધ ?

ધાર સજી સજી શ્વાચ્છોશ્વાસે રાખું જે અકબંધ
વાર કરી કરી થાકું, નીકળે બૂઠા એ સંબંધ
ભેળયુક્ત આઘાત શ્વસી શ્વસી
રહેવાનું અણિશુદ્ધ ?
જીવન કેવળ યુદ્ધ ?
આ ઘાણીમાં અતિશય અદ્‌ભુત એવો એક પ્રબંધ
જોતરાઈને થાકે સઘળું તોય ન થાકે સ્કંધ
વર્તુળના વ્યવહારે હારીનેય થવું સમૃદ્ધ ?
જીવન કેવળ યુદ્ધ ?

યુદ્ધ અનંત, અનાદિ નિશા નિત,
નિત યોદ્ધા પણ અંધ
અંતરના અણસારે વીંધો તો જ તૂટે આ બંધ.
આ નિદ્રાવશ પળ પળ ત્યાગી, જાગી બનવું બુદ્ધ.
જીવન કેવળ યુદ્ધ !

## એક કાવ્ય

નલિની બ્રહ્મભટ્ટ

કંઈક ધસી આવે છે મારામાંથી બહાર
પ્રસવતા શિશુની જેમ;
ક્યારેક અશ્રુ તો ક્યારેક યાતના.

આ પરમાણુયુગમાં
બુદ્ધિની બોલબાલા વચ્ચે
પ્રસવતી માતાઓ પ્રયત્ન કરે છે
માત્ર હાડપિંજરને વળગી રહેવાનો.
સરસ્વતીની પવિત્ર વીણા નીરવ છે
શું આત્મા કેન્સર ટ્યૂમર મટાડી શકશે ?
મધરાતે ચિત્કાર કરતાં
સારસ જેવી કવિની વાણી
સેળભેળ થઈ જાય છે -
એરક્રાફ્ટ એન્જિનના અવાજમાં.
આકુળવ્યાકુળ ભાગતી વિધવાઓ
અને
રક્તનીતરતાં ઓ બાળકો !
મારે ભાગી છૂટવું જોઈએ.
વ્યવહારની ટીન-ઓપનર જેવી તીક્ષ્ણતાએ
અનેક વરવાં સત્યો ખોલી નાખ્યાં છે,
પરંતુ
મારા હૃદય પરનો વ્રણ ખોલી
જોશે મારો પ્રિયતમ
કે
એ તો પ્રવેશદ્વાર છે - એના સુગંધિત
પૂજાઘરનું.

## મેં તો સ્મર્યો છે તને

પુષ્પા ભટ્ટ

ઉત્કલિત હૃદયરસથી
ધધકતા રક્તથી
માંસલ મજ્જાથી
દૃઢ અસ્થિબંધથી
સ-વેગ પ્રાણથી
જડતત્ત્વની અલસતાથી
અણની અણિમાથી
ભૂમાની મહત્તાથી
નવ પુષ્પ હ્રાસથી
વિકચ સ્મિતથી
વિગલિત અશ્રુથી...મેં તો સ્મર્યો છે તને
સૌમ્ય સુમનસથી
રૌદ્ર વિદ્રોહથી
મનસ્વી ઈપ્સાથી
તરસ્વી આવેગથી
ઊર્જસ્વી મસ્તિષ્કથી
પ્રજ્ઞા પારમિતથી
આત્માના અવકાશથી
ભૂમાના પરાત્પર તત્ત્વથી
વરસંત જલરવથી
આહ્‌લાદ અભિનવથી
મેં તો સ્મર્યો છે તને સર્વસ્વથી
સકલ કાલે
સકલ અવકાશે
સકલ સ્થલે
પ્રતિ પ્રાતથી
દિનરાતથી
યુગ અનંતથી
અવ તું સ્મર મને કેવલૈક હૃદયરસથી

# ગીત

દિલીપ રાવલ

(૧)

પળપળ મનમાં ટપકી જાતી શબ્દ અર્થ એંધાણીજી
અમે તો કોરા કાગળના બંધાણીજી...

કોરો કાગળ ભાસે જાણે અષાઢનું આકાશ
અક્ષર બનતા તારસિતારા વળતી મનને હાશ
હવે આંખમાં છંદોલયની મેશ ઘણી અંજાણીજી...
અમે તો કોરા કાગળના બંધાણીજી....

મનના ભાથાથી છૂટે છે શબ્દતીર બેફામ
અને ઢાલ ને બખ્તર જેવા અર્થ સાથ સંગ્રામ
આવા તીરે હસતાં હસતાં લાગણીઓ વીંધાણીજી...
અમે તો કોરા કાગળના બંધાણીજી... ....

કાગળ દેશે સર્જન નામે બ્હારવટાં મેં કીધાં
અને દાદને લૂંટી લૂંટી આમ વસૂલી લીધા
કહો કલમની અંદર શાહીરૂપ ઘાત સંતાણીજી...
અમે તો કોરા કાગળના બંધાણીજી...

(૨)

સમજણની પાર ઘણું એવું કીધું કે પછી
ઊમટ્યા'તા નિત નવા તોર
સામા તે પૂર અમે તરતા રહ્યા ને પછી
બાવડાનાં ખૂટ્યાં'તાં જોર

થાક્યા છતાંયે લીધું થાક્યાનું નામ નહિ
દોડ્યા તો હાંફ દૂર રાખી
તરસ્યા થયા ને તોય ચાતકની જેમ ભર્યાં
પાણીથી ચાંચ દૂર રાખી
દિવસના તડકાઓ વેઠ્યા ને રાત પછી
જાગ્યા'તા આઠ આઠ પ્હોર....

દાઝ્યાને દીધાં'તાં ટાઢકનાં નામ
અને રાહત તો કાળઝાળ ડામ
લોકો કરેથી કંઈક જુદું રે કરવાની
મનમાં તો ભીડી'તી હામ
ઉપરથી દેખો તો અજવાળું અજવાળું
અંદર તો અંધારું ઘોર....

બીજાની સાથ અમે સરખાવી જાત
અને પસ્તાવા લાખ લાખ કીધા
વાયા'તા ખૂબ પછી અફસોસી વાયરા ને
નૈરાશી નીર ખૂબ પીધાં
મન કેરી જેલ તણાં ઊઘડ્યાં કમાડ પછી
દોડ્યો'તો દિવસોનો ચોર.

## અસંચાર ભાવ

નલિન પંડ્યા

ખંડેરોમાં ભટક્યા કરું છું
મહેલો અને ઋતુ ઋતુના આવાસોની કલ્પના
બળીઝળીને ભસ્મ થતી જાય છે.
જન્મ-જન્માંતરોથી આંધળો પાટો
છૂટ્યો નથી;
બીજા અસંખ્ય પાટાઓ
ચહેરા પર બંધાવાથી
એ ચહેરો
ખંડેરની ખરતી ભીંતોમાં અટવાયા કરે છે.
ટેકો આપતી કેટલીક ભીંતો
મને અરણ્યરુદનમાં છોડીને
ખરતી ખરતી ચાલી ગઈ છે.
આ આંધળી આંખોનો ભૂગર્ભી ચહેરો
સુકાઈ ગયો છે.
હવે તો રડી શકાતું નથી
ને હસી પણ શકાતું નથી.
અડાબીડ જંગલોની ઉદાસી
જન્મ-જન્માંતરોથી છવાતી જાય છે;
અશ્રુઓનાં ઘટાટોપ વૃક્ષો
લાચારી છેદતા નથી
કે અવકાશો ભેદતા નથી.
કિલ્લેબંધીનાં જીર્ણ ખંડેરોમાં
બાહુક બની
અકર્તાભાર ઊંચકી
સંચર્યા કરું છું.

## હેલી

નલિન પંડ્યા

હું જ ભીંજાતો ગયો
ને હું જ સુકાતો ગયો,
મેઘ ફૂંકે શંખમાં
હું જ ફૂંકાતો ગયો.

રંગરેખાની દીવાલો રાત મુશળધાર પલળી,
પંથ વરસાદી હતો, જાત ચારેકોર લથડી.
હું જ ભીંજાતો ગયો...

આજ અષાઢે વરસતો મેઘ મલ્હાર ગાય છે,
કોઈના જોબનની હેલી સાવ ફોગટ જાય છે.
હું જ ભીંજાતો ગયો..

ઝંખના ઝાંખી ન થઈ જળવત્ ઝુરાપો રહ્યો,
એમ કાતિલ ઠંડીમાં અંદરનો બળાપો સહ્યો.

હું જ ભીંજાતો ગયો,
ને હું જ સુકાતો ગયો,
મેઘ ફૂંકે શંખમાં
હું જ ફૂંકાતો ગયો.

## આવશે ત્યાં કોણ વસવા

વ્રજેશ દવે

શબ્દ આ જો નીકળ્યા પણ હોય ફરવાં !
એમ લો ફેલાય ગરમાગરમ અફવા !

રોજ વરસે છે અહીં વરસાદ બાકી;
કોણ મોસમની કરે છે આજ પરવા ?

એમ ખંખેરો નહીં પડદા સમયના;
લાગશે કોઈ ચહેરા ખાસ ખરવા !

એમ તો ફફડી જવાશે રાતના જો;
બંધ દરવાજે અચાનક દસ્તક હવા !

લો તમે પણ છે બનાવ્યું કાચનું ઘર;
એ કહો કે આવશે ત્યાં કોણ વસવા ?

## નહિતર

દાન વાઘેલા

મળવાનું હોત મન, તો હું ચોક્કસ મળી શકત;
તારા જ બંધ દ્વારની ચાવી બની શકત.

રાખી શકે તો રાખજે પરદો સુગંધ પર;
તારા જ ફૂલમાંથી હું અત્તર કરી શકત.

ચારે દિશામાં ઘૂમતી હવાનેય પૂછી જો !
તારી જ મોરલીમાં હું ટહુકો મૂકી શકત.

પૂજા કરે ભલે છતાં એ ધાડપાડુ છે !
તારા જ સાગરીત તને છેતરી શકત.

છે ખાનદાની એટલે ખામોશ જાય 'દાન';
નહિતર બધીય વાતની દાંડી પીટી શકત.

## મુક્તક

ઉશના

પગલાં થયાં જ્યાં આપનાં ક્ષણ એકમાં પાછી ફરી,
વીતી ગયેલી સેંકડો એકસામટી સદીઓ બધી !
સાતે સમંદર રહી ગયા તરસ્યા ને તરસ્યા બાપડા,
ને પી ગયો વચ્ચે જ હું એક ઘૂંટમાં નદીઓ બધી !

## દરિયો જ એનો અર્થ છે !

ઉશના

ભડભડ બળે જો છાંયડો તડકો જ એનો અર્થ છે,
ને આગ લાગે આંસુને ભડકો જ એનો અર્થ છે !

પલળે છતાં પીગળે નહીં જે વરસતા આ વહાલમાં,
માણસ ભલે હો માટીનો પથરો જ એનો અર્થ છે !

ઉત્તર મળે જો પ્રશ્નનો પાછો ફરી એ પ્રશ્નમાં,
તો તો પછી કહેવું પડે પડઘો જ એનો અર્થ છે !

જો હાથ ઝાલું તો મળે સંગાથ એનો પણ મને,
કાપું અને માપું પછી રસ્તો જ એનો અર્થ છે !

છે આંખની સામે છતાં દેખાય ના જો એ તને,
નડતર બને જો ખુદ નજર પરદો જ એનો અર્થ છે !

ઊંડે લગાવું ભૂસકો ને અર્થની છોળો ઊડે,
જળનો કહો કે શબ્દનો દરિયો જ એનો અર્થ છે !

## ત્રણ રચના

મનસુખ લશ્કરી

(૧)

ઉંમરલાયક થઈ જાય એટલે
પાંદડાંને
છુટ્ટામાં રમતાં મૂકી દેવાનાં
એની મેળે
એને ભણવું હોય એ ભણે
ગણવું હોય એ ગણે
રડે
રખડે
પડે-આખડે
નાચે
કૂદે
વાયરે ચઢે
ઊડે - પડે - ખખડે
જળાશયમાં ન્હાવા પડે
તરે સડે ને ડૂબે
કે ઢગલી ભેળા બળી મરે
મારાથી કાંઈ
એની વાંહે વાંહે થોડું જવાય છે !

(૨)

આપણે તો
રમ્યા-મ્હાલ્યા કરતા હોઈએ છીએ
થડમાં
ફળમાં
વડવાઈઓ પરથી
પાંદમાં
ચાંદમાં
પ્હાડમાં
ગગનમાં
ને ઘાસને જોયું જ નહીં !
કેટલે ઊંચેથી
પટકાઈને પડેલ નજર
ફૂટતી ફૂટતી રહી ગઈ —
આ ઘાસને લીધે.

(૩)

હા,
તમે ઝાડવાને આંટી
ભોંયભેગું કરવાનો ડારો દેતા હોત તો ઠીક
કાંઈ લેખેય લાગે
બાકી
આમ ધડ-માથા વગરની
ધમકી દઈ દઈને તમે
મને ડરાવી-દબાવી નહીં શકો.
એમ ધ્રૂજી - ફફડી જાય એ બીજાં
આ તો ઘાસ છે ઘાસ.

## — કે આવ તું રંગું તને

ઉશના

બાંયો ચડાવી ઝંપલાવ્યું રંગમાં ને રંગમાં,
કિંતુ પછી લટકી પડ્યો હું ઠેઠ સીધો અંતમાં !

ઝૂઝ્યા કરું છું હું જ મારાથી અનાદિ કાળથી;
ભાગી શકું છું ક્યાં મને પડતો મૂકીને જંગમાં ?

તૂટી પડ્યા પથ્થર બધા લો એક ગભરુ પાય પર;
પડઘાય છે ચીસો સતત એક શબ્દનાં આક્રંદમાં !

બેઠો છું પિચકારી ભરી આખી છલોછલ લે હવે;
કે આવ તું રંગું તને તરબોળ આ ઉછરંગમાં !

શબ્દોય કેવા નીકળ્યા 'ઉશના' છૂપા રુસ્તમ બધા !
છે સાવ ભોળા ચાલમાં, વંકાય છે બસ વ્યંગમાં !

# દોરી-સંચારે

જગદીશચંદ્ર વ. દવે

(૧)

વ્યાપી રહ્યો છે અગ્નિ મારી નસનસમાં,
ચોપાસ સ્થળ જળ ને વ્યોમમાં,
સમયની સતત દોડમાં..
લપકતી જ્વાળાઓમાં,
ફરી ફરી ટપકતી ને સુકાતી
અવિરત અગણિત આકારો ધરતી
'હું' 'હું'ની આ સમય સોંસરવી અનંત હારમાં
ક્યાંયે હું નથી.
તોય છું હું બળબળતો,
સાકાર થતો ઝાકળબિંદુરૂપે ને સુકાતો
આસપાસ ચોપાસ
ને સમયની વહેતી ધારમાં પ્રત્યેક બિંદુએ.
સદૈવ નથી તે થવા મથી રહ્યો છું,
ને એમ ને એમ ભડથું થઈ રહ્યો છું,
ભૂખી ભભૂકતી
ચોપાસ મને ચાટતી
આગની જીહ્વાઓમાં.

(૨)

આ કોણ બેઠું છે પદ્માસને,
અનિલ સરિતાને ઓવારે,
અંતરે તુરીયની આભામાં,
સર્વ ભૂતોની નિશામાંસ,
પૂનમની શીતળ પ્રભામાં,
નીરવ, સ્વસ્થ, નિર્વિકાર ?
ક્યાં જાણે છે એ
'હું' 'હું'નું ટપકવું ને સુકાવું
કે ભૂખનું ભડભડવું ?
વિલાયો છે અહીં
બોધિવૃક્ષની છાયામાં
તથાગતની નિસ્તબ્ધ કાયામાં
ધસમસતો કાલાગ્નિ.
'કાંઈ નહિ'ની છે આ નક્કર નિરાકાર હસ્તી.
કહે છે કે તે જ હું છું.
ને તોયે ક્યાં છું હું તે
નિર્વાત, નિષ્કંપ દીપ નિર્વાણનો ?
સદૈવ નથી તે થવા મથી રહ્યો છું
ને એમ ને એમ ભડથું થઈ રહ્યો છું
ચોતરફ ભૂખી ભભૂકતી આગમાં.

(૩)

છે ને આ કૌતુક મોટું ?
કે હશે તે કૃષ્ણની અકળ લીલા ?
કહે છે કે યોગેશ્વર ચક્રધરના
એક પદાંગુષ્ઠ કોપમાં
ધરી પર ફરે છે એકધારું
સંકલ્પ નિયમિત ચક્ર સંસારનું.
તેથી જ છે આ દુઃસ્વપ્નની ભાગતી ભૂતાવળ
ને જાગૃતિની સ્થિર, શુભ્ર શાન્તી
તે અરૂપના અદૃશ્ય દોરીસંચારે
નિર્લેપ, તોયે બળું હું ભૂખી આગમાં,
બળું અનેક રૂપ તોયે છું કૂટસ્થ અને કાંઈ નહિ.

## ત્રણ રચના

મનસુખ લશ્કરી

(૧)

ઉંમરલાયક થઈ જાય એટલે
પાંદડાંને
છુટ્ટામાં રમતાં મૂકી દેવાનાં
એની મેળે
એને ભણવું હોય એ ભણે
ગણવું હોય એ ગણે
રડે
રખડે
પડે-આખડે
નાચે
કૂદે
વાયરે ચઢે
ઊડે - પડે - ખખડે
જળાશયમાં ન્હાવા પડે
તરે સડે ને ડૂબે
કે ઢગલી ભેળા બળી મરે
મારાથી કાંઈ
એની વાંહે વાંહે થોડું જવાય છે !

(૨)

આપણે તો
રમ્યા-મ્હાલ્યા કરતા હોઈએ છીએ
થડમાં
ફળમાં
વડવાઈઓ પરથી
પાંદમાં
ચાંદમાં
પ્હાડમાં
ગગનમાં
ને ઘાસને જોયું જ નહીં !
કેટલે ઊંચેથી
પટકાઈને પડેલ નજર
ફૂટતી ફૂટતી રહી ગઈ —
આ ઘાસને લીધે.

(૩)

હા,
તમે ઝાડવાને આંટી
ભોંયભેગું કરવાનો ડારો દેતા હોત તો ઠીક
કાંઈ લેખેય લાગે
બાકી
આમ ધડ-માથા વગરની
ધમકી દઈ દઈને તમે
મને ડરાવી-દબાવી નહીં શકો.
એમ ધ્રૂજી - ફફડી જાય એ બીજાં
આ તો ઘાસ છે ઘાસ.

## — કે આવ તું રંગું તને

ઉશના

બાંયો ચડાવી ઝંપલાવ્યું રંગમાં ને રંગમાં,
કિંતુ પછી લટકી પડ્યો હું ઠેઠ સીધો અંતમાં !

ઝૂઝ્યા કરું છું હું જ મારાથી અનાદિ કાળથી;
ભાગી શકું છું ક્યાં મને પડતો મૂકીને જંગમાં ?

તૂટી પડ્યા પથ્થર બધા લો એક ગભરુ પાય પર;
પડઘાય છે ચીસો સતત એક શબ્દનાં આક્રંદમાં !

બેઠો છું પિચકારી ભરી આખી છલોછલ લે હવે;
કે આવ તું રંગું તને તરબોળ આ ઉછરંગમાં !

શબ્દોય કેવા નીકળ્યા 'ઉશના' છૂપા રુસ્તમ બધા !
છે સાવ ભોળા ચાલમાં, વંકાય છે બસ વ્યંગમાં !

## દોરી-સંચારે

જગદીશચંદ્ર વ. દવે

(૧)

વ્યાપી રહ્યો છે અગ્નિ મારી નસનસમાં,
ચોપાસ સ્થળ જળ ને વ્યોમમાં,
સમયની સતત દોડમાં,.
લપકતી જ્વાળાઓમાં,
ફરી ફરી ટપકતી ને સુકાતી
અવિરત અગણિત આકારો ધરતી
'હું' 'હું'ની આ સમય સોંસરવી અનંત હારમાં
ક્યાંયે હું નથી.
તોય છું હું બળબળતો,
સાકાર થતો ઝાકળબિંદુરૂપે ને સુકાતો
આસપાસ ચોપાસ
ને સમયની વહેતી ધારમાં પ્રત્યેક બિંદુએ.
સદૈવ નથી તે થવા મથી રહ્યો છું,
ને એમ ને એમ ભડથું થઈ રહ્યો છું,
ભૂખી ભભૂકતી
ચોપાસ મને ચાટતી
આગની જીહ્વાઓમાં.

(૨)

આ કોણ બેઠું છે પદ્માસને,
અનિલ સરિતાને ઓવારે,
અંતરે તુરીયની આભમાં,
સર્વ ભૂતોની નિશામાંસ,
પૂનમની શીતળ પ્રભામાં,
નીરવ, સ્વસ્થ, નિર્વિકાર ?
ક્યાં જાણે છે એ
'હું' 'હું'નું ટપકવું ને સુકાવું
કે ભૂખનું ભડભડવું ?
વિલાયો છે અહીં
બોધિવૃક્ષની છાયામાં
તથાગતની નિસ્તબ્ધ કાયામાં
ધસમસતો કાલાગ્નિ.
'કાંઈ નહિ'ની છે આ નક્કર નિરાકાર હસ્તી.
કહે છે કે તે જ હું છું.
ને તોયે ક્યાં છું હું તે
નિર્વાત, નિષ્કંપ દીપ નિર્વાણનો ?
સદૈવ નથી તે થવા મથી રહ્યો છું
ને એમ ને એમ ભડથું થઈ રહ્યો છું
ચોતરફ ભૂખી ભભૂકતી આગમાં.

(૩)

છે ને આ કૌતુક મોટું ?
કે હશે તે કૃષ્ણની અકળ લીલા ?
કહે છે કે યોગેશ્વર ચક્રધરના
એક પદાંગુષ્ઠ કોષમાં
ધરી પર ફરે છે એકધારું
સંકલ્પ નિયમિત ચક્ર સંસારનું.
તેથી જ છે આ દુઃસ્વપ્નની ભાગતી ભૂતાવળ
ને જાગૃતિની સ્થિર, શુભ્ર શાશ્વતી
તે અરૂપના અદૃશ્ય દોરીસંચારે
નિર્લેપ, તોયે બળું હું ભૂખી આગમાં,
બળું અનેક રૂપ તોયે છું કૂટસ્થ અને કાંઈ નહિ.

(૪)

અનુભવ છે મારો,
સત્ય છે તે,
ભ્રમ નથી,
રોમ રોમ વેદના દહનની
ને શાંતિમાં દહનના શમનની.
પણ નથી સંકલ્પથી મારા
દહન કે ચિર શમન દહનનું.

સ્ફુરે છે 'હું' દોરીસંચારથી
અનલના વમળમાં કાળનદીના કવચિત્
ને ફરી એકરસ નીરવ સરમાં.
ધર્મને કર્મનો મર્મ તું કૃષ્ણ જાણે,
મુક્ત છો વિલસવા સર્વથા લીલયા સર્વરૂપે.
પણ નથી કોઈ 'હું'-યંત્ર કદી મુક્ત કંઈ કર્મ કરવા.

(૫)

તોય છું મુક્ત હું (જો કરે મુક્ત તો) તું રૂપે
નાચવા સભર આ વિશ્વભરમાં.
શું કરું સાધના બંદી હું સર્વદા પ્રકૃતિ સાંકળે
વા કૃપા તારે ?
પણ ગાય છે રણકતી ખણકતી સર્વ મમ
લોહને સ્વર્ણની શૃંખલાઓ
સઘન સંગીતમાં છંદ આનંદમાં ગાન નવ રંગ
નિઃસંગ ને નૃત્ય નિર્બંધનું.

## એકલો

મનીષ પરમાર

આંસુના તડકે ઊભો છું એકલો,
રાતની સડકે ઊભો છું એકલો.

કોઈ રસ્તેથી તમે ક્યાં નીકળ્યા ?
પળ તણા થડકે ઊભો છું એકલો.

જીવતું આ થૈ ગયું વાતાવરણ,
છાંયડો અડકે; ઊભો છું એકલો.

ઝાંઝવું પણ ચૂપ બેઠું જોઈને,
રણ ઉપર ભડકો ઊભો છું એકલો.

પૂર આવી છો મને ખેંચી જતું,
પ્હાડની ફડકે ઊભો છું એકલો.

## તું

મનીષ પરમાર

પાતળા અંધારમાં દેખાય તું;
એ પછી અજવાળું થૈ ફેલાય તું.

આજ હુંયે વાદળું થૈ જાઉં છું,
મારી પાસે આવીને ભીંજાય તું.

શ્વાસ અંદર રાજમારગ નીકળે,
મ્હેક થૈને મ્હેકમાં રોકાય તું.

રાહ જોવામાં પડી છે સાંજ ત્યાં,
મારી ઈચ્છાની તળેટી થાય તું.

કૈંક ભથી ઓળખાણો હોય છે,
બંધ ક્ષણ ક્ષણમાં મનીષ વંચાય તું.

# જીવનસ્તોત્ર

અનુ. સુરેન્દ્ર પાલેજા

Henry Longfellowના કાવ્ય 'Psalm of Life'નું રૂપાંતર

શોક-સંતપ્ત સૂરોમાં મને કહેશો ન કોઈ કે,
જિંદગી માત્ર છે સ્વપ્ન, રિક્ત ને વ્યર્થ સર્વથા;
મૃતાત્મા જાણવાં એને, રહે જે ભ્રમમાં સૂતાં,
જગતની કાચની આંખે સાચ ના નજરે પડે;

સત્યના સ્રોત જેવી આ જિંદગી છે હરીભરી,
નથી એની જીવનયાત્રા મંઝિલે-મોતની ભણી;
માટીનું માળખું અંતે જશે માટી મહીં મળી,
નથી એ વાણી આત્માની, મૃત્યુની માત્ર ઘોષણા.

રાચવું રંગરાગોમાં, રોવું કે દુઃખદર્દમાં;
નથી એ આપણા રાહો, ન કે મંઝિલ આપણી;
કરો સત્કાર્ય એવાં કે મહોરે આજ આપણી,
આપણી આવતી કાલો ફોરે નંદનવંન-શી !

કાળના એક બિંદુમાં ઝીલવો જ્ઞાનસિંધુ શેં ?
આપણાં વજ્રનાં હૈયાં ખંડેરો આતમા તણાં,
નથી ધબકારમાં એના ટહુકો ચેતના તણો;
તૂટેલા ઢોલની પોલી માત્ર છે મૃત ધડકણો !

જગત આ આખું હો જાણે કુરુક્ષેત્રોની છાવણી,
આપણી જિંદગી જાણે વિસામા સમશાનના;
મૂંગાં આ ઢોરનાં ટોળાં વઘેરાતાં અહીં-તહીં,
કાયરોને જીવન કેવું ? જીવ્યું સાર્થક મર્દનું !

ભાવિથી છેતરાશો મા, માયા એ મૃગજળ તણી;
ભૂતને દફનાવી દો, ભૂતનાં વળગાડ-શું;
તમારી આજને આપો માધુર્યો જિંદગી તણાં,
હૈયે હો હામ ને માથે છાંયડો જગદીશનો !

જીવનના શિલ્પકારોની સાંભળો સિંહ-ગર્જના,
ચહે જો પુરુષાર્થી તો જિંદગી સ્વર્ગ પણ બને;
ચઢો સોપાન સિદ્ધિનાં કરો હાંસલ શ્રેષ્ઠને,
આખરી અલવિદા ટાણે તમારાં પગલાં તણાં
કાળની રેત પે થોડાં નિશાનો રોપતાં જશો.

શક્ય છે પાદચિહ્નો આ, આપે આધાર અન્યને,
આ મહાભવસાગરમાં પંથભૂલ્યા પથિકને,
તૂટેલી કો' નાવને દોરે કિનારાથી દિશા ભણી,
હામ હારી ગયેલાંને હૈયાધારણ સાંપડે.

ઊઠો ત્યારે, હવે જાગો, પડો કર્તવ્યના પંથે;
જંજીરો ભાગ્યની તોડો, ઊઠો આકાશમાં ખૂલા;
શ્રમને હાથ બે આવો, પાંખ દો પુરુષાર્થને,
બઢો આગે ... હજી ... આગે
આગે.....આગે.....ધીરે ધીરે !

## Poems of Rajendra Shah

Translated by Dr. Sushma Merh

### I THE PERPETUAL PRESENT (Shurti)

The two Permanenrts-
Future and the Past -
Standing on the cricle of light and shade
I go on revolving it
With a slight touch of my finger tip,
I, the Present.
For split of a second I touch the sharp neelle-point
Space
Instantly becoming free of it,
In the posture of dance
I play,
Though in nible motion a stillness prevails in me.
I have the expanse of space,
In which
From the elements innumerable
I create and recreate innumerable
Means of resolutions
In the infinite endless armour.
That which is boundless, mysterious
I trasnform into
The limited percptible existence.
Bliss
The moment of bliss is created,.
In the revolving motion
I, the Present perpetual.

1957

### TO THE PYRAMID (Madhyama)

There is no enterance to the pyramid;
On what foundation
Are the bricks of monents laid ?
Nearby lies entire abundance and glory,
Precious pile of gems,
Wealth, full of fragrance.
Strange writings in varying colours,
Incessant uproar of speechless things;
But
Is there something left out !
The wailing heart;
May be, unknowingly there is search for it all around
In order to bring it within limits.
Bricks over bricks
Pushing farther and obstructing the sky
Stands
The triangle;
A figure rises.

1977

### MEMORY (Patralekha)

Stealthily stepping
From behind
Encircling my ncek
Making me helpless
For long it is toying with me
How

Nothing binds memory
Neither space nor time.
Not upto the gates of birth,
But outside is as well
Its command prevails
All along the cycle of births
In its one Anjali the water offering,
Is obtained the divine sacrament of
millions of years
Dissolution of distance and
seperation
Total unification.
Memory,
Dream slipping nearer awakening,

## IN THE TRAIN (Patralekha)

My train forges deeper pierceing
into dense fog
Outside the window pane, nothing
exists
(Screaching sound of the wheels the
only evidence of its link with the
earth below)
Exceedingly limited world of
travellers inside,
Unfamiliar companionship,
In some eyes play the memories of
the time gone by
In others the dreams of times to
come,
The streatch of time in between
filled with rocking rhythimicmotion
Some sleepy;
My train slips into the foggy sky.
Rays of sun sparkle the white
clusters
Auspicious seven coloured arch
decorates its path,
the eyes miss a moment of memory
(As if the heart peeping through the
eyes
upon the first encounter with the
beloved)
A moist touch on the galss,
A fine reflection.
slight distance,
I open the window
The entire sky gushes in
and, the world turns formless
within
In the white foggy cluster
I find myself lonely
distanced from the proximity of my
beloved.

1981

## THE SHOCK (Patralekha)

One
Powerful shock
*Was needed*
For me
For my
Unrestrained insanity.
None other
Than you
Had the capacity.
In your cosy cushy lap
resting my head
My Love,
I am fortunate
Fortunate indeed.

1981

## સચરાચરનું ઢૂંઢન, સચરાચર અર્થે

હીરા રા. પાઠક

### ઝંખના

સૂરજ ઢૂંઢે ને ઢૂંઢે ચાંદાની આંખડી,
નવલખ તારાનાં ટોળાં ટળવળે રે જી.
પૃથ્વી પગથારે ઢૂંઢે ભમતા અવધૂત કોઈ
વિશ્વંભર ભરવા નયણે રે હો જી.
સૂરજ૦

મહેરામણ ભૈરવ નાદે અલખ પુકારે,
મૂંગા ગિરિઓનાં મસ્તક ઊંચે ઝંખતાં રે જી.
તલખે પંખી ને પ્રાણી સરવર નદીઓનાં પાણી,
રાતે ડુંગરિયા દવ નો જંપતા રે હો જી.
સૂરજ૦

તરણાની છાયા હેઠે કાયા ઢંકાય તારી,
આભનાં આભૂષણ તોયે ઓછાં પડે રે જી.
બ્રહ્માંડ ભરીને પોઢ્યા, કીકીમાં માશો શેણે ?
જોવા તોયે લોચનિયાં ઘેલાં રડે રે હો જી.
સૂરજ૦

ગગન ઘેરીને આજે દર્શન વરસો રે વ્હાલા !
ઉરે ઝૂરે રે મારો પ્રાણબપૈયો રે હો જી.
સૂરજ૦

['સમગ્ર કવિતા'માંથી :
'ગંગોત્રી' કાવ્યસંગ્રહ: પૃ. ૪૫-૪૬.]

ઉમાશંકર જોશી

આ સચરાચર સૃષ્ટિની શોધ-ઝંખના અહોરાત્ર તેવા સ્રષ્ટા માટેની છે. સ્વયં ભગવાન જ તેના સ્રષ્ટા છે. માટે ઈશ્વર એટલે કે બ્રહ્મનું જ આ સર્જન તે બ્રહ્માંડ છે. આ સૃષ્ટિનાં જડ અને ચેતન કહેતાં ચરઅચર તમામ રૂપો, તેનાં અંગભૂત છે. તેથી, જાણે કે તેના-મય થવા તલસી રહ્યાં ન હોય ! તેમ તેની ખોજ સનાતન છે. સહુમાં સવિશેષ ચેતનસ્વરૂપ મનુષ્યની તો ખાસ શોધ છે. કારણ, તે સનાતન અને સભાન છે. ભાવની આ માંડણી ઉપર કવિના ભજનની કલ્પના છે. તેની સ્ફુરણા પાછળ સારીયે માનવચેતનાની શ્રદ્ધાનો અંગીકાર છે. સમજાય એવું દૃષ્ટિબિંદુ છે; કે માનવના અંતરાત્મામાં જે રહેલો છે, તેને સાક્ષાત્ કરવાની તેની સતત રટણા હોય જ. આવું છે આ સચરાચર સૃષ્ટિનું ઢૂંઢન, તેના સચરાચર પરમાત્મા અર્થેનું.

એ દૃષ્ટિએ, આ ભજન પ્રભુમય થવાના વિશ્વભરના તલસાટની તીવ્ર આરતથી ભર્યું ભર્યું છે. એ આરતના ધન્ય અનુભવની કોઈ અજબ પ્રેરણાની પળ કવિએ અહીં ઝીલી છે. સ્વાનુભવની ભૂમિકા ઉપર એ સંવેદનની સજીવ પ્રેરણા ભાવક પામી શકે, તેવું છે તે ભાવસ્પંદિત ભજન. વિગલિત હૃદયના ભક્તિભાવથી ઋજુતા, ભવ્યતાથી ગૌરવાન્વિત એ આપણું એક અકબંધ સુંદર ભજન છે. માટે મારું આ માનીતું ભજન છે. ઉમાશંકરના તળપદ વલણને ભજનની સારી ફાવટ છે. તેમાંય આ ભજનની તો વાત જ શી કરવી ?

*સૂરજ ઢૂંઢે ને ઢૂંઢે ચાંદાની આંખડી,*
*નવલખ તારાનાં ટોળાં ટળવળે રે જી.*
*પૃથ્વી પગથારે ઢૂંઢે ભમતા અવધૂત કોઈ*
*વિશ્વંભર ભરવા નયણે રે હો જી.*

પ્રથમ પંક્તિ જ સીધો ભાવપ્રવેશ છે; અને તે જ છે કાવ્યની ધ્રુવપંક્તિ. કારણ કાવ્યનો કેન્દ્રસ્થ ભાવ પણ તે જ છે. આખું ભજન જોઈ વળો; એ શોધની ઝંખના માટેનો ભાવતીવ્ર શબ્દ કયો છે ? 'ઢૂંઢે'. અને 'ઢૂંઢે'ના ભાવતીવ્ર પર્યાયો, તેની ક્રિયાઓ, તેના સહચારી શબ્દો અને સમૃદ્ધ કલ્પનો કવિએ અહીં કેટકેટલાં કામે લગાડ્યાં છે ! કવિને મન, એ ભાવનો સભર મહિમા છે; જેને તે હવે વિવિધ કાવ્યસભર વિગતો વડે ઐશ્વર્યવંતું બનાવે છે.

પૃથ્વીના પટ પર પ્રકાશ પાથરે છે સૂર્યચન્દ્ર, જે પ્રભુને શોધે છે, અગણિત તારામંડળો પણ તેને ખોળવા ટળવળી રહ્યાં છે. સૂર્યમાળાનો આ સઘળો જ્યોતિપુંજ જે પરકમ્મા કરી રહ્યો છે, તેનો પરમ હેતુ તે જ છે. સમસ્ત બ્રહ્માંડ તેની બે સૂર્યચંદ્ર આંખોથી સર્જનહારને જાણે શોધી રહ્યું છે. ઉપનિષદમાં સૂર્યચન્દ્રને બ્રહ્મની — ઈશ્વરની બે આંખો કહી છે; તો અહીં એને, એના બ્રહ્માંડની બે આંખો લેખી છે. એવો છે બ્રહ્મબ્રહ્માંડનો અભેદ સંબંધ; એથી જ છે બ્રહ્માંડની બ્રહ્મ અર્થેની અવિરત શોધ. આ સહુનો તલસાટ અને ભ્રમણ પ્રભુઢૂંઢન માટેનાં છે.

સૂર્યચંદ્રતારક એ આકાશી તત્ત્વોની ચર્ચા થઈ; હવે ધરતીના જીવોની રટણા રજૂ કરે છે. આ સમગ્ર પૃથ્વીના પખ્તા અર્થાત્ પહોળા પગથાર પર અવધૂતો ભમતા દીસે છે. એ અવધૂતોનું તો પ્રત્યક્ષ અને જીવનભરનું પ્રયોજન જ છે ઈશ્વર-સાક્ષાત્કારનું. ભગવાન જે સમગ્ર વિશ્વનું ભરણપોષણ કરે છે, તેના ધન્ય દર્શને તેઓ પોતાનાં લોચનોને ભરી દેવા વાંછે છે.

*મહેરામણ ભૈરવનાદે અલખ પુકારે*
*મૂંગા ગિરિઓનાં મસ્તક ઊંચે ઝંખતાં રે જી.*
*તલખે પંખી ને પ્રાણી, સરવર નદીઓનાં પાણી,*
*રાતે ડુંગરિયા દવ નો જંપતા રે હો જી.*

કવિ હવે વિધવિધ પ્રકારે સચરાચર સૃષ્ટિની આ આરતનું બયાન કરે છે. હવે જલતત્ત્વની રટણાને સાક્ષાત્ કરે છે. પૃથ્વીને વીંટળાઈને પડેલો સમુદ્ર બુલંદ નાદે અલખ એટલે કે અલક્ષ એવા ભગવાનને લક્ષ કરે છે. તેને પોકારીને સાદ કરી રહ્યો છે.તેની આ ઘનઘોર ઘોષણાનાં બળને બતાવવા, કવિ તેને ભીષણ એવા ભૈરવનાદથી ઓળખાવે છે.

તો ગગનભેદી પહાડો ? તેઓ સ્થિર — અચલ છે. તેથી કવિએ તેમનાં મૂંગાં માથાં જેવાં શિખરો કહ્યાં. એ શિખરો ઊંચે ને ઊંચે આકાશટોચે પ્રભુને પામવાના ઉધામા કરી રહ્યાં છે. આમ જલ-થલ-નભ ત્રણેયની ચર્ચા દ્વારા કવિ સમગ્ર કુદરતની આરતને અવાજ — વાચા આપી રહ્યા છે. હવે એ ટળવળાટને કવિ એક સર્વસામાન્ય વિધાન વડે દઢાવે છે. કહે છે કે આ વિરાટ વિશ્વનાં પંખીઓ, પ્રાણીઓ, અરે ! સરસરિતાનાં પાણી સુધ્ધાં, આ જ જાપ જપે છે. તે સહુની આ જ ખેવના છે. વળી રાતવેળાનીયે શી વાત કરવી ? એ રટણા સતત સચેત છે. પેલા ડુંગરા પરના દવ અહીંતહીં રહી રહીને સળગ્યા જ કરે છે — સળગ્યા જ કરે છે. કોઈ વ્યાકુળ ભીતરી અંજપાએ બેચેન બનીને વિશ્વંભરને ભજવા તે વલવલે છે. જાણે સમસ્ત વિશ્વની દૈવી, વણછીપ તૃષાનો શોષ આ ડુંગરાઓને લાગ્યો છે. તેનો દવ ભડભડ બળી રહ્યો છે. કવિએ 'ના જંપતા' માટે સ્થાનિક બોલી 'નો' નકારવાચક પ્રયોગ કર્યો; એથી ભજન જેવા તળપદ કાવ્યપ્રકારનું અને તળપદ સ્થાનનું વાતાવરણ એક લગરીક વાતમાં સર્જી જાણ્યું છે. કવિએ એ સહુની તૃષા દર્શાવવા 'પ્રાણી'થી 'પાણી'ની તૃષ્ણાનો વિસ્તાર શબ્દચમત્કૃતિથી સાધ્યો છે. 'પ્રાણી' અને 'પાણી'માં આમ તો, સહેજ જ — એક જોડાક્ષરી વ્યંજનનો જ અને તેમાંના અર્ધસ્વરવાળા 'ર' વ્યંજનનો જ ફેર રહ્યો છે. એટલું બંને પ્રયોગોનું શબ્દસામ્ય તરી આવે છે. અહીં એ બંને પદોનું ઉચ્ચારણસામ્ય આંતરપ્રાસની શોભા સર્જે છે; વળી અન્ય રીતેયે એ પંક્તિ અર્થચમત્કૃતિ સાધે છે. કઈ રીતે ? સ્વયં પાણી તો આ પંચમહાભૂતનું એક ઘટક તત્ત્વ છે જે પ્રાણીમાત્રની તરસનું ફેડણહાર છે; તેનીયે ઈશદર્શનની આવી તીવ્ર તૃષા છે. કથનનું આ વૈચિત્ર્ય વક્રોક્ત કાવ્ય-પ્રેરક અને ભાવઘન બની રહે છે. કાવ્યકૌતુકભર્યો એ કસબ ઘણો હૃદયંગમ છે. એથી પ્રભુ અર્થેનો સચરાચર સૃષ્ટિનો અસંગરો અતિસુંદર આલેખન પામ્યો છે.

જગન્નિયંતા પરમાત્માનું સ્વરૂપ પણ કેવું તો અલૌકિક !

*તરણાની છાયા હેઠે કાયા ઢંકાય તારી,*
*આભનાં આભૂષણ તોયે ઓછાં પડે રે જી.*
*બ્રહ્માંડ ભરીને પોઢ્યા કીકીમાં માશો શેણે ?*
*જોવા તોયે લોચનિયાં ઘેલાં રડે રે હો જી.*

ભાવ અને પ્રેરણાનાં પાન વડે આ ટૂકમાં કવિકલ્પના હવે ભવ્યતા ભણી વિચરે છે. કેવી રીતે તે જોઈશું. આ ટૂકના પૂર્વાર્ધની પંક્તિજોડમાં પ્રભુની

અણિમા-મહિમા શક્તિનું દ્યોતક ચિત્ર છે. એ પ્રભુની બલિહારી તો કેવી છે ! આમ જુઓ તો, મામૂલી - ક્ષુદ્ર તરણા જેવા પદાર્થની અલ્પાલ્પ આછેરી છાયા ઓથે તે લપાઈ રહે છે; તો વળી એ જ પ્રભુની વિરાટ કાયા ઢાંકવા માટે સમસ્ત આભનાં આભરણો પણ ઊણાં પડે છે. ગીતા-ઉપનિષદનું વિશ્વપુરુષનું દર્શન અહીં સંભારવા જેવું છે.

અત્રે ટૂકના પૂર્વાર્ધમાં કહેલું તરણાનું ઉપમાન, આપણા એક પ્રાચીન પદનું અન્ય અર્થસંદર્ભમાં સ્મરણ નથી કરાવતું ? 'તરણા ઓથે ડુંગર રે' : ત્યાં કવિ તૃણવત્ માયાની આડશે લપાયેલો આખો ને આખો બ્રહ્મનો ડુંગર ન દેખાયાને શોચે છે. આ ભજનમાં કવિ ઉમાશંકર લે છે તરણાનું જ રૂપક : પણ એ નિરૂપણ એવું વિધેયાત્મક વળોટથી કરે છે કે તે સર્જનાત્મકતાના રસાયણે નવલું જ રૂપ ધારણ કરે છે. એથી કરીને અહીં અભિપ્રેત દર્શનની ભવ્યતા સમગ્ર ભજનને ઊંચકી આપે છે.

એ પછીની ઉત્તરાર્ધ પંક્તિજોડમાં વળી એક ભવ્યતાનો ભાવ સાધે છે. કવિ સમગ્ર બ્રહ્માંડને વ્યાપીને પોઢેલા પ્રભુની ભૂમા — વિરાટ શક્તિનો ક્યાસ કાઢવા વિચારે વળે છે. કવિને વિમાસણ થાય છે; કહે છે : 'કીકીમાં માશો શેણે ?' માનવને એ વાતની મૂંઝવણ છે કે માનુષી મર્યાદાવાળાં આ લોચનો છે : તે કેમ કરીને વિરાટનું દર્શન પોતાનામાં સમાવશે ? માટે જ તો તે સમસ્ત બ્રહ્માંડમાં પોઢેલા તેને જણાય છે. જીવ જો પોતાના અંતરાત્મામાં પરમાત્માને જગાડે તો તેનું પિંડવ્યાપી દર્શન નીપજે : વળી નીપજે તેથી કરીને ભગવાનનું બ્રહ્માંડવ્યાપી દર્શન પણ. પણ માનવ બિચારો ચેતનારાંક, લાચાર છે. એક બાજુ એની અસીમ મર્યાદા છે : બીજી બાજુ, તેનામાં પ્રભુના સાક્ષાત્કારની અપાર, અપરંપાર આરત ભરી છે જે તેને દર્શનવ્યાકુલ કરે છે. પ્રસ્તુત ટૂકની પૂર્વાર્ધ પંક્તિઓમાં તેમ જ ઉત્તરાર્ધ પંક્તિજોડમાં પ્રભુસ્વરૂપ અંગે જે વિરોધાભાસથી કવિએ પ્રભુનું સ્વરૂપ વર્ણવ્યું છે, તેમાંથી ભવ્યતાનો ભાવ પ્રગટે છે.

કવિ આ પ્રકારની ઊંડી તાલાવેલીથી પ્રભુપાગલ માનવહૃદયની દર્શનઝંખના સાક્ષાત્ કરે છે, તેથી અખિલ ભજનનું વાતાવરણ ભક્તિથી દ્રવતું અનુભવાય છે. એ ભક્તિનો ભાવ અહીં નિરૂપિત ભવ્યતાના ભાવ સાથે સંવાદમય એકરસતા નિર્માણ કરે છે. અહીં આગળ કહ્યું તેમ આ ટૂકમાં પ્રભુનો મહિમા બે વિરોધો વડે પ્રમાણ્યો છે; અને એ જ ભવ્યતાનું પ્રેરક બને છે. એ વિરોધો કયા ? ૧. અણોરણિયાન્ મહતોમહિયાન્ પ્રભુસ્વરૂપ ૨. પ્રભુનું ભૂમાસ્વરૂપ અને માનુષી દૃષ્ટિમર્યાદા. આ બંને વિરોધાભાસની રજૂઆત ભાવઘેરી ને હૃદયંગમ છે.

હવે ભજનની છેલ્લી ટૂક — છેલ્લું શિખર. કવિના દ્રવતા હૃદયનો પ્રાણપણે પોકારઃ તેનું આર્જવ :

*ગગન ઘેરીને આજે દર્શન વરસો રે વ્હાલા !*
*ઉરે ઝૂરે રે મારો પ્રાણબપૈયો રે હો જી.*

આ ચરાચરવ્યાપી અનહદનો વ્યાપ પણ અનહદ જ હોય ને ? અને માનવનેય પ્યાસ હોય તો તેના અનહદપણાની જ છે ને ? ઈશ્વરના અનર્ગળ દર્શનને તે કઈ રીતે વાંછે છે ? કવિ કહે છે કે અખિલ આકાશના અવકાશને ઘેરી લઈને — અને એટલે જ સમગ્ર વિશ્વને પોતાનું પાત્ર બનાવીને, હવે તો ભગવાન તેનાં દર્શનનો વરસાદ વરસાવે. એવી અનરાધાર વૃષ્ટિ જ જીવના પ્રાણરૂપી પપૈયાને ધરવી શકે.

અહીં કવિએ વરસાદનું એટલે કે જલનું કલ્પન લીધું. અહીં અને સર્વત્ર, કવિએ જે કલ્પનોવર્ણનો નિયોજ્યાં, તે તમામેતમામ કુદરતનાં મૂળભૂત તત્ત્વો (elements)ને અર્થાત્ પંચમહાભૂત પરિબળોને ખપમાં લઈને. એ સ્વયં સામગ્રીથી જ અનિર્વચનીય, અલગ એવા પરમની આબોહવા પ્રગટાવે છે. જુઓને ! કુદરતનાં આ આદિ તત્ત્વો, તે બ્રહ્માંડનાં સૂરજ, ચંદ્ર, તારકવૃંદ, દવનો અગ્નિ, મહેરામણ, સરસરિતા, પાણી, ગિરિવર અને પૃથ્વી અને આકાશ — આટલાં છે. ભજનમાં આ સહુનો સહિયારો પ્રભાવ ભવ્યતાપ્રેરક છે; જે કવિના હૃદયગતને વ્યક્ત કરવામાં કામયાબ નીવડે છે. ભજનમાં કવિના દ્રવતા હૃદયના ભક્તિભાવ સંગે, સ્તોત્રરૂપ ભવ્યતા જાણે ઝમી રહી છે.

ઉમાશંકરનું આ એક તીવ્ર તાલાવેલીનું ઉત્તમ ભજન છે. શબ્દે શબ્દે તે તાછેલું હોઈ તેનો ભાવચળકાટ ચેતનાસ્પર્શી છે. કહો કે કવિની ઊર્ધ્વીકૃત બૃહત્ ચેતનાનું તેમાં પ્રેરણામય દર્શન છે.

પૂરું કરતાં પૂર્વે એક પ્રશ્ન : આ ભજન પર કોઈ બાહ્ય અસર ખરી ? હા, બાહ્ય સંસ્કાર કવિચેતનામાં આત્મસાત્ બનતાં એક વિશેષ સુંદર સુશ્લિષ્ટ કૃતિ નીપજ્યાનું એ પરિણામ છે. તેના પર રમણલાલ વ. દેસાઈના એક સ્વયં ભાવસુંદર ભજનના સંસ્કાર હોય તો તેમાં નવાઈ નહિ ! એવું સામ્ય ભક્તિભાવના વિષયમાં, ભજનસ્વરૂપની પસંદગીમાં, સમાન ઢાળમાં, મળતી આવતી ઘણી સમાન બાની ને ભાવછટામાં તથા ગુંજરતા લયમાં, ભાવક અનુભવી શકે, તેવું જણાય છે. તે લક્ષણો અછતાં રહેતાં નથી. રમણલાલનું આ ભજન તેમની ગાંધીજીવનભાવનાની ઉત્તમ નવલકથા 'દિવ્યચક્ષુ' (૧૫મું પ્રકરણ)માં પ્રારંભે આવેલું છે એય એ પ્રકારે સુંદર છે કે અન્ય સુંદરને તે પ્રેરી શકે છે. ઉમાશંકરનું આ આરતના ભાવમાં ઓગળતું ભજન તેના ઉદાહરણ જેવું છે. 'દિવ્યચક્ષુ' પ્રથમ તો ધારાવાહિક રૂપે 'કૌમુદી' સામયિકમાં પ્રકાશ પામી અને તે ડિસેમ્બર ૧૯૩૧ પૂર્વે; ત્યાર બાદ તરત જ પુસ્તકરૂપે પ્રકાશન થયું. ઉમાશંકરનું આ ભજન 'વીસાપુર, મે ૧૯૩૨'ની સર્જનસાલ દર્શાવે છે. કદાચ કવિને જેલની બંધિયાર હવાએ પણ આટલી ભાવમુક્ત રચના પ્રેરી હોય ! બંને ભજનો વચ્ચેનો સમય-અનુસંધાનનો સંધિ ખ્યાલમાં રાખવા જેવો છે. રમણલાલના એ સુંદર ભજનનો આસ્વાદ માણવા જેવો અને વળી તુલનાવી જોવા જેવો છે. * માટે આખું જ અહીં પાદટીપમાં મૂક્યું છે.

રમણલાલના ભજનમાં વિરાટ બ્રહ્મનાં પંચમહાભૂત તત્ત્વોનું દબદબાભર્યું ઐશ્વર્ય, તો બીજી તરફ માનુષી મર્યાદાઓની રંકતા, દીનતાનો વિરોધ નમ્રતાના ભાવને ઠીક ઉપસાવી આપે છે જેનું આંશિક સામ્ય ઉમાશંકરમાં જણાશે જ. વળી બાનીનું સામ્ય નોંધવા જેવું છે. જુઓ, બંને ભજનોમાં 'ગગન, નવલખ તારા, સૂરજ, ચાંદા, વિશ્વંભર' શબ્દો — બાની ઉપર ઉપરથી જોતાં પણ સમાન જણાશે. બંને કૃતિમાં ઝંખના અને જીવની મર્યાદા તથા કૃપાયાચનાના ભાવો પણ સમાન છે ઢાળ તો સમાન છે જ. વળી પંક્તિઓના અંત ભાગે 'રે ! હો જી' વ. લોલવાચક લટકણિયુંયે સમાન છે. ઉભયની પ્રથમ પંક્તિ તે જ ધ્રુવપંક્તિ પણ સમાન છે. જો રમણલાલે સંબોધનરૂપે 'રાજા' શબ્દ યોજ્યો છે, તો ઉમાશંકરે 'વ્હાલા' મૂક્યો છે. પ્રથમનું સંબોધન નમ્રતાસૂચક અને બહુ ભાવભર્યું મીઠું છે, જે આપણાં તળપદ ભજનોમાં જોવા મળે છે, તો ઉમાશંકરનું 'વ્હાલા' સંબોધન પણ એટલું જ મીઠું ને ભાવોખ્મ છે.

આ સામ્ય પરથી ઉમાશંકરને તે ભજન સુપેરે પ્રેરક નીવડ્યું હોય તો નવાઈ નહિ એવું અનુમાન કરવા તે પ્રેરે છે. આમ છતાં ફરી વાર કહેવું જોઈએ કે ઉમાશંકરનું ભજન બધી વાતે ઘણું સુબદ્ધ ને અકબંધ સુંદર છે. જાણે કે પૂર્વજ પેઢીના વાચ્યાર્થભાવ પછીની પેઢીને વ્યંજના લગી લઈ જાય છે. આમ નૂતન પેઢીને કાવ્યવિકાસને માર્ગે, પુરોગામી પેઢીની એ સંસ્કાર નવાજેશ છે !

---

* *ગગનોના ઘુમ્મટ બાંધ્યા ! પાથરણે પૃથ્વી માંડી !*
*શૂન્ય શિખરનાં સિંહાસને હો જી !*
*ઝળહળતી જ્યોતે બેઠા ! ટૂંકી છે નજરો મારી !*
*તલપું હું જોવા ઉજાશને હો જી ! ગગનો૦*

*સૂરજ ને ચાંદા કેરા દીવા અખંડ જ્યોત,*
*નવલખ તારાની દીપમાળા રે હો જી !*
*ઘરના તે ગોખે હું તો દીવો પ્રગટાવી બેઠો,*
*આરતીના આળપંપાળ રે હો જી ! ગગનો૦*

*સાયરનાં નીર રાજા ચરણો પખાળે તારાં;*
*મેઘના અભિષેક માથે વરસે હો જી;*
*ખોબામાં પાણી ધરી પામર હું ઊભો રાજા !*
*ચરણે એ પાણી કેમ સ્પર્શશે હો જી ! ગગનો૦*

*વનનાં વન ખીલ્યાં ફૂલ્યાં, ચંદન મળિયાગરાં હો !*
*વિશ્વંભર અભરે ભરિયાં હો જી !*
*તુલસીને પાને બેઠી રીઝવવા રાંક હું તો,*
*રેલાવો રાજા રહેમદરિયા હો જી ! ગગનો૦*

## ઊર્મિગત સંબંધો પ્રકટ કરતી ગઝલો

### હરીશ વટાવવાળા

**ખરાં છો તમે ! : લલિત રાણા 'આતશ' : આતશ પ્રકાશન. ૧૫/બી, જ્ઞાનકુંજ સોસાયટી - નં ૧, ભાદરણ નગર સામે, ન્યૂ સમારોડ, વડોદરા - ૩૯૦ ૦૦૮ કિંમત : ૧૬.૫૦**

માણસમાં રહેલ વિશેષગુણના ઘડતર, વિકાસ કે પ્રાગટ્ય સાથે સાહિત્યનાં વિવિધ સ્વરૂપોનો ગાઢ સંબંધ છે અને એ સંબંધને કારણે માણસના જીવનના રહસ્યને સ્પર્શતી પ્રવૃત્તિ તરીકે સાહિત્યનું પણ એક વિશિષ્ટ મૂલ્ય છે. એ રીતે ગુજરાતી કવિતાક્ષેત્રે ગઝલનો ગુલદસ્તો 'ખરાં છો તમે !' લઈને કવિશ્રી લલિત રાણા 'આતશ'નો પ્રવેશ થાય છે ત્યારે મારે મન એક ઉત્સવ બની જાય છે.

પ્રથમ ગઝલસંગ્રહ ઈ. સ. ૧૯૯૧ના અંતે પ્રકટ થાય છે ત્યારે તેમની ગઝલયાત્રા ઈ.સ. ૧૯૭૧થી ૧૯૮૬ સુધીની જ છે, તેવું તેમના ગઝલસંગ્રહમાં તેઓ જણાવે છે એટલે કે ઈ.સ. ૧૯૮૬ પછીની ગઝલોનો બીજો ગુલદસ્તો પણ ગઝલપ્રેમીઓના અંકે ધરવાનું ધાર્યું હોય ! અને એટલે જ એવું કહેતા હોય કે, 'ગઝલને માણવા મારે ફરી અવતાર લેવો છે' (પૃ. ૩૦) અહીં કવિશ્રી જયન્ત પાઠકના શબ્દો યાદ આવે છે. તેમણે મને કહ્યું હતું કે, 'આપણે તો કવિતાની આરાધના કરવાની છે, કવિતા કદાચ આ જન્મે ન પણ મળે !'

'આતશ'ની ગઝલો તપાસતાં તેમાં રમલ, રજઝ, હઝજ, મુત્કારિબ છંદોનું વૈવિધ્ય માણી શકાય છે. તેમ છતાં પણ તેમને હઝજ અને મુત્કારિબ છંદો વધુ હૃદ્ય હોય તેમ જણાય છે. તેમ જ સમગ્ર ગઝલોનું ચયન કરતાં જણાય છે કે કવિના આંતરજગતનો ઉઘાડ થતો તેમાં જોઈ શકાય છે. તેમની અભિવ્યક્તિ ખૂબ જ સાદી અને સરળ બાનીમાં પ્રકટ થાય છે.

ભાવની દૃષ્ટિએ 'આતશ'ની ગઝલોમાં પ્રિયજનના વિયોગની અને વિચ્છેદની વ્યથા ઘૂંટઈને પ્રકટ થઈ છે. કેટલીક ગઝલોમાં પ્રણયવૈફલ્યની વેદના તો તારસપ્તકે પહોંચતી જણાય છે. એમાંથી વહેતાં લાગણીઓનાં પૂર તો કિનારાઓ તોડીને વહેતાં ચાક્ષુસ થાય છે.

કવિ એની વિસ્મૃતાતી સ્મૃતિઓને અને પોતાની સંવેદનાઓને પોતાના મનઃસ્મૃતિપટલ ઉપર તરતી મૂકે છે. સ્મરણ અને વિસ્મરણ વચ્ચે ફંગોળાતો કવિ કહે છે કે :

*'વસંતોને લઈ ગઈ પછી, ક્યાં યાદ આવું છું ?*
*ભલે તેં પાનખર આપી, સ્મરણમાં રોજ લાવું છું.'*

(પૃ. ૨૬)

આ ગઝલમાં જ કવિ અન્ય એક શેરમાં પોતાની વ્યથાને ઘૂંટીને ઘેરી બનાવે છે :

*ગયા સંબંધ સૌ થીજી, બધા પહાડો તણી આંખે,*
*હવે એકાન્તના દરિયે, નયનમાં ચીસ તરાવું છું.*

(પૃ. ૨૬)

આ રમણીય પંક્તિમાં પ્રિયતમાને મળવાની જે ઉત્કંઠા છે તે એમાં રહેલી કરુણતા અને તીવ્રતા તીવ્ર ગતિએ વહે છે. વળી 'નયનમાં ચીસ'ને તરતી મૂકવાનું કલ્પન ગઝલમાં કદાચ પ્રથમ વખત આવે છે.

કવિનો વર્તમાન વિષાદમય છે, એટલે જ તે અતીતના સુખમય પ્રદેશમાં પ્રવેશી વિષાદને ઘેરો બનાવી નીચેના શેર દ્વારા પ્રકટ કરે છે :

*તમે સાત સાગર તરીને ગયાં પણ,*
*અહીં તો તમારો હજી સાદ આવે.*

(પૃ. ૧૧)

પ્રિયતમાએ જતાં જતાં 'આવજો' કહ્યું અને એ 'આવજો'નો મધુર ધ્વનિ પ્રિયતમને એટલો સુખકર છે કે, વર્ષો પછી પણ તે ધ્વનિ તેના કાનોમાં ગુંજ્યા કરે છે અને પ્રિયતમાની યાદ તો મોંમાં પડેલી સાકરની કટકી .

કાવ્યની બાની અને ઈબારતમાં કેટલાંક હાથવગાં પ્રતીકો દ્વારા ઉપસાવેલાં નવતર કલ્પનો જોવા મળે છે. તેથી જ તો ઊર્મિગત સંબંધોને પ્રકટ કરતી ગઝલો આપણને માણવા મળી છે :

*ઊછળતા શ્વાસમાં મારા, મહાસાગર તણાં મોજાં,*
*હવે ઉચ્છ્વાસથી રણમાં, બધે મૃગજળ વહાવું છું.*

(પૃ. ૨૬)

પોતાના કરતાં પણ પ્રિયતમા ક્યાંય ઊતરતી નથી, તેવું પ્રતિપાદિત કરતાં કવિ કહે છે :

*અમે તો અડીખમ ધરા પર રહ્યા,*
*તમે તો ધરાથી ગગન થઈ ગયાં.*

(પૃ. ૧૦)

પ્રિયતમા જ ધરતી મટીને ગગન થઈ જાય તો ? પ્રિયતમાની પ્રતીક્ષા કરવા માટે કાવ્યનાયકે આકાશ તરફ મીટ માંડીને માત્ર યાદોને વાગોળવાની રહે ! અભિસારની જેમ ! કારણ કે જેને તે ચાહે છે એ પાત્ર તો સ્થૂળદેહે તેની સામે નથી, અને એટલે જ તેની સાથે પસાર થયેલી ક્ષણોને જ યાદ કરવી રહી. તેથી જ તો કવિનો વર્તમાન દુઃખદ છે અને અતીત એટલો જ સુખદ છે. તેમ છતાં કવિનું દુઃખ એ છે કે પ્રિયતમા તેની સામે હતી ત્યારે —

*મિલનનું એક પણ સંભારણું આપી શક્યો ના હું,*
*હવે તારા ભરેલું આભ, સ્વીકારો ગવન રૂપે !*

(પૃ. ૨૮)

પછી તો —

*આ પવનની ડાળખી પર ફરફરીશું આપણે,*
*ને સમયની લ્હેરખીમાં મર્મરીશું આપણે.*

(પૃ. ૨૪)

ઉક્ત શેરમાં 'સાની' મિસરામાં 'ને' અક્ષરને કારણે ગઝલનું સરળ વહન જોખમાય છે. કારણ કે 'ને' અક્ષર એ વિચારોને આગળ વધારવા માટે આધાર તરીકે લીધો છે. વળી, 'મર્મરીશું' શબ્દને ગઝલના મિસરામાં ઉચ્ચારતી વખતે 'મરમરીશું' ઉચ્ચાર થાય છે. આવું થાય ત્યારે શબ્દાર્થ જ બદલાઈ જાય છે. 'આતશ'ની કેટલીક ગઝલોમાં આવું બન્યું છે. આમ થાય ત્યારે ગઝલ તેનું આકારલક્ષી સૌંદર્ય ગુમાવે છે.

કવિની વિચ્છેદ પછીના વિષાદની પીડા તીવ્રતમ બનીને તારસપ્તકે પહોંચે છે, ત્યારે પોતાની વ્યથા આ રીતે વ્યક્ત કરે છે.

*આ સપ્તરંગી અશ્વ પાછા ના વળે તો શું કરું ?*
*મારું હૃદય પણ લાગણીમાં પીગળે તો શું કરું ?*

(પૃ. ૨૩)

*ટોડલે ટહુકી શક્યા ના મોરલા,*
*કાગડા કકળી ગયાનો રંજ છે.*

(પૃ. ૧૮)

અને એ વ્યથાની પીડામાં પીડાતો કવિ તેના અતીતમાં એટલો બધો ઓગળી ગયો છે કે, એને વર્તમાનની ક્ષણોનો આનંદ અલ્પ લાગે છે :

*તમે જલદી હવે આવો, પ્રણયનો વીંઝણો લઈને,*
*સમયની રાખથી 'આતશ' હવે ઢંકાય છે મિત્રો.*

(પૃ. ૨૫)

ઉક્ત શેરમાં 'ઉલા' મિસરામાં કવિ પ્રિયતમાને ઉદ્દેશીને કહે છે. 'સાની' મિસરામાં ઢંકાય છે, ત્યાં સુધી ભાવ જળવાઈ રહે છે. પછી 'મિત્રો' ક્યાંથી આવ્યા ? 'પ્રણયનો વીંઝણો' તો પ્રિયતમા જ લઈ આવે ને લલિતજી ! મિત્રો તો યાદનાં સંભારણાં જ લઈ આવે. પ્રિયતમા અને મિત્રો ક્યારેય સાથે હોય ખરાં ? ખેર ! પણ શેર પૂરો થવા માટે કાર્યકારણનો સિદ્ધાંત તો જળવાવો જોઈએ જ. વળી, દાવો અને દલીલ જે શેર બનવા માટે ગઝલની પ્રથમ શરિયત છે તે પણ જળવાતી નથી. 'આતશ'ની કેટલીક ગઝલોના શેરોમાં આ પ્રકારનું થયું છે. તો કેટલાક આગંતુક શબ્દો કે ભરતીના શેર

પણ જોવા મળે છે. તો ક્યાંક ક્યાંક ભાષાકીય ઉદ્યમ પણ જોઈ શકાય છે. કવિની ગઝલયાત્રા ઈ.સ. ૧૯૭૧થી શરૂ થઈ છે એટલે તેઓ ગઝલપથથી અજાણ્યા તો નથી જ. તેમ છતાં પણ તે પથને સાફસૂથરો બનાવવો જોઈએ તે બનાવ્યો નથી.

ઈયત્તા અને ગુણવત્તાની દૃષ્ટિએ 'આતશ'ની ગઝલો ભલે આપણને નિરાશ કરે, પરંતુ તેમના લોહીના લયમાં વહેતો કવિ જરૂર આશા જન્માવે છે. તેમની કાવ્યબાની અને ઈબારત જોતાં તેમનો આવતી કાલનો શબ્દ જરૂર બળવત્તર થઈને પ્રકટ થશે જ.

## *'રોમેન્ટિક' ગઝલો પરથી પસાર થતાં*

### ભરત ભટ્ટ 'તરલ'

ગઝલ-ભાવકો માટે દિલીપ મોદીનું નામ નવું નથી. 'પંથ' (૧૯૮૩) પછીનો 'દાખલા તરીકે તું...' દિલીપ મોદીનો ગઝલસંગ્રહ છે. 'પંથ' પછી નિજી પગલાંની છાપ ઉપસાવવામાં શ્રી દિલીપ મોદી કેટલા અંશે સફળ થયા છે તેનો ચિતાર 'દાખલા તરીકે તું...'ની ગઝલો આપી શકવા સમર્થ છે.

'દાખલા તરીકે તું...'ની રચનાઓનો મૂડ 'રોમેન્ટિક' છે. સંગ્રહની મોટા ભાગની રચનાઓ 'રમલ' છંદમાં લખાયેલી છે. શ્રી દિલીપ મોદીને 'રમલ' છંદ હૃદ્ય છે. આટઆટલાં રોમેન્ટિક કલ્પનો-વિચારો-પ્રતીકો એક માત્ર 'રમલ' છંદમાં અભિવ્યક્ત કરવા એ કાંઈ નાનીસૂની વાત નથી. પરંતુ અહીં ખાસ એ પણ નોંધવું જોઈએ કે, કેટલીક રચનાઓ 'રમલ' છંદના કારણે જ કવિશ્રીને હાથતાળી દઈ છટકી ગઈ છે.

રમલ છંદમાં હથોટી લાવવી એ હરકોઈ કવિ માટે હવે અઘરી વાત નથી. ગુજરાતી ગઝલોમાં મોટા ભાગે 'રમલ' છંદ વધારેમાં વધારે લખાયો છે અને પ્રયોજાય છે. છતાં રમલ છંદમાં જ લખાયેલી સંઘેડાઉતાર રચનાઓ ખૂબ જૂજ મળી છે — આ રમલની, ગઝલની અને ગઝલકારોની કરુણતા છે.

'દાખલા તરીકે તું...'ના મુખપૃષ્ઠથી અંતિમ પૃષ્ઠની વચ્ચેથી પસાર થતાં ઊડીને આંખે વળગે તેવા શેરો :

*પાંસળીમાં એ ગુલાબી સાંજ સચવાઈ રહી છે,*
*અસ્ત પામેલી ક્ષણો શ્વાસોથી વંચાઈ રહી છે.*

(પૃ. ૯)

*તોય અંધારું સમેટી ના શક્યો,*
*એક આખી મીણબત્તી ગઈ બળી.*

(પૃ. ૧૨)

*કેટલી ભારે હશે એ પળ સનમ,*
*ઊંચકાયો પણ નહીં કાગળ સનમ.*

(પૃ. ૨૧)

*વજ્ર જેવી જુદાઈની વચ્ચે,*
*ઋજુ ક્ષણ : દાખલા તરીકે તું...*

(પૃ. ૨૪)

*બિંબ શું, દર્પણ શું, મારે મન કહો ને,*
*હું તો માણસ હોઉં છું ચ્હેરા વગરનો.*

(પૃ. ૩૪)

*સૂર્યનું ઊગી જવું તોપણ હજી,*
*મન લખે છે રાતના દીવા વિશે.*

(પૃ. ૫૫)

*ઓઢીને દરિયો તું આવી હોત તો,*
*હું ગઝલ લખતે દિલીપ મોજાં ઉપર.*

(પૃ. ૫૬)

*ખુશનસીબી હોય છે એ વાતની,*
*વાંચવા ભાષા મળે જઝબાતની.*

(પૃ. ૮૩)

ભાવકને અહીં ઊર્મિ-સંસ્પર્શથી ભીંજાવાનો પૂરેપૂરો અવકાશ છે. ૯૧ ગઝલો, ૧૮ મુક્તકોથી હર્યાભર્યા આ સંગ્રહમાં સંગીન શેરો પૃષ્ઠે-પૃષ્ઠે છવાયા છે. સંગ્રહના પ્રારંભે 'વેદના-સંવેદના' શીર્ષક તળે

શ્રી દિલીપ મોદીનું નિવેદન તેમની 'દાખલા તરીકે તું...' પ્રત્યેની પ્રેમ-કારુણ્યતાનું સચોટ દર્શન છે. ઉપરાંત 'ફૂલની આંખો સજળ' નામનો ડૉ. રમણલાલ જોશીનો લેખ સંગ્રહની રચનાઓના વિવેચનથી પરિપૂર્ણ છે, તો સંગ્રહના ઉત્તરાર્ધમાં શ્રી મનહરલાલ ચોક્સી લિખિત એક પત્ર દિલીપ મોદીની સર્જનયાત્રાની સાક્ષી પૂરે છે.

જોકે, અહીં સંગ્રહમાં કેટલાંક રદીફ-કાફિયા, પ્રતીકો, કલ્પનો, શબ્દોનો વિનિયોગ એક કરતાં વધારે વખત થયો છે. એનું કારણ કદાચ એક જ પ્રકારના છંદનું વળગણ હોઈ શકે. કવિ આમાંથી મુક્ત રહી શક્યા હોત. દા. ત., કાગળ, મૃગજળ, છળ, પળ, અટકળ, સાંકળ, વાદળ, દર્પણ, રણ, ક્ષણ, પાંપણ, મોજાં, દરિયો, રસ્તો...વગેરે વગેરે કલ્પનો વારંવાર દૃષ્ટિગોચર થતાં હોવાથી વાચકને નવાં પ્રતીકોથી વંચિત રહ્યાનો વસવસો રહી જાય છે.

'દાખલા તરીકે તું'ની ઘણીબધી રચનાઓ રૂઢિગત ન હોવાને લીધે હૃદયસ્પર્શી છે, નવો વિચાર જન્માવવામાં સમર્થ છે. ક્યાંક ક્યાંક કવિ પારંપરિક શબ્દ-પદાવલિની આંગળી ઝાલીને 'રોમેન્ટિક મૂડ' લાવવામાં સફળતા પામ્યા છે. આકર્ષક મુખપૃષ્ઠ એ પણ આ સંગ્રહનું જમાપાસું ગણી શકાય.

## *અસ્તિત્વની અડાબીડતા : 'અકબંધ'*

નલિન પંડ્યા

['અકબંધ' : ડૉ. મફત ઓઝા, બાલજગત પ્રકાશન, ૫૦૪, સમૃદ્ધિ બિલ્ડિંગ, સત્તર તાલુકા સોસાયટી પાસે, હાઈકોર્ટ સામે, અમદાવાદ-૧૪, કિં. રૂ. ૩૦, પ્ર. ૧૯૯૧]

મફત ઓઝાનો 'અકબંધ' કાવ્યસંગ્રહ જોતાં અકબંધ એટલે યથાવત્, એમનું એમ, યથાસ્થિત, અણનમ જેવા અર્થો ઉદ્‌ભવે છે. અહીં વાત માનવીના અસ્તિત્વની યથાતથ સ્થિતિની છે. કશુંક આંતરિક રીતે પામવાની શોધ જ, એક યાતના સદીઓથી માનવીય લક્ષણ બની ચૂક્યું છે; એ જ માનવીની અકબંધતા હોઈ શકે. એની પોતાની શોધ આદરી ચૂકેલો, ગામડામાંથી શહેરમાં આવેલો, પોતાનામાં ('સ્વ'માં) થતું પરિવર્તન જોતો કવિ સંગ્રહના ઉઘાડમાં કહે છે :

*"હું એક એવા નગરમાં આવી ચડ્યો છું*
*હતો ફૂલોનો શ્વાસ ને ડામર પી ગયો છું."*

આમ તો અસ્તિત્વના બે એકમો Being અને Nothingnessમાંથી કવિ બિઈંગને ઉઠાવે છે; એની સાથે નથીંગનેસ પણ પ્રગટ થઈ જ જાય છે. ખરેખર તો અહીં 'હું' શબ્દ દ્વારા અસ્તિત્વનો ટૂંકાતો જતો વ્યાપ અને તેની અસરો વ્યક્ત થાય છે. 'હું' શબ્દથી પ્રયોજાયેલાં 'હજીયે', 'મારા ઘરમાં મને શોધતો,' 'હવે', 'હું નથી,' 'એ હું છું', 'શોધો મને', 'શું થશે' કાવ્યો અસ્તિત્વ ઘટક બની રહે છે. એ અંગે 'હજીયે'માંની પંક્તિઓ માણીએ :

*'હું*
*મારા આકાશમાં ઓગળી જવા*
*કેટલાય જન્મો લઈ ચૂક્યો છું અહીં*
*મને તો માત્ર મળી છે માછલી એક્વેરિયમમાં*
*ને મળ્યો છે સાગર નકશામાં દોરેલો*
*દીવાલે લટકતો...'*

આધુનિક યુગમાં બેહૂદા માનવજીવનનાં નાગરી રૂપો આ રીતે રચાય છે.

સાંપ્રત યુગમાં નગરમાં ટકી રહેલો માનવી સ્વ ('હું')ની શોધ કરવા નીકળ્યો છે. નગરને એ સંવેદતાં સંવેદતાં વિવિધ આકારો સર્જતો જાય છે. આ આકારોમાં ગોઠવાયેલો માનવી-કવિ પોતાની જાતને જુએ છે. આવા આકારો પ્રગટાવતાં કાવ્યો 'પરિવર્તન', 'આમ તો,' 'શું થશે,' 'તને સલામ', 'નગરવટો,' 'મારા નગરનો ઉનાળો,' 'આમ જ જીવવાનું', 'એ વિના', 'શહેર વચ્ચે ઝાડ પરના પંખીની વેદના,' 'નદીની વ્યથા,' 'આ કોણ ?' સંગ્રહનાં નોંધપાત્ર કાવ્યો છે. છતાં 'આમ જ જીવવાનું' કાવ્યમાં 'જીવવાનું' શબ્દથી જ સમગ્ર કાવ્યના ધ્વન્યાર્થનો ખ્યાલ ભાવકને આવી જાય છે. તો પછી 'જીવવાનું

અસંખ્ય જીવોની જેમ' કહીને તિર્યકતા ગુમાવવાની જરૂર શી ? 'એ વિના' કાવ્યમાં શહેરની નિબિડ ભીંસ આગવી શૈલીમાં પ્રગટે છે. રોજબરોજ શહેરમાં યંત્રવત્ રીતે થતી અવરજવરમાંથી માનવ-અસ્તિત્વને ઘટનારૂપાંતરણ (The transphenomenality of being)નો નવો અર્થ સાંપડે છે.

'છ અપ-ડાઉન કાવ્યો'માં રેલવેના વાતાવરણને આલેખતાં આલેખતાં યુગયુગાંતરની જન્મ-મૃત્યુની ફિલસૂફી પાસે જઈને વાત અટકીને અટકતી નથી. એમાંથી કોઈક રહસ્યનો અણસાર મળી આવતી પંક્તિઓ :

*'ટિકિટ, પ્લૅટફોર્મ, પાટા, કૅબિન અને*
*સિગ્નલો બધાં છે પરિચિત*
*છતાં સાવ અજાણ્યો*
*મને મૂકીને કો'ક*
*ચડે-ઊતરે છે યુગોથી.'*

આ છએ છ ખંડો દ્વારા કવિએ જન્મ-મૃત્યુનો ગ્રાફ પૂર્ણ કર્યો છે. જીવનની ફોગટ દોડભાગ છેલ્લું સ્ટેશન આવતાં લગી ચાલે છે.

આપણે ત્યાં ગીતોમાં ચાલેલી પ્રલંબ લયની ફેશન પરેડમાંથી તર્કબદ્ધતા સિવાય કશું ઝાઝું નિષ્પન્ન થયું નથી. એનો ભોગ 'અકબંધ'નાં કેટલાંક ગીતો બન્યાં છે. ખરેખર ગીતોનું સાચું ઊર્મિબળ અને કછોટાબંધ શૈલી 'જળમાં ડૂબે જળ', 'પતંગિયાને,' 'અંધારાનું ગીત,' 'મારા અસલી રંગનું ગીત,' 'આછેરા ધુમ્મસમાં ઝૂલે,' 'ઊગી ગઈ અજવાળી રાત,' 'ઢેફાનો ઢગ તું' ગીતોમાં પ્રગટ થાય છે. 'પતંગિયાને'માં આભ તરડાયાની વેદના સાથે મન તરડાયાની વેદના ગવાઈ છે. અહીં વહેલી સવારના રંગદર્શી વાતાવરણમાં વેદના કેવી રીતે ઉદ્ભવે છે એનું એમાં એક કૌતુક દર્શાવ્યું છે. એમાં લયની કરામત અને પ્રાસનું નાવીન્ય જુઓ :

*'એકાદી ડાળીને રોપી દઈ આંખમાં*
*લીલું નાઘેર વન ત્રાડે છલંગિયું*
*ચકલીની ચીં...ચીં થી તરડાયું આભ*
*એને સાંધવા મથે છે પતંગિયું'*

અહીં લીલું નાઘેર વન પ્રેમનું પ્રતીક બનીને આવે છે. પણ પ્રેમની અસર ઊભી થતાં ચકલીના ચીં...ચીં અવાજથી એ તરડાઈ જાય છે. 'પતંગિયું' સાથે છલાંગ શબ્દ પરથી 'છલંગિયું' પ્રાસ આવી મળે છે.

એકંદરે 'અકબંધ'નાં કાવ્યો નવું વળાંકબિંદુ દર્શાવી આપે છે. આ પૂર્વેના મફત ઓઝાના કાવ્યસંગ્રહોથી અહીં કાવ્ય-પદાવલીમાં ભિન્નતા વર્તાય છે. આ કાવ્યસંગ્રહ નામક 'ત્રણ અકબંધ કાવ્યો' જ આખા સંગ્રહનો પ્રધાન સૂર બની રહે છે. માનવ અસ્તિત્વના મૂળમાં રહેલા Egoને લીધે હોવા ન હોવા (Being &Nothingness)ના પ્રશ્નો ઊભા થાય છે. સાર્ત્ર આવા અર્થને આવરી લેતાં કહે છે કે, "When I exist my body in the Process of achieving my usual relations with objects in the world, this my "body for me."જગતના પડકારો સાથે સંબંધ જાળવવા પોતાની જાત કેન્દ્રસ્થાને રહે છે. આ દેહ એનું (માનવીનું) માધ્યમ છે જેથી એ એના ઈડ્, ઈગો, સુપરઈગો વિશેની સભાનતા જાળવીને ફરે છે. અહીં પોતાની જાત પ્રત્યેથી આવી સભાનતા એ જ અકબંધતા છે. માટે જ કવિ કહે છે :

*'ધૂળમાં પડેલી પગલીઓ વંટોળમાં વમળાય એવું*
*મારામાં મારું અકબંધ હોવું*
*ઈશ્વર જેટલું સાચું હોવા છતાં*
*ચડું ઊતરું પગથિયાં*
*ગણું કોઠા સાત.'*

અહીં દુન્યવી સંઘર્ષોમાંથી પોતાની જાતની સભાનતા શોધતાં શોધતાં કવિ પોતાનું અસ્તિત્વ દર્શાવે છે. કદાચ એ જ ઈશ્વરરૂપ સભાનતા હોઈ શકે. આવો જ ધ્વનિ સાર્ત્રે પ્રગટ કર્યો છે : 'If God is consciousness, he is integrated in the totality.' આવી અસ્તિત્વની અડાબીડતા અને પૂર્ણતા મફત ઓઝા 'અકબંધ' દ્વારા પ્રગટાવવા મથ્યા છે અને એ પ્રગટે છે. અસ્તુ.

## પ્રેમ જે માગે છે

પ્રેમ જે માગે છે તે આપી નથી શકાતું.

ઓળખ એ પહેલી માગે
જેને આલેખવી એ જ કપરું કામ.

નામઠામકામજાતિપાંતિસમાજવ્યવહારધર્મ
સૌ આભરણ ઉતારી
નરી સાહજિક અવસ્થા પ્રગટ કરતાં તો
સૈકાઓ વીતે;
અને એ પણ ક્યારેક કોઈ સૈકાના
અદ્ભુત દશકામાં, શુભ સંવત્સરે, મંગળ દિવસે
આકાર ધરે
ત્યારે તે જે માગે છે તે
નથી તો ત્યાગ, નથી તો વૈરાગ્ય
નથી તો તમારી સહજ સભાનતા
નથી તો તમારું અખિલાઈનું ઐશ્વર્ય—
માગે છે માત્ર માટીને ગુંદીને ઘડી શકે એવો પ્રેમરસ.
જેનું બુંદેબુંદ સાચવવા, સમર્પવા
ધર્મસમાજવ્યવહારજાતિપાંતિકામઠામનામ
સૌ આભરણો ફરીથી શોભાવવાં પડે.

અને આટલું કરતાં જ એ તરત હાથ લંબાવી પૂછે :
આપશોને તમે ?

પ્રેમ જે માગે છે તે આપી નથી શકાતું.

હસમુખ પાઠક

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમન્ત ૨૦૪૯ : સળંગ અંક ૨૧૦ : દ્વિજ અંક ૧૩૮



તંત્રી
ધીરુ પરીખ



સલાહકાર
રાજેન્દ્ર શાહ ❊ નિરંજન ભગત

❊ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૫૦, પરદેશમાં રૂ.૧૭૫ (હવાઈ માર્ગે) આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
❊ આ અંકની છૂટક કિંમત રૂ. ૮
❊ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં — પ્રગટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ - ૩૮૦ ૦૦૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ ફોન : ૪૪૭૬૬૦
ટાઈપસેટિંગ : અપૂર્વ આશર, ઇમેજ સિસ્ટમ્સ ☎ 400688
મુદ્રણસ્થાન : ગાયત્રી મુદ્રણાલય, ૧૫ અમદાવાદ ઔદ્યોગિક વસાહત સંઘ, અમદાવાદ ૩૮૦ ૦૦૪

## આગોતરા ગ્રાહકની યોજના

# • કવિલોક ટ્રસ્ટનું નવું સીમાસ્તંભરૂપ પ્રકાશન •

### મહાકવિ ડેન્ટિકૃત ડિવાઇન કૉમેડિનો કવિશ્રી રાજેન્દ્ર શાહે કરેલો સંપૂર્ણ પદ્યાનુવાદ

---

વિશ્વનાં સાત મહાકાવ્યોમાં ઇટાલિયન કવિ ડેન્ટિનું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ' અનેક રીતે વિશિષ્ટ છે. આ વિશ્વવિખ્યાત કૃતિનો આપણી ભાષામાં સૌપ્રથમ વાર, અને સંભવતઃ ભારતીય ભાષાઓમાં પણ સૌપ્રથમ વાર, અનુવાદ ઉપલબ્ધ થાય છે. મૂળ કૃતિના ૧૦૦ સર્ગનો એ જ રીતે ૧૦૦ સર્ગમાં વસંતતિલકા છંદમાં પ્રવાહી અને સ-રસ આ અનુવાદ આપણા અનુવાદસાહિત્યમાં એક ઘટના ગણાશે. આ અનુવાદ 'કવિલોક' દ્વિમાસિકના કદનાં આશરે ૩૦૦ પૃષ્ઠમાં પ્રગટ થશે. આ ગ્રંથની છપાઈના નમૂનારૂપ પૃષ્ઠો અગાઉના અંકમાં અનુવાદ વિભાગમાં આપવામાં આવ્યાં છે. અનુવાદને અંતે મહત્ત્વના સંદર્ભો આપવામાં આવ્યા છે, જે વાચકને મૂળ કૃતિના આસ્વાદમાં સહાયભૂત થશે.

આ અનુવાદ ભારે કાગળ પર કૉમ્પ્યૂટર કમ્પોઝ અને ઑફ-સેટ છપાઈમાં પાકા અમેરિકન બાઈન્ડિંગમાં તૈયાર થશે. આ ગ્રંથ માર્ચ ૧૯૯૩ના આરંભમાં પ્રકાશિત થશે. આ દળદાર ગ્રંથની કિંમત રૂ. ૨૫૦=૦૦ રહેશે. પરંતુ ૨૮મી ફેબ્રુઆરી ૧૯૯૩ પહેલાં આગોતરા ગ્રાહક થનારને તે માત્ર રૂ. ૧૫૦=૦૦માં જ આપવામાં આવશે. આ ઉપરાંત રૂ. ૧૦=૦૦ સાદા બુક પોસ્ટની રવાનગી-ખર્ચના આપવાના રહેશે. આમ, રૂ. ૨૫૦=૦૦નો આ ગ્રંથ ઘેરબેઠા માત્ર રૂ. ૧૬૦=૦૦માં જ મેળવી શકાશે.

આગોતરા ગ્રાહક થનારે રૂ. ૧૬૦=૦૦નો 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો ડ્રાફ્ટ અથવા મનીઑર્ડર નીચેના સરનામે મોકલવો :

**કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯**

# કવિલોક ટ્રસ્ટની પ્રવૃત્તિઓને વધુ સંગીન રૂપ આપવા

# સવિશેષ ફંડ માટે અપીલ

છેલ્લાં ૩૪ વર્ષથી 'કવિલોક' દ્વિમાસિકનું નિયમિત પ્રકાશન થાય છે. આ ઉપરાંત વિશેષ કાવ્યસંગ્રહો પણ કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કર્યા છે. વળી, આશાસ્પદ નવા કવિઓના પ્રથમ કાવ્યસંગ્રહનું પ્રકાશન 'નવ્ય કવિ શ્રેણી' અન્વયે થતું રહે છે. કાવ્યાભ્યાસના કેટલાક વિશિષ્ટગ્રંથો પણ ટ્રસ્ટે પ્રકટ કર્યા છે. આજ સુધીમાં ટ્રસ્ટે કુલ ૨૦ પ્રકાશનો કર્યાં છે.

છેલ્લાં ચાર વર્ષથી વિશ્વની પ્રમુખ ભાષાઓના કાવ્યસંગ્રહો, કવિચરિત્રો, કવિપત્રો, કાવ્યવિવેચનો આદિને ઉપલબ્ધ કરાવવાની યોજના અન્વયે 'વિશ્વ કવિતા કેન્દ્ર'નો પણ અમદાવાદમાં શાહીબાગ ખાતે પ્રારંભ કરવામાં આવેલો છે. હાલ ત્યાં વિવિધ ભાષાઓના કવિતાવિષયક આશરે ૨૫૦૦ ગ્રંથો ઉપલબ્ધ કરાયા છે. આ ઉપરાંત વિશ્વની વિવિધ ભાષાના મહત્ત્વના કવિઓની કવિતા પર અધિકારી વક્તાઓનાં અધ્યયનશીલ વ્યાખ્યાનો પણ આ કેન્દ્રમાં નિયમિત સ્વરૂપે યોજાય છે, જેની શ્રાવ્ય કેસેટો પણ કેન્દ્રમાં તૈયાર કરેલી છે. આ કેન્દ્રમાં કવિઓનાં સ્મૃતિચિહ્નો, તેમના અવાજમાં તૈયાર થયેલી કાવ્યપઠનની દૃશ્યશ્રાવ્ય કેસેટો, મહત્ત્વના ગુજરાતી વિગત કવિઓનાં કાવ્યોની હસ્તપ્રતો આદિનો સંગ્રહ કરવાનું પણ આયોજન છે. આ યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હોવાથી સારા એવા પ્રમાણમાં નાણાંભંડોળની જરૂર પડશે.

આ માટે ટ્રસ્ટે નીચેની યોજના કરી છે જેમાં ચાર પ્રકારે સહયોગ આપી શકાશેઃ

| | | |
|---|---|---|
| ૧. | સામાન્ય દાતા-ફાળો | રૂ. ૧,૦૦૦/-કે તેથી વધુ |
| ૨. | સહાયક દાતા-ફાળો | રૂ. ૨,૫૦૦/-કે તેથી વધુ |
| ૩. | શુભેચ્છક દાતા-ફાળો | રૂ. ૫,૦૦૦/-કે તેથી વધુ |
| ૪. | સંવર્ધક દાતા-ફાળો | રૂ. ૧૦,૦૦૦/-કે તેથી વધુ |

ટ્રસ્ટને અપાતાં સર્વ દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.

આવા સહયોગીને 'કવિલોક' દ્વિમાસિક આજીવન મોકલાતું રહેશે તથા કવિલોકનાં પ્રકાશનો મુદ્રિત કિંમતના ૨૫% વળતરથી મળી શકશે.

અમને શ્રદ્ધા છે કે સૌ કાવ્યરસિકો તરફથી આ યોજનાને સારો પ્રતિભાવ સાંપડી રહેશે.

આપ આપની રકમનો ચેક 'કવિલોક ટ્રસ્ટ'ના નામે નીચેના સરનામે મોકલી શકશોઃ

**'કવિલોક ટ્રસ્ટ', લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯**

હેમન્ત વિ. સં. ૨૦૪૯ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૨

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म ए धि ॥

## કાવ્ય અને કાવ્યાસ્વાદ

કાવ્યપદાર્થ, વસ્તુતઃ તો, એક અને અખંડ પુદ્‌ગલ છે. પણ તેના સ્વરૂપને સમજવા માટે ભિન્નભિન્ન વિવેચકો અને વિમર્શકો, અંધહસ્તિન્યાયે, ભિન્નભિન્ન રીતે મથે છે. કોઈ એના અન્તસ્તત્ત્વ પર ભાર મૂકે છે, તો કોઈ આકારનિર્મિતિ પર. કોઈ તેમાં શબ્દને પ્રધાન ગણે છે, તો કોઈ છન્દોલયને; કોઈ દર્શનને તો કોઈ આનન્દદાયિત્વને. કાવ્યમાં આ બધું હોય છે અવશ્ય, પણ આમાંનું કોઈ પણ એક જ તત્ત્વ તે કાવ્ય નથી. તેમ આ બધાંનો સરવાળો એટલે કાવ્ય એવું પણ નથી.

કાવ્યાસ્વાદ એ, આમ, એક આપકળા છે. આપણે જોઈ શકતાં હોઈએ છીએ આપણી પોતાની અંદરની આંખ ઊઘડી હોય છે તેટલું જ; ને પામી શકતાં હોઈએ છીએ આપણી પોતાની પાત્રતા હોય તેટલું જ. કાવ્યનાં શિક્ષણ, વિવેચન, ચર્ચા આદિનો ઉપયોગ હોય છે ભાવકની અંદરની આંખ ઉઘાડવા પૂરતો. ને શિક્ષણ, વિવેચન, ચર્ચા આદિ પણ અન્તશ્ચક્ષુ સૌનાં ઉઘાડી શકતાં હોય છે એવું નથી. કાવ્યનો મર્મ પામવામાં ભલભલા વિદ્વાનો ગોથું ખાઈ ગયા હોય એવાં ઉદાહરણો પણ ઓછાં નથી.

મનસુખલાલ ઝવેરી

# સૉનેટ : સ્વરૂપ અને વિકાસ

## પ્રસાદ બ્રહ્મભટ્ટ

ઊર્મિકાવ્યનો પ્રકાર ગણાયેલ સૉનેટનાં મૂળ કેટલાક વિદ્વાનો ગ્રીક એપિગ્રામમાં જુએ છે. પણ સાહિત્યસ્વરૂપ તરીકે તેની ઉત્પત્તિ ઇટાલીમાં ૧૩મી સદીમાં થઈ. ઇટાલીમાં ગ્વીતોનીના હાથે સિદ્ધ થઈ દાન્તે, પેટ્રાર્ક જેવા કવિઓ દ્વારા સંમાર્જિત થયેલો આ પ્રકાર સ્પેન, પૉર્ટુગલ અને ફ્રાન્સમાં બોદલેર, વાલેરી, માલાર્મે જેવા કવિઓ દ્વારા સમૃદ્ધ બને છે. જર્મનીમાં રિલ્કે અને ઇંગ્લૅન્ડમાં સર ટૉમસ વાયટ તેનું ખેડાણ કરે છે. ત્યાર બાદ શેક્સપિયર, મિલ્ટન વગેરે કવિઓ આ સ્વરૂપને આરાધે છે.

'Sonnet' શબ્દના મૂળમાં ઇટાલિયન શબ્દ Suono રહેલો છે. એનો અર્થ 'અવાજ' થાય છે. અંગ્રેજ કાવ્યસમીક્ષક સર આર્થર ક્વીલર કૂચ Sonare (અર્થાત્ વાદ્ય વગાડવું) ઉપરથી વાદ્ય સાથે ગવાતી રચનાને Sonnetto કહેવાતું, એવો મત પ્રદર્શિત કરે છે. લૅટિન શબ્દ Sonusનો અર્થ પણ 'અવાજ' થાય છે. પ્રોવેન્સ પ્રાન્તમાં ઘેટાને ગળે જે ઘંટડીઓ બંધાતી તેમાંથી ઝીણો મધુર ધ્વનિ રણકતો. એના પરથી ફ્રેન્ચ ભાષામાં Sonnette શબ્દ રચાયો છે. આ પરથી એવું તારણ કાઢી શકાય કે 'સૉનેટ'ને સૂર અથવા નાદતત્ત્વ સાથે સંબંધ છે.

સૉનેટના સાહિત્યસ્વરૂપનો વિચાર તેના બહિરંગ અને અંતરંગ સંદર્ભે કરવામાં આવે છે. બહિરંગમાં પંક્તિસંખ્યા જોઈએ તો ચૌદ પંક્તિઓ નિશ્ચિત છે. તેને અપરિહાર્ય લક્ષણ ગણવામાં આવ્યું છે. ઇટાલીમાં પેટ્રાર્કે અષ્ટક અને ષટ્ક એવા પંક્તિવિભાગો પ્રચલિત કરેલા. ઇંગ્લૅન્ડમાં શેક્સપિયરે ત્રણ ચતુષ્ક અને એક યુગ્મ પ્રકારનું પંક્તિવિભાજન અપનાવ્યું. મિલ્ટને પંક્તિવિભાગ ન રાખતાં સળંગ ચૌદ પંક્તિઓ એકસૂત્રે બાંધી રાખી. આ સિવાયના પંક્તિવિભાગો પણ દાન્તે તથા અન્ય કવિઓએ વળાંકની આવશ્યકતા પ્રમાણે પાડ્યા હતા.

સૉનેટને રોઝેટીએ 'એકાદ ક્ષણનું સ્મારક' કહ્યું છે. અલબત્ત, એ ક્ષણ વિશિષ્ટ છે. એનો અનુભવ લાક્ષણિક છે. થિયોડૉર વૉટ્સડન્ટને સૉનેટને સમુદ્રતરંગનાં, મોજાંનાં ભરતી-ઓટ સાથે સરખાવ્યું છે. અષ્ટકમાં પૂર ભરતીએ ચડે છે. ષટ્કમાં ઓટ આવે છે. અલબત્ત, સૉનેટના અંતે વિચારતરંગના વિલયને બદલે પ્રચંડ પછડાટ પણ આવે. પણ મહત્ત્વ છે તરંગની ગતિના પલટાનું, અર્થાત્ વિચાર કે ઊર્મિના નિરૂપણમાં વળાંકનું. શેક્સપિયર પ્રકારનાં સૉનેટોમાં ત્રણ ચતુષ્કોમાં ભાવપિંડનો ક્રમશઃ વિકાસ થતો આવે ને અંતે યુગ્મમાં ભાવપ્રકર્ષ સચોટપણે સિદ્ધ થતો જોવા મળે છે.

પંક્તિમાપ અંગે જોઈએ તો મૂળ ઇટાલિયન સૉનેટની પ્રત્યેક પંક્તિ ૧૧ સિલેબલ્સ(શ્રુતિઓ)ની બનેલી છે, જ્યારે અંગ્રેજીમાં ૧૦ સિલેબલ્સની. પશ્ચિમમાં આયમ્બિક છંદ પ્રયોજાય છે. અંગ્રેજીમાં આ છંદ પાંચ ગણનો હોવાથી આયમ્બિક પેન્ટામિટરના નામથી જાણીતો છે. ગુજરાતીમાં મુખ્યત્વે ૧૪થી ૧૯ શ્રુતિઓના અક્ષરમેળ છંદોનો પ્રયોગ સૉનેટરચનામાં થાય છે. અનિવાર્ય હોય ત્યાં ક્વચિત્ છંદોમિશ્રણ પણ થાય છે.

પેટ્રાર્કશાઈ સૉનેટમાં સામાન્ય રીતે કખખક કખખક પ્રાસ અષ્ટકમાં અને ગઘચ ગઘચ પ્રાસ ષટ્કમાં હોય છે. ષટ્કમાં ક્વચિત્ ગઘ ગઘ ગઘ અથવા ગઘ ઘગ ગઘ પ્રકારની પ્રાસસંકલના પણ દૃષ્ટિગોચર થાય છે. પેટ્રાર્કશાઈ પ્રકારમાં સૉનેટની ૧૩ અને ૧૪મી પંક્તિના પ્રાસ એક જ હોતા નથી. શેક્સપિયરશાઈ સૉનેટમાં કખ કખ, ગઘ ગઘ, ચછ, ચછ, જજ એ પ્રકારે પ્રાસ હોય છે. ગુજરાતીમાં આ પ્રકારની નિશ્ચિત પ્રાસ-સંકલના બહુ ઓછા કવિઓએ કરી છે. ખબરદાર જેવા કવિ ચુસ્ત પ્રાસરચના કરવા જતાં કૃત્રિમતામાં સરી પડ્યા છે. આપણાં

ઘણાં ઉત્તમ સૉનેટો પ્રાસરહિત છે. અલબત્ત, પ્રાસનું 'દીવે દીવો પ્રગટે એવું તત્ક્ષણોત્થ અન્યોન્ય જનકત્વ' ઘણી વાર મનોહારી, અર્થપોષક અને અર્થોત્તેજક હોય છે.

સ્વરૂપની દૃષ્ટિએ સૉનેટનું આકર્ષણ બહિરંગ કરતાં અંતરંગમાં વિશેષ છે. સૉનેટક્ષમ અનુભૂતિ જે આગવા વૈશિષ્ટ્ય સાથે પ્રગટ થાય છે તે વિશેષ મહત્ત્વનું છે. ઉમાશંકર જોશી કહે છે તેમ, 'સૉનેટ બનવા માટે તો એના કાવ્યવસ્તુમાં — કથયિતવ્યમાં - જ કંઈક એવું હોવું જોઈએ જે સહજ રીતે આરોહ-અવરોહ, અવરોહ-આરોહમાં જ પોતાની અભિવ્યક્તિ શોધે. આ એનું અંતરંગ, ને એને પકડવા માટે તો ચૌદ લીટી ને આડાઅવળી પ્રાસાનુપ્રાસી ને એ બધી મથામણ છે.' ('શૈલી અને સ્વરૂપ', પૃ. ૧૬૦) ઊર્મિ કે ચિંતનનો મરોડ, વળાંક સૉનેટનું અનિવાર્ય જીવાતુભૂત તત્ત્વ છે, વ્યાવર્તક લક્ષણ છે. આ વળાંકને સૉનેટના પંક્તિવિભાગ સાથે આંતરસંબંધ છે. અંતની ચોટ સૉનેટનું લક્ષણ છે, પણ અનિવાર્ય નહીં. ચોટ સાધવા માટે કૃત્રિમ રીતે અંતમાં સૂત્રાત્મક પંક્તિઓ ગોઠવી દેવાથી તે કૃત્રિમ, નાટકી બને છે. સૉનેટ ચિંતન-મનન વિચારપ્રાણિત ઊર્મિરસિત સાહિત્યસ્વરૂપ હોઈ મહદંશે સભાન કલાનિર્મિતિ છે. પરિણામે તેમાં એકાદ શબ્દ પણ નિરર્થક, નિર્હેતુક આવી કે નભી શકે નહીં. તેમાં અલંકાર, કલ્પન, પ્રતીક વગેરે પણ સાભિપ્રાય, સહેતુક હોય તે જરૂરી છે. કરકસર, સૂક્ષ્મતા અને તીક્ષ્ણતા સૉનેટના સુઘટ્ટ પોત માટે આવશ્યક છે.

સૉનેટમાં મુખ્યત્વે એક જ વિચારકણ, રાગબિંદુ, અનુભવઅંશ વ્યક્ત થઈ શકે. મૉલ્ટન સહેજ રમૂજ સાથે કહે છે કે સૉનેટ તો છે 'an apartment for a single gentleman in verse'. તત્ત્વદૃષ્ટિએ મૉલ્ટનને આ કાવ્યસ્વરૂપ એવું લાગ્યું છે જેમાં વિચારનું વ્યક્તિત્વ જાળવવાની પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચે છે. સૉનેટના વિષય અંગે ક્રૉસલૅન્ડનો મત સર્વસ્વીકૃત છે : 'સૉનેટ માટે તે વિષય ઉત્તમ, જેમાંથી ઉત્તમ સૉનેટ રચી શકાય.' સૉનેટમાં ઊંડા રહસ્યમર્મ કે ગહન ચિંતન-મનન હોવા છતાં તે ઊર્મિકાવ્યનો પ્રકાર હોઈ તેમાં ઊર્મિતત્ત્વ તો હોવાનું જ. ઊર્મિકવિતાની જેમ સૉનેટ પણ આત્મલક્ષી, પરલક્ષી કે પાત્રલક્ષી હોવાનું.

એક જ વિષયનાં વિવિધ પાસાં વિશે સ્વયંપર્યાપ્ત એવાં પાંચ, સાત, દસ કે વધુ સૉનેટ, માળાના મણકાની માફક રચવામાં આવે ત્યારે સૉનેટમાળા અસ્તિત્વમાં આવે. સૉનેટમાળામાં પ્રત્યેક સૉનેટ સ્વતંત્ર હોવા છતાં બે સૉનેટ વચ્ચે સૂક્ષ્મ આંતરસંબંધ હોય છે. સૉનેટમાળાના બધા મણકા પરસ્પર ગૂંથાઈ કોઈ નવું સૌન્દર્ય નિષ્પન્ન કરે છે. કોઈ પ્રગાઢ, સમૃદ્ધ અને બહુપરિમાણી અનુભૂતિમાંથી સૉનેટમાળા સર્જાય છે. એક સૉનેટ બીજા સૉનેટના સ્વતંત્ર ઘટકત્વને હાનિ પહોંચાડતું નથી, ઊલટાનું પૂરક બને છે. સૉનેટમાળામાં ગોઠવેલાં સૉનેટનો ક્રમ બદલી શકાય એ ક્રૉસલૅન્ડનું મંતવ્ય સ્વીકારી ન શકાય. સૉનેટમાળામાં ક્રમિક વસ્તુવિકાસ થતો હોય છે, વળી પ્રત્યેક ઘટક પરસ્પરની સહોપસ્થિતિથી નવું પરિમાણ પ્રાપ્ત કરે છે.

લગભગ આઠેક સૈકા સુધી જીવંત રહેલું અને અનેક ઉતારચઢાવ જોઈ ચૂકેલું સૉનેટનું સાહિત્યસ્વરૂપ નવા નવા રૂપે રૂપાયિત થઈ અનેક કવિઓની કલમે વિલસતું રહ્યું છે. સૉનેટને કવિતાકલાની કલગી કહેવામાં આવ્યું છે. સૉનેટની કાયા અલ્પ હોવા છતાં તેમાં વિરાટતત્ત્વના આવિષ્કાર માટે પર્યાપ્ત અવકાશ રહેલો છે. ઉમાશંકર જોશી કહે છે, 'સૉનેટ જોઈને આપણને થાય છે કે વિરાટ વામનસ્વરૂપે વિહરે છે ત્યારે પણ કેવો સુંદર લાગે છે !' ('શૈલી અને સ્વરૂપ', પૃ. ૧૯૩)

મોટા ભાગના અભ્યાસીઓ ગ્વીતોની(ઈ. ૧૨૩૫થી ૧૨૯૪)ને સૉનેટના પ્રથમ સર્જક તરીકે સ્વીકારે છે. બહુ પ્રચલિત ઇટાલિયન સૉનેટનું રચનાવિધાન સૌપ્રથમ એના હાથે થાય છે. ગ્વીતોની પૂર્વે ગિયાકોમોએ પણ સૉનેટરચના કરી હતી. પણ કલાત્મક સૉનેટો આપણને ગ્વીતોની પાસેથી જ પહેલી વાર પ્રાપ્ત થાય છે. ગ્વીતોની

પછી ઇટાલિયન સૉનેટના વિકાસમાં મહત્ત્વપૂર્ણ યોગદાન આપે છે મહાકવિ દાન્તે (ઈ. ૧૨૫૬થી ૧૩૨૧) અને ફ્રાન્સિસ્કો પેટ્રાર્ક (ઈ. ૧૩૦૪થી ૧૩૭૪). દાન્તેએ બીઆટ્રીસને લખેલાં અને પેટ્રાર્કે લૉરાને લખેલાં સૉનેટો પ્રેમવિષયક સૉનેટોની સમૃદ્ધ પરંપરા શરૂ કરે છે. ગ્વીતોનીના બંધને સ્વીકારીને પેટ્રાર્ક ૩૧૭ જેટલાં સૉનેટ સર્જે છે. રચનાવિધાનની દૃષ્ટિએ પેટ્રાર્ક ઇટાલિયન સૉનેટની કાયાપલટ કરી નાખે છે. ગ્વીતોનીની પ્રાસરચના અષ્ટક પૂરતી સ્વીકારી પેટ્રાર્ક ષટ્કમાં બેત્રણ પ્રકારે પ્રાસરચના કરે છે. સૉનેટનો સ્વરૂપવિધાયક ગ્વીતોની હોવા છતાં પેટ્રાર્કની કવિત્વશક્તિ ઊંચી કક્ષાની હોવાથી ઇટાલિયન સૉનેટ સાથે તેનું નામ હંમેશ માટે સંકળાઈ જાય છે.

અંગ્રેજી સાહિત્યમાં પ્રથમ સૉનેટકારો તરીકે સર ટૉમસ વાયટ (ઈ. ૧૫૦૩થી ૧૫૪૨) અને અર્લ ઑફ સરે(ઈ. ૧૫૧૬થી '૪૭)નાં નામ સાથે જ લેવાય છે. અલબત્ત, પ્રસિદ્ધ વિવેચક લી હન્ટ વાયટને આદ્ય સૉનેટકાર ગણે છે. વાયટ પેટ્રાર્કની અસર ઝીલે છે. પણ ષટ્કમાં છૂટ લઈ ચતુષ્ક અને યુગ્મક છૂટાં પાડે છે. સરે ત્રણ ચતુષ્ક અને એક યુગ્મ એવા ભાગ પાડે છે. શેક્સપિયર જેવો સમર્થ કવિ આ સ્વરૂપ સ્વીકારી તેમાં સંખ્યાબંધ ઉત્તમ રચનાઓ કરે છે. પરિણામે આ સ્વરૂપ સાથે શેક્સપિયરનું નામ જોડાય છે. તેનાં સૉનેટો આદર પામે છે તેનું કારણ તેની સરળ સુઘડ પંક્તિરચના છે. તેનાં સૉનેટોમાં અર્થાનુસારી વિરામને બદલે બહુધા પંક્તિને અંતે વિરામ આવે છે. તેનાં સૉનેટો ક્યારેક અર્થગંભીર તો ક્વચિત્ દુર્બોધ પણ હોય છે. ઇયત્તા (લગભગ ૧૫૯ સૉનેટો) અને ગુણવત્તા ઉભય દૃષ્ટિએ તેનું આ સ્વરૂપમાં સીમાસ્તંભરૂપ પ્રદાન છે.

શેક્સપિયર પછી અનેક કવિઓ આ સ્વરૂપ પર હાથ અજમાવે છે. તેમાં સવિશેષ સફળ થાય છે મહાકવિ મિલ્ટન (ઈ. ૧૬૦૮થી '૭૪). મિલ્ટન અંગ્રેજી સૉનેટને પ્રણયસંવેદનના અતિરેકમાંથી મુક્ત કરે છે. તે મુખ્યત્વે અંગત ભાવોર્મિનાં સૉનેટ રચે છે. મૈત્રીની ગરિમા, રાષ્ટ્રભક્તોનો મહિમા વગેરે તેના પ્રિય વિષયો હતા. તેણે પંક્તિખંડો દર્શાવ્યા વિના સળંગ ચૌદ પંક્તિઓવાળાં સૉનેટો લખ્યાં. જોકે છેલ્લી છ પંક્તિઓની પ્રાસરચના તેણે પેટ્રાર્ક પ્રમાણે કરી છે. તેનાં સૉનેટોમાં પંક્તિને અંતે વિરામ નથી, પણ અર્થાનુસારી વિરામ છે. મિલ્ટન પછી વર્ડ્ઝવર્થ સૉનેટક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરે છે. અંગ્રેજી સાહિત્યમાં કદાચ સહુથી વધુ સૉનેટો (લગભગ ૫૦૦ જેટલાં) વર્ડ્ઝવર્થ આપે છે. તે કોઈ પણ વિષય કે દૃશ્યને સૉનેટમાં ઢાળે છે. તેનાં પ્રકૃતિવિષયક સૉનેટ વધુ સમૃદ્ધ છે. સૌન્દર્યલક્ષિતા અને ચિંતનાત્મકતા એકરૂપ બની તેનાં સૉનેટને આસ્વાદ્ય બનાવે છે. સંરચનાની દૃષ્ટિએ વર્ડ્ઝવર્થનાં સૉનેટમાં આઠમી પંક્તિએ સ્પષ્ટ વળાંક આવે છે અને પછીના ષટ્કમાં તે વિષયના નવા પાસાનું નિરૂપણ કરે છે. રોમૅન્ટિક યુગના અન્ય. સૉનેટકારોમાં નોંધપાત્ર છે જૉન કિટ્સ અને મિસિસ ઈ.બી. બ્રાઉનિંગ.

ગુજરાતી સાહિત્યમાં જમશેદજી પીતીત 'માહરી મજેહ તથા બીજી કવિતાઓ'માં ચૌદ લીટીની રચનાઓ કરે છે પણ તે સૉનેટનાં વિશિષ્ટ લક્ષણો ધરાવતી નથી. ગુજરાતીના પ્રથમ સમર્થ સૉનેટકાર તો બ. ક. ઠાકોર. તેમણે ઈ. ૧૮૮૮માં રચેલું સૉનેટ 'ભણકારા' આપણી ભાષાનું પ્રથમ સૉનેટ છે. સૉનેટરચના માટે અપેક્ષિત ચિંતન-મનનપ્રવણ મિજાજ ઠાકોર પાસે હોવાથી તેઓ દોઢસૌથી વધુ સૉનેટ આપે છે. 'પ્રેમનો દિવસ'નાં પ્રેમવિષયક, તથા વાર્ધક્ય-મૃત્યુવિષયક તેમ જ ચિંતનાત્મક સૉનેટો તેમણે સારી સંખ્યામાં સર્જ્યાં છે. તેર સૉનેટે અધૂરી રહેલી 'સુખ-દુઃખ' સૉનેટમાળા પણ તેમનું ઉલ્લેખનીય પ્રદાન છે. 'વધામણી', 'મોગરો', 'જૂનું પિયેરઘર', 'વર્ષાની એક સુંદર સાંઝ' વગેરે તેમનાં અનવદ્ય આસ્વાદ્ય સૉનેટ છે. પંક્તિવિભાગ પરત્વે ઠાકોર સતત પ્રયોગશીલ રહ્યા છે. તેમણે ત્રણ પ્રકારનાં સૉનેટ રચ્યાં છે. તે ઉપરાંત પણ પંક્તિવિભાગના ઘણા પ્રયોગો કર્યા છે. તેમના પ્રથમ સૉનેટમાં કક ખખ ગગ ઘઘ ચચ છછ જજ જેવી પ્રાસરચના છે, પણ પ્રાસની બાબતમાં તેઓ કોઈ નિશ્ચિત વલણને વળગી રહ્યા નથી. મુખ્યત્વે તેમણે પૃથ્વી છંદનો ઉપયોગ કર્યો છે. અલબત્ત તેમનાં ઉત્તમ સૉનેટ મંદાક્રાન્તામાં છે. ગુજરાતી સૉનેટક્ષેત્રે તેમનું પ્રદાન ચિરંજીવ રહેશે.

ઠાકોરના મિત્ર કાન્ત પાસેથી આપણને માત્ર એક જ સૉનેટ મળે છે — 'ઉપહાર'. શેક્સપિરિયન પ્રકારના આ સૉનેટમાં પ્રાસનો આગ્રહ ન હોવા છતાં ઊણપ વર્તાતી નથી. મિત્રપ્રેમનું આ સૉનેટ સૂચક કલ્પનો અને પ્રતીકોથી ભાવાનુભૂતિની ગહનતાનો સ્પર્શ કરાવે છે. લલિતકોમલ પદાવલિ કાન્તના સૉનેટને માર્દવ અર્પે છે. નરસિંહરાવ પાસેથી 'વીણાનું અનુરણન' નામક સૉનેટ તથા ઊર્મિકવિ ન્હાનાલાલ પાસેથી 'તાદાત્મ્ય' નામક સૉનેટ પ્રાપ્ત થાય છે.

ઠાકોર પછી ખૂબ મોટી સંખ્યામાં શુદ્ધ પાશ્ચાત્ય શૈલીનાં સૉનેટ લખનાર કવિ ખબરદાર પાસેથી ૨૭૨ સૉનેટનો સંગ્રહ 'નન્દનિકા' મળે છે. તેઓ સૉનેટને 'ધ્વનિત' કહેવાનું પસંદ કરે છે. ઈશ્વરભક્તિ અને આધ્યાત્મિક ભાવ તેમનાં સૉનેટના મુખ્ય વિષયો છે. અલબત્ત, તેમનાં સૉનેટમાં તીવ્ર ભાવસંવેદનને બદલે શુષ્ક બૌદ્ધિક કથનો વિશેષ પ્રાપ્ત થાય છે. 'વાંસળી' જેવી કોક રચના જ અલ્પાંશે આસ્વાદ્ય બની છે. ખબરદારે સૉનેટના બાહ્યસ્વરૂપને, પ્રાસસંરચનાને ચુસ્તતાથી વળગી રહેવાનો પ્રયાસ કર્યો છે જેને કારણે તેમનાં સૉનેટ કૃત્રિમતા અને વૈચિત્ર્યનો ભોગ બન્યાં છે. પંડિતયુગમાં સૉનેટ મુખ્યત્વે ઉપેક્ષિત રહે છે.

ગાંધીયુગમાં સૉનેટ આદરપાત્ર સાહિત્યસ્વરૂપ બને છે. ઈયત્તા અને ગુણવત્તા ઉભય દૃષ્ટિએ આ યુગમાં સૉનેટ સમૃદ્ધ બને છે. આ યુગમાં ચન્દ્રવદન મહેતા તેના પ્રથમ પુરસ્કર્તા બને છે. ઈ. ૧૯૨૬માં તેમની પાસેથી 'યમલ'નાં ચૌદ સૉનેટનો ગુચ્છ પ્રાપ્ત થાય છે. એમાં તેઓ પ્રવાહી પૃથ્વીનો ઉપયોગ કરી જોડિયાં ભાઈબહેનની 'આછી અર્ધકથા' આપે છે. રા. વિ. પાઠક 'શેષ' પાસેથી આકાશ-પૃથ્વીના દામ્પત્યની કલ્પના પર રચાયેલ પેટ્રાર્કશાઈ સૉનેટ, 'અભેદ' અને શેક્સપિરિયન સૉનેટ 'છેલ્લું દર્શન' મળ્યાં છે. સ્વરૂપસિદ્ધિ અને ભાવની ગહનતા આ સૉનેટોને ઊંચી કોટિનાં સૉનેટ બનાવે છે.

સુન્દરમ્ પાસેથી મોટી સંખ્યામાં ઉત્કૃષ્ટ સૉનેટ મળે છે. રાષ્ટ્રભક્તિ, પ્રેમ, આધ્યાત્મિક ભાવ, શ્રીઅરવિન્દ અને માતાજી પ્રત્યેનો ભક્તિભાવ તેમના મુખ્ય વિષયો છે. 'સાફલ્યટાણું', 'ત્રિમૂર્તિ', 'ઉષા ન્હોતી જાગી', 'જાવા પૂર્વે', 'અહો પૃથ્વીમૈયા', 'પ્રતિપદા', 'તારી થાળે' વગેરે સુન્દરમનાં ઉત્તમ સૉનેટ છે. 'એક કિલ્લાને તોડી પડાતો જોઈને' સૉનેટપંચક અને સંગીતના સાત રાગ વિષયક સૉનેટસપ્તક 'સપ્તરાગ' નોંધપાત્ર છે. તેમણે પંક્તિવિભાગના અનેક પ્રયોગો કર્યા છે પણ શેક્સપિયરશાઈ સૉનેટ તેમનો પ્રિય પ્રકાર જણાય છે. તેમણે અનેક છંદો પ્રયોજ્યા છે પણ તેમના વધુ પસંદગી પામેલા છંદો છે શિખરિણી અને પૃથ્વી. તેમનાં સૉનેટમાં ભાવનિરૂપણ એકલક્ષી ગતિએ થતું જોવા મળે છે. ઊર્મિતત્ત્વની રિદ્ધિ અને તીવ્રતા, કલ્પનાની કમનીયતા, રસાત્મકતા, સંવેદનની સભરતા, આયોજનકલાની સૂઝ અને નિરૂપણમાં કલાસંયમ તેમનાં સૉનેટને સમૃદ્ધ કરનારાં તત્ત્વો છે.

ગાંધીયુગચેતનાનો બુલંદ કાવ્યધ્વનિ જેમની કવિતામાં સંભળાય છે તે ઉમાશંકર જોશીએ પોલિશ કવિ મિત્સિક્યેવિચનાં સૉનેટોના અનુવાદો 'ગુલે પોલાન્ડ' ઉપરાંત સંખ્યાબંધ મૌલિક સૉનેટ આપ્યાં છે. તેમણે સ્વાતંત્ર્યવિષયક 'શૂરસંમેલન', 'ધ્રુવતારલી', 'મોખરે' જેવાં, વિશ્વબંધુત્વને રજૂ કરતાં 'વિશ્વતોમુખી', 'વિશ્વમાનવી' જેવાં, સામ્યવાદી સૂર સૂચવતાં 'જઠરાગ્નિ' જેવાં સૉનેટ આપ્યાં છે. પણ તેમના મુખ્ય વિષયો તો છે પ્રણય, પ્રકૃતિ અને જીવનવિષયક ચિન્તન. આ વિષયનાં તેમનાં અનવદ્ય સૉનેટો છે 'બે પૂર્ણિમાઓ', 'સખી મેં કલ્પી 'તી', 'મળી ન્હોતી ત્યારે', 'ભલે શૃંગો ઊંચાં', 'ગયાં વર્ષો —', 'રહ્યાં વર્ષો તેમાં —', 'આત્મદેવને નિવેદન' વગેરે. ચિંતનની ગહનતાનો સઘન અનુભવ કરાવતી સૉનેટમાળા 'આત્માનાં ખંડેર' જુદી જ ભાત ઊપસાવે છે. સમગ્ર સૉનેટમાળાના આંતરસૂત્ર જેવો ધ્વનિ એ છે કે મનુષ્યની આંતરસ્થિતિ ખંડેર જેવી છે. સ્વરૂપ પરત્વે ઉમાશંકર પાસેથી પેટ્રાર્કશાઈ સૉનેટો વિશેષ પ્રમાણમાં મળ્યાં છે. સૉનેટ માટે અનિવાર્ય એવી સંઘટનગત એકતાની સભાનતા ઉમાશંકરમાં સવિશેષ જોવા મળે છે. તેજસ્વી બુદ્ધિમત્તા અને ચિંતનશીલતા તેમનાં સૉનેટના સ્વરૂપનિર્માણનું આંતરબળ છે.

ગાંધીયુગમાં સૉનેટક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરનાર અન્ય કવિઓ છે રામપ્રસાદ શુક્લ, સ્નેહરશ્મિ, સુંદરજી બેટાઈ, મનસુખલાલ ઝવેરી, પૂજાલાલ, શ્રીધરાણી, હરિશ્ચંદ્ર ભટ્ટ વગેરે. સ્નેહરશ્મિનું 'પનઘટ' સૉનેટપંચક ગરીબો પ્રત્યેની સહાનુભૂતિ મુખરપણે વ્યક્ત કરે છે. 'સૂની વિજનતા' અને 'ઝંઝા' જેવાં સૉનેટ સ્વરૂપ અને વિષયને કારણે ઉલ્લેખનીય છે. રામપ્રસાદ શુક્લ પાસેથી સાઠ સૉનેટનો સંગ્રહ 'બિન્દુ' પ્રાપ્ત થાય છે. તેમાં જુદા જુદા વિષયનાં ૩૫ સૉનેટ અને 'વિનાશ અને વિકાસ' નામક ૨૫ સૉનેટની માળા સાંપડે છે. આ સૉનેટમાળાનો વિષય બીજું વિશ્વયુદ્ધ છે. 'ઊષર પટમાં ચાંદની', 'આંધી' અને 'લગ્નોન્મુખ બાલાને' તેમનાં યાદગાર સૉનેટ છે. સુંદરજી બેટાઈએ પચાસેક સૉનેટ લખ્યાં છે જેમાં જીવનમાંગલ્યના ભાવો નિરૂપતાં 'જનની', 'જ્યોતિર્મયી જનની' જેવાં સૉનેટ ધ્યાનાકર્ષક છે. શિષ્ટતા તેમનાં સૉનેટની લાક્ષણિકતા છે. તેમની પાસેથી નવોન્મેષ દર્શાવતાં સૉનેટ મળ્યાં નથી. શ્રીધરાણીનું 'ભરતી' ત્રેવડભર્યા પૃથ્વીના બલિષ્ટ છંદોલયથી ઓજસ્વી સૉનેટ બન્યું છે. 'અરબી રણ' પણ ઉલ્લેખનીય રચના છે. ચારસો જેટલાં સૉનેટ આપનાર પૂજાલાલનો મુખ્ય કવનવિષય છે ભક્તિભાવ. તેમનાં મોટાભાગનાં સૉનેટ અભિધાશક્તિથી આગળ જવલ્લે જ જઈ શકે છે. તેમના વિપુલ સૉનેટરાશિમાંથી સફળ સૉનેટો તો 'મરજીવિયા' જેવાં બેચાર જ. કરસનદાસ માણેકનું 'જ્યોતિધામ' સ્મરણીય સૉનેટ છે.

અનુગાંધીયુગની ભૂમિકા રચી આપનાર કવિઓ હરિશ્ચંદ્ર ભટ્ટ અને પ્રહ્લાદ પારેખ પાસેથી તાજગીપ્રદ સૉનેટ સાંપડે છે. સૌન્દર્યનિર્મિતિ આ કવિઓની સર્જકતાનું સંચાલક બળ છે. હરિશ્ચંદ્ર પાસેથી 'વિષાદ', 'જુડાસને', 'એકો અને નાર્સીસસ' જેવાં ભાવનિરૂપણ અને રચનાકળાની દૃષ્ટિએ આકર્ષક સૉનેટ સાંપડે છે. અભિવ્યક્તિની સ્પર્શક્ષમતા તેમનો તરી આવતો ગુણ છે. પ્રહ્લાદ પારેખ આઠ જેટલાં અલ્પસંખ્ય સૉનેટથી પણ સારા સૉનેટકાર બની શક્યા છે. 'સૂર્યોદય', 'વાતો', 'વિદાય' તેમનાં યાદગાર સૉનેટ છે. કવિતા અને સૉનેટનું સ્વરૂપ બન્ને તેઓ સિદ્ધ કરી શક્યા છે. રમણીક અરાલવાળા પાસેથી સત્તાવીસ સૉનેટ સાંપડ્યાં છે. 'વિખૂટા મિત્રને' સૉનેટ મિત્રની જુદાઈની વ્યથાને વેધક રીતે પ્રગટાવે છે. અરવિંદમાર્ગના ચિંતનમનનશીલ કવિ પ્રજારામ રાવળનાં 'ગગન અને પૃથ્વી', 'ખીલી છે સ્વચ્છ રાત્રિ', 'સિન્ધુ' વગેરે આસ્વાદ્ય સૉનેટ છે.

અનુગાંધીયુગના પ્રમુખ કવિ રાજેન્દ્ર શાહ પાસેથી વિપુલ સંખ્યામાં સ્મરણીય સૉનેટ પ્રાપ્ત થયાં છે. પ્રણય, પ્રકૃતિ અને અધ્યાત્મભાવ તેમના મુખ્ય વિષયો છે. 'પૂર્ણિમા નિત્ય રમ્ય', 'રજનિ થકીયે', 'ત્રિમૂર્તિ', 'મારું ઘર', 'વિધાતાને', 'યામિનીને કિનાર', 'શાન્તિ', 'હેમન્તની એક રાતે', 'તરુ' વગેરે તેમનાં પ્રતિનિધિ સૉનેટ છે. તેમને શેક્સપિયરશાઈ પ્રકાર પ્રત્યે વિશેષ પક્ષપાત લાગે છે. લગભગ ૨/૩ સૉનેટ આ પ્રકારનાં છે. તેમણે 'વનખંડન', 'રાગિણી', 'આયુષ્યના અવશેષે' નામક સફળ સૉનેટમાળાઓ પણ આપી છે. આ ઉપરાંત તેમણે 'સુધામય રાગિણી', 'પુરાતન વડને' જેવાં સૉનેટયુગ્મો, 'દેશવટો', 'ઘન છાયું નભ' નામક સૉનેટત્રયી પણ આપી છે. આ સૉનેટોમાં કવિ સમુચિત છંદ, વિષયાનુરૂપ શબ્દપસંદગી અને ભાવાનુકૂલ પદાવલી યોજી વર્ણ્ય વસ્તુના હાર્દને સુપેરે વ્યક્ત કરી શક્યા છે.

નિરંજન ભગતે ૩૮ સૉનેટ આપ્યાં છે. પ્રતીકરચના દ્વારા નગરજીવનની નિષ્પ્રાણતા, વિરૂપતા, માનવજીવનની છિન્નભિન્નતા પ્રગટાવી સૉનેટના સ્વરૂપમાં અસરપ્રવર્તક પ્રદાન કરનાર નિરંજને ૧૭ વર્ષની વયે રચેલું પ્રથમ સૉનેટ 'હૃદયની ઋતુઓ' કચાશવાળું નથી. 'મૌન', 'મિલનોન્મુખીને', 'કરોળિયો', 'મોર', 'મુંબઈનગરી', 'પથ', 'મિત્ર મઢિયાને' તેમનાં કલાત્મક સૉનેટ છે. નિરંજનને મિલ્ટનશાઈ અર્થાત્ અનિયમિત પ્રકાર પ્રત્યે પક્ષપાત છે. તેમણે ત્રણે પ્રકારનાં સૉનેટમાં મુખ્યત્વે કખખક, ગઘઘગ, ચછછચ જ્જ પ્રકારની પ્રાસરચના કરી છે. 'કોલાબા પર સૂર્યાસ્ત' તથા 'એપોલો પર ચન્દ્રોદય'માં કવિએ શાર્દૂલવિક્રીડિત સફળતાથી પ્રયોજ્યો છે. 'માનુનીને' સૉનેટમાં

ઉપજાતિ છંદ છે. છેલ્લી બે પંક્તિઓમાં કાવ્યાત્મક ચોટ સાધવા અને તીક્ષ્ણ કટાક્ષ કરવા કવિ વસંતતિલકાનો આધાર લે છે. આ છંદપલટો સહેતુક અને કાવ્યભાવને ઉપકારક છે.

ઈયત્તા અને ગુણવત્તા ઉભય દૃષ્ટિએ ઉશનસનું સૉનેટસર્જન વિસ્મિત કરે એવું છે. વર્ડ્ઝવર્થની જેમ તેમણે પણ સંખ્યાબંધ વિષયો પર સૉનેટ અને સૉનેટમાળાઓ સર્જ્યાં છે. 'વળાવી બા આવી', 'પ્રથમ શિશુ', 'હવે ઘર ભણી', 'સ્મશાનમાં', 'ભૂત', 'ઘાસ અને કાળ', 'કાળડૂબકી', 'સાંજનો સાદ' ઈત્યાદિ સૉનેટોને બાદ કરતાં તેમનાં ઘણાં સૉનેટ સ્વરૂપરચનાની દૃષ્ટિએ શિથિલ છે. તેમણે સંખ્યાબંધ સૉનેટમાળાઓ આપી છે જેમાં 'ભારતદર્શન', 'ડાંગદર્શન', 'રસ્તો અને ચહેરા', 'અનહદની સરહદ' વગેરે ઉલ્લેખનીય છે. ભાવપ્રકર્ષ, વિચારની પ્રૌઢિ, સૌંદર્યનિષ્ઠા, કલ્પનાના વિશિષ્ટ ઉન્મેષો, સંવેદનશીલતા, અરૂઢ પદાવલિયુક્ત વેગીલું ભાષાબળ આદિ લાક્ષણિકતાઓ તેમનાં સૉનેટને સ્મરણીય બનાવે છે.

ઉશનસની સાથે બેસી શકે તેવા જયન્ત પાઠક પાસેથી સો ઉપરાંત સૉનેટ સાંપડ્યાં છે. સ્વરૂપની વિશેષ સભાનતા ધરાવતા પાઠકની શેક્સપિયરશાઈ સૉનેટ પર સારી હથોટી છે. સાત યુગ્મના સૉનેટસ્વરૂપનો પ્રયોગ તેમણે 'ગ્રીષ્મ' રચનામાં કર્યો છે. પ્રણય-પ્રકૃતિવિષયક સૉનેટોમાં 'પ્રીત', 'રીસ', 'શમણાં', 'તને ચાહી ચાહી', 'મને થતું', 'નવસર્જન', 'અંધારું', 'ઉનાળાનો દિવસ', 'સાગરતટે' વગેરે કલાકસબ અને અભિવ્યક્તિના બળથી કલાત્મક બન્યાં છે.

આ ગાળાના અન્ય સૉનેટકારોમાં બાલમુકુન્દ દવે ('જૂનું ઘર ખાલી કરતાં'), નાથાલાલ દવે ('હતો ખડક એક'), નંદકુમાર પાઠક ('સંતોષ'), વેણીભાઈ પુરોહિત ('અધૂરપ'), દેવજી મોઢા ('છીપ'), પિનાકિન્ ઠાકોર ('સુગન્ધે નન્દોની'), મકરન્દ દવે ('અશ્વો'), હસિત બૂચ ('નિશ્ચય'), પ્રિયકાન્ત મણિયાર ('પારેવડું'), હસમુખ પાઠક ('શહેરની ઘડીઓ ગણતાં'), શ્રીકાન્ત માહુલીકર ('સમષ્ટિ-વિનષ્ટિ'), વ્રજલાલ દવે ('પક્ષ્મધારા'), વિનોદ અધ્વર્યુ ('મેઘલી રાત'), હરીન્દ્ર દવે ('આશ્લેષમાં'), સુરેશ દલાલ ('લીલા તારી'), ચુનીલાલ મડિયા ('મરણ'), હેમન્ત દેસાઈ ('પ્રસૂતિગૃહ જતાં, આવતાં), ગીતા પરીખ ('વૃદ્ધિ'), નલિન રાવળ ('સ્હવાર-૧') ઉલ્લેખનીય છે.

આધુનિક કવિઓએ મુખ્યત્વે આ સ્વરૂપની ઉપેક્ષા કરી છે, છતાં એમની પાસેથી અલ્પમાત્રામાં યાદગાર સૉનેટો મળ્યાં છે જરૂર. લાભશંકર ઠાકર ('સાહસનું ઈજન'), રઘુવીર ચૌધરી ('પારિજાત'), આદિલ મન્સૂરી ('બળેલાં ખંડેર'), ચિનુ મોદી ('ખાલી કરેલું ઘર દૂરથી જોતાં'), મણિલાલ દેસાઈ ('બાને'), રાવજી પટેલ ('પરોઢે - તાપણી પાસે બેઠેલા વૃદ્ધની સ્વગતોક્તિ'), ચન્દ્રકાન્ત શેઠ ('રસ'), જગદીશ ત્રિવેદી ('શ્હેરનુ પ્રભાત'), ભાનુપ્રસાદ ત્રિવેદી ('પ્રથમ પ્રીતિનો'), યોસેફ મેકવાન ('અંધકાર'), ભાનુપ્રસાદ પંડ્યા ('ઊપડી ડમણી'), માધવ રામાનુજ ('તમે આવ્યાં ને આ.....'), 'સુકિત' ('ન હવે'), ભગવતીકુમાર શર્મા ('કેવળ કલ્પનાથી'), અદમ ટંકારવી ('ભાષા ભવન') વગેરે જોતાં આ સ્વરૂપના ભાવિ વિશે ભય સેવવાનું કારણ લાગતું નથી. એક સૈકાની મજલ કાપી ચૂકેલું આ સ્વરૂપ ગુજરાતી સાહિત્યમાં દૃઢમૂળ થઈ ચૂક્યું છે એટલું જ નહિ, હવે જરાયે વિદેશી રહ્યું નથી.

### સંદર્ભસૂચિ :


(૧) 'આપણાં સૉનેટ' સં. ચન્દ્રશંકર ભટ્ટ
(૨) 'સૉનેટ', વિનોદ જોશી
(૩) 'સૉનેટ : શિલ્પ અને સર્જન', ભાનુપ્રસાદ પંડ્યા
(૪) 'સમન્વય', સં. સુરેશ દલાલ
(૫) 'ગુજરાતી કાવ્યપ્રકારો', ડોલરરાય માંકડ
(૬) 'શૈલી અને સ્વરૂપ', ઉમાશંકર જોશી
(૭) 'અર્વાચીન કવિતા', સુન્દરમ્
(૮) 'આધુનિક કવિતાપ્રવાહ', જયન્ત પાઠક
(૯) 'રાજેન્દ્ર-નિરંજનયુગની કવિતા', પ્રસાદ બ્રહ્મભટ્ટ
(૧૦) 'ધ સૉનેટ', જોન ફ્યુલર.
(૧૧) 'ધ ઈંગ્લિશ સૉનેટ', ડબ્લ્યુ. એચ. ક્રોસલેન્ડ
(૧૨) 'ધ સૉનેટ', એડિટેડ બાય આર. એલ.લેન્દર એન્ડ સી. એલ. સ્ક્વેર.

# એક બહુમુખી રાજકવિ

## પ્રીતિ સેનગુપ્તા

છેલ્લાં કેટલાંક વર્ષોથી એમ લાગ્યા વગર નથી રહેતું કે સાહિત્યના ક્ષેત્રે અપાતા નોબેલ પારિતોષિકના વિજેતાની પસંદગી વિશ્વની રાજનૈતિક અવસ્થા પર ઘણો આધાર રાખે છે. સ્વિડિશ અકાદમી ઑફ લેટર્સના સભ્યોની વૃત્તિ એવી લાગે છે કે જાણે આ પસંદગીથી એ દેશની, ને તેથી આખા વિશ્વની, શાંતિ વધારવા પ્રયત્ન ના કરતા હોય ! અલબત્ત, આ વિજેતાઓ આ પારિતોષિકને લાયક નથી હોતા તેમ હંમેશાં નથી હોતું — ને ક્યારેક હોય પણ છે. છતાં મોટા ભાગની આ પસંદગીઓ સાહિત્યસર્જન ઉપરાંત બીજાં કેટલાંક પરિબળો પર પણ નિર્ભર હોય છે.

૧૯૯૨ના નોબેલ પારિતોષિક વિજેતા સાહિત્યક્ષેત્રે શ્રીમાન ડેરેક વૉલ્કૉટ(Derek Walcott) બન્યા છે. એમની તેજસ્વી કલમ પોતાની જન્મભૂમિના સાંસ્કૃતિક વારસામાંની વિભિન્નતા અને સમૃદ્ધિમાંથી સર્જનશક્તિ મેળવે છે, એમ કહેવાયું છે. કરિબિયન સમુદ્રમાંના એક ટાપુ સેન્ટ લુશીઆ પરથી આવતા હોઈ શ્રી વૉલ્કૉટ 'વેસ્ટ ઇન્ડિયન' ગણાય છે. સ્વિડિશ અકાદમી તરફથી આ બહુમાન એમની 'લયપૂર્ણ અને સંવેદનસભર' શૈલીને કારણે કરવામાં આવ્યું છે. એમનાં સર્જનમાં ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય અને બહુવિધ સંસ્કૃતિની અંતર્ગ્રસ્તતા સુસ્પષ્ટ થાય છે. અકાદમીના શિષ્ટોપચારિક સંદેશમાં એમ કહેવામાં આવ્યું કે, શ્રી વૉલ્કૉટ પોતાની કૃતિઓમાં એક આગવું સાંસ્કૃતિક વાતાવરણ સર્જે છે, પણ છતાં એ કૃતિઓ દ્વારા વૉલ્કૉટ આપણાંમાંના દરેક જણને સંબોધે છે. 'વૉલ્કૉટમાં વેસ્ટ ઇન્ડિયન સંસ્કૃતિએ પોતાનો મહાન પ્રવકતા મેળવ્યો છે.'

બાર લાખ ડૉલરનું આ વિશ્વવિખ્યાત પારિતોષિક પામનારા વિજેતા વૉલ્કૉટ આ સમાચાર સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા હતા. શક્ય છે કે એમણે આની આશા રાખી ન હતી. આ પારિતોષિકને યોગ્ય વ્યક્તિઓની યાદી જાહેર કરવામાં આવતી નથી, પણ એ અંગે અનુમાન જરૂર કરાતું રહે છે. તે મુજબ, વિ. એસ. નાયપૉલનું નામ આ યાદીમં છેલ્લાં દસેક વર્ષથી છે. વિજેતાની પસંદગી શૈલી, ભાષા ને સંસ્કૃતિ તથા પ્રદેશને પણ ધ્યાનમાં રાખતી હોય છે. આ હકીકતને જોતાં એમ કહી શકાય કે નાયપૉલને આ વિશિષ્ટ સન્માન હજુ થોડાં વર્ષ નહીં મળે. આ સિવાય, આઈરિશ કવિ સીમસ હીની, તથા ફ્લેમિશ ભાષામાં લખતા કવિ, નાટ્યકાર/નવલકથાકાર હ્યુગો ક્લૉસનાં નામ હવે પછીનાં વર્ષો માટેની યાદીમાં હોવાનું મનાય છે.

શ્રી વૉલ્કૉટ ફક્ત કવિ જ નહીં, પણ નાટ્યકાર, પત્રકાર અને ચિત્રકાર પણ છે. એમનાં દસ કાવ્ય-પુસ્તકો છે, અને બાર નાટકો અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલાં છે. નોબેલ પારિતોષિક માટે સર્જકની સર્વાંગી કારકિર્દી જોવાતી જરૂર હોય છે, પણ કોઈ પણ એક કૃતિને વિશેષ રીતે વધાવાતી હોય છે. ૧૯૯૦માં પ્રગટ થયેલી વૉલ્કૉટની છેલ્લી કાવ્યકૃતિ 'ઓમેરોસ' (Omeros) આ વિશેષ નિર્દેશ પામી છે. પુરાણકથાઓ, લોકકથાઓ અને ઇતિહાસની વિગતોના સંમિશ્રણ તેમ જ વર્ણસંકર અને અતિ-સાહિત્યિક રીતિના સંયોજન માટે શ્રી વૉલ્કૉટ ઘણી વાર પ્રશંસા પામ્યા છે. 'ઓમેરોસ'માં મુખ્ય પાત્રોનાં નામ હોમરના મહાકાવ્ય 'ઇલિયડ' અને 'ઓડિસી'માંથી લેવામાં આવ્યાં છે. ૩૨૫ પાનાંની, વિભિન્ન કથાનકો દ્વારા એક સંપૂર્ણ ચિત્ર રચતી આ કૃતિમાં કવિ વૉલ્કૉટ કરિબિયનના લોકોના 'સંપૂર્ણ અનુભવ'ને આલેખવા માગે છે. અંગ્રેજી ભાષાનું ઊંડાણ અને એની અંતર્ગત લય વૉલ્કૉટને સિદ્ધહસ્ત છે, ને એમાં કરિબિયન વર્ણસંકરનાં છાંટણાં સહજ રીતે આવતાં રહે છે.

ડચ, આફ્રિકન અને અંગ્રેજ વારસાવાળા વૉલ્કૉટે એક જગ્યાએ કહ્યું છે કે, 'ક્યાં તો હું કાંઈ જ નથી, ક્યાં તો હું એક આખો દેશ છું.' જોસેફ બ્રૉડ્સ્કિ, જેમને છએક વર્ષ પહેલાં નોબેલ પારિતોષિક મળેલું, વૉલ્કૉટના

મિત્ર છે, ને વૉલ્કોટની બહુમુખી પ્રતિભા માટે કહે છે : 'વૉલ્કોટ અધિકારપૂર્વક કહી શકે એમ છે કે એનામાં ગ્રીક, લેટિન, ઇટાલીઅન, જર્મન, સ્પેનિશ, રશિયન, ફ્રેન્ચ પણ છે — હોમર, ઓવિડ, દાન્તે, રિલ્કે, માકાદો, લોર્કા, નેરુદા, આખ્માતોવા, માન્દેલ્સ્તામ, પાસ્તરનાક, બૉદલેર, વાલેરી, આપોલિનેરને કારણે.'

૧૯૩૦માં સેન્ટ લુશીઆ ટાપુ-દેશમાં જન્મેલા ડેરેક વૉલ્કોટ વર્ષોથી અમેરિકામાં રહે છે, ને અત્યારે બૉસ્ટન યુનિવર્સિટીમાં સર્જનાત્મક લેખન ભણાવે છે. એમનાં કાવ્યોમાંથી એમણે લીધેલા દેશવટાનો ભાવ છતો થાય છે. આ દેશવટા અંગે કશી વિગત નથી મળતી, પણ એ 'અમેરિકા અને ત્રિનિદાદ'માં (સેન્ટ લુશીઆમાં નહીં) સમય વિતાવે છે એમ જાહેર થયું છે. સ્વિડિશ અકાદમીએ એમને વેસ્ટ ઇન્ડિયન કવિ કહ્યા છે ખરા, પણ રહેવાસી તો એ અમેરિકાના છે.

દેશથી દૂર રહેનારા મોટા ભાગના લોકો — સામાન્ય હોય કે સર્જક હોય — દેશની યાદોમાં ઝૂરતા રહેતા હોય છે. વૉલ્કોટનાં ઘણાં કાવ્યોમાંથી આ ભાવ ઊપસતો રહે છે. વળી, અંગ્રેજ અમલવાળા દેશમાંથી આવ્યાનો, આફ્રિકાની કાળી પ્રજાના સદસ્ય હોવાનો રોષ પણ એમના શબ્દોમાં દેખાતો રહે છે. 'ધ ફૉર્ચ્યુનેટ ટ્રૅવેલર'(૧૯૮૧)માંનાં કેટલાંક વાક્યો જોઈએ :

*'મેં પ્રેરણાદેવીને બોલાવી, એણે માથું દુખવાનું બહાનું કાઢ્યું, પણ જેની પાસે ફક્ત એક જ ઋતુ છે તેવી વ્યક્તિ સાથે મળતાં એને શરમ આવતી હતી.'*

*— 'પિઆનો પ્રૅક્ટિસ' કાવ્યમાંથી*

*'(અંગ્રેજ) રાજને અંતે વધ્યાઘટ્યા હજૂરિયા જેવું મારું કર્તવ્ય હું સ્વીકારી લઉં છું — એકલા, ચકરાતા રહેતા, ઘર વગરના ઉપગ્રહ જેવો હું.'*

*— 'નૉર્થ ઍન્ડ સાઉથ' કાવ્યમાંથી*

વૉલ્કોટનાં કાવ્યોની લાક્ષણિકતા છે ભાષાની સાદગી અને વિદ્વત્તાપૂર્ણ સંદર્ભોની સહોપસ્થિતિ. એમની કૃતિઓમાં સમકાલીનનો ઉલ્લેખ અને પ્રાચીન સાહિત્યના નિર્દેશ સાથે સાથે જોવા મળે છે. 'પ્રિપેરિંગ ફૉર ઍક્ઝાઈલ' — દેશવટાની તૈયારી - નામના કાવ્યના આરંભે કવિ લખે છે : 'પીળી પડતી જતી નાળિયેરીઓની વચ્ચે રહીને હું શા માટે માન્દેલ્સ્તામના મૃત્યુની કલ્પના કરું છું ?'

'આર્કિપલાગો' — દ્વીપસમૂહ નામનું અછાંદસ કાવ્ય આ પ્રમાણે છે :

*'આ વાક્યને અંતે વરસાદ શરૂ થશે.*
*વરસાદની કોર પર છે એક નાવ.*

*ધીરે ધીરે નાવ ટાપુઓથી દૂર થતી જશે.*
*ધુમ્મસમાં ખોવાતો જશે*
*એક આખી પ્રજાનો લંગર માટેનો વિશ્વાસ.*

*દસ વર્ષ લાંબી લડાઈ સમાપ્ત થઈ છે.*
*હેલનના વાળ, એક ભૂખરું વાદળ.*
*ટ્રૉય, ભીના ભીના દરિયાને કાંઠે*
*સફેદ રાખથી ભરેલો એક ખાડો.*

*ઝરમર તંગ થાય છે બીનના તારની જેમ.*
*ઘેરાયેલી આંખોવાળો એક માણસ વરસાદ ઝીલી લે છે,*
*અને ઓડિસીની પહેલી લીટી ઝંકારી રહે છે.'*

અંતે 'ગ્રીસ' નામના કાવ્યમાંની કેટલીક પંક્તિઓ રજૂ કરું છું, જેમાં વૉલકોટની શક્તિશાળી કલમનો પરિચય મળે છે :

*મેં જે શબને મારા પગ પાસે ફેંકી દીધેલું*
*તે ખરેખર એક શબ ન હતું*
*પણ કોતરેલા પથ્થર પર પડ્યે પડ્યે હજી ફરફરતા*
*વસ્ત્ર જેવું એક ઉત્તમ પુસ્તક હતું,*
*પણ પવને એનાં પાનાંના બાઈન્ડિંગ પર હુમલો કરી કરીને*
*હેક્ટર અને એકિલિસના કોધાવેશોને*
*સફેદ, નાની ને નાની થતી જતી કાપલીઓની માફક ફગાવી દીધા*
*— જાણે દબાઈને બેઠેલા ટાપુઓના ભૂખરા પાષાણી આકારો પાસે થઈને*
*સરકતાં દરિયાઈ પક્ષી ના હોય.*
*મેં ભાષા વગરની હવાને મારા બાહુમાં જકડી રાખી.*

*

*હવે, કોરા પથ્થર પાસે દબાઈને બેસીને,*
*હું કોતરું છું 'સમુદ્ર' માટેનો ધ્વનિ,*
*'સૂર્ય' માટેની સંજ્ઞા.'*

---

## આયે નહિ શ્યામ

રાજેન્દ્ર શાહ

રે.... આયે નહિ શ્યામ !
નિબિડ વિપિન
મઝ-રજનિ વિધુવિહીન
કૈસે ધરું હિય-હામ ?

આયે નહિ શ્યામ !
અધર અરવ
અવ ઉરને દહર દવ
જલ જમુનાનાં નકામ......

આયે નહિ શ્યામ !
ગહન તિમિર
નિરદય રે આહીર વીર !
કહીં મુજ કા'ન ? હે રામ !
આયે નહિ શ્યામ !

## નવ થા તું અધીર

રાજેન્દ્ર શાહ

આતુર હિય નવ થા તું અધીર.
રહી રહી મારગ હેરત દગ
અણસાર લહે ન લગીર....

વેરણ વેળ થઈ જાણે, રે
જરીય આઘી ન ચસતી,
અને તું ઘેલું ભૂલી ભરોંસો
સહે નાગણી ડસતી !
નયને અશુભ આણ નહિ નીર.

વિકટ ઘણી વ્રજકાનન કેડી,
કાળી રાત, — એ થલથલ ટેડી.

હવા હિમાળી અગન-આહ તવ
ચહુગમ રહેલ વહતી,
વિલમ્બ અણધારેલ,
અડી એનેય હશે એ દહતી;
કંઈક તું છન્દ ટહુક રુચિર.

કવિલોક : નવેમ્બર-ડિસે

## અણઊકલ્યા અક્ષર...... !

ભરત ભટ્ટ 'તરલ'

અણઊકલ્યા અક્ષર પછવાડે ગિરધર, તમને જોયા'તા;
શિલાલેખના સ્તર પછવાડે ગિરધર, તમને જોયા'તા.

એક અજાણ્યું પંખી પાદર પાણી જાઉં તરત બોલે;
ઘર, શેરી, પાદર પછવાડે ગિરધર, તમને જોયા'તા.

ગામ-ધણીએ પરદેશીને રંગ કસુંબલ પાયો ત્યાં —
તા - થૈ - તા અવસર પછવાડે ગિરધર, તમને જોયા'તા.

સમજણનો શિયાળો સંતાકૂકડી રમતો ચાલ્યો છે,
સમજણના ચૈતર પછવાડે ગિરધર, તમને જોયા'તા.

લાવ, હવે ફળિયાનો તુલસીક્યારો મુજમાં રોપી દઉં,
શમણાંઓનાં ઘર પછવાડે ગિરધર, તમને જોયા'તા.

## તળિયું...... સ્તર...... તરાપો......

વિનોદ ગાંધી

તળિયે જતો નથી ને ઉપર ફર્યા કરે છે,
છે જાતનો તરાપો સ્તર પર તર્યા કરે છે.

ઊંડું વધારે ઊંડું
એથી અગાધ ઊંડું,
સુવાસ એ તો ફળ છે,
ક્રિયા તો માત્ર કૂંડું.

જળનું થયું જે ઝાકળ કેવળ ખર્યા કરે છે,
યુગો પ્રલંબ જીવી પળમાં મર્યા કરે છે.

ઉપર અમાપ ઉપર
એથી અપાર ઉપર,
સ્વકેન્દ્રે સ્થિર થઈને
વિકસ્યા કરે તરુવર,

પડતું નથી પવનથી ને ફરફર્યા કરે છે,
આ પાંદડાનું પંખી ભોળું ડર્યા કરે છે.

## આનન્દનું ઝરણું

પિનાકિન્ ઠાકોર

એવા આનન્દનું ફૂટતું ઝરણું,
સાત પાતાળોની ભેદતું ભૂમિ;
મુગ્ધ કૈશોર્યની રેખ ઓળંગતું,
યૌવન આરંભમાં ઊડતું હરણું.

કોઈ અનાહત મોરલી-સૂરમાં,
નાચી ઊઠ્યાં કોટિ ચરણો ઝૂમી;
નુપૂર નાદે ઝૂલતું જોશમાં
ચિત્ત ઝંઝાની ઝાપટ જેમ તરણું

આદિ ન અંત ન કોણ આ કેહ્‌ણે
જીવને ઝોલો અગોચર વ્હેણે.

## વિદાયવેળાએ

ઉશનસ્

અજાણ્યા અજાણ્યા છોડ
ને ઉપર અજાણ્યાં અજાણ્યાં ફૂલો !
બધી જ ઋતુમાં ક્યાંક ને ક્યાંક તો
કોઈ ને કોઈ ફૂલની હસ્તી !
અને ફૂલના નામનીય અહો !
મને તો શીય વસ્તી !
કોણ જાણે આ ફૂલ એ શું છે ?
કોણ જાણે, કયું રહસ્ય છે એમાં પૃથ્વીની માટીનું ?
ન જાણે શા માટે એ ફૂટી નીકળે છે
મારી નજરની સામે જ ?
અને એવું જ કશું આપણા આ પ્રેમનુંયે છે સ્તો :
પ્રેમમાં આપણે શા માટે થઈ જઈએ છીએ આમ ફૂલ ફૂલ ?
કોણ જાણે.
છેવટ સુધી ના સમજાયો આ પ્રેમ
ને ના સમજાયાં આ ફૂલો;
આમ ને આમ કરતાં પૃથ્વીને ખાલી કરી
ઊપડી જવાના દિવસોય આવી પહોંચ્યા !
આમ જ એક દહાડો ઊપડી જઈશું ધરાર,
પ્રેમ કે ફૂલ : કશુંય સમજ્યા વિના જ
કેવળ એના અકળ અચંબામાં સ્તબ્ધ
ને ગળાબૂડ.

## ચણ્ડૂલનું ગાન

રાજેન્દ્ર શાહ

જે ગાન મ્હેં નિબિડ નીલિમ કુઞ્જમાંના
નીપ-દ્રુમેથી સુણ્યું મઞ્જુલ મન્દ્ર સઙ્ગ
ચણ્ડૂલનું, તરલ વાયુતણે તરઙ્ગ
વ્હેતું રહ્યું વિપિનથી વિયતે અનન્ત,

તે એટલું જ નહિ, વિસ્મિત નેત્રમાંહીં
એની સ્વરાઞ્જલિથી અઞ્જન એ'વું હ્રદ્ય
કે જેથી લોચન નિમીલિત શાન્ત, સદ્ય
હેરે પ્રભાવ રવહીન રવે સરમ્ય.

ને વિશ્વછન્દ સહ જે સઘળે છવાય,
કાસારમાં નભ-શું એ મુજમાં સમાય.

## આંખ તરસી હોય છે

કિશોર મોદી

ચાંદની તો જામાજરસી હોય છે,
પળ ખરેખર પારદર્શી હોય છે.

સ્મિત તો પળવાર હોઠો પર રહે,
વેદના તો છાતી સરસી હોય છે.

ક્યાંક દુનિયાદારી પણ દેખાય છે,
મિત્રતા થોડીક વરસી હોય છે.

જ્યારથી માણસ તરીકે અવતર્યો,
લાગણીની આંખ તરસી હોય છે.

એવી છે સંવેદના તારી કિશોર,
વ્રજ સુધી હંમેશ સ્પર્શી હોય છે.

## નિરાળો કોણ છે ?

કિશોર મોદી

હું તમે વચ્ચે નિરાળો કોણ છે ?
જે રચાયો તે સરસ ત્રિકોણ છે.

સાલ નક્કી કરવી એ સાપેક્ષ છે,
ક્યાં સમયને પોર છે કે ઓણ છે ?

કે તમે કંકરને શંકર કહી શકો,
માત્ર શ્રદ્ધાનો જ દૃષ્ટિકોણ છે.

સર્વથા સંકલ્પને સંભારજે,
મનમાં તો ગંગા સમાન્તર શોણ છે.

ભીતરે કિશોર કોઈ દોરતું,
એ જ દુર્યોધન, દ્રુપદ ને દ્રોણ છે.

## પીછો

પ્રવીણ પંડ્યા

બરાબર ખબર નથી ક્યારથી
પણ ક્યારનુંય એ વળગ્યું છે
મારો પીછો પકડતું.
નાનો હતો ત્યારે ડાઘિયો ધીમા પગલે
શેરીના અંધારામાં પીછો પકડતો
ને પછી એકાએક હું મારી ઝડપ વધારી
અટકતો
ઊભો ઊભો
એ લાળભર્યા મોઢામાં જીભ ઝુલાવતો
પલક ઝપકાવતો
ને ત્યાં જ હું બેય હાથે ચડ્ડી પકડીને
મૂકતો દોટ તે વ્હેલું આવે ઘર ને
શક્ય હોય તો ગોદડું
પણ ડાઘિયાના પીછાના ભયથી
ગોદડુંય કાળાડિબાંગ ડાઘિયાની જેમ
હાંફતું વિકરાળ જડબામાંથી
લાળ ટપકાવતું લાગ્યા કરતું
અને એટલે જ બાપુજી કે બાને
વળગીને સાંભળવા લાગતો
શેષનાગના મસ્તક ઉપર ટકેલી
સલામત સ્થિર
પૃથ્વીની વાત,
પણ હવે પૃથ્વીયે ફરે છે
અને બરાબર થઈ રહ્યો છે પીછો.

*

આ
પીછો
વિવિધ ગુણ-સ્વરૂપે
મારી આગળપાછળ આજુબાજુ
અધ્ધર-પધ્ધર રહે જ છે
ને એટલે
અધર-પધરકા ખેલ કરો ભૈ,
શ્વાસોની કરો વાટ સમયનાં તેલ
કરો 'ભૈ'
આમ ને આમ
પીછાને ગાફેલ કરવા અધર-પધરનાં
ખેલમાં ઘુમરાઉં છું,
ક્યારેક તો રાતવરત પગ તળે
ઘમ્મ ઘમ્મ ઘુમરાય છે આકાશ
ગોફણેથી વછૂટેલા પથ્થરની જેમ
સનનન સનનન વીંઝાય છે
નક્ષત્રો - તારા - ગ્રહો
ને પર્વત જંગલ નદીઓ સમેત
ભૂગોળ માથે નાચ્યા કરે
સાથે હુંય અધર-પધરકા ખેલ કરો ભૈ
હું જ તણખલું ભૂ-રજ ને હું જ ચક્રવાત
જેમતેમ પડું થાળે
ને ત્યાં જ
એ દેખાય મને પર્વત ઉપર
મોઢું ફાડીને ઊભેલી ભેખડના
વિકરાળ જડબામાં લટકતા
ચંદ્રના કટકા જેવો,
આ પીછો
પળભરે મને એકલો છોડતો નથી
ને
કોઈ ઉન્માદી કિશોર ભમે
કિશોરીને લઈ ગલી ગલી - ખૂણેખાંચકે
ખંચારીમાં
તળાવ - ટેકરે - ઝરણે - ખેતરે
એકાંત શોધતો
પણ જ્યાં જાય ત્યાં
ક્યાંક ને ક્યાંક
કાંઈક ને કાંઈક
કોઈક ને કોઈક નડી જાય એમ
આ પીછો મને નડી રહ્યો છે
તે મને લઈને ભમ્યા કરું છું હું.

*

એટલે જ
ગમે ત્યારે
કીસકી ડોશી કીસકા કામ
ચલો ભંભોટિયા અપને ગામ
એક દેશથી બીજે દેશ
એક વેશથી બીજે વેશ
હેટ પાઘડી ખુલ્લા કેશ
જેમ નચાવે કોઈ પપેટ,
નિર્વાસિતોની લંગાર થઈને
આથડું છું
મિસરથી સિંધુ સુધીના
કાળમાં
આજની ઘડી સુધી,
પણ આ પીછો એમ ને એમ
મારું પગેરું પકડતો,
જેમ જેમ
એનો ખ્યાલ વધ્યો
તેમ તેમ
એનો ભયે વધ્યો
ને
એમ ને એમ
એનો વ્યાપ વધતો રહ્યો.

*

આ
પીછાના ભયમાં ને ભયમાં
મેં જોયાં વૃક્ષ ઉપરથી ફળ ટપકતાં
કર્યા ઉપગ્રહ અવકાશમાં તરતા
વાયુમાં સંતાડ્યો સ્વર
ઝીલ્યાં
સેટેલાઈટ સિસ્ટમથી દૃશ્ય
અને
તોય એ મારી પ્રત્યેક ગતિવિધિમાં
અલપઝલપ સંભળાયો-દેખાયો
ગંધાયો
તે
હવે રોટલીનાં બટકાંય
શંકા-કુશંકાથી તાકતો
માથું ધુણાવતો ખાઉં
નજરને ડિસ્ટીલ્ડ વૉટરમાંય
આરપાર પરોવતો પીઉં
ઘટક ઘટક
પળભર વછૂટે કંપારી રોમેરોમ
જાણે અબઘડી પ્રસર્યો દગેથી.
પાણી પાણી જ પુરવાર થાય
ને ત્યાં જ અધ્ધર શ્વાસે
પડે ધ્રાસકો
કે
એ આવ્યો વાયુમાં !
પીછાના ભયમાં ને ભયમાં
તીવ્ર ઉન્માદ સાથે વાળમાં
ફરતી આંગળી ગૂંચવાય
ને
ત્યાં તો અંદર નસનસની જાળ
ખેંચાય
બહાર
અર્થમેપના અક્ષાંશ-રેખાંશ
અને મેં જ દોરેલી
નકશાની લીટીઓ દોરાની જેમ
વીંટળાય ચહેરા ઉપર
જાણે કરોળિયાનું જાળું
અવાવરુ ઘરનાં ગોરાના
ખુલ્લા મોઢા ઉપર
ને ચોમેર નીરવ થરથરતું ભેંકાર,
આસપાસ
કાંઈક
કશુંક
કોઈક
હોય ત્યાં ત્યાં
અને ન હોય
ત્યાં ત્યાં પણ
હું તાક્યા કરું છું
કેમ કે મને ખબર છે
મારો અચૂક પીછો થઈ રહ્યો છે
મારે
એને પળ-અધ પળ થાપ
આપવી જ પડશે ને એટલે જ
હું
મને લઈને ભમ્યા કરું છું
ને
પીછો....

## બે ગઝલ

ભરત વિંઝુડા

૧

એક વ્યક્તિ બિચારી અને બહાવરી
એની પાછળ છુપાઈને ઊભા હરિ

સ્વપ્નમાં જોઉં પાછું વળીને જરી
મારી કાયા પથારીમાં પડખું ફરી

આંખ મીંચાતાં વાગી હતી ઝાલરી
ખૂલતાં આંખ સંભળાય છે ઝાંઝરી

માત્ર કાંઠે ઊભા રહીને જોયા કર્યું —
જળ અને જળના તળિયે હતી જળપરી

એક વ્યક્તિ હવાને જ ભેટી પડી
એવી રીતે હરિદર્શને છેતરી

૨

હરિએ બનાવેલ જનથી ડરી
અહીં કોઈ બોલ્યું બચાવો હરિ

હતી એક વ્યક્તિ અહીં એકલી —
અટૂલી અને કોઈએ આંતરી

ખબર ના પડી ગોળ દુનિયા મહીં
પગથિયું ચડી કે નીચે ઊતરી

છબી થઈ જવાયું છે જે ભીંતની
ઊભી છે તે સામે અરીસો ધરી

એ સારું થયું કે ન સાધુ થયા
ન સંસાર છોડ્યો ન થઈ મશ્કરી

## બે રચના

કિશોરસિંહ સોલંકી

૧

ઘર :

જ્યાં મારું પ્રથમ આગમન છે
મારો પહેલો શબ્દ 'બા' પણ છે
વાતાવરણમાં.

ખળભળાટ
છે હૈયામાં, યુદ્ધ
અંદરનું અને બહારનું; તોરણ
આંસુનાં. છાણકો
મમતાનો કાન શોધે છે.

૨

શેરી :

જ્યાં મારાં પગલાં છે
મારું અસ્તિત્વ પણ છે
અશરીરી.

વેદના
છે એકલી ઊભી, દીવાલ
મકાનોની અને સમયની; ધુમાડો
સ્મૃતિઓનો. હું બંધ આંખોએ
તાકી રહ્યો છું ઊગતા સૂરજને.

## પારિજાતનાં ફૂલ

ચન્દા રાવળ

પારિજાતનાં ફૂલ ઝરે છે
એકે એકે સપન ખરે છે.

ફોરમની સુંવાળી ચાદર
ઉપર પોઢ્યાં કોમળ ઝાકળ
કોઈ હતું ના પળ બે આગળ,
કોઈ હશે ના પળ બે પાછળ.
એકે એકે શ્વાસ સરે છે
પારિજાતનાં ફૂલ ઝરે છે.

સ્મરણોના શા થોક ભરાયા
ચક્રગતિમાં ફોક મનાયા.
નેહ નિભાયા, ઘરે તવાયા
અણપીછ્યા અરમાન સવાયા
એકે એકે રતન ઠરે છે
પારિજાતનાં ફૂલ ઝરે છે

એકે એ કે સપન ખરે છે
એકે એકે શ્વાસ સરે છે
એકે એકે રતન ઠરે છે
પારિજાતનાં ફૂલ ઝરે છે.

## સંગ કબીરનો

મકરન્દ દવે

કબીરા તારી દેણગી, રોજ વિશેષ વિશેષ,
સુરત ગ્રહે તો ઊગરે, ડૂબે શબદને દેશ.

કબીરાની કથણી કથે, લોક પૂજે કહી સંત,
કરણીમાં પગ મૂકતાં, તોડે તંતેતંત.

કબીરા જોઈ બજારને, રોયાં ભરભર નેણ,
મરમ ઘરાક મળ્યો નહીં, ગ્રહ્યાં વેણનાં વેણ.

કબીરા તારી ગોઠડી, બાતનકી એક બાત,
આધી સાખી મારતી, બીબે બીજી ભાત.

કબીરો કેડીનો સગો, પાડ્યા એના પંથ,
ઘર બાળ્યું નહીં કોઈએ, મહેલે બન્યા મહંત.

કબીરા કાશીને તજી, મગહર કર્યો મુકામ,
મુક્તિ તો પગલે ચલે, કાળ કરે પરણામ.

ગ્રંથ તણી ગઠડી તજી, કબીરા, ફોગટ ફેંક,
શબદ ઝુલાવ્યો શ્વાસમાં, તું લાખોમાં એક.

# બે સૂર્યકાવ્યો

## લટપટિયા યુવાનની માફક

સંસ્કૃતિરાણી દેસાઈ

લટપટિયા યુવાનની માફક ઊઠતાંની સાથે જ,
સીધો સમુદ્રના અરીસા સામે
ઊભો રહી જાય છે નટખટ સૂર્ય;
ને નિહાળ્યા કરે છે પોતાની ફાંકડી અદાઓને,
ને ગળે લાલ રૂમાલ બાંધી નીકળી પડે છે
કોઈ રૂપાળીની શોધમાં.
આખો દિવસ થોડી થોડી વારે
દરિયાના અરીસામાં પોતાનું મોઢું જોઈ
મૂછ મરડતો જાય છે.
જુઓને સવારથી રંગીલો થઈ રખડ્યો છે
તોપણ સાંજે પાછું પોતાનું મોઢું અરીસામાં
જોતો ઊભો છે,
મૂછને વળ દઈ, મૂછમાં હસતો,
ને પાછો સાંજ થતાં ક્યાંક જતો રહે છે
કાળો ધાબળો ઓઢી, આંખે કાજળ આંજી
કોઈની પાછળ છાકટો થઈ ફરવા !
આ અરીસો જ એની સામેથી ખસેડી લેવો
જોઈએ
એને બગડતો ને તદ્દન મવાલી થતો રોકવા !

## સૂર્ય બારીમાં બેસીને

સંસ્કૃતિરાણી દેસાઈ

સૂર્ય રોજ પોતાની બારીમાં બેસી જાય છે
ને મુગ્ધ આંખોથી
જોયા કરે છે મને.
આંખો પટપટાવ્યા વગર
માથું એક બાજુથી બીજી બાજુ નમાવી દે છે
બસ એકીટશે જોતાં જોતાં.
કેટલો બધો મુગ્ધ હશે
કે સૈકાઓથી રોજ સવારે
પોતાની બારીમાં બેસી જાય છે
ને માથું એક બાજુથી બીજી બાજુ નમાવી
જોયા કરે છે મને
મુગ્ધ આંખોથી.

## પરિચય

ગુણવંત ઉપાધ્યાય

પરિચય નથી કોઈને આજ મારો,
સમય પૂછશે, એ વિશે કૈંક ધારો.

પછીથી છૂટક શ્વાસ એકે ન મળશે,
બની જો શકે, લાખ કોશિશ નિવારો.

પછી શબ્દ ઝંખો કે, આંગિક અભિનય
બધી શક્યતાપારની વાત યારો.

પવન-પાતળા સૂક્ષ્મતમ થઈ જવાનું
પ્રવાહોની માફક તો છોડી કિનારો.

પ્રગટ પાળિયા કૈંક 'ગુણવંત' જેવા
હીબકતાં, રઝળતાં, કહેશે ઉગારો.

## નહિ ઓળખી શકું મને

મફત ઓઝા

મારા ઘરને
તાળું દઈ હું નીકળ્યો ત્યારે
પગથિયાં ચડી આવતા મને હું ના ઓળખી શક્યો.

એણે માથામાં પીંછું ખોસ્યું હતું
ને કેડે પહેર્યું હતું વલ્કલ
લોહી-ટપકતો માંસનો ટુકડો એના હાથમાં ઝૂલતો હતો.

એના ખભે તીરનો ભાથો
ફણાં લોહીભીનાં
લીલાં લીલાં વન અને પહાડ-પથ્થર ઝરણાં કલરવતાં
પડછાયા સાથે લઈ એ નજીક ને નજીક આવતો ગયો.

એ સાવ નજીક આવ્યો તો —
એની પડખે એક નદી વહેતી હતી સાવ સૂકી
ને એ ખડકાયેલાં બિલ્ડિંગો બની પથરાયો હતો.

એને ક્યાંથી ઓળખી શકું હું ? !
એ બારીબારણાં સિમેન્ટ-કોંક્રિટનો બનેલો
ધુમાડો ઓઢી મારી પાસે આવતો હતો....
એની છાતીમાં ઊગી ગયેલા વાળનાં વાદળ જેવાં ગૂંચળાં
ન જોયાં હોત તો એને ન ઓળખી શક્યો હોત કદાચ....

પગથિયાં ચડવા-ઊતરવાથી
આટલા બદલાઈ જવાય છે એની ખબર હોત તો
કોઈ ગુફામાં પશુની જેમ પડ્યો રહ્યો હોત !
હવે પવનને બત્રીસ તાળાં દઈ
તેત્રીસ ચાવીઓ મારા ગજવામાં રાખું તોય —
હું કદીયે નહિ ઓળખી શકું મને...
કે મારા ઘરને.

# ષષ્ટિ પર દસક વીત્યે

સુશીલા ઝવેરી

ઊભીને સાંભળું નીરવ પદરવ હું તો ભર્યાં ભર્યાં ગેબી એકાંતમાં;
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં.

ભૂમિના કણકણમાં શોધું શૈશવને ઓળવી દાખવે અજાણતા;
આંખમાં આકાશ હતું સંચકેલું આજ લગ વાયુ રુંવે સુરભિ પ્રસરાવતા.
પુરાણાં વૃક્ષોને પૂછું છું સાંભરે જળથળમાં ઘૂમ્યાં સંઘાતમાં ?
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં......

પગલાંમાં રેણુ ને રેણુમાં પગલાં તે પગલાં બસ જાય ક્યાં ગુમાઈ ! ?
ફૂલોના રંગોમાં હરિયાળી હેરતી નેણની પછીત સચવાઈ
નિચ્યત નગુણાની પારખી જો હોત તો સોંપીને સંપત્તિ જાત ના, —
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં....

મારા સહગોઠી સહપાઠીના વાવડ તુજથી ન ક્યાંય શું મળે ?
રમ્યાં હતાં ચકભિલ્લુ સાતતાળી ખો ખો શીળી તવ છાંયડી તળે
વીખર્યા વૈભવને સંકેલી લઉં હતો અઢળક એમાં વિવાદ ના —
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...

પ્રકાશવર્ષ ચાંદનીનાં અઘરું ગણિતઃ ગણ્યાં ગણાય કેમ કટકે
પરિભ્રમણ જળની લહેરોનું આગવું ક્યાંનું ક્યાં જઈ અટકે.
ચાંદની વીટેલું લ્હેરે ધોયેલું ઘો : ભૂલું હું શૈશવ સોગાત ના
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં....

# નહિ ઓળખી શકું મને

મફત ઓઝા

મારા ઘરને
તાળું દઈ હું નીકળ્યો ત્યારે
પગથિયાં ચડી આવતા મને હું ના ઓળખી શક્યો.

એણે માથામાં પીંછું ખોસ્યું હતું
ને કેડે પહેર્યું હતું વલ્કલ
લોહી-ટપકતો માંસનો ટુકડો એના હાથમાં ઝૂલતો હતો.

એના ખભે તીરનો ભાથો
ફણાં લોહીભીનાં
લીલાં લીલાં વન અને પહાડ-પથ્થર ઝરણાં કલરવતાં
પડછાયા સાથે લઈ એ નજીક ને નજીક આવતો ગયો.

એ સાવ નજીક આવ્યો તો —
એની પડખે એક નદી વહેતી હતી સાવ સૂકી
ને એ ખડકાયેલાં બિલ્ડિંગો બની પથરાયો હતો.

એને ક્યાંથી ઓળખી શકું હું ? !
એ બારીબારણાં સિમેન્ટ-કોંક્રિટનો બનેલો
ધુમાડો ઓઢી મારી પાસે આવતો હતો....
એની છાતીમાં ઊગી ગયેલા વાળનાં વાદળ જેવાં ગૂંચળાં
ન જોયાં હોત તો એને ન ઓળખી શક્યો હોત કદાચ.....

પગથિયાં ચડવા-ઊતરવાથી
આટલા બદલાઈ જવાય છે એની ખબર હોત તો
કોઈ ગુફામાં પશુની જેમ પડ્યો રહ્યો હોત !
હવે પવનને બત્રીસ તાળાં દઈ
તેત્રીસ ચાવીઓ મારા ગજવામાં રાખું તોય —
હું કદીયે નહિ ઓળખી શકું મને...
કે મારા ઘરને.

## ષષ્ટિ પર દસક વીત્યે

સુશીલા ઝવેરી

ઊભીને સાંભળું નીરવ પદરવ હું તો ભર્યાં ભર્યાં ગેબી એકાંતમાં;
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં.

ભૂમિના કણકણમાં શોધું શૈશવને ઓળવી દાખવે અજાણતા;
આંખમાં આકાશ હતું સંચકેલું આજ લગ વાયુ રુંવે સુરભિ પ્રસરાવતા.
પુરાણાં વૃક્ષોને પૂછું છું સાંભરે જળથળમાં ઘૂમ્યાં સંઘાતમાં ?
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં......

પગલાંમાં રેણુ ને રેણુમાં પગલાં તે પગલાં બસ જાય ક્યાં ગુમાઈ ! ?
ફૂલોના રંગોમાં હરિયાળી હેરતી નેણની પછીત સચવાઈ
નિચ્યત નગુણાની પારખી જો હોત તો સોંપીને સંપત્તિ જાત ના, —
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં.....

મારા સહગોઠી સહપાઠીના વાવડ તુજથી ન ક્યાંય શું મળે ?
રમ્યાં હતાં ચકભિલ્લુ સાતતાળી ખો ખો શીળી તવ છાંયડી તળે
વીખર્યા વૈભવને સંકેલી લઉં હતો અઢળક એમાં વિવાદ ના —
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં...

પ્રકાશવર્ષ ચાંદનીનાં અઘરું ગણિતઃ ગણ્યાં ગણાય કેમ કટ્ટકે
પરિભ્રમણ જળની લહેરોનું આગવું ક્યાંનું ક્યાં જઈ અટકે.
ચાંદની વીંટેલું લ્હેરે ધોયેલું દ્યો : ભૂલું હું શૈશવ સોગાત ના
કાળકેડી વટાવી આવી ઊભી હું તો મનોરમ શૈશવના પ્રાંતમાં.....

## એક રચના

ભરત હરિલાલ

મકરણ, મૈં આજે સુણી, વણબોલાતી બાતઃ
'છોડ પિછોડી પારકી, ઓઢી લેવી રાત.

અંધારી આ રાતમાં, લઈ ગણેશિયો હાથ,
એક જ પથ્થર ખેસવ્યે, ભીતર જાશે જાત.

ભીતર તો અઢળક ભર્યાં સાત પેઢીનાં ધન,
એમાં લોભાઈશ મા, લેજે એક રતન.

એક રતન અજવાળશે બાકીની આ રાત,
સૂરજ ઊગ્યે કાંકરો — કરી દિયો ખેરાત.

જાત પાંત ને ભાતનો, ખોટો આખો ખેલ,
ઉફરો થઈ જા બાવરા, જમાત વહેતી મેલ.

સીધે સીધે સબ ચલે, સાધુ, સંત, ફકીર,
ઉફરો ઉફરો ચાલતો, બાવન બ્હારો વીર !"

મકરણ, લે ફેંકી દીધી, જૂઠ સરાસર જાત,
નાથ નિરંજન એકલો, રમતો દી ને રાત.

એકલ એકલ થાકતો, ત્યારે આવે આંય,
ચાહ-ભીની મૂછો લૂછે, ઝાલી મારી બાંય.

## એમ છું જાણે નથી

હરેશ 'તથાગત'

આ બધાંયે દશ્યમાં હું એમ છું, જાણે નથી,
મોસમી મંતવ્યમાં હું એમ છું, જાણે નથી.

આપસી પોલાણના સંબંધનું છળ સાંકળે, —
— એ પળે પણ તથ્યમાં હું એમ છું, જાણે નથી.

જળ વલોવે છે સમયનું જ્યાં વલોણું શ્વાસનું,
ત્યાં વિષાદી કથ્યમાં હું એમ છું, જાણે નથી.

તંતુનો સ્વભાવ છે : બંધાઈ, પાછું તૂટવું —
— વીંધતા એ સત્યમાં હું એમ છું, જાણે નથી.

તે છતાં આ પંથ જ્યાં દોરી જશે, ચાલ્યો જઈશ,
ગતિ અને ગંતવ્યમાં હું એમ છું, જાણે નથી.

## આ સૂફીપણું

હરેશ 'તથાગત'

વૃત્તિના આદિમપણામાં સ્હેજ ઊંડે ઊતરાયું,
હે બધા આવેગ ! આ સૂફીપણું તો છે પરાયું !

કૌતૂકોની પાંપણે પ્રશ્નાર્થના ઝૂલે પતંગા,
પાત્ર — જેને તળ નથી તે કેમ કાંઠા લગ ભરાયું ?

કોઈ સામે હોત તો તુલના કરીને થાત નિર્ણય,
કોઈ પણ સામે નથી — તેથી હવે સઘળું સવાયું !

કોઈ નિર્જન સ્થળ જેવી છે હવે મારી હયાતી,
મૂળગામી જાતરાનું સુખ બધી પળમાં લખાયું !

નામથી તારીખની કર બાદબાકી તો કળાશે :
ઓળખીતું લાગતું હા એય ક્યારે ઓળખાયું ?

## આ પાનખરમાં

ઈન્દુકુમાર ત્રિવેદી

પીંખાયલો માળો પડેલો જોઈ
ક્યારનું
કકળાટ કરતું
પંખી-જોડું
અહીંતહીં ઊડે
જે
શોધતું
કે;
ખરેલાં પાનથી
સુકાયલાં આ ઝાડવાં અડવાં
ક્યારે
લીલાંછમ પાંદડે ઘેઘૂર થઈ ઝૂમે
જહીં
નિરાંતે
બંધાય માળો.

## ક્ષણ

મંગળ રાવળ 'સ્નેહાતુર'

વિસ્મય થઈને વિસ્તરતી ક્ષણ,
ને, નકશામાં નિર્ઝરતી ક્ષણ.

અંધારામાં અફવા લઈને,
દીવડા ઓથે ટમટમતી ક્ષણ.

આંગણ ઊભું પ્યાસ લઈ કો'
ખાલી સરવર : ટળવળતી ક્ષણ.

ધુમ્મસ થૈ ગૈ ચીસ શબદની;
લોહી રવળે : નિંગળતી ક્ષણ.

બારી વચ્ચે ખાલીપામાં;
પાનખરે આ ખરખરતી ક્ષણ.

ચાર જણાની કાંધ ચઢીને;
ક્યાંથી ક્યાં આ નીકળતી ક્ષણ.

## ગ્રામીણ મહિલાઓનું કથાગીત

જગદીપ ઉપાધ્યાય

એકસરીખા પડછાયા, ના તડકામાં જુદાઈ રે, ઓહો મારી બાઈ રે
ગાઈએ ભવની આવો સૈયર આજ મળી ભવાઈ રે, ઓહો મારી બાઈ રે

ડેલીબન્ધા દેશ અમારા ભીંતોથી સગાઈ રે, ઓહો મારી બાઈ રે
લીમડા માફક ફળિયા વચ્ચે અમે ગયા જડાઈ રે, ઓહો મારી બાઈ રે

ગાર-ગોરમટી, છાણ-વાસીદાં દોડું થૈ રઘવાઈ રે, ઓહો મારી બાઈ રે
ધૂળ ચાટતાં દર્પણ લૂછવા ઘડી નથી નવરાઈ રે, ઓહો મારી બાઈ રે

લીલાંપીળાં ઘાસ વાઢતાં જોબન ગ્યાં વઢાઈ રે, ઓહો મારી બાઈ રે
ભરચક આવ્યા ઉનાળા ગ્યાં ચોમાસાં ફંટાઈ રે, ઓહો મારી બાઈ રે

હાથ નીરખતાં જોશીડાની મતિ ગઈ મુઝાઈ રે, ઓહો મારી બાઈ રે
હસ્તરેખામાં એને ડાળો બાવળની દેખાઈ રે, ઓહો મારી બાઈ રે

શૂરા-પૂરા, વડલા પૂજ્યા, પૂજ્યાં રાંદલ માઈ રે, ઓહો મારી બાઈ રે
સાતે ભવનાં આંસુ ફળિયાં હરખે દુઃખડાં ગાઈ રે, ઓહો મારી બાઈ રે

## અંજળપાણીની વાત.....

સૌલિડ મહેતા

અંજળપાણીની વાત એવી કે સાંભળીને મુઠ્ઠી ભિડાઈ જાય...

શ્વાસોમાં કોળેલાં વાસંતી શમણાંઓ ઓચિંતાં છાતીએ વળગે
અંધારું કોરમોર ઊતરતું જાય અને દીવાની જેમ રાત સળગે
રાતીચટ્ટાક આંખ સ્હેજસાજ ખૂલે ને પાછી મીંચાઈ જાય...

સૂરજની જેમ રોજ ઊગીને આથમતા સંબંધની ડાળ પર ફૂલો
વાદળમાં વીખરાતાં દશ્યોની આરપાર જોયું તે નજરુંની ભૂલો
ક્ષણનો એકાદ પડે ધ્રાસકો ને ઇચ્છાઓ મનમાં રિસાઈ જાય....

## ઝળહળ ઝળહળ

સૌલિડ મહેતા

નામ વગરના દ્વીપ વચાળે છાલક સાથે છલકે છે શું ઝળહળ ઝળહળ
કૈંક યુગોથી ફીણ બનીને મોજાં વચ્ચે મલકે છે શું ઝળહળ ઝળહળ

રંગ ગુલાબી ફૂલ જેવડું ઝૂલે રે કંઈ એકસામટું દશે દિશામાં
અને પછીથી લીલવછોયી છાતી વચ્ચે ધબકે છે શું ઝળહળ ઝળહળ

દૂર દૂરથી દૂર દૂર લગ પંખી સાથે આભ ઊડતું જોઈ અચાનક
ભર એકાંતે ફંગોળાતા મનની વચ્ચે તબકે છે શું ઝળહળ ઝળહળ

અંધકારનો ઢાળ ઊતરી શમણાંવંતી રાત હાંફતી એવે ટાણે
પાંપણના બે દીવા હેઠળ શ્વાસ લગોલગ ઝળકે છે શું ઝળહળ ઝળહળ

ઘરઉંબર ને ફળિયામાંથી રાતદિવસની ઘટનામાંથી પાર નીકળી
અણસારાની ઓથે ઊભા પડછાયામાં લપકે છે શું ઝળહળ ઝળહળ

## અજાણ

જશવંત લ. દેસાઈ

આ પૃથ્વીથી નવ થઈ શકું હું અલિપ્ત,
જ્યાં માંડું પાય, પગ શીઘ્ર જતા ગ્રસાઈ,
હું કર્ણ શો શરથી તીક્ષ્ણ રહું વીંધાઈ,
નિર્માયું મૃત્યુ મુજ નિર્બલ નિઃસહાય ?
જાણું ન કો ભવ થઈશ હું શાપમુક્ત
પૃથ્વી તણા પ્રબળ કર્ષણથી વિમુક્ત.
ને તોય આ મનમહીં ઊઠતો તરંગ
કો દી મૃદુ કદીક તો પ્રગટે પ્રચંડ —
હું કર્ણ ના, પણ ધરી ઉરમાં સદાશિવ
વેઠું અસહ્ય વનવાસ છુપાવી ગાંડીવ,
ક્યારે ફૂંકાય કુરુક્ષેત્ર નિનાદ શંખનો
ને હું રહું વરસી અગ્નિ સુતીક્ષ્ણ શૌર્યનો ?
ક્યારેક કર્ણ, કદી ગાંડીવધારી પાર્થ,
જાણું ન હું મુજ સ્વરૂપ કયું યથાર્થ.

## એક રચના

પરેશ દવે

મને વળગી પડી મારી વ્યથાઓ
મને પૂછો નહીં મારી કથાઓ
થયું આકાશને તૂટી પડું હું
પતન કાજે સતત જોતું જગાઓ
લખીને પાંપણો પર આવકારો
કરો છો ના કહી કાતિલ ગુનાઓ
નથી દરિયો હવે મારા કહ્યામાં
તમે રૂમાલ ફરકાવો દિશાઓ !
સ્મરણ એનું મને કાયમ રહ્યું છે
સમયને વશ કરી દેતી અદાઓ !
રિયાસત આંસુની મેં જાળવી છે
ચલો રે ઊતરી આવો ખિઝાઓ !

## ચોમાસું

ચન્દ્રશેખર વ્યાસ

હવાની પાંખમાં છે ચોમાસું,
ધરાની કાખમાં છે ચોમાસું.
ધીરેથી આવજો ડેલીમાંથી,
કઠોડે ચાલમાં છે ચોમાસું.
ફૂલો ને ડાળમાં છે ચોમાસું,
બાગમાં, ઘાટમાં છે ચોમાસું,
સુરાહી ને જુવાની આવી છે,
મ્હેફિલે દાદમાં છે ચોમાસું,
ફુવારા બાગના કાઢી નાખો,
સુગંધી હોઠમાં છે ચોમાસું.
રૂહાની નિંદમાં છે ચોમાસું,
નુરાની યાદમાં છે ચોમાસું.
હથેળી ઝાલ મા છે ચોમાસું,
આંખમાં, ગાલમાં છે ચોમાસું.
ગમે તે હાલમાં છે ચોમાસું,
ચાંદના ડાઘમાં છે ચોમાસું.
સુંવાળા જામની નીચે લીલું,
થીજેલા બુંદમાં છે ચોમાસું.
સિતારાઓ હવે ભીંજાવાના,
અષાઢી બીજમાં છે ચોમાસું.
ફરીથી શ્રાવણી રાતો કાળી,
ઉમાના ભાલમાં છે ચોમાસું.

## હે કૃષ્ણ, હે કૃષ્ણ !

સુન્દરમ્

હે કૃષ્ણ, હે કૃષ્ણ !
  અધિદેવ, દેવ ! રટી રહી ધરા
દિશા દિશાઓ : જનતપ્ત અંતરો સહુ !
એ મધ્યરાત્રિ - ઘનઘોર છાયીં,
અંધાર કારાગૃહનો અભેદ્ય,
પૃથ્વી પરે ત્યાં પ્રગટ્યા તમે પ્રભો !

દ્વારો ખૂલ્યાં -
મૂર્છિત ત્યાં અનિદ્રા સૌ
દિવ્ય અનંતતા ત્યહીં
અને અનંતની ડોક અગમ્ય ત્યાં કલા
લીલારચી ગૈ સુલલામ - ભવ્ય;
કાલોઽસ્મિનો ભીષણ નાદ, બાંસુરી,
શરદ તણી પૂનમની પ્રભા મૃદુ,
વૃંદા તણાં એ વન, એ રણાંગણો,
એ ધર્મ કેરાં કુરુક્ષેત્ર, પ્રેમનાં
એ પ્રાંગણો, હોલીની રમ્ય લીલા.
એ પૂર્ણિમા-રંજિત પૂર્ણ પ્રાંગણો.
જ્યોત્સ્ના-રસ્યાં રમ્ય વિશાળ પ્રાંગણો
લૂંટ્યાં દહીંદૂધ, અને ચ કારમા
અગ્નિ જમ્યા :

વિશ્વ હથેળીમાં લઈ
રમી ગયા, ને વિરચી ગયા વળી
ભવિષ્યની શાશ્વત પૂર્ણતાને,
ખચી ખચી સ્નેહ-પ્રકાશથી મહા,
મનુષ્યને દિવ્યનું નેત્ર દૈ ગયા.

નમોઽસ્તુ હે દેવ, પરેશ, હે પ્રભો !
સદા વસો અંતર-ગોકુળે અમ,
જીતી અમારાં કુરુક્ષેત્ર સર્વ
સુહૃદ્ બની સાથ સદા વસો-હસો,
બની રહો પૂર્ણ પ્રફુલ્લ ચંદ્ર થૈ,
કો ભાવિના ભાનુ સુવર્ણ લાવવા,
પરાત્પરોની અહીં સૃષ્ટિ સ્થાપવા.

## ખૂટી ગયાનો વસવસો

સુધીર પટેલ

શબ્દને ભૂલી ગયાનો વસવસો,
અર્થને ચૂકી ગયાનો વસવસો.

પર્ણની પીળાશ બીજું કૈં નથી,
ડાળથી છૂટી ગયાનો વસવસો !

એ મળી ચાલ્યા ગયાનો રંજ ના,
યાદને મૂકી ગયાનો વસવસો.

છે હજી અકબંધ આ ચ્હેરો છતાં,
આયનો તૂટી ગયાનો વસવસો !

સૂચવે શું મૌન કાગળનું 'સુધીર' ?
આ ગઝલ ખૂટી ગયાનો વસવસો !

# ચાર ગઝલ

જયેશ ભટ્ટ

## ૧

ચરો દેશમાં હંસ ચારો પળોનો.
ધરો કાળ સામે ઉતારો પળોનો.

હશે પ્યાસ નક્કી મને પણ તમારી
નહીં તો ઉપાડું ન ભારો પળોનો.

ત્વચામાં સતત લાવ રોમાંચ શીતલ
ભળે છે નસેનસ તિખારો પળોનો.

સભર બાંધ ગઠરી સમયની હયાતી
મળે ના જરા પણ વધારો પળોનો.

## ૨

ઝળહળે છે મણિ હજી વિષધર
શોધ અમૃત ફલક જરા ભીતર

રૂપ છે તારું કાચ માફક; 'ને
હોય દષ્ટિના હાથમાં પથ્થર.

ઘાસ અંધારનું થયું પીળું —
એક તણખો પડે હવે ખડ પર.

બિંબના ગર્ભ પીપળે લટકે
શુષ્ક કોઠે મળે હરિત જણતર

હું જ છું એકલો નથી બીજું
તોય શું પીડતું રહે અંદર.

## ૩

છે જિંદગી હમણાં ઠરેલી તાપણી
તોયે કરે છે તું હવાની માગણી !

ખુશ્બૂ બની ભળતી રહે રક્તમાં
થોડા બચેલા શ્વાસની હીરાકણી.

હું ત્યારથી શોધી રહ્યો છું જ્યોતને
અવકાશમાં જ્યાં સૂર્યની થઈ વાવણી.

આપો ખબર પાછી જરા એ પૂર્ણને
જડ શૂન્ય બેઠું દેહમાં લઈ છાવણી.

વૈભવ તમારા તત્ત્વનો ત્યાં તુચ્છ છે
જ્યાં ઓસ જેવી હોય ભીતર લાગણી

## ૪

ત્વચામાં ભરી રૂ સરીખો સખીએ
મને આજ સીવ્યો રગેરગ બખીએ.

વળોટી ગયા છે તણખ તેજ મારા
કહે એ ! હવા કેમ ધૂણી ધખીએ ?

ગયું ઓગળી મીણ મારા સમયનું
તને સૂર્ય આથી વધુ શું લખીએ ?

ઊડે એકલો હંસ પાતાળ ભેદી —
પછી છીછરા કાળને કેમ ઝંખીએ ?

## ત્રણ ગઝલ

પરેશ દવે

### (૧)

આંસુ પીડા ભીંતનું ચાખ્યું બધાંએ
બારણું ખોલ્યું અને વાસ્યું બધાંએ

આ બધાંના હાથ ફેલાયા પવનમાં
શ્વાસની પાસે મરણ માંગ્યું બધાંએ

વિસ્મરી બેઠાં હતું જે યાદ સૌને
બાદ વર્ષોનું સગડ માંગ્યું બધાંએ

હાથમાં કૂવો અને તરસે મરેલાં
જીવવું જીવ્યા વગર રાખ્યું બધાંએ

ચૂપ રે'વાની શરતમાં અંતકાળે
ભીંત ભેગું બોલવા માંડયું બધાંએ.

### (૨)

બારણું મધરાતના ખખડ્યું બધાંનું
જોઈ ખુદને, કાળજું ફફડયું બધાંનું

સાત ખોબા મૃગજળ પીધા પછીથી
પેટ અઢળક રેતમાં ત'તડયું બધાંનું

આગ ચાંપીને બધાં તાટ્ય કરે છે
તાપણું છાતી તળે ભ'ભડ્યું બધાંનું

વ કોરી આંખનો દાવો કરે છે
ાંખનું સૌભાગ્ય તો દદડયું બધાંનું

### (૩)

ચૂપ બેઠા ભીંતમાં ઓળા બધાંનાં
વાત કરતાં બારણાં ભોળાં બધાંનાં

ભીડમાં ચાલ્યા કરે એકાંત સૌનાં
એકલાં ચાલ્યા કરે ટોળાં બધાંનાં

પંડની હત્યા કરીને નીકળ્યાં છે
હાથ લોહીયાળ ને ધોળા બધાંનાં

જીભ પર સૂક્કી નદી કાંઠે પડેલાં
સાવ ખાલી પાણીના ગોળા બધાંનાં.

## ઝંખના

તુરાબ 'હમદમ'

કોણ કહે છે કે ઇચ્છા છકેલી હતી,
લાડકોડે ફક્ત ઉછરેલી હતી.

એક આકાશ આખું હતું ઉડવા,
પાંખ કિન્તુ અમારી તૂટેલી હતી.

એટલે ઊંઘ આવી નહિ રાતભર,
મનની ચાદર થોડીક મેલી હતી.

વાત કાનેથી નાકે નગરમાં ગઈ,
એમ અફવા ફક્ત વિસ્તરેલી હતી.

ઝંખના એટલે આજ ટોળે વળી,
હાથમાં એક કોમળ હથેળી હતી.

અંતવેળા જ 'હમદમ' બુઝી ના શકી,
જિંદગી તો ખરેખર પહેલી હતી.

## ચંડોળ પંખીને

પી. બી. શેલી અનુ. વ્રજલાલ દવે

સત્કાર હો આતમ સંપ્રહૃષ્ટ હો
વિહંગ હો તું નહીં માનું લેશ હું;
તું સ્વર્ગથી કે નજદીક સ્વર્ગની
રહી, રહ્યું હૈયું સમસ્ત રેલવી
કલા સ્વયંભૂ સ્રવતી : સ્વરો તણી
ઉડાડતું છાકમછોળ કેટલી !

ઊંચે હજી — તુંય હજી ઊંચે વધુ
પૃથ્વી થકી અધ્ધર ઊડતું રહ્યું :
તું પાંખને વીંઝતું નીલ અબ્ધિમાં
કો અગ્નિના અભ્ર અટંત જેવું;

ગાતું ગાતું ચડતું ઉપરે ને ચડી ગીત ગાતું.
તું દીપ્તિવંતા નભ અભ્રની નીચે
અસ્તે જતાં સ્વર્ણિમ ભાનુ તેજમાં,
રહ્યું તરી, દોટ મૂકી રહ્યું તુંયે
જાણે તું કો વપુસભર આનંદ વંશે નવીન !

ફીકો અહીં જાંબુઈ આ રહ્યો પટ
સ્રવી કશો ઉડ્ડય સંનિધિ તવ !
વિશાળ જેવો દિનના પ્રકાશમાં
છૂપેલ હોયે નભનોય તારક

રૂહેતું એવું અણદીઠ સુણું હર્ષ ઉદ્ગાર તારો !
ન્યાળું પેલા રજરચિયા ચન્દ્રના તીર મત્ત...
આભા એની અધિક ઘટતી, ઓસરે શાંત તેજ
ધીમે ધીમે પ્રગટ બનતી કો ઉષામાં પ્રભાતે
ઈંદુ તાણી ચખથી જ જડે લાગતું ત્યાં હશે એ —

નાદેથી તારા મૃદુ કંઠ નીતર્યા
આકાશ ને પૃથ્વી કશાં છલી રહ્યાં !
એકાકીલું આવૃત વાદળું હઠે
શશી કરે કરની વૃષ્ટિ સુભાગી રાતે
સૂની ભોમે સ્વરગ કશું રૂહે સીકરો રેલતુંયે !

તું કોણ છે કેમ કહી શકું હું ?
તારા સમું કોણ હશે વદું શું ?
વર્ષે પેલાં સુરધનુ રૂડાં વાદળો વારિબિંદુ
તેજસ્વી રે અધિક મુજને લેશ ના એહ લાગે;
તું વર્ષાને સ્વર મધુ વડી હેલી એથી મચાવે !

કેવું દીસે છે મુજને વિહંગ તું ?
... જેવો લપાઈ કવિ કો વિચારની
સાધી સમાધિ રટતો પછી જે
અપૂર્વ સ્તોત્રો વણથંભી જ્યાં લગી

છાંયો પામે જગત સહુ સ્હાનુભૂતિનો અંત
ને સાથે એ વિવિધ ભયની લેશ ધારે તમા ના

કે હોય કોઈ અભિજાત સુંદરી
મંઝિલના જેહ ચઢી મિનારે
એકાન્તની એકલ કૈં પળોમાં
સાન્ત્વન્ત આત્મા નિજ પ્રેમભારે
સંગીતેથી નિજ પ્રણય શા આત્મકુંજે છલંતાં

કે હોય જેવો કદી આગિયો કો
તુષાર શું ખીણ મહીં સુવર્ણ
હવાઈ રંગો અછતો જ વેરતો
ઘાસે પુષ્પે અણદીઠ બની નીલ પર્દાનશીન.

પર્ણોથકી લીલમલીલ કો વા
લપ્યું ઝૂક્યા ઝુંડમહીં ગુલાબ-શું,
જેનો પરાગ વહતો બહુ ઉષ્ણ વાતે
ને સૌરભે મધુર મૂર્છિત જે કરંતું
રે પક્ષ્મોના વજનથી લળ્યા શામળા તસ્કરોને.

વસંતના નાદ સુવર્ષણો જે
તગંત સર્વે તૃણકાય ઉપરે
જાગેલ વા પુષ્પ સમસ્ત, ને બધું
પ્રસન્ન, અચ્છું, સહુ તાજગી ભર્યું
રહ્યું અહીં આજ લગીય તે મહીં
તારું મીઠું સ્વરઝરણ વાધ્યું વિજેતા થઈને.

બતાવ તું એ વનદેવ, પંખી હે !
વિચાર શા શા મધુરા ઉરે ધર્યા ?
મેં પ્રેમની કે મધુ માધવીની
ના સાંભળી છે કદી આવી સંસ્તુતિ
જેના શ્વાસે પૂર ઊછળતું તારી સૂરાવલીનું !

સૌ વૃંદગીતો અમ લગ્નનાં કે
જયગાન ના'વે તવ ગીત તોલે,
ચારે તુલાતોલનના પ્રયાસ એ
વૃથા દીસે છે : અમથી બડાઈ એ
રે એમાં તો ઊણપ અમને ડંખતી કો છૂપેલી

તારા કયા હો વિષયો બધા હશે
ઊડ્યા કરે સિક્ત સ્વરે ફુવારે ?
ક્ષેત્રો કયાં ? નગ કયા ?
વળી મોજ તે ક્યાં ?
નભો કયાં ? કે વસુધાપટો કયા ?
કયો હશે પ્રેમ જ તારી કોટીનો ?
દઝાડતા લોહીઝરણ દરદોનું શમન આ !

તું નિર્મળા હર્ષથી છે હર્યુંભર્યું :
પિછાનીયે ના કદી થાકને શકે
કે ત્રાસની છાંય નજીક આવે ?

તું પ્રેમી છે, નહીં પ્રણયની ખિન્ન સંતૃપ્તિ જાણે !
મળ્યું તને જ્ઞાન શું જાગૃતિનું ?
સુષુપ્તિનું ? ઝાંખી કરી શકે વધુ
તું મૃત્યુની મર્ત્ય જ માનવી થકી :
નહીં તો સૂરોના સ્ફટિક વિમળા નિર્ઝરો સંભવે આ?
નિહાળીએ ભૂત જ કે ભવિષ્યને
ને ઝૂરીએ જે નથી તેહ કારણે,
વિમુક્તયે હાસ્યમહીં અમારા
નિગૂઢ રહેતી અમ દુઃખછાયા.

અમારાં હૈયાનાં મધુરતમ ગીતો મહીંય તે
વ્યથાએ સીંચેલો કરુણતમ રે સૂર હલકે.

માનો, અમે નૂતન જન્મ ધારીએ
ને સારીએ ના કદી અશ્રુબિંદુયે
કે ભૂલીએ ગર્વ, સમસ્ત ભીતિયે
કે ભૂલીએ સર્વ તિરસ્કૃતિને
છતાં હું જાણું ક્યમ ના અહીં અરે
અમારા આનંદો સ્પરધી તવ આનંદ શકતા ?

હર્ષધ્વનિ સાધનથી સમગ્ર વા
ઢૂંઢેલ ગ્રંથે સહુયે નિધાનથી
ચડી જતી તો કવિના ઉરે દીઠી
ખૂબી પેલી તારી — અવનિતલ ના પાય ધરવો.

થયેલી પેલી તવ બુદ્ધિ ગોચર
પ્રસન્નતા જો દઈ દે તું અર્ધ જ
તો લો રહે આ મુજ ઓષ્ઠ પે ઝમી
તારા સમી માદક ગીતમસ્તી,
ને સુણે એ જગ સકલ હું જેમ તુંને સુણું છું.

# જ્યૉર્જ બાવરિંગ (કૅનેડિયન)

અનુ. નીતા રામયા

## ૧

લાર્ચ સ્ટ્રીટની ધારે ધારે શેરીની બત્તીઓથી ઉપર
આ ઊંચી ચેસ્ટનટ-વૃક્ષની શાખાઓ
ઝાંખી થતી જાય છે,
મારા વિના જીવે છે.

સવારના પહોરમાં એક ટ્રક પસાર થાય છે,
વસંતઋતુ જામી પડી છે,
ધલબલિયાં પંખીનાં ટોળાં
આકાશ તરફ ઊંચે ઊછળે છે.

સૌથી ઉપરના પગથિયેથી હું કૂદકો મારું છું,
અને આંગણાના હરિયાળા ઘાસમાં ઢગલો થઈને
આડો પડું છું,
ચાલતાં ચાલતાં બબ્બે વાર ચશ્મા ઉછાળો મારતાં.

વરસનો કયો સમય છે તે હું જાણતો નથી,
હું ખીલું છું
અને મરું છું હર બપોરે.
એક હૃષ્ટપુષ્ટ કૂતરો ડોલતો ડોલતો જાય છે,
પોતે ક્યાં જઈ રહ્યો છે તેની ચોક્કસતા સાથે.

## ૨

હું એક જ સુગંધને અનુસરું છું,
મારી ભૂખની ખાત્રી સાથે,
પણ મારું ધ્યાન ચલિત થાય છે પસાર થયેલા
પ્રાણીના સગડથી.
મારો મિજાજ
જાય છે,
હું પારકી હદમાં પ્રવેશનાર છું,
મેં વચન આપ્યું છે
સીધુંસીધું હંકારવાનું,
મારી પોતાની સરહદમાં રહેવાનું,
પણ પ્રેમ
તમને ઘૂસણખોર બનાવે છે,
હું અહીં હું નથી,
પણ ધાડપાડુ છું
તારા ભૂતકાળનો.

## ૩

બત્તી ઝબૂકે નહીં ત્યાં સુધી 'હું' તને જોઈ પણ શકતો નથી
અને તારી પાછળ સફેદ પડદો આવી જાય છે.

તારા ઉપર નજર ઠેરવવાનું કરતી આંખમાં બળતરા થાય છે.

ભીતરમાં હું એક આંધળું રહસ્ય છું,
મારી ચામડી જ માત્ર
જાણે છે શું બની રહ્યું છે તે.

## ૪

મારું દિલ જેમાં રંધાઈ રહ્યું છે તે
અવનના ઢાંકણાં સામે હું ઊભો છું, નવાઈ પામતો,
કે તે બહાર આવશે કે ?
ટકોરી વાગે તે પહેલાં એ બળી જશે કે
કે પછી અહીં રાહ જોતાં જોતાં અક્કલ વિનાનાં કલ્પનો
મારી ઉપાધિંને ભરી દેશે ?
હું એને બહાર કાઢું ત્યારે મહેમાનોને એ રાજીનાં રેડ કરી દેશે, ઢાંક;
એક બીજો કરિસ્ડેલ સંતોષ ?
રસોડાની બારીની બહાર વૃક્ષો
જાણે છે તેનાં મૂળમાં થતાં પવનના આકારને,
અને હું અહીં ઊભો છું,
ધુમાડાની વાસ લેતો.

## ૫

હું રસોડામાં શું કરી રહ્યો છું ?
મારાં રમકડાં સાથે ઉપર હોઉં તે જ સારું છે.
હું જાણું છું
તે બધાં કઈ રીતે ચાલે છે તે.
તેના બનાવટી રંગનો મને વાંધો નથી.
મારા રમકડાના ખટારા સાથે હું કલાકોના કલાકો ગાળીશ,
અંધારામાં રમીશ,
વૃક્ષોના સૂસવાટાને સાંભળીશ.
મારા ભૂતિયા વડવાઓ મારી સાથે
જમીન ઉપર બેસીને રમે કે નહીં એની મને જરાય પરવા નથી.
બિહામણી હસ્તીઓ.
ભાંગી પડતા બ્રિજની પેલી બાજુ ભલે પડ્યા રહેતા એ લોકો
પેલા તારામંડળની વચ્ચે,
મને એ લોકો ત્યાં બોલાવી શકે છે,
મને જરાય પરવા નથી.
હું તો અહીં રહીશ.
રેડિયોની જેમ અંધારામાં
એ લોકોને હું સાંભળી શકીશ.

('કરિસ્ડેલ એલીજીઝ'માંથી - ૧૯૮૭)

## મનોજ રાવલ

### ઊંડા પતાળની માછલી

ઊંડા પતાળની હું માછલી રે લોલ,
આવી ચડી કો'ક દી કિનાર,
રંગ માલમજી લોલ,
હવે નંઈ આવું તારા હાથમાં રે લોલ.

નફા-તોટાનો તું તો નાખુદો રે લોલ,
ભારે હિસાબી હુંશિયાર,
રંગ માલમજી લોલ,
હવે નંઈ આવું તારા હાથમાં રે લોલ.

સોનાની જાળ તારી નંઈ ઝીલે રે લોલ,
મુગતિની ઝંખનાનો માર,
રંગ માલમજી લોલ,
હવે નંઈ આવું તારા હાથમાં રે લોલ.

છીલર જલે જે છકેલા ફરે રે લોલ,
છેલ્લેરા એને જુહાર
રંગ માલમજી લોલ,
હવે નંઈ આવું તારા હાથમાં રે લોલ.

મકરન્દ દવે

આપણે ત્યાં મોટે ભાગે સાહિત્યનાં અન્ય સ્વરૂપો કે, કવિતાના આસ્વાદમાં વિદેશી પરિભાષામાં ખ્યાલ આપવામાં આવ્યો હોય તેવા માપદંડનો વિનિયોગ થતો અનુભવાય છે. અલબત્ત એનો નિષેધ નથી. પરન્તુ કેટલીક વેળા એ પ્રકારની સાહિત્યિક સંસ્થા કે આસ્વાદનનાં મૂલ્ય-માપદંડ આગંતુક લાગી જાય એવું બને. કારણ,શુદ્ધ ભારતીય કે અહીંની તળભૂમિ — આબોહવામાં જ પ્રગટેલ કવિકર્મમાં જે વસ્તુ — વાત આરોપિત કરવામાં આવે તે કેટલીક વેળા કવિને અભિપ્રેત જ ન હોય.

જોકે કવિને અભિપ્રેત હોય તેવા ખ્યાલ એ વળી આસ્વાદનનો નહીં સંશોધનનો વિષય છે. આવી બધી બાબતોની વાતનો ફલિતાર્થ એ જ કે, પ્રસ્તુત રચના પાશ્ચાત્ય પરિભાષા કે પરિવેશમાં નહીં પરન્તુ એકાદ અંશ ભારતીય રીતે તપાસી શકાય કે કેમ ? ગીત-રચનાના આસ્વાદમાં આ અભિગમ કેવોક સહાયક નીવડે તેનો અલ્પતમ પ્રયત્ન — આશય છે.

આ રચનામાં 'મન' વિશે વાત થઈ હોય તેમ લાગે છે.

આપણા જાણીતા કાવ્યવિવેચક શ્રી સુરેશ દલાલ આ રચનાનો ઉલ્લેખ 'કવિશ્રી મકરન્દનો ભૌતિકતા પ્રત્યેનો અણગમો વ્યક્ત કરવા' માટે જે થોડાંક ઉદાહરણો આપે છે તે લેખે — પેટે આ કવિતાની પંક્તિ મૂકી કરે છે. પરન્તુ કવિચિત્ત અને કવિતા એમ ચોક્કસ ખાનામાં ગોઠવાઈ જતાં હોત તો બાકીનું કામ ઘણું સહેલું રહે... કાવ્ય-પ્રપંચનો મહિમા પણ ન હોય.

ખેર, આપણે આગળ આ રચના 'મન'વિષયક કહી, એટલે આપણે મનોવિજ્ઞાન, તેના અનુસંધાને ફ્રૉઇડ, યુંગ, વ.ના હાથવગા કે ઉછીનાં ઓજારોનો ઈસ્તમાલ કરવો પડે. પરન્તુ સદ્ભાગ્યે ભારતીય કાવ્યધારા ફ્રૉઇડ-યુંગના જન્મ પહેલાંની છે. મધ્યકાલીન કવિતાપ્રવાહ નજીકનો ગણાય. તેમાં ભક્તિ, જ્ઞાન અને યોગ-માર્ગની ભિન્ન ભિન્ન પ્રવાહોવાળી ધારા છે.

આ રચનાનું કાઠું ભક્તિ-જ્ઞાનના બદલે યોગમાર્ગની વધારે નજીકનું લાગે છે. યોગમૂલક દૃષ્ટિકોણથી મૂલવતાં આ કવિતા વધારે ક્ષમતાવાન લાગવા સંભવ છે.

યોગની વાત આવે તો સાથોસાથ 'નાથ'નું સ્મરણ પણ થાય જ. અને નાથની વાત આવે તો તે પરંપરા સાથે ગોરખનો અનુબંધ જાણીતો જ છે. પછી તો સમગ્ર સૃષ્ટિ પ્રતીકાત્મક, માયાવી, સંકુલ, રહસ્યમય પ્રદેશ ભણી દોરી જતી લાગવા માંડે. ભલેને પછી તે કાવ્યની સૃષ્ટિ હોય ! !

ફ્રૉઇડ-યુંગ અને વિવિધ પ્રકારના વાદ આપનારા કરતાં પણ જટિલ, ગૂંચવાડાભરી આ સૃષ્ટિ છે તેમ માની તેનાથી દૂર જ રહેનારાને કાફકા, કામ્યૂ, મિશેલ ફૂકોની

વાતો - દૃષ્ટાંત ફાવે છે. પરન્તુ આ નાથ - સિદ્ધો, તથા તે માર્ગના સાધકોની સાધનાસૃષ્ટિ ત્યાજ્ય કે અજાયબ માનવાની જરૂર નથી.

પ્રસ્તુત ગીત-રચનામાં બહિર રીતે તો 'માછલી'ની વાત છે. પરન્તુ આ માછલી તે મીન. અને નાથપરંપરાના મત્સ્યેન્દ્રનાથ. આ મીનનું પ્રતીક એ મન માટે પ્રયોજાતું. કારણ જેમ મત્સ્ય સામા પ્રવાહે જલમાં તરી શકે તેમ મનની ગતિ પણ હોય છે. તેથી યોગમાર્ગમાં મનને મીન સાથે સરખાવાય છે તે માન્યતા જાણી લેવાથી આ ગીત-રચનાનું સમગ્ર કલેવર બદલાઈ જતું લાગશે. આપણી કબીર-ગોરખની કાવ્યસૃષ્ટિમાં ઊલટશ્વાસ - બાંસ - ગતિની વાતો અવાર-નવાર આવે છે તે આ મનના સન્દર્ભમાં જ.

આ રચનાની પૂર્વભૂમિકા બાદ પ્રસ્તુત રચનાને યોગસાધના દરમ્યાનની સાધકની અવસ્થા — સ્થિતિ વેળાનું એક બયાન માત્ર ગણીએ (તોપણ ગીત તરીકેનું મહત્ત્વ ઘટતું નથી.) તો અહીં એ અનુભવનું અનુભૂતિમાં રૂપાંતર કાવ્યાત્મક રીતે કરવાનો પયત્ન છે.

મધ્યકાળમાં લખાતું તેમ એ ભાવવિશ્વમાં અત્યારે કોઈ લખવાની કોશિશ કરે છે ત્યારે તેમાં કૃતકતા, ગતાનુ-ગતિકતા, કાવ્યાત્મક પદાવલિઓનો અભાવ, વ. શબ્દકલાને કુંઠિત કરનારાં પરિબળો જ દેખાતાં હોય છે. ક્વચિત્ નવી સાહિત્યિક વિભાવના પામવાના વ્યામોહમાં, ઉપર કહેલાં તત્ત્વોથી બચેલી કવિતા-રચના ઉપેક્ષા પામે છે.

સદ્ભાગ્યે કવિશ્રી મકરન્દ દવે આ ગીતરચનામાં બધાં વિઘ્નો હઠાવી કવિતાધરમી, મરમી અને કરમી રહે છે. અત્રે ભારતીય મતનું તાણીતૂશીને સ્થાપન કરવાનો ઇરાદો નથી. છતાં જે બાબતો ગીતમાં દેખાઈ આવે છે તેને જ ઉપરછલ્લી નજરે જોઈશું.

પ્રથમ શીર્ષક ધ્યાન ખેંચે છે. 'ઊંડા પતાળ'ને લોકબોલીનો શબ્દ કહી દેવાથી કામ પૂરું થાય છે ? કવિશ્રી મકરન્દ દવે પાતાળ શબ્દ જ્ઞાત કે અજ્ઞાત રીતે કેમ પયોજતા નથી ? કારણ છે. કવિ સાધકનું ચિત્ત દર્શાવે છે. પણ આ ચિત્ત આધુનિક એલિએનેશન અનુભવનાર નથી. સમૂહચેતના સાથે સંપૃક્ત છે. તે પતાળ શબ્દથી અભિપ્રેત છે. પતાળ શબ્દની ભીતરી અર્થચ્છાયાઓનો વ્યાપ પણ ઓછો નથી.

મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારનાં ભીતરી પ્રકારાન્તરોની બાબતો એ એક અલગ અભ્યાસનો વિષય છે છતાં કિનારે આવેલા મત્સ્યનું માલમજીને સંબોધન, સોનાની જાળ, મુગતિની ઝંખનાનો માર, હવે હાથમાં નંઈ આવું તેવી તેની વાત, જો ઉપદેશાત્મક રીતે કહેવાણી હોત તો આપણે અહીં સુધી આવવું જ ન પડત. પરન્તુ 'છીલર જલે જે છકેલા ફરે રે લોલ; છેલ્લેરા એને જુહાર'ની વર્ણસગાઈથી નિપજતી રવાનુકારિતા, જે છીલર જલમાં શબ્દ દ્વારા એ જલ-ધ્વનિ નિષ્પન્ન થતો હોય તેવું લાગે છે. (આવું કાલિદાસે ગંગાને 'શીર્ણ-વિશીર્ણ' જલપ્રવાહ અનુસંધાને પ્રયોજેલું, જે સાર્થક હતું.) શબ્દ દ્વારા પ્રવાહ-પ્રકાર દર્શાવનારું કવિકર્મ અભિનંદના પાત્ર છે.

કવિતાનો આસ્વાદ એ કોષ્ટક રચવા-ઉકેલવા કે કોયડાની રમત નથી. છતાં પાશ્ચાત્ય નહીં તો ભારતીય પરિભાષાના શોખીનો ખાનાં ગોઠવવા માટે આગ્રહ કરશે જ.

જેમ કે, આ 'ઊંડું પતાળ' એટલે શું ? 'છીલર જલ'નો અર્થ કહો. આ કાવ્યમાં કયો રસ છે ? ગીતમાં કલ્પન, અલંકાર, ગુણ કયા ? ધ્વનિ કઈ રીતે પમાય છે ? 'રે લોલ' ગીતને સાધક છે કે બાધક ?

ત્યારે વળી પાછું બ્રહ્માનંદ સહોદર, સ્વાન્ત સુખાયના હવાલા આપી અટકવું પડે છે....

આ પ્રકારના રચનાકારના હેતુમાં કવિતા ઉપ-પેદાશ હોવાનું આળ ચડાવાય તો કહેવાતા કવિતાપ્રેમીએ માઠું લગાડવાની જરૂર નથી. કારણ આજે તો કવિતાની પણ કેટલીય ઉપ-પેદાશ છે.

મૂળ આનંદ છે કવિતાનો. આપણા એક કવિતામર્મજ્ઞે વાતવાતમાં કહ્યું હતું કે, 'સૌન્દર્ય તો ગુલાબના ફૂલમાં પણ હોય અને આકડાના ફૂલમાં પણ હોય. પરન્તુ મૂલ્યમાં ફરક હોઈ શકે.'

આપણું મૂલ્ય-આરોપણ કરનારું માનસ પછી સૌન્દર્યની વાત ભૂલી જાય છે. 'ઊંડા પતાળની માછલી'નું કવિતામૂલ્ય પામવું છે કે સૌન્દર્ય ? તે જે-તે ભાવકના હાથની વાત છે.

## *નાભિમાં ધમધમતાં લયનાં ધમસાણ*

**(સંજુ વાળાની કવિતા : 'કંઈક કશુંક અથવા તો' સંગ્રહ વિશે)**

**ડૉ. શૈલેશ ટેવાણી**

આઠમા દાયકાના ઉત્તરાર્ધથી અને નવમા દાયકાના આરંભે જેમણે કાવ્યપ્રવૃત્તિ શરૂ કરી તેવા કેટલાક કવિઓ હવે સ્થિર થતા જાય છે. કેટલાકનો ચહેરો સ્પષ્ટ કળાય છે. કેટલાકને મિત્રો-વિવેચકો-આસ્વાદકોનો લાભ મળ્યો છે. આવા લોકોનું ગાંધિયાણું બરાબર ચાલે છે. હજુ ઝીણા સંભળાતાં છતાં ચોક્કસ તાલ-લયવાળા કવિઓ આપણી 'મિત્રમંડળી સામયિકી'માં પોતાનું સ્થાન જમાવી શક્યા નથી. 'સૌ સૌનું નસીબ' એમ કહીને સ્થિતિ સ્વીકારી લેવા જેવી નથી, નથી મીંઢું મૌન ધારી રાખવું.. એટલે જ આ પહેલાં શ્રી નવનીત ઉપાધ્યાયની કવિતાના પ્રકટપણે વર્તાયા તેવા શુભ સંકેતોની વાત કરી હતી. આજે વાત કરવી છે સંજુ વાળાની.

સંજુ વાળાએ પોતાનો 'રસ્તો' અને 'ઓળખ' નક્કી કરી લીધાં છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કંઈ કશુંક અથવા તો......'૯૦ના એપ્રિલનું પ્રકાશન છે. શ્રી સંજુ વાળાને સ્વાભાવિક જ આ પ્રવાહના પ્રવહમાન સ્વરૂપ 'ગીત' સાથેની અભિવ્યક્તિ જચે છે. એ સ્વરૂપ એમના કોઠાનું પણ છે. કદાચ, 'ગીત સંજુની નોળવેલ' બને તો એ એમની જ 'ગીત કવિતા' બની રહે એવી એમની સ્વકીય મુદ્રા આ ગીતોમાં વરતાય પણ છે. જોઈએ આ ગીત કવિતાનો ચહેરો :

સ્થૂળ વિષયોમાં મનના વિસ્મયકારી અનુભવો અને ક્વચિત્ અધ્યાત્મની ઝલક ઝાંખી શકાય તેવાં સંયોજનો જુઓ પ્રારંભનાં તદ્દન ભિન્ન ત્રણ ગીતોમાં —

પરભવમાં પેઠું રે —

*સુખ તમાકુ ચાવ્યાંનું કાંઈ રગરગ વહેતું રે*

*

*ખરી જતું ખરબચડું ખારું ભાન છલાંગો મારી*
*રડ્યાખડ્યા રાજીપે આવી ભરચક્ક પોઠ ઉતારી*

*

*ઘેન ધમકતી ઘૂઘરીઓનું ચડતું રાતું રાતું*

'તમાકુ ચાવ્યા'ના 'રગરગ' વહેતા સુખ સાથે 'ધમકતી ઘૂઘરીઓ'ના સુખનો રંગ 'રાતું રાતું' કહી છેલ્લી પંક્તિમાં પૂરા ગીતની સાંકળ બાંધી દીધી છે. 'રડ્યા-ખડ્યા' રાજીપેમાં પણ આ ભાવને બેવડાવવા-દઢવવાનો કવિનુસખો પામી શકાય છે. પ્રથમ પંક્તિ જ કેટલા ઇન્દ્રિયાનુરાગી ભાવો લઈ આવે છે ?

*ખરી જતું / ખરબચડું / ખારું*

અહીં દૃશ્યની ઉત્તમોત્તમ ક્ષણ ઝડપાઈ છે તે આપણી કવિતામાં 'રે'ર' કહેવાય તેવી સ્થિતિ છે : જુઓ,

*'ભાન છલાંગો મારી'* —

'બોલ સો મણની શિલા' કેવળ સંવેદન વ્યાપારોની લીલાનું બયાન છે છતાં એક જોરદાર ઉત્પ્રેક્ષા મળે છે. વિત્તવાન કોઈ પણ કવિને સ્વાનુભૂત લાગે તેવી ઉત્પ્રેક્ષા :

*નાભિમાં ધમધમતાં*
*લયનાં ધમસાણ જાણે*

*(પૃ. આઠ)*

જ્ઞાનને અખાની દૃષ્ટિએ નહીં, જ્ઞાનને ચલિષ્ણુ - ચક્ષુગમ્ય સજીવ... ઊડતું — ફરફરતું આલેખ્યું 'એક ઝાલું ત્યાં' — કવિતામાં —

*જ્ઞાન કબૂતર - જ્ઞાન કવિતા*
*જ્ઞાન ચોર્યાસી માળનું હો મકાન*

આ જ રચનામાં બે ક્રિયા જુઓ : 'રાગ લપેટું' - 'રાગ વછોડું' આ બંને શબ્દોમાં લપેટું તો કદાચ સૌ માટે સહજ પણ 'વછોડું' તો સૌરાષ્ટ્રીય સંયોજન. કેવી સહજ રીતે એ શબ્દ બેસી ગયો છે આ રચનામાં ? આ સિક્વન્સમાં જુદી જ ભાત પાડતું 'થાંભલી' કાવ્ય જુઓ :

*બારસાખ બોલે એ વાત બધી કેસરની દાબડીમાં*
*હેમખેમ રહેતી પણ*
*થાંભલીનું બોલ્યું ગૌધૂલિ —*

અહીં આમ જુઓ તો પરંપરિત સંજ્ઞાઓ અને વસ્તુનિર્દેશો છે છતાં 'બોલ્યું' કહેતાં જે સજીવતા પમાય છે તે 'ગૌધૂલિ'માં એક નીખરતી સાંજનું દશ્ય ઉઘાડી આપે છે.

'વેંત એકનો છોડ' - 'પાંદડાં હમચી ખૂંદે' કહીને પાંદડાંને કેવી દશ્ય પદાવલિ આપી દીધી છે ? ખૂંદવામાં જે પાંદડાં — ડાળીની ઉચ્ચાવચ્ચ સ્થિતિ છે અને વારંવારિતા છે તે સ્પષ્ટ ગોચર થાય છે. 'તડકા' વિશે અનેક પ્રતિરૂપો અને કલ્પનો આપણી કવિતામાં હવે મળે છે. ક્યારેક એ લાભશંકરીય છાયા લઈને અન્ય કવિઓમાં બેવડાયા કરે છે. પરંતુ અહીં પરિણામ જુદું જ છે : 'થડકારો મૂકીને ઝીલ્યો પાંચીકાને બદલે કાચો તડકો'. પાંચીકાની રમત રમનારના કૂણા હાથ-હથેળી, રમતનો સમયનિર્દેશ અને ઝિલાતા તડકાની હળવી હૂંફ અને ગમતીલી વર્ષા 'પાંચીકા' સાથે 'કાચા'માં સંગોપાય છે. આ 'અસંમજસનું ગીત' કૃતિમાં 'સીમ ભરીને કોઈ ચચરાટ' લાવ્યું છે એવા ઉપાડ સાથે સૌરાષ્ટ્રીય સંયોજનો, ઉપાડ અને લહેકા કેવાં ભળે છે ? કહે છે : 'આલ્લાં લીલ્લાં પાથરણેથી' ગીતની મજા અંતિમ પંક્તિમાં છે,

*આઘા ડૂબે... ઓરા ડૂબે*
*ધોધમાર હેલ્લારા ડૂબે*
*ફીણ ફીણ થઈ ફેલે રે ચચરાટ.*

સીમભરીને આવેલો ચચરાટ 'ફીણ ફીણ' થઈ ફેલે એ પહેલાં જળની આવનજાવન, ભરતીઓટ જેવી અનુભૂતિમાં 'હેલ્લારા ડૂબે'નો શ્રવણમૂલક તીવ્ર ઇન્દ્રિયાનુભવ ભળ્યો છે. 'હેલ્લારા' લઈને, 'ઓ....ઈ' કે 'હઈસો' લઈને ઘણી ગીત-રચનાઓ થયા કરે છે. પરંતુ, તેનું આવું પરિણામ કે 'અર્થ' અન્યત્ર જોવા મળતાં નથી. 'કેસર ભીની હથેળીમાં', 'પરોઢિયાનો વીંછી' કે 'એવાં થડકે રે....' જેવાં ગીતો બોલચાલની પદસંરચનામાં નાગરી શબ્દાર્થો ઘૂસી જવાથી સાદ્યંત આસ્વાદ્ય નીવડતાં નથી. છતાં, 'ઓળઘોળ ઢહોળાતાં કારણ'માં 'ખરબચડાં સ્પંદનમાં છળી ઊઠી છાતીને ઝરમરતો આસપાસ શ્રાવણ' જેવી જોરૂકી કલ્પનાયોજના મળે છે. 'ઝરમરતો આરપાર શ્રાવણ' સ્પંદનની હળવી-નાજુક ગતિવિધિનો ચિત્રિત 'ગ્રાફ' બની રહે છે !! 'હું'ના અનુભવોથી રસાઈને આવતી કોઈ પણ ગીતરચના જ્યારે ખરા અનુભવ અને કાવ્યબીજથી પ્રસ્ફુટે છે ત્યારે હૃદયભાવી રચના રૂપે સામે આવે છે. સંજુ વાળાનાં ભીતરી સરવાણ એવાં સાચુકલાં છે કે આવી સહજ, સરળ પંક્તિઓમાં અર્થસભર પદાવલિઓ આવી મળે છે સહજ - જુઓ,

*મારામાંથી છટકીને તું*
*મને પરાયો ગણે*

*(મારામાંથી છટકીને)*

*

*છળ તરંગો છળની ઘટના છળવત્ માણી મજા*

*(મારામાંથી છટકીને)*

*

*આછી પીળી' ને આછી લીલી*
*બળતરા ચામડીનું તળ ફોડી ઉપસેલી ખીલી....*

*(ચામડીનું તળ ફોડી)*

*

*આપણે તો મોજાં ને પરપોટા ! કોણ ? કેવા ?*
*પૂરા-અધૂરાનું ભાન શું ?*

*(દરિયાઈ સ્પર્શ)*

*

*ઈંચટૂટમાં વ્હેંચી દઈને કોણ મને આ માપે*
*જળની માફક વહી જવાનો શ્રાપ મને કોઈ આપે.*

'એક અકળામણનું ગીત'માં ઉપરોક્ત અકળામણ કેવી તાતી પ્રકટી છે ? 'વહી જવાનું સુખ' નથી, 'વહી જવું' એટલે છોડતાં પણ કેટકેટલું જવું ? કાંઠે કેટલું મૂકતા જવું ? હ્રસ્વ પણ થતાં જવું. એટલે 'વહી જવાનો શ્રાપ' મને જ નહીં 'જળને પણ' છે ને ? અહીં એક બળૂકી રૂપકાવલિ મળે છે જેમાં દશ્ય-સ્પર્શેન્દ્રિ ઘ્રાણેન્દ્રિય સંતર્પાય છે... એક જ કંડિકામાં આટલું કથન ?

*હાથ હવાનાં પાથરણાં ને*
*બાથ ભરીને સૂંઘે*

અને —

*રજકણ થઈને ઊડી ગયેલી આંખ રઝળતી ઝાંપે*

જ્યારે કોઈ કવિની શક્તિઓને પ્રમાણવા-પિછાણવાનો ઉપક્રમ હોય ત્યારે તેને કેવળ પ્રશંસાની નજરે જ જોઈએ છીએ તેવો અર્થ કરવો કે તેમ માનવુંય વિસ્મયના પોતીકા વિશ્વનો છેદ ઉડાડવા જેવું છે. એટલે જ હવે 'સંજુ'ની (મિત્રોમાં પ્રિય સંબોધન) ગીતરૂપે ગીતાભાસી રચનાઓને ઝાંખીએ :

છેલબટાઉ કુંજમનનું ગીત, અપરિમેય સ્થિતિ, બિલોરી રંગની અનુભૂતિ, (અંતિમ પંક્તિને બાદ કરતાં) સખીરી - ૧, બોરપુરાણ - જેવી ઘણીબધી રચનાઓ શક્યતાવાળી છતાં કેવળ સંજુની નહીં તેવી તેમ જ સાદ્યંત આસ્વાદ્ય નહીં નીવડતી છે. ક્યાંક તત્સમ શબ્દ ગીતની કોઠાસહજ પ્રવાહિતા ઓળંગી જાય છે. ક્યારેક ખીચડીમાં આવતી ઘીની સોડમને સ્થાને પેક કરેલા સરસ મજાનાં લેબલવાળી વેફર પીરસાઈ જાય છે. કવિમાત્ર માટે રચનાની અધિરપ ત્યાગીને પોતાના સ્ફુરણને કાંઠે બેસી પામવું - પ્રમાણવું - ઓળખવું અતિ આવશ્યક !!

'સખીરી — ૧'માં 'ભાગગત્ આ અક્ષરિયત્' જેવાં ઇન્ટ્રોડક્ટરી તત્ સમ્મયી યુગ્મ, 'સખીરી — ૪'માં 'પરદેશી બાવળનો લીલોકચ્ ફાલ' કહેવામાં ખૂચી જતું 'લીલોકચ્'; 'ધારણાનાં બંધાયેલ તોરણ રે લીલ્લેરાં'માં લયને ખેંચી 'રે' દ્વારા સધાતો પંક્તિઅંત 'સખીરી — ૫'માં, 'સખીરી—૬' — 'મર્માલયના ખર્યા કાંગરા, દર્ભદશાવત્ ડોલ્યા રે દિક્પાળ હવે તું ઝાલ્ય આંગળી' જેવી પંક્તિની મુખરતા, અસહજતા, અગેયતા અને ન—અનિવાર્યતા સંજુના રચનાકર્મ સામે આપણી ફરિયાદો રૂપે પણ છે. છતાં, આ 'સખીરી'શ્રેણીમાં — 'સખીરી, તમે અમારા કલમજાયા શબ્દ અડોઅડ પથરાયેલું ધામ આપું ઋત દિશાને નક્ષત્રોનાં નામ' જેવી અર્થસભર પંક્તિ સાંપડે છે. અહીં 'કલમજાયા' પ્રયોગ ધ્યાનાકર્ષક છે.

ગઝલરચનાઓમાં એમની ગીતરચનાઓના પ્રમાણમાં સંજુ વાળા નિખર્યા નથી. રવાનુકારી, ઝાકમઝાળ પદાવલિ સમેત, અવનવા રદીફથી આવૃત્ત, કલ્પનાની તાજગીથી સભર છતાં ગઝલ ન વેઠી શકે તેવી શબ્દગ્રથનકળા અને ગઝલ ન ખેંચી શકે તેવી પંક્તિયોજનાને કારણે એમની ગઝલ ચોટ-ધ્વનિ અને પૂરી ગઝલિયત ચૂકી જાય છે. 'બળવાખોર તણખો'ની પ્રલંબિતા, 'નખ વધેરી'માં 'અક્ષૌહિણી' અને 'દર્ભવીરો' જેવા નિર્દેશો અને સંબોધનો, પછીત પહેરીને રચનામાં 'કલિંગ પહેરીને' જેવા નવતાગંધી ગઝલઅંત્યો કઠે છે. 'દિશાન્ધાતા' શીર્ષક જ રચના પ્રતિ આગળ વધતાં રોકે કદાચ. તો 'વીંધે હજુય તે'માં છે તેવી સરલતા કૃતિને સંગ્રહમાં સ્થાન ન આપીને સંકોરી લેવાઈ હોત. છતાં, ગઝલરચનામાં ઓછું કામ પાડતા આ કવિએ કેટલાક સ્પર્શી જાય તેવા શેઅર આપ્યા છે :

*સૌથી અલગ રીતે અહિંસક થઈ જવું સ્વીકારીએ*
*(તો) રોજ ઊઠીને વધેલા નખ વધેરી નાખવા.*

*

*માટીપગા આકાર 'ને ચહેરા જુઓ તો રાખના,*
*વિશેષ એથી કોઈ પણ ના હો પરિચય આપણો.*
*(દિગ્વિજય)*

*

*દિવસોથી એક દૂરતા આવી વસી છે ઊંબરે*
*એવું બને કે એ હવે આકંઠ આવી ઊછરે*
*(ઊંડાણ કોણ ખોતરે ?)*

*

*ખાલી ખખડતા હાથ લઈ*
*ચોફેર શું ઉછાળીએ ?*
*(ફરી વિચારીએ)*

*

*આ મધપૂડા અવાજના*
*ઝંજેડીએ - ઉજેડીએ*
*(ડાઘ લાગે ડેલીએ)*

*

*મુઠ્ઠી ભરીને દશ્ય એક લાવ્યો છું ત્યારથી*
*નર્વસ રહે છે નભ-દિશાઓ લાગતી સજળ*
*બારી બહાર બૂમ મારા નામની ઊઠે*
*ને ઓરડામાં હું મને લાગું ઝળળ ઝળળ*
*(લાગું ઝળળ ઝળળ)*

*

*છે એક હાથ ચરમાં બીજો ખોળતો અચર*
*અકબંધ તથ્યના ચરુ બિલકુલ નજીક છે.*
*(તથ્યના ચરુ)*

શક્યતાવાળા કોઈ કવિ વિશે નિરાંતે વાત કરવા બેસીએ ત્યારે અનધિકાર આગાહીઓ થવા માંડે, નિંદામણ પણ થાય; નિંદાય થઈ જાય. કૃતિ ખચીત વિશ્વથી અદકી વાતોય આવી જાય એટલે આ બધા સંભવોથી બચીને કશુંક સારવવું જ હોય તો 'પાકું પૂઠું, સુઘડ મુદ્રણ' જેવી પ્રસ્તાવનાશાળી કલમ પ્રમાણે નહીં તો એટલું જરૂર કહીશું કે સંજુમાં ભાષા છે, બોલીનો સહજ પ્રસવ છે. કવિતાનાં નૂતન પ્રભવસ્થાનો પર દૃષ્ટિ અને તેને અપેક્ષિત ગુંજાશ છે. છતાં, વધુ પડતી ભાષાભભક, અકારણ શબ્દ-લય, ઝડઝમક, નવું કહેવા જતાં નરવાઈ ખોઈ બેસવાનો ઝળૂંબતો ભય, શીર્ષકની નૂતનતા છતાં અસાહજિકતા, રચના પૂરી કરવાની ઉતાવળ, અસંપ્રજ્ઞાતપણે આવી વસતાં તત્સમભાવી શબ્દો-પદોને અળગાં કરવાની સભાનતાનો અભાવ વગેરે વગેરે ઘણુંય અકળાવે છે. એક લીટીમાં તોય કહી જ દેવું પડે તેમ છે કે એક સોરઠી તાકાતવાળા કવિનો આ પ્રથમ સંગ્રહ 'નાભિમાં ધમધમતાં લયનાં ધમસાણ'ની પ્રતીતિ આપી રહે છે.

### ❖ ક્ષમાપના ❖

ગતાંકમાં શ્રી ચન્દ્રકાન્ત શાહનું કાવ્ય સરતચૂકથી પ્રકટ થઈ ગયું છે, જેમાં વપરાયેલી કેટલીક શબ્દાવલી રુચિભંગ સમી લાગે છે તે બદલ અમે દિલગીર છીએ.

— તંત્રી

## મેરે પિયા !

મેરે પિયા, મૈં કછુ નહીં જાનું,
મૈં તો ચુપચુપ ચાહ રહી :
મેરે પિયા૦

મેરે પિયા, તુમ કિતને સુહાવન !
તુમ બરસો જિમ મેહા સાવન.
મૈં તો ચુપચુપ નાહ રહી :
મેરે પિયા૦

મેરે પિયા, તુમ અમર સુહાગી,
તુમ પાયે મૈં બહુ બડભાગી :
મૈં તો પલપલ બ્યાહ રહી :
મેરે પિયા૦

સુન્દરમ્



